# વિષય પરિચય



## —: લેખકોને વિજ્ઞપ્તિ :—

૧ લેખક મહાશયોએ પોતાના લેખો કાગળની એક બાજુ સહીથી સારા અક્ષરે લખી મોકલવા.

૨ દરેક લેખક મહાશય પોતાનો લેખ દર મહીનાની વદી પાંચમ પહેલાં મોકલી આપે.

૩ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક મન્તવ્યથી ભિન્ન લેખ ન આવવો જોઇએ.

૪ સાદી સરળ ભાષામાં દલી[illegible]રસ્સર લેખો લખવા.

૫ લેખો પાછા મોકલવા [illegible] જવાબદાર નથી.

તંત્રી

છાપનાર.-કાન્તિલાલ વાડીલાલ પરીખ, અમદાવાદ પાનકોર નાકા સર્વ પ્રકાશ પ્રી. પ્રેસ

णमो त्थुणं भगवओ महावीरस्स

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પત્રિકા ૧


વીર સંવત ૨૪૬૧ વિક્રમ સંવત ૧૯૯૧

શ્રાવણ માસ


जयइ जगजीवजोणी, वियाणओ जगगुरू जगाणंदो

जगणाहो जगबंधू, जयइ जगप्पियामहो भयवं ॥१॥

जयइ सुआणं पभवो, तित्थयराणं अपच्छिमो जयइ

जयइ गुरू लोगाणं, जयइ महप्पा महावीरो ॥२॥

निव्वुइपहसासणयं, जयइ सया सव्वभावदेसणयं

कुसमयनासणयं, जिणिंदवरवीरसासणय ॥३॥

# પ્રાક્ કથન

એકવાર એ સમય હતો કે ભારતમાં અને ભારત બહાર જૈનધર્મની વિજય પતાકા ફરકતી હતી. તેના પૂનિત સિદ્ધાંતોનો ડિંડિંનાદ ભારતના ખૂણેખૂણામાં સંભળાતો. જૈનધર્મના મહાન્ આચાર્યો ભૂતલમાં ઉઘાડે માથે અને ખૂલ્લે પગે વિચરી જૈનધર્મના સનાતન સત્ય સિદ્ધાંતોનો પ્રચાર કરી રહ્યા હતા. એવો એક પણ દેશ કે પ્રાંત, શહેર કે નગર બાકી ન હતું કે જ્યાં જીનવાણીની મેઘગર્જનાઓ ન ગાજતી હોય. જૈનધર્મના અનુયાયીઓ—ઉપાસકો લાખો બલ્કે કરોડોની સંખ્યામાં વિદ્યમાન હતા. તેનાં પવિત્ર તીર્થધામો અને ધર્મસ્થાનોની—ગગનચૂમ્બી ભવ્ય મંદિરોની વિજય પતાકા સ્થાને સ્થાને ગૌરવપૂર્વક ઉંચે ઉંચે આકાશમાં ઉડતી હતી. ભારતનાં દરેક દર્શનોમાં જૈનદર્શન મૂખ્ય ગણાતું. જૈનધર્મ ભારતનો સર્વશ્રેષ્ઠ ધર્મ ગણાતો આવું ઉચ્ચ સ્થાન જૈનદર્શનનું હતું એનું મૂખ્ય કારણ એ હતું કે તેના ઉદાર, ગંભીર અને સુચારૂ સત્ય સિદ્ધાંતોનો સુચારૂ રીતવડે પ્રચાર કરનાર મહાન્ જૈનાચાર્યો હતા. તેમના હૃદયમાં ધર્મની સાચી શુદ્ધભાવના, શુદ્ધ ધર્મ પ્રચારની ધગશ અને નિસ્વાર્થ ભાવે જગત્ કલ્યાણની જીવંત જ્યોતિ પ્રગટેલી હતી; જેના પ્રતાપે આફતના અંધકારને હડસેલી તેઓ જૈનધર્મનો વિજય ઝંડો ફરકાવવામાં સફલ થયા હતા. રાજામહારાજાઓથી લઇને ગરીબની ઝુંપડી સુધી જીન વાણીનો પ્રચાર તેઓ સફલ રીતે કરી શકયા હતા. **શિવમસ્તુ સર્વ જગતઃ અને મિત્તીમે સવ્વભૂએસુ**ના મહાન્ ઉદાર સિદ્ધાંતોનો પ્રચાર કરવા પૂર્વક જીનવાણીનું અમૃત વર્ષાવી રહ્યા હતા. જગત્ તૃષાતુર બની એ સિદ્ધાંતોનું પાન કરી આત્મકલ્યાણની સાધના કરી રહ્યું હતું. અને એ ઉદાર સિદ્ધાંતોના પ્રતાપે જ જીનશાસન સદાય જયવંતુ છે. **અમર હો અમર હો એ ત્રિકાલાબાધિત અવિચ્છન્ન શ્રીવીતરાગશાસન.**

## મુનિ સંમેલન

પરન્તુ સંસાર પરિવર્તનશીલ છે. પરિવર્તન એ તેનો અનાદિ સ્વભાવ છે. આજે જગત્માં પરિવર્તનનાં પ્રબલ આંદોલનો પ્રગટી રહ્યાં છે. તો તેનાથી

જૈનધર્મના અનુયાયીઓ કેમ વંચિત રહે.

વીરનીર્વાણ સંવત્ ૯૮૦ માં સિદ્ધાચલજીની પવિત્ર છાયામાં આવેલા વલ્લભીપુરમાં (વળામાં) મહાત્મા દેવેર્દ્ધિ ગણીક્ષમાશ્રમણે જૈનગામ–જૈનવાઙ્મયને પુસ્તકારૂઢ કર્યું. અને તે વખતે તેમણે મહાન્ શ્રમણ સમ્મેલન કર્યું. ત્યારબાદ પંદરસો વર્ષ પછી હમણાં ભારતની જૈનપુરી રાજનગર (અમદાવાદ) માં મહાન્ શ્રમણ સમ્મેલન મળ્યું અને એ સંમેલને જૈનસંઘને હિતાવહ સુંદર ઠરાવો કર્યા જે ઠરાવો પટ્ટકરૂપે અમદાવાદના નગરશેઠ કસ્તુરભાઈ મણીભાઈએ છપાવીને જાહેર કર્યા છે.

એ મહાન્ મુનિ સંમેલને પોતાના ઠરાવોમાં દશમો ઠરાવ આ પ્રમાણે કર્યો છે.

"ધર્મ ઉપર થતા આક્ષેપોને અંગે"

"આપણા પરમ પવિત્ર પૂજ્યશાસ્ત્રો તથા તીર્થાદિ ઉપર થતા આક્ષેપોના સમાધાનને અગે (૧) આચાર્ય મહારાજ શ્રીમદ્ સાગરાનંદસૂરિજી (૨) આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી (૩) પન્યાસજી મહારાજ શ્રી લાવણ્યવિજયજી (૪) મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી (૫) મુનિરાજ શ્રીદર્શનવિજયજીની મંડળી નીમી છે. તે મંડળીએ તે કાર્ય, નિયમાવલી તૈયાર કરી શરૂ કરવું અને બીજા સર્વ સાધુઓએ એ બાબતમાં યોગ્ય મદદ જરૂર કરવી. તેમજ એ મંડળીને જોઇતી સહાય આપવા શ્રાવકોને પણ પ્રેરણા અને ઉપદેશ આપવો."

અનુક્રમે આ પૂજ્યમુનિમંડળીએ માસિક કાઢવા પ્રેરણા અમને કરી જેથી આ જૈન સત્ય પ્રકાશ માસિક પ્રગટ થાય છે. આ માસિકના ઉદ્દેશો મહાન્ છે. અને આશય ઉદાર છે.

જૈનશાસન ઉપર થતા આક્રમણો અને આક્ષેપોનો બરાબર યુક્તિ, શ્રુતિ, તર્ક, શાસ્ત્ર અને દલીલોથી સજ્જડ જવાબ આપવો. અર્થાત કે જૈનશાસનની પ્રભાવના–વૃદ્ધિ કરવી.

હમણાં લાંબા સમયથી અંબાલાથી દિગંબર જૈનશાસ્ત્રાર્થ સંઘનું મુખ પત્ર **જૈનદર્શન સનાતન સત્ય** જૈન શ્વેતાંબર સંઘ ઉપર, તેના સિદ્ધાંતો ઉપર અને પ્રભાવિક આચાર્ય મહારાજો ઉપર અણઘટતા મિથ્યા આક્ષેપો કરે છે. યદ્યપિ તેમાં લેશ પણ સત્યતા નથી માત્ર મનગઢંત કલ્પનાઓ અને ભ્રમણાત્મક વિચારો રજુ થાય છે. આવીજ રીતે ત્રણે ફિરકાની ઐક્યતાની વાતો કરનાર, ત્રણે ફિરકાના ઐક્યનો દાવો રાખનારા સ્થાનકવાસી જૈન કોન્ફરન્સના મુખપત્ર જૈનપ્રકાશમાં નિંદાત્મક આક્ષેપાત્મક લેખો લખાય છે. તેમજ અસત્ય અને ભ્રમપૂર્ણ સાહિત્ય પણ

તેઓ તરફથી પ્રગટ થાય છે. તેનો આશય જૈનધર્મના મુલતત્ત્વો પૈકીના એક તત્ત્વ શુદ્ધ ચૈત્યવાદ ઉપર પ્રહારો, અને પરમ પ્રભાવીક શાસનપ્રાણ મહાન ધૂરંધર વિદ્વાન્ પરમ ત્યાગમૂર્તિ જૈનાચાર્યોની નિંદા પ્રગટ કરે છે. તોપણ આપણે ખુશી થવા જેવું છે કે આ લેખોના સજ્જડ પ્રતિકાર આપણા મુનિરાજો આપી રહ્યા છે. પરન્તુ અમને એક વાતનું તો અવશ્ય દુઃખ થાય છે કે આ શાંન્ત સ્થાપવાના યુગમાં જૈનસમાજના ત્રણે ફિરકાને એક કરવા મથનાર સજ્જનો આવા આક્ષેપાત્મક નિંદાપૂર્ણ લેખો અને સાહિત્ય પ્રગટ કરે છે. જો કે આમાં નથી જૈનધર્મની સેવા કે નથી સ્વમતની સેવા.

આવીજ રીતે આર્યસમાજીસ્ટો બૌદ્ધો અને બીજા સમાજો તરફથી પણ સમયે સમયે પોતાના સાહિત્યમાં જૈનધર્મની નિંદા અને આક્ષેપો પ્રગટ થાયછે આ બધાને વ્યવસ્થિત રીતે જવાબ આપવા તેનો પ્રતિકાર કરવા એક સ્વતંત્ર પત્રની અનિવાર્ય આવશ્યકતા હતી અને આ પત્ર તે ખોટ પુરી કરે એ આશયથી આ પત્ર કાઢવામાં આવે છે. આ સિવાય મંડન–વિધાયક પદ્ધતિએ જૈન તત્ત્વજ્ઞાન ઈતિહાસ, પુરાતત્વ, વિજ્ઞાન, જૈનોનું વિદ્વદ્ભોગ્ય મૌલીક વિવિધ સાહિત્ય, સ્યાદ્વાદ અનેકાન્તવાદની મહત્તા અને તેનું ગાંભીર્ય, પ્રાચીન શિલાલેખો, જૈનશાસનના પ્રભાવકો, ધર્મવીરો, દાનવીરો આદિ મહત્વના વિષયોને પણ યથાવકાશે સ્થાન આપવું. આવા લેખો વિદ્વાનો પાસે લખાવરાવીને પણ પ્રગટ કરવા એવી ભાવના છે.

જ્યારે અવિચ્છિન્ન ત્રિકાલાબાધિત શ્રીવીતરાગશાસન ઉપર ચોતરફથી આક્રમણો આક્ષેપો થઈ રહ્યા હોય તે વખતે ઉદાસીન ભાવ રાખવો મૌન રહેવું કે ઉપેક્ષા રાખવી એ કોઇ પણ રીતે હિતાવહ નથી. જૈનશાસનના દરેક અનુરાગીની શ્રીવીતરાગશાસનપ્રત્યે શ્રદ્ધાભાવ પ્રેમભાવ રાખનાર દરેકની સ્પષ્ટ ફરજ છે કે ધર્મ ઉપર આ થતાં આક્રમણો અને આક્ષેપોનો રીતસર જવાબ આપવા કટીબદ્ધ થાય અને **શુભે યથાશકિત યતનીયમ્** એ ન્યાયથી અમે પણ આ કાર્ય ભાર ઉઠાવ્યો છે અને બનતી શક્તિએ કાર્ય કરીશું. એવી નિરંતર ભાવના છે.

આ માસિકપત્રમાં મુખ્યપણે પ્રતિકારના લેખો આવશે અને એ સિવાય અમે આગળ જણાવી ગયા તેમ જૈનશાસનની પ્રભાવના કરનાર સુંદર લેખોને પણ સ્થાન આપીશું.

હવે જૈનસમાજની પણ ફરજ છે કે જૈનધર્મ ઉપર થતાં આક્રમણો તેમજ થતા આક્ષેપો જ્યાં જ્યાં જૂએ અને વાંચે

તેના અમને સમાચાર આપે તેમાં બનતી સહાયતા કરે, અમારા માસિકના ગ્રાહક બને; તેનો વિદ્વાનોમાં જૈનજૈનતરવિદ્વાનોમાં પ્રચાર કરે. અમે અમારાથી બનતી બધી શક્તિથી આ થતા આક્ષેપો અને આક્રમણોના જવાબ આપીશું-અપાવીશું પરન્તુ જેટલે અંશે આ માસિકનો પ્રચાર વધશે તેટલા સત્યનો પ્રકાશ વધુ ફેલાશે. અજ્ઞાનતાથી થયેલા આક્ષેપો દુર થશે, ભ્રમણાત્મક વિચારો ઓછા ફેલાશે મન ગઢંત અને કાલ્પનિક આક્ષેપો પણ ઓછા થશે. જનતા સત્ય સમજી તે સત્ય સ્વીકારવા તત્પર થશે. માટે દરેક પોતાની ફરજ સમજી અમારા કાર્યમાં સહકાર આપે.

અન્તમાં શાસન દેવ પાસે અમારી એ જ યાચના છે-પ્રાર્થના છે કે જૈન ધર્મના સનાતન સત્ય સિદ્ધાંતોના પ્રચારમાં અમને સ્હાયતા કરે; અસત્ય આક્ષેપોના પ્રતિકારનું શુદ્ધ બલ આપે; જગત્‌ના જીવો સનાતન સત્યનું દર્શન પામી આત્મકલ્યાણના પૂનિત પથે વળે એજ શુભેચ્છા.

(તન્ત્રી)



# સંતબાલની વિચારણા
## અને
# મૂર્તિપૂજા વિધાન

લે. આચાર્ય મહારાજ શ્રીમદ્ લબ્ધિસૂરિ મહારાજ

આ જગત્ અનાદિકાળથી કુમતદ્વારા કલંકિત છે. અને તીર્થંની હયાતિમાં સુમતથી પણ અંકિત છે જગતમાં દ્વંદ્વનું સામ્રાજ્ય ચાલ્યું આવે છે. પુણ્ય અને પાપ, સુખ અને દુઃખ, હાસ્ય અને શોક, સંયોગ અને વિયોગ, રાત્રિ અને દિવસની જેમ સુમત અને કુમત પણ અનાદિથી જારી છે સુમતની બલિહારી છે અને કુમતની ગતિ ન્યારી છે.

મોહથી થતા કુમતિઓના અભિનયો મોહીઓને મન વ્હાલા છે. અને સાચા ધર્મના પ્રચારોથી તે હંમેશાં નિરાળા છે વીતરાગના શાસનમાં વીતરાગની મૂર્તિનું બહુમાન વિક્રમની પંદરમી શતાબ્દિ સુધી અખંડપણે વહી રહ્યું હતું ત્યાં સોલમી સદીમાં તેનો વિરોધ "લોકાશાહે" શરૂ કર્યો.

લીમડી રાજ્યના અધિકારીની મદદથી તે રાજ્યમાં તેણે પ્રથમ મૂર્તિના વિરોધની શરૂઆત કરી. ને ત્યારથી મૂર્તિ પૂજાનો લોપ કરવાના વિચાર અને પ્રચારથી તેઓ લુંપકના નામથી પ્રસિદ્ધ થયા. ત્યારપછી સત્તરસો નવમાં લવજી નામનો સાધુ થયો. અને તેણે ઢુંઢક મત કાઢી તે વાતનો જોર શોરથી પ્રચાર શરૂ કરી દીધો, તે વખતે શુદ્ધ સાધુઓની અલ્પ સંખ્યા હોવાથી જ્યાં જ્યાં તેમનો અભાવ રહ્યો ત્યાં ત્યાં ધીરે ધીરે અજ્ઞાન જનો ફસાવા લાગ્યા. ને તે પંથ કેવળ સ્થાનકને માની મંદિરો છોડી દેવાથી સ્થાનકવાસીના નામથી પ્રસિદ્ધ થયો. જગતના કોઇપણ મતાવલંબીઓમાંથી અમો ભગવાનની મૂર્તિને નથી માનતા એમ કહેવાને તૈયાર થયેલા પુરુષોને કહી દેવું જોઇએ કે તમે ભગવાનના કટ્ટર વિરોધી દેખાવો છો. કારણકે જે પ્રભુને સ્તવવા, માનવા અને પૂજવા લાયક માનીએ, તેમની મૂર્તિ પણ માનનીય, સ્તવનીય, અને પૂજનીય હોવી જોઇએ; આ વાત સાદી અક્કલનો માણસ પણ સમજી શકે એવી છે. મૂર્તિપૂજા એ શબ્દનો અર્થ નહિં સમજનારજ ભાગવતથી ભેંસ ભડકે તેમ ભડકી ઉઠે છે. કોઇપણ તેમના મતનો અનુયાયી મૂર્તિપૂજાના સનાતન સિદ્ધાન્તને સ્વીકારે છે. ત્યારે તે લોકોમાં ભારે ઉત્પાત મચે છે. અને મૂર્તિને

ઉડાવનાર આત્માનાં યશોગાન ગાવાં શરૂ કરી દે છે.

હાલમાં પણ સ્થાનકવાસીઓમાં એવોજ બનાવ બન્યો છે. તેમના મતના કાનજી સ્વામીએ સનાતન સત્ય રૂપે મૂર્તિનો સ્વીકાર કરી મુહપત્તિ તોડી નાંખી ત્યારથી તેઓ ખળભળી ઉઠયા છે અને શ્રી જ્ઞાનચંદ્રજી યતિ આદિના શાસ્ત્રના લખનારા લોંકાશાએ શાસ્ત્રના પાઠો છોડી દઈ શાસ્ત્રની પુરી લખાઇ લેતાં ને તે પેલ પકડાતાં તેને કાઢી મુકવાથી મૂર્તિના નિંદક બની લીમડી રાજ્યનું શરણુ ગ્રહી લુંપક મતના સ્થાપનાર બન્યા. આવા સ્વભાવના લોંકાશાને ધર્મ પ્રાણુ આદિના વિશેષણોથી નવાજી મૂર્તિપૂજાના સાચા. સિદ્ધાન્તને માન આપનાર મહાન્ પૂર્વાચાર્યોને અજ્ઞાન આલેખનાર "સંતબાલ" આદિ બહાર પડયા છે. તે અતિ ખેદનો વિષય છે. થોડા વર્ષોથી ઉભય પક્ષમાં ચાલી આવતી શાન્તિનો તે લોકો તરફથી ભંગ થયો છે. મૂર્તિ પૂજા એ શબ્દ સમાસયુક્ત છે. જેના ત્રણ વિગ્રહ થઈ શકે છે તે આ પ્રમાણે છે.

" **मूर्त्याः पूजा–मूर्तिपूजा** "
ષષ્ઠી વિભક્તિથી.

**मूर्त्याः पूजा—मूर्तिपूजा**
પાંચમી વિભક્તિથી.

**मूर्त्यां पूजा—मूर्तिपूजा**
સાતમી વિભક્તિથી

આ ત્રણ વિગ્રહોનો એ અર્થ છે કે મૂર્તિની પૂજા મુર્તિથી પૂજા અને મુર્તિમાં પૂજા. અહીં પંચમી અને સપ્તમીના બે વિગ્રહો વિચારતાં માલૂમ પડે છે કે મૂર્તિમાં મૂર્તિમાનની પૂજા એટલે પૂજ્ય તરીકે મૂર્તિમાન છે, અર્થાત્ જેમની મૂર્તિ છે તે મૂર્તિમાનજ મૂર્તિદ્વારા પૂજનીય છે આવા અર્થની પૂજાથી મૂર્તિનો વિરોધી પ્રભુનો દ્રોહી નહિ તો બીજુ શું કહેવાય ? ભગવંતની મૂર્તિપૂજામાં પૂજાપંચાશકના રચયિતા પરમ પૂજ્ય શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજા જેવા જિન મૂર્તિના અનન્ય ઉપાસકને મૂર્તિના વિરોધી આલેખવું એ સૂર્યના તેજને ખરેખર અંધકાર આલેખવા જેવું છે. સંતબાલે પોતાની સિદ્ધિના માટે જેટલા આચાર્યોને ક્રાન્તિકારક આલેખી મૂર્તિપૂજાના નિષેધક લખ્યા છે. તે સર્વે મૂર્તિપૂજાના અનન્ય ઉપાસક હતા ખરી રીતે વિચારી એ તો જૈન આગમોનો જ્ઞાતા મૂર્તિપૂજાનો સહર્ષ સ્વીકાર કરનારજ હોવો જોઇએ. કેટલાક સ્થાનકવાસીઓ પોતાના ભોળા અનુયાયીને ભરમાવવા ખાતર કહે છે કે ગાયનુ એક પાષાણમય પુતળું છે તેને દોહવાથી દુધ મળતું નથી તેમ પ્રભૂમૂર્તિથી કોઈ પણ જાતનો ફાયદો આપણને થતો નથી. તો તેઓએ સમજવું જોઇએ કે એક ખુણામાં બેસી એક માણસ પોકાર કર્યા કરે કે ગાય મને દુધ આપ. ગાય મને દુધ આપ તો શું તેને દુધ મળી શકશે ? કહેવું પડસે કે નહિજ મળે. તો પછી તમો ભાવનિક્ષેપાના અભાવમાં તેમના નામનું સ્મરણ શા માટે કરો છો ? નામ પણ જડ વસ્તુ છે તો પછી મૂર્તિને જડ કહીને ભાગનારા પણ તેમના નામનું સ્મરણ

કરનારા જડ ખરા કે નહિ ? આ વાત સંતબાલે વિચારવા જેવી છે. તેમજ જેણે કોઈ દિવસ સાક્ષાત્ ગાય જોઈ નથી પણ ગાયની મૂર્તિ જેના જોવામાં આવી છે. એવો માણસ અચાનક અરણ્યમાં ભૂલો પડયો તૃષાતુર થયો અને દૈવયોગે તેણે સાક્ષાત્ ગાયને નિહાળી પણ તેમાંથી દુધ નીકળે છે તે માહિતી તેને પ્રથમની ગાયની મૂર્તિથી થયેલ હોવાથી તે ગાયવડે દુગ્ધપાન કરી પોતાનું જીવન બચાવી શકે છે. કેવળ નામના આધારે આવું કામ બની શકતું નથી. જુઓ કે મૂર્તિથી કેવો ફાયદો થાય છે. ગાયની મૂર્તિ પણ દુગ્ધપાન આપી તાત્કાલીક મૃત્યુથી બચાવનાર થાય છે તો પછી પ્રભુમૂર્તિ ભવોભવના મરણથી બચાવી મુક્તિ આપે એમાં સંદેહ નથી. નાગકેતુએ પણ પ્રભુની પૂજા કરતાં કેવળ જ્ઞાનની અખૂટ લક્ષ્મી પ્રાપ્ત કરી મુક્તિને પ્રાપ્ત કરી છે. એવીજ રીતે આર્દ્રકુમાર વિગેરેના દૃષ્ટાંતો સુયડાંગ સૂત્રની નિર્યુક્તિ આદિમાં અનેક છે.

તેમજ અહીંથી ચારિત્ર ધર્મની વિરાધના કરી પાપોદયથી વિશાળ સમુદ્રમાં માછલાપણે ઉત્પન્ન થનારા જીવો જિનમૂર્તિના આકારવાળા મત્સ્યને નિહાલી જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત કરી અણશણ દ્વારા સ્વર્ગાદિ ગતિ પામે છે. ત મૂર્તિનો પ્રભાવ છે. સિંહની મૂર્તિમાત્રનેજ જેણે જોઇ છે એવો પ્રાણી ભયાનક જંગલમાં જઇ ચઢતાં સત્યસિંહને નિહાળી ઝાડ ઉપર ચઢી જઇ પોતાના જીવનને બચાવી શકે છે. કેવળ નામ માત્ર જાણનારો એના પંજામાંથી બચી શકતો નથી.

તેમજ શ્રી રાયપસેણી સૂત્રમાં સૂર્યાભદેવના અધિકારમાં "धुवं दाउं जिणवराणं" એ સૂત્ર પાઠથી જિનપડિમા જિન સારીખી એ સૂત્રનું ખુબ મનન કરવા જેવું છે. ભગવતિજીના વીશમા શતકમાં મહાન્ ત્યાગી લબ્ધિમંત મુનિવરો પણ પ્રભુ મૂર્તિને નમી સ્તવી પોતાની જાતને કૃતાર્થ માની છે. આ વાત પણ ભૂલવા જેવી નથી. તેમજ ઠેકાણે ઠેકાણે જૈનાગમોમાં પ્રભુમૂર્તિના પાઠો તથા પૂજાનું વિધાન હોવા છતાં તેને ઉડાવનાર લોકાશાને ધર્મપ્રાણ કહેવા કે કર્મપ્રાણ કહેવા એ સંતબાલે મનન કરવા જેવું છે, શ્રીમાન્ હરિભદ્રસૂરિજી મહારાજ પૂજ્ય હેમચંદ્રાચાર્ય મહારાજ તથા જીનચંદ્રસુરિજી મહારાજ આદિની હરોળમાં લોંકાશાને મુકવાનું સંતબાલનું અનુચિત સાહસ છે, તેમના આ સાહસ પર જગત્ હસાહસ કરે છે. સંતબાળ પ્રભુમૂર્તિના વિરોધીને ભલે વખાણે પણ યુક્તિથી મનન કરનાર મનુષ્ય તો તેવા જનોની સોબતમાં પણ પાપ માને છે કારણ કે પ્રભુમૂર્તિની આશાતના કરનાર પ્રભુના દ્રોહી ગણાય છે.

( અપૂર્ણ )



# સમીક્ષાભ્રમાવિષ્કરણ

લેખક—પરમપૂજ્ય ઉપાધ્યાય શ્રીમદ્ લાવણ્યવિજયજી મહારાજ.

## क्या साधु छाता भी रक्खे ?

શ્વેતામ્બરમતસમીક્ષાના લેખકના આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપતા પહેલાં આ લેખકની બુદ્ધિના પરિચય માટે નીચેની વસ્તુ વિચારવા જેવી છે. આ પ્રશ્નને જન્મ આપવા માટે આચારાંગસૂત્રનો પાઠ આપવામાં આવેલ છે, તેમાં લેખકે ભાષાન્તરનું અવલમ્બન કરેલ છે આચારાંગસૂત્ર ઉપર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ ટીકા વિગેરે વિવરણ ગ્રન્થો વિદ્યમાન છતાં લેખક ભાષાન્તરનું અવલમ્બન કરે છે તે વાંચકવર્ગે લક્ષ્યમાં રાખવા જેવું છે. તથા પોતાના લેખમાં બતાવવામાં આવતો પાઠ આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધની પ્રથમ ચૂલિકાના સાતમા અવગ્રહાધ્યયનના પહેલા ઉદ્દેશાના એકસોને પંચાવનમા સૂત્રનો છે. તેને બદલે લેખક આચારાંગ સૂત્રના ૧૫મા અધ્યાયનના પહેલા ઉદ્દેશાનો છે તેમ જણાવે છે, આમાં તો પ્રથમ આચારાંગ સૂત્રના આ પ્રસ્તુત વિભાગોનો અધ્યયન શબ્દથી વ્યવહાર પ્રસિદ્ધ છતાં અધ્યયનને બદલે લેખકે અધ્યાય શબ્દ વાપરેલ છે, તથા આચારાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કન્ધના નવ અધ્યયન છે અને ચતુર્થચૂલિકા પર્યંત બીજા શ્રુતસ્કંધનાં ૧૬ અધ્યનયન છે. બન્ને આ રીતે એકત્રિત કરવાથી પચીસ અધ્યયન થાય છે. તેમાં આ પ્રસ્તુત અધ્યયનને પ્રથમથી ગણતાં સોલસું થાય છે. તેને બદલે લેખકે પન્નરમું જણાવેલ છે. લેખકને સુઝે કે ન સુઝે તે વાત બાજુપર રહો પરન્તુ તેનો પક્ષ કરીને બીજા પણ કદાચ એમ કહે કે સાતમું મહાપરિજ્ઞા અધ્યયન વિચ્છિન્ન થયેલ છે માટે તેને કાઢી નાખીનેજ ગણત્રી થાય અને તે હિસાબે પન્નરમું કહ્યું તે વ્યાજબી છે, આ વાત પણ વિચારતાં વ્યાજબી નથી. કારણકે—

एकानुसंधानेऽपरं त्रुटितं भवेत् એકને સાંધવા જતાં બીજુ તુટી જાય આ ન્યાય પ્રાપ્ત થશે. કારણકે આગળ

“ संति तत्थेगतियस्स भिक्खुस्स ”

ઇત્યાદિ પાઠને આચારાંગસૂત્રના દશમા અધ્યયનના પાઠ તરીકે લેખકે જણાવેલ છે તે નવમા અધ્યયનનો પાઠ થઇ જશે. કદાચ તેને દશમા અધ્યયનનો પાઠ સાબીત કરવા માટે મહાપરિજ્ઞા અધ્યયનને ગણત્રીમાં લેશો તો પ્રસ્તુતપાઠને સોલમા અધ્યયનનો માનવો પડશે, આ દ્રોષજાલમાંથી મુક્ત થવાને માટે મુદ્રકનો દોષારોપણ સિવાય કોઇ બચાવ નથી.

લેખકે આચારાંગસૂત્રનો થોડો મૂલપાઠ મુકેલ છે તેમાં તથા તેના અર્થમાં એવી એવી ગંભીર ભૂલો કરી છે કે જેનું નિરીક્ષણ કરતાં કયા વાચક વર્ગને હાસ્ય અને ઘૃણા ઉત્પન્ન ન થાય ? લેખકે લખેલા મૂલપાઠની નકલ નીચે મુજબ છે.

से अणुपविसित्तागामं वा जाव रायहाणिं वा णेव सयं अदिन्नं गिण्हेज्जा, णेव ण्णेण्णं अदिण्णं गिण्हावेज्जा णेव ण्णे णं अदिण्णं गिण्हंतं समणुजाणेज्जा। जेहिवि सद्धिं संपव्वइए तेसिंपियाइं भिक्खू छत्तयं वा मत्तय वा दंडगं वा जाव चम्मच्छेदणगं वा, तेसिं पुव्वामेव उग्गहं अण्णुण्णविय अपडिलेहिय अपमज्जिय णो गिण्हेज्ज वा पगिण्हिज्जवा, तेसिं पुव्वामेव उग्गहं अण्णुण्णविय पडिलेहिय पमज्जिय गिण्हेज्ज वा पगिण्हेज्ज वा" ८६९ पृ० ३१७-३१८

આ પાઠમાં अणुपविसित्ता અને गामं આ બે પદો જુદા છતાં સાથે લખેલ છે અર્થાત્ પદચ્છેદ જણાવેલ નથી, वा ને બદલે वा શબ્દ મુકેલ છે, न्नेणं બદલે ण्णेण्णं શબ્દ મુકેલ છે, એકજ સૂત્રના પાઠમાં એક ઠેકાણે अदिन्नं અને બીજે ઠેકાણે अदिण्ण આ પ્રમાણે ભેદ કરીને લખવાનું પ્રયોજન નથી. तेसिंपि અને याइं આ પદો જુદાં જુદાં હોવા છતાં સાથે મુકેલ છે. અર્થાત્ પદચ્છેદ જણાવેલ નથી, તથા जाइं ને બદલે याइं શબ્દ મુકેલ છે ત્યારબાદ भिक्खू શબ્દ મુકેલ છે પણ આને બદલે भिक्खू શબ્દ જોઈએ અને આ भिक्खू શબ્દ પણ ખરીરીતે આ ઠેકાણે ઉપયોગી નથી. કારણકે અનન્વિત રહી જાય છે.छेयणगं ને બદલે छेदणगं શબ્દ મુકેલ છે, मत्तयं ને બદલે मत्तय શબ્દ મુકેલ છે, अणुन्नविय ને બદલે अण्णुण्णविय શબ્દ મુકેલ છે, अपडिलेहिय અને अपमज्जिय શબ્દ પછી દ્વિર્ભાવ જણાવવા માટે બગડો જોઈએ તે પણ મુકેલ નથી उग्गिण्हिज्जा ને બદલે गिण्हेज्जा મુકેલ છે. उग्गहं એ શબ્દ પછી जाइज्जा શબ્દ મુકેલ નથી, अणुन्नविय ને બદલે अण्णुण्णविय શબ્દ મુકેલ છે. पमज्जिय શબ્દ પછી तओ શબ્દ મુકેલ નથી. તથા संजयामेव આ શબ્દ પણ મુકેલ નથી. આ તો માત્ર પાઠની અશુદ્ધિનું દિગ્દર્શન કરાવેલ છે. આને ઠેકાણે શુદ્ધ પાઠ તો નીચે પ્રમાણે જોવામાં આવે છે,

'समणे भविस्सामि अणगारे अकिंचणे अपुत्ते अपसू परदत्तभोई पावं कम्मं नो करिस्सामित्ति समुट्ठाए सव्वं भंते अदिन्नादाणं पच्चक्खामि, से अणुपविसित्ता गामं वा जाव रायहाणिं वा नेवसयं अदिन्नं गिण्हिज्जा, नेवन्नेहिं अदिन्नं गिण्हाविज्जा, अदिन्नं गिण्हंते वि अन्नेन समणुजाणिज्जा, जे हि वि सद्धिं संपव्वइए तेसिंपि जाइं छत्तगं वा जाव चम्मच्छेयणगं वा, तेसिं पुव्वामेव उग्गहं अणणुन्नविय अपडिलेहिय २ अपमज्जिय २ नो उग्गिण्हिज्जा वा पगिण्हिज्ज वा, तेसिं पुव्वामेव उग्गहं जाइज्जा अणुन्नविय पडिलेहिय २ पमज्जिय २ तओ संजयामेव उग्गिण्हिज्ज वा प० (सूत्र १५९) (श्रमणो भविष्यामि अनगारोऽकिञ्चनोऽपुत्रोऽपशुः परदत्तभोजी पापं कर्म न करिष्यामि इति समुत्थया सर्वं भदन्त ! अदत्तादानं प्रत्याख्यामि, सोऽनुप्रविश्य ग्रामं वा यावद्राजधानीं वा नैव स्वयमदत्तं गृण्हीयात्, नैवान्यैरदत्तं ग्राहयेत्, अदत्तं गृण्हतोऽप्यन्यान्नैव समनुजानीयात्, यैरपि सार्द्धं सम्प्रव्रजितस्तेषामपि यानि छत्रकं वा यावच्चर्मच्छेदनकं वा तेषां (तान्) पूर्वमेवावग्रहमननुज्ञाप्य अप्रतिलिख्य २ अप्रमृज्य नावगृह्णीयाद्वा प्रगृ-

ह्णीयाद्वा, तेषां ( तान् ) पूर्वमेव या-
चित्वानुज्ञाप्य प्रतिलिख्य २ प्रमृज्य २ ततः
संयत एवावगृह्णीयाद्वा प्रगृह्णीयाद्वा )

હવે અર્થની અંદર પણ લેખકે કેટલી ગમ્ભીર ભૂલો કરી છે તે બતાવતા પહેલાં તેણે શો અર્થ કરેલ છે તે જણાવવામા આવે છે.

"मुनि गांव या नगरमें जाते समय अपने साथ न तो कोइ दुसरी वस्तु लेवे, न किसीसे लेनेके लिये कहे तथा यदि कोइ लेता हो तो उसको अच्छा न समझे और तो क्या किन्तु जिनके साथ दिक्षा लिहो उनमेंसे छाता मात्रक (?) लाठी ओर चर्मछेद्नक उनके पुछे विना तथा शोधे विना नहीं ले. पूछकर तथा शोधकर उनको ग्रहण करे"

આની અંદર લેખકે अणुपविसित्ताનો અર્થ 'जाते समय એટલે પ્રવેશ કરતી વખતે એવો કરેલ છે, આ અર્થ ભૂલભરેલો છે. કારણકે અનુ અને प्र ઉપસર્ગપૂર્વક विश ધાતુથી क्त्वा પ્રત્યય લાવીને क्त्वानो यप् આદેશ કરીને अनुप्रविश्य શબ્દ જે સંસ્કૃતમાં બને છે તેનું પ્રાકૃતમાં अणुपविसित्ता થાય છે. હવે અહીંયાં જ क्त्वा પ્રત્યય લાવવામાં આવેલ છે તે समानकर्तृकपूर्वकालिकक्रियावाचक ધાતુથી આવેલ છે માટે 'अनुप्रविश्य'નો અર્થ પ્રથમ પ્રવેશ કરીને એવો થાય છે, પણ પ્રવેશ કરતી વખતે એવો નહિ, મૂળમાં नगर શબ્દ આપેલ છતાં नगरमें એવો અર્થ લખેલ છેઃ કદાચ એમ કહેવામાં આવે કે મૂળમાં जाव શબ્દ આપેલ છે અને जाव શબ્દથી બીજા લેવાના છે માટે 'नगरमें' એવો અર્થ લખેલ છે. આના જવાબમાં જણાવવાનું જે जाव શબ્દથી અહીંયા નહિ જણાવેલ ગ્રાહ્ય વસ્તુ લેવાની હોય તો નીચે બતાવાતા પાઠને અનુસારે બીજી વસ્તુ પણ લેવી જોઇએ, પાઠ આ પ્રમાણે છે.

"गामंसि वा नगरंसि वा खेडसि वा मडंबंसि वा पट्टणंसि वा आगरंसि वा दोणमुहंसि वा नेगमंसि वा आसमंसि वा सनिवेसंसि वा जाव रायहाणिंसि वा" ग्रामे वा नगरे वा खेटे वा मडम्बे वा पत्तने वा आकरे वा द्रोणमुखे वा नैगमे वा आश्रमे वा सन्निवेशे वा यावद्राजधान्यां वा )

આ પાઠને અનુસારે ખેડ, મડંબ, પટ્ટણ, આકર, દ્રોણમુખ, નૈગમ, આશ્રમ અને સંનિવેશ પણ આપવા જોઇએ, તથા जाव અને रायहाणि આ બે શબ્દનો અર્થજ લેખકે લખેલ નથી,

नेव सयं अदिन्नं गिण्हिज्जा

આનો અર્થ—માલિકે નહિ આપેલ વસ્તુ પોતે ગ્રહણ કરેજ નહિ. આવો હોવા છતાં अपने साथ न कोई दूसरी वस्तु लेवे' આ પ્રમાણે અર્થ લેખકે લખેલછે नेवन्नेहिं अदिन्नं गिण्हाविज्जा' આનો અર્થ—માલિકે નહિ આપેલી વસ્તુ બીજાની પાસે ગ્રહણ કરાવેજ નહિ' આવો હોવા છતાં "न किसोसे लेनेके लिये कहे કોઈની પાસેથી લેવાનું ન કહે આ પ્રમાણે લેખકે લખેલ છે. अदिन्नं गिण्हंते वि अन्ने न समणुजाणिज्जा આનો અર્થ—માલિકે નહિ આપેલી વસ્તુને ગ્રહણ કરતા એવા અન્યને પણ સારા ન જાણે અર્થાત્ એની અનુમોદના કરે નહિ આવો હોવા છતાં પણ

'यदि कोइ (साथ) लेता हो तो उसको अच्छा न समझे,

આ પ્રમાણે લેખક લખે છે' मत्तय શબ્દના અર્થમાં પણ કાંઇક ઘુંચવણ પડી લાગે છે કે જેથી માત્રક શબ્દ લખીને

સંશય સૂચક (?) આવુ ચિન્હ કરેલ છે તથા तेसिं पुव्वामेव उग्गहं अणणुन्नविय ત્યાંથી માંડીને ઠેઠ આ સૂત્ર પુરુ થાય સુધી તો અવગ્રહસમ્બન્ધી જે અર્થ તે પણ બીલકુલ લખેલજ નથી. કદાચ એમ કહેવામાં આવે કે પ્રસ્તુતમાં અમારે તટલોજ અર્થ ઉપયોગી હતો માટે તેટલોજ અર્થ લખેલ છે તો તના જવાબમાં જણાવવાનું જે જેટલા અર્થ જરુરનો હતો તેટલુંજ મૂળ આપવું જોઈતું હતું તો અધિક શા માટે આપ્યું? કદાચ એમ કહો કે અધુરું સૂત્ર ન મુકવું તેની ખાતર અધિક પાઠ મુકી તેનો અર્થ લખેલ નથી તો તે પણ વ્યાજબી નથી, કારણકે આ નહિ અર્થ લખેલ ભાગ મેલવવામાં આવે તો પણ સૂત્ર તો ત્રુટિ તજ રહેવાનું છે કારણકે શરુઆતનો આજસૂત્રનો થોડો ભાગ લેખકે છોડી દીધો છે.

જે લેખકે મૂલપાઠમાં તેમજ તેના અર્થમાં આટલા ગપ્પાં માર્યા છે જેને પ્રાકૃત કે સંસ્કૃત (Langvage) નો તથા પ્રકારનો બોધ નથી એટલું જ નહિ પરંતુ પ્રાકૃતશબ્દ પ્રાકૃતશબ્દના શબ્દમાં, સૂત્રો, પદચ્છેદ, પદોના અન્વય અને શબ્દાર્થના બોધનું અ ધારુ છે કે જેથી વચમાંથી પદોના પદો ઉડાડી મુકે છે ને કયાંઇના પદો લાવીને મુકી દે છે કેટલાય શબ્દોના અર્થ ઉડાડી મુકે છે. વિભક્તિનું ભાન નથી, અને જેને ભાષાન્તરના આધારે ચરી ખાવું છે એવા આ સમીક્ષાના લેખકને માટે આ ચર્ચા તે તેની શક્તિની બહારનો વિષય છે. લેખક જો સભ્ય તરીકેનો દાવો કરતા હોય તો તેણે પોતાની શક્તિની બહારના વિષયમાં હસ્તપ્રક્ષેપ કરવો તે બીલકુલ ઉચિત નથી. પહાડી બુદ્ધિના ધણી મહાજ્ઞાની ગ્રન્થકારભગવાનના વચનની પરીક્ષા કરવા આવા લેખકો નિકલી પડે તે ખરેખર એકડીયાવાળો કહે કે હું એમ, એ, ની પરીક્ષા લવા જાઉંછું, તેના જેવું હાસ્યાસ્પદ આ કાર્ય છે. લેખકે ગ્રન્થકારના આશયભૂતવસ્તુને બાજુપર રાખીને તેનું કોઇ નવુંજ સ્વરૂપ આપીને ખંડન કર્યાની જે બહાદુરી દર્શાવી છે તે ખરેખર કોઇ માણસ જેમ ઘાસનો સિંહ બનાવી તને મારી નાખીને સિંહ શિકારની બહાદુરી બતાવે તેના જેવું છે. કદાચ ચર્ચા કરવાની ઇચ્છા હોય તો રૂબરુમાં ખુશીથી થઇ શકે છે. કદાચ એમ કરવામાં મન ન વધતું હોય અને લખવા દ્વારા ચર્ચાની ઇચ્છા હોય તો પણ ગ્રન્થકારનું તાત્પર્ય ખાસ લક્ષ્યમાં રહેવુ જોઇએ અને તેની સાથે સાથ ગુરુગમથી પ્રાપ્ત કરેલો શાસ્ત્રનો તથાપ્રકારનો ઉંડો બોધ પણ હોવો જોઇએ. તથા લેખકે જે અસભ્ય ભાષાની ઉપાસના પણ કરેલી છે. તેના જવાબમાં બીજાને પણ જો અસભ્ય ભાષા લખવી હોય તો સહુની પાસે કલમ અને કાગલ મોજુદ છે અને લખી પણ શકે છે. પરન્તુ અસભ્યતા એ સજજનોને અનુચિત હોવાથી એ વાત અમો અહી જતી કરીએ છીએ, આ પ્રસંગે અમોને નીચેનો શ્લોક પણ યાદ આવે છે

" ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो, वयमपि तदभावाद् गालिदानेऽसमर्थाः जगति विदितमेतद् दीयते विद्यमानं, नहि शशविषाणं कोऽपि कस्मै ददाति ॥ ६ ॥

આવા લેખકોના લખાણની કેટલી કિંમત હોય અને તના વિશ્વાસે રહેલી વ્યકિત કે સંસ્થાની શી સ્થિતિ થાય તેનો વિચાર દિગમ્બરમતાનુયાયી વિગેરે વાંચક વર્ગ પોતાની મેલે કરી લેશે.

# दिगम्बर शास्त्र कैसे बनें ?

## भाग १ उत्पत्ति

लेखकः--पूज्य मुनि दर्शनविजयजी

### १ आगमप्रवाह

श्रमण भगवान महावीर वर्तमान अवसर्पिणी कालके अंतीम तीर्थंकर है। आज आपका परमहितकारी--शासन प्रचलित है--विद्यमान है। जीनवरेन्द्र भगवान् महावीर स्वामीको मुख्य ग्यारह शिष्य थे। वे सभी विख्यात एवं 'गणधर' पदसे अलंकृत थे। इन अग्यारह गणधरोने गंभीर अर्थवाली उपन्ने इ वा विगमे इ वा ओर धुवे इवा" त्रिपदीको पा कर भीन्न भीन्न "द्वादशांगी" की रचना की। जो द्वादशांगीके दूसरे नांम जिनागम ओर जिनवाणी है। पांचवा गणधर श्रीसुधर्मास्वामी चिरायु होनेसे ओर १० गणधर उनसे पहिले मोक्षमें जा पधारे, जिनकी द्वादशांगी भी उनके निर्वाणके बादही विलुप्त हो गई. अत एव श्रीसुधर्मास्वामीकी द्वादशांगी अवशिष्ट रही। आज जो जिनागम विद्यमान है वे पांचवा गणधर श्रीसु-

> **समर्पणम्**
>
> सच्चे दिगम्बर पं० अजितकुमार शास्त्रीजी !
>
> आपकी श्वेतांबर मत समीक्षा दृष्टिगोचर हुई। पर्याप्त पढने का सौभाग्य नहीं मीला। पत्र १७३ में पडे टाईपसे छपा हुआ—
>
> "श्वेताम्बरीय शास्त्रो का निर्माण दिगम्बरीय शास्त्रो से हुआ है"
>
> वांचते ही आपने श्वे०के आदि माने हुए दिगम्बर–शास्त्र पढ़ने का दिल हो गया। ग्रंथ पढ़ना शरु किया। बडा आनन्द आया। ओर जो "नवनीत" मीला, सो एकट्ठा करके श्रीनता करपात्रमें समर्पित करता हुं।
>
> आप इसिका स-हर्ष स्वीकार करें।
>
> लेखक—

---

आज राष्ट्रभाषा हिन्दी मानी जाती है, पंडितजीका समीक्षा–ग्रन्थ भी हिन्दी में है। इसिसे यह लेख भी हीन्दी में लीखना समुचित माना है। जो न हीन्दी है, न हीन्दी भापा के अभ्यासी है, न हीन्दी लेखक है। उसका उत्साह से हीन्दी में लीखा हुआ लेख को हीन्दीसाहित्यकसमाज अपना ले, सुधार ले, एवं सत्य वस्तुको स्वीकारें। एसी प्रारम्भसे ही आशा करता हुं।

—लेखक

धर्मा स्वामीकी ही रचना है ।

श्रीसुधर्मास्वामी ग्यारह गणधर में पांचवा गणधर थे, द्वादशांगीके निर्माता थे अतएव सम्पूर्ण ज्ञाता थे । आप केवलज्ञान प्राप्त करके मोक्षमें जा पधारे ।

आपके शिष्यरत्न श्री जम्बूस्वामी द्वादशांगीके ज्ञाता थे इतना ही नहीं वरन अन्तिमकेवली एवं मोक्षगामी है। जिन का निर्वाणसमय बी.सी. ४६२--४६३है

आपके बादमें(१)श्रीप्रभवस्वामी(२) श्रीशय्यंभवसूरि(२) श्रीयशोभद्रसूरि (४) श्रीसम्भूतिविजय ओर (५) श्रीभद्रबाहु स्वामी क्रमशः संपूर्ण द्वादशांगीके पारगामी, श्रुतकेवली पदसे विभूषित तथा विख्यात हुए ।

श्रीशय्यंभवसूरिजीने अपने पुत्र एवं शिष्य मनकमुनिजी के लिये श्रीदशवैकालिक सूत्र बनाया, जो सूत्र आज भी विद्यमान है. ओर हर एक साधु व साध्वीजी इसके प्रथम के चार अध्ययन मुखपाठ करते है। आपका स्वर्ग गमन, वीर निर्वाण संवत् ७९ में हूआ ।

पंचम श्रुतकेवली श्रीभद्रबाहु स्वामीजी ने छेद सूत्र-आगम ओर निर्युक्ति सूत्र–आगम की रचना की । आपका स्वर्गप्रयाण वीर निर्वाण संवत् १७० बी. सी. ३५७–३५८ में हुआ । उसी समय बारवा अंग दृष्टिवाद था, जिसमें पांच विभाग थे, जिसके तीसरे विभागमें चौदह पूर्व थे, उन चैादह पूर्वमेंसे ११–१२-१३-१४ वें पूर्वके अर्थका विच्छेद हूआ ।

आपके बादमें अन्तिम श्रुतकेवली श्रीस्थूलभद्रजी हूए. आप सार्थ ग्यारह अंग दशपूर्व ओर मूल पाठमात्र ११, १२, १३, १४ वे पूर्व के पारंगत-ज्ञाता थे । आपका स्वर्गवासका समय वि. नि. सं० २१५ बी. सी. ३१२ है ।उसिही समय अन्तिम चारो पूर्वोका सर्वथा विनाश-विच्छेद हूआ. ।

आपके पीछे अनुक्रम से श्रीमहागीरीजी, श्री सुहस्तिसूरि, श्रीवहुलजी, श्रीस्वातिसूरि, श्री श्यामाचार्यजी, श्री शांडिल्यसूरिजी, श्री समुद्रसूरिजी और श्रीवज्रस्वामीजी के समय पर्यंत ग्यारह अंग ओर दशपूर्वका ज्ञान रहा ।

श्रीश्यामाचार्यजीने श्रीपन्नवणा सूत्र बनाया, जो आजभी जैन ज्ञानकोश (एनसाइक्लोपीडीका ओफ धी जैनीझम) सा विद्यमान है ।

भगवान् महावीर और श्रीआर्यवज्र स्वामी के मध्यकालमें ओर भी भीन्न भीन्न अनेक आगमका निर्माण हुआ है

वीर निर्वाण संवत् ५८४ विक्रम सं० ११४ मे श्री वज्रस्वामीका स्वर्ग-

वास हूआ, ओर इसी समयमें दशवे पूर्वके उत्तरार्धका विनाश हूआ।

श्री आर्यरक्षितजी, श्री नन्दीलक्ष्मण, श्रीनागहस्ति, १ श्रीरेवतिनक्षत्र, श्रीसिंहसूरिजी साढे नौ ओर उससे अल्प अल्प पूर्वके ज्ञानवाले थे।

श्री आर्यरक्षितसूरिजीने आगमोको च्यार अनुयोगमें विभक्त कीये। २

श्रीस्कंदिलाचार्य, श्रीहिमवंतक्षमाश्रमण, श्रीनागार्जुनसूरि ये सभी समकालीन पूर्ववित् थे।

शुरुमें स्कंदिलाचार्यने मथुरा में और नागार्जुनसूरिजीने वल्लभीशहरमें (वळामें) श्रमणसम्मेलन मीला कर आगमोंको पुस्तकरूपमें लीखे. (वीर निर्वाण से नवमी शताब्दि के पूर्वार्ध काल में) ३

श्रीगोविन्दवाचक, श्रीसंयमविष्णु, श्रीभूतदिन्न, श्रीलोहित्यसूरि, श्रीदुष्यगणि और श्रीदेववाचकजी ११ अंग और १ पूर्व से अधिक ज्ञान के धारक थे।

श्रीदेवर्द्धिगणी क्षमाश्रमण और श्रीकालिकाचार्यजी ने माथुरा वांचना एवं वल्लभी वांचना को मीला कर एक पाठ लीखा, इसि प्रकार वीरनिर्वाण सं. ९८० में श्रीदेवर्द्धिगणिक्षमाश्रमणने महाश्रमण सम्मेलन के सहकारसे आगम और अन्यान्य शास्त्रग्रन्थ लीखे। ४

उसि समय श्रीकल्पसूत्रमें श्रीदेवर्द्धिगणि क्षमाश्रमणकी गणधरवंश प्रशस्ति (गुरु परंपरा) और श्रीनंदीसूत्रमे श्रीदेववाचकजी को वाचकवंश प्रशस्ति (पूर्ववित् परंपरा, ज्ञानदातृ--गुरु परंपरा) उल्लेखित की गइ, जो आज

१ दिगम्बर ग्रन्थो में उल्लेख है कि—श्रीनागहस्तिसूरिके समय में पांच पूर्व से अधिक ज्ञान था ॥ श्रुतावतार।

२ आगम के ४ अनुयोग दिगम्बर ग्रंथो में भी स्वीकृत है। क्यूं कि उसी समय तक श्वेताम्बर दिगम्बररूप संघभेद हुआ नहीं था।

३ जिनवचनं च दुष्षमकालवशादुच्छिन्नप्रायमिति मत्वा भगवद्भिर्नागार्जुन--स्कंदिलाचार्य प्रभृतिभिः पुस्तकेषु न्यस्तम्।

—क० स० श्रीहेमचंद्रसूरिकृत योगशास्त्रप्रकाश ३ श्लो. १२० पत्र २०७

४ श्वेताम्बर शास्त्रो मे 'आगमका" स्वरूप बताया है कि "गणधर, खूद तीर्थंकर के शिष्य, प्रत्येक बुद्ध, चौदह पूर्वधारी, और कम से कम दश पूर्ववित् आचार्य की रचना आगम है" जो स्वरूप दिगंबर शास्त्रो को भी मान्य है। देखिये— मूलाचार परिच्छेद ५ पंचाचाराधिकार गाथा ८०॥

भी जैन इतिहास के अजोड साधन स्वरूप विद्यमान है। ५

११ अंग—(गणधर श्री सुधर्मास्वामी संगृहित) आचारांग, सूत्रकृतांग, स्थानांग, समवायांग, विवाह प्रज्ञप्ति (भगवतीजी) ज्ञाताधर्मकथांग, उपासकदशांग, अंतकृतदशांग, अनुत्तरोपपातिक दशांग, प्रश्न व्याकरण, ओर विपाकसूत्र (उस समय जिस आगमका जो अंश उपलब्ध था, उसिका वोही अंश लीखा गया। बारवा अंग दृष्टिवाद नहीं लीखा गया. इसिसे संवत् १००० वीर निर्वाणं में उनका सर्वतः उच्छेद हो गया)।

६ आवश्यक—सामायिक, चतुर्विंशतिस्तव, वंदनक, प्रतिक्रमण, कायोत्सर्ग, प्रत्याख्यान।

२९ उत्कालिक—दशवैकालिक, कल्पिताकल्पित, लघुकल्पसूत्र, महाकल्प सूत्र, औपपातिक, राजप्रश्रेणी, जीवाभिगम, प्रज्ञापना, महाप्रज्ञापना, प्रमादाप्रमाद, नंदी, अनुयोगद्वार, देवेन्द्रस्तव, तंदुलवैचारिक, चंद्रवेध्यक, सुर्यप्रज्ञप्ति पौरशीमण्डल, मंडलप्रवेश, विद्याचारण विनिश्चय, गणिविद्या, ध्यानविभक्ति, मरणविभक्ति, आत्मविशुद्धि, वीतराग सूत्र, संलेषणासूत्र, विहारकल्प, चरणविधि, आतुरप्रत्याख्यान, महाप्रत्याख्यान।

३१ कालिक—उत्तराध्ययनजी

---

५ श्री कल्पसूत्रमें स्थवीरावली में आचार्य परंपरा इस प्रकार है—

भगवान महावीरदेव
१ श्रीसुधर्मास्वामी (पंचमगणधर)
२ जंबूस्वामी
३ प्रभवस्वामी
४ शय्यंभवसूरि
५ यशोभद्रसूरि
६ संभूतिविजय (श्रीभद्रबाहुस्वामी)
७ स्थूलिभद्रस्वामी
८ सुहस्तिसूरि (आर्यमहागिरि)
९ सुस्थितसूरि (सुप्रतिवद्ध)
१० इन्द्रदिन्नसूरि
११ दिन्नसूरि
१२ सीहगिरि
१३ वज्रस्वामी
१४ आर्यरथ
१५ आर्यपुष्यगिरि
१६ आर्यफल्गुमित्र
१७ आर्यधनगिरि
१८ आर्यशिवभूति
१९ आर्यभद्र
२० आर्यनक्षत्र
२१ आर्यरक्ष
२२ आर्यनाग
२३ आर्यजेहिल
२४ आर्यविष्णु

दशाश्रुत, कल्प, व्यवहार, निशिथ, महानिशिथ, ऋषिभाषित, जम्बूद्वीपप्रज्ञप्ति, द्वीपसागरप्रज्ञप्ति, चंद्रप्रज्ञप्ति लघुविमानप्रविभक्ति, महाविमानप्रविभक्ति, अंगचूलिका, वर्गचूलिका, विवाहचूलिका, अरुणोपपात, वरुणोपपात, गरुडोपपात, धरणोपपात, वैश्रमणोपपात, वेलंधरोपपात, देवेन्द्रोपपात, उत्थानसूत्र, समुत्थानसूत्र, नागपरियावर्णिका, निरयावलिका, कल्पिता, कल्पावंतसिका, पुष्पिता, पुष्पचूलिका वृष्णिदशा,

प्रकीर्णक—भगवान् महावीर के प्रत्येक शिष्यने एक एक पइन्नय बनाया था, जिनकी संख्या १४००० थी आगमलेखनके समय उनमें से कतिपय लीखे गए। (नंदी सूत्र ४४)

श्रीस्थानांग सूत्र विगेरहमें ओर अधिक आगमोकी भी यादी मीलती है।

अंतिम पूर्वविद् युगप्रधान श्री सत्यमित्र सूरि था। संवत् १००० वीर निर्वाण सं०५३० विक्रम वर्ष में आप का स्वर्गगमन हुआ, और १४ पूर्वके ज्ञान का विनाश हुआ। ६

उपर लीखे आगम में से आज भी बहोत से विद्यमान है। यदि उन का विनाश हो जाय तो सारा जैनशासन-जैनधर्म का भी विनाश ही समजना। क्या कोइ भगवान् महावीर की वाणी का सर्वथा विनाश मान कर उस के बाद नए ग्रन्थ बना कर उन में भगवान की वाणी मनाने चाहे वो ठिक माना जाय! हरगीज नहीं। जब तक भगवान महावीर या १० पूर्वी के बनाए हुए आगम मोजुद है, तब तक ही जैन शासन जयवंत है। वीर निर्वाण से २१००० वर्ष तक जिनागम की उपस्थीति रहेगी, एवं जैनशासन का सितारा भी चमकता रहेगा।

---

२५ आर्यकालक
२६ आर्यसंपलित ( आर्यभद्र )
२७ आर्यवृद्ध
२८ आर्यसंघपालित
२९ आर्यहस्ति
३० आर्यधर्म
३१ आर्यसिंह
३२ आर्यधर्म
३३ आर्यशांडिल्य ( आर्यजंबू )
३४ आर्यनंदी
३५ देसिगणिक्षमाश्रमण
३६ स्थिरगुप्तक्षमाश्रमण
३७ स्थविरकुमारधर्म
३८ देवर्द्धिक्षमाश्रमण

कल्पसूत्रस्थविरावली पृ. ६३ से ७०
दे० ला० पु० फंडकी औरसे प्रकाशित

६ आगमप्रवाहका अधिक परिचय हमारा "जिनागमवांचनानुं इतिवृत्त"से जानना.

# બૌદ્ધસાહિત્યની સમીક્ષા.

આજકાલ ભારતમાં દરેક ધર્મવાળા પોતપોતાનું સાહિત્ય વિવિધ ભાષામાં અનુવાદિત કરી પ્રકાશિત કરી રહ્યા છે. કેટલીક વાર મૂલ સાહિત્યમાં અન્યાન્ય દર્શનોનું ખંડન આવે છે. જ્યારે કેટલીકવાર અનુવાદક મહાશય અનુવાદમાં જ ખંડન મંડન ગોઠવી નવી ચર્ચાઓ ઉત્પન્ન કરે છે. આ યુગ પ્રગતિયુગ છે. આ યુગ ઐકય અને શાન્તિનો છે ધર્મના વિવાદો અને કલહો જગાડવાનો યુગ આથમી ગયો છે, એમ આજના વિદ્વાનો સમયે સમયે બોલી રહ્યા છે પરંતુ સમય આવ્યે એજ વિદ્વાનો પોતાની કલમ તીક્ષ્ણ કાતરની માફક ચલાવે છે અને નવનવા વિવાદો ઉત્પન્ન કરી શાન્તિમાં અગ્નિની ચીણગારી પ્રગટાવતાં જરાયે ચુકતા નથી.

આટલા ટુંકા ઉપોદ્ઘાત પછી મૂલવિષય ઉપર આવીયે બૌધ્ધસાહિત્યમાં જૈનદર્શનની વિરૂદ્ધ વિપુલ પ્રમાણમાં લખાયું છે. દાર્શનિક ખંડન એ સિદ્ધાન્તભેદ છે, તત્ત્વ ભેદ છે. કિન્તુ વ્યકિતગત વિરોધ કે દ્વેષ કેળવાય ત્યારે તો હદજ થાય છે. સિદ્ધાન્તના ખડનોના જવાબ તો અપાયા છે અને અપાશેજ પરન્તુ બૌદ્ધોના મૂલ ત્રિપીટક સાહિત્યમાં બુદ્ધદેવે પોતાના સમકાલીન જૈન ધર્મના મહાપુરૂષો અને ઉપાસકો ઉપર જે આક્ષેપો કર્યાં છે એ ખરેખર તેમના જેવા ઉદાર સિદ્ધાન્તના ઉપાસકને શાન્તિ શાન્તિનો મહામંત્ર ફેલાવનાર, જગત્ મૈત્રી અને પ્રેમભાવનો પેગામ પહોંચાડવાનો દાવો કરનાર, બુદ્ધ દેવને નથી છાજતા આ આક્ષેપો વાંચી કોઇ પણ સહૃદયી સજ્જન પ્રસન્ન નહિ થાય.

આપણી સન્મુખ આજે જે ગ્રંથો મોજુદ છે તે બુદ્ધદેવના કરેલા છે અને એજ ગ્રંથોનો હિન્દિમાં અનુવાદ ત્રિપિટકાચાર્ય રાહુલસાંકૃત્યાયન નામના બૌદ્ધસાહિત્યના પ્રકાંડ અભ્યાસી અને બૌદ્ધ ધર્મના દીક્ષિતસાધુએ ( આચાર્યે ) આ પુસ્તક તૈયાર કર્યું છે. જેનું નામ છે બુદ્ધચર્ય્યા. લગભગ પોણા સાતસો પાનાના આ પુસ્તકમાં બૌદ્ધશાસ્ત્રો ત્રિપીટકો અને અન્યાન્ય ગ્રંથોમાં આલેખાયેલ બુદ્ધદેવના જીવનના વિવિધ પ્રસંગો આલેખ્યા છે. મૂલ ગ્રંથોના એ ઉલ્લેખો સામે આપણે કદાચ મૌન રહી શકીએ કિન્તુ અનુવાદમાં અનુવાદક મહાશયજી એજ પુરાણી વાતોને પુરાણી ઢબમાંજ પ્રકાશિત કરી છે એ વધુ ખેદની વાત છે. એ પુરાણી વાતોને આજે ન ઉખેળવામાંજ મઝા છે. છતાંય સાંકૃત્યાયન મહાશયજીએ પુરાણીવાતો ઉખેળી છે અને એમ કરી બુદ્ધદેવની મહત્વતા વધારવા જહેમત ઉઠાવી છે. પરન્તુ આમાં કયાં મહત્વતા વધે છે એ હું નથી જોઇ શકતો. આમાં તો

બુદ્ધદેવની સંકુચિત મનોદશાનો ચિતાર આબેહુબ રીતે રજુ થાય છે. શું સાકૃત્યાયન મહાશયને આ વસ્તુ પ્રિય છે? યદિ નજ હોય તો આવું વિવાદાસ્પદ સાહિત્ય પ્રકાશિત કરવામાં લગારે સલામતિ નથી માટે પુનઃ સાદરસૂચના કે આવું સાહિત્યને કસોટીએ કસ્યા વિના પ્રકાશિત ન કરશો.

બુદ્ધચર્ય્યા. પૃ. ૪૫૬.

**અભયરાજકુમાર સુત્ત** (वि. पू ४०३)

ऐसा मैने सुना—एक समय भगवान् राजगृहमें वेणुवन कलन्दक-निवापमें विहार करते थे

तब अभय—राजकुमार जहां निगंठ-नात-पुत्त ( ભગવાન મહાવીર ) थे, वहां गया। जाकर निगंठनात-पुत्तको अभिवादनकर एक ओर बेठा एक ओर बैठे अभय-राजकुमारको निगंठनात-पुत्तको कहा –

“ आ राजकुमार ? श्रमण गोतमके साथ वाद (=शास्त्रार्थ) कर। इससे तेरा सुयश ( =कल्याणकीर्ति शब्द ) फैलेगा– ‘ अभय राजकुमारने इतने महार्द्धिक= इतने महानुभाव श्रमण गौतमके साथ वाद रोपा ’

“ किसप्रकारसे भन्ते ? मैं इतने महानुभ,व श्रमण गौतमके साथ वाद रोपुंगा ?

“ आ तुं राजकुमार ? जहां श्रमण गौतम हैं, वहां जा। जाकर श्रमण गौतमको ऐसा कह—‘ क्या भन्ते ? तथागत एसा बचन बोल सकते हैं जो दुसरोंको अ-प्रिय=अ-मनाप हो ’।

यदि ऐसा पूछने पर श्रमण गौतम तुझे कहे—‘ राजकुमार बोल सकतेहै.

तब उसे तुम यहबोलना—‘ तो फिर भन्ते ? पृथगजन (=अज्ञसंसारी जीव ) से ( तथागतका ) क्या भेद हूआ, पृथगूजनभी वैसा वचन बोल सकता है.

यदि ऐसा पुछनेपर तुझे श्रमण गोतम कहे—‘ राजकुमार ? नहीं बोल सकतहै।

तब तुम उसे बोलना ‘ तो भन्ते ? आपने देवदत्तके लिये भविष्यद्वाणी क्यों कि है.—‘देवदत्तअपायिक (=दुर्गतिमें जानेवाला ) हैं, देवदत्त नैरयिक ( =नरकगामी ) है, देवदत्त कलपस्थ ( =कलपभर नरकमें रहनेवाला ) हे, देवदत्त अचिकित्स्य (=लाइलाज ) है.

आपके इस बचनसे देवदत्त कुपित =असंतुष्ट हुआ ’

राजकुमार ? ( इस प्रकार ) दोनों ओरके प्रश्न पुछने पर श्रमण गौतम न उगिलसकेगा ननिगल सकेगा। जैसेकि पुरुषके कंठमें लोहेकी बंसी ( श्रंगाटक ) लगा हो, वह न निगल सके न उगल सके, एसे ही.”

“ अच्छा भन्ते ” कह अभय राजकुमार आसनसे उठ, निगंठ नाग पुत्तको अभिवादनकर, प्रदिक्षणाकर, जहां भगवन् थे वहां गया। जाकर भगवन् को अभिवंदनकर, एक ओर वैठ गया.

एक ओर बेठे हुये राजकुमार के सूर्य (=समय ) देखकर हूआ ‘ आज भगवान्से वाद रोपनेका समय नहीं हे। कल अपने घर पर भगवान्के साथ वाद करुंगा ( और ) भगवान्से कहा.

( अपूर्ण )

# અહિચ્છત્રા

## [ વર્તમાન રામનગર ]

### લે. નાથાલાલ છગનલાલ શાહ.

ઉત્તરમાં નૈનિતાલ, પૂર્વમાં પિલીભિંત દક્ષિણપૂર્વમાં શાહજહાનપુર, દક્ષિણ-પશ્ચિમમાં બદાઉં અને પશ્ચિમમાં રામપુર રાજ્ય આવેલ છે. આ પુરાતન નગર બરેલી જીલ્લામાં આવેલ રામનગર નામના શહેરથી દક્ષિણદિશામાં ચાર માઇલના ઘેરાવામાં આવેલ હતું તેવું પુરાતત્ત્વખાતા તરફથી સાબીત થયેલ છે. અહિચ્છત્રાને કેટલાક લેખકો અહિ-ક્ષેત્ર તરીકે લખતા આવેલ છે. પરંતુ ઇ. સ બીજી સદીના પૂર્વાર્ધમાં પ્રખ્યાત ખગોળવેત્તા ટોલેમી પોતાના ભારતના પ્રવાસમાં બતાવે છે કે "અડિસદર Adisadra જેનું સંસ્કૃત નામ અહિચ્છત્રા ઘણા પ્રાચીન સમયનું શહેર છે. તેનો ઈ. સ. પૂર્વે ચઉદમી શતાબ્દિ સુધીનો ઇતિહાસમાં ઉલ્લેખ થયેલ છે પુરાતન કાળમાં આ નગર ઉત્તર પાંચાલ દેશની રાજ્યધાનીનું શહેર હતું, અહિચ્છત્રાનો અર્થ નાગ-ફણા યા નાગના ફણાની છત્રી થઇ શકે છે. ત્યાં આવેલ પુરાતન કિલ્લાને આદિ કોટ કહેવાય છે "(મેક ક્રીન્ડલ—એન્શ્યન્ટ ઇન્ડીયા, પૃષ્ઠ ૧૩૩—૩૪ )

અહિચ્છત્રાના પુરાતની અવશેષોમાં એક શિલાલેખ બ્રાહ્મી લીપીમાં કોતરાએલ મળી આવેલ છે તે લેખમાં ગ્રીક શબ્દમાં અડીસડર ( અહિચ્છત્રા ) નામ બતાવેલ છે. (કનિંગહામ એન્સ્યેન્ટ જોગ્રોફી ઓફ ઇન્ડીયા. પૃષ્ઠ ૭૦૫ માં બતાવેલ નોટ. )

પુરાતત્ત્વજ્ઞોની શોધખોળ પરથી તેમજ મળી આવેલ શિલાલેખો પરથી એમ જણાઈ આવે છે કે ઇ. સ. ૧૦૦૪ સુધી આ નગર આબાદ વસેલું હતું ત્યાં આવેલ આલમપુર નામના કોટના મંદિરમાં જૈનમૂર્તિઓ અને બૌદ્ધમૂર્તિઓ મળી આવેલ છે. તેમજ કટારિ ક્ષેત્રમાંથી જૈનમૂર્તિઓ મળવા પામેલ છે. કટારિ ક્ષેત્ર આ પુરાતન કિલ્લાથી ૧૨૦૦ ફીટની અંતરે ઉત્તર દિશા તરફ આવેલ છે. ડો૦ ફૂહરરે આ સ્થાનોના ખોદકામમાંથી કિલ્લાની પાશ્ચમદિશા તરફના ભાગમાં ટીલાનું ખોદકામ કરતાં એક સભામંદિર કે જે ઇ. સ. પૂર્વે પહેલી શતાબ્દિનું હાથ આવેલ હતું તેના પર ઈ. સ. ૯૬ થી ૧૫૨ સુધીના લેખો

કોતરાએલ છે. તેની ઉત્તરદિશા તરફના ભાગમાં ખોદકામ થયેલ તે વખતે ખંડેરોમાંથી એક મંદિર હાથ આવેલ હતું. આથી પુરાતન સમયના અહિચ્છત્રા નગરને વર્તમાનમાં રામનગરના નામથી ઓળખાવવામાં આવે છે.

તેમજ આપણા પ્રાચીન ગ્રંથોમાં કમઠે પાર્શ્વનાથ પ્રભુ ઉપર પાણીનો ઉપસર્ગ કર્યો તે વખતે ધરણેન્દ્રે પ્રભુ ઉપર ભક્તિથી સર્પની ફણા કરી રક્ષણ કર્યું ત્યારથી લોકોમાં અહિચ્છત્રા નામ પ્રસિદ્ધ થયું તે રીતે અહિચ્છત્રાનો ઉલ્લેખ કરનારાં નીચેનાં પદ્યો મળે છે. તે અહિં આપીએ છીએ

सिवनयरी कुसग्गवणे पासो
पडिमठिओ य धरणिंदो।
उवरि तिरत्तं छत्तं धरिंसु
कासिअ वरमहिमं ॥ ५९ ॥
तं हेउ सा नयरी अहिच्छत्ता
नामओ जणे जाया।
तहियं नमिमो पासं
विग्घविणासं गुणावासं ॥६०॥
पडिमाए ठियं पासं कमठो
हरिकरिविसायपमुहेहिं।
उवसग्गितो वरिसइ
अखंडजुगमुसलधाराहिं ॥६१॥
उदगं जिणनासग्गं
पत्तं तो लहुकरेइ धरणिंदो।
जिणओवरि फणाछत्तं
भोगेण य देहवहि परिहिं ॥६२॥
चलणाहो गुरुनालं
कमलं तो कमठु खामिउं नट्ठो।
धरणो गओ सवासं
जिय उवसग्गं नमह पासं ॥६३॥

રત્નસાર ભાગ બીજો પૃ. ૨૧૮-૩૨

તેજ પ્રમાણે જૈન શ્વેતામ્બર સાહિત્યના આવશ્યકનિર્યુક્તિ નામના પુરાતન ગ્રંથમાં 'અહિચ્છત્રા' માટેના ઉલ્લેખો નીચે પ્રમાણે મળી આવે છે

"गजाग्रपदे दशार्णकूटवर्तिनि तथा तक्षशिलायां धर्मचक्रे तथा अहिच्छत्रायां पार्श्वनाथस्य धरणेन्द्रमहिमास्थाने।"

તેવીજ રીતે "જ્ઞાતાધર્મકથા" નામના ગ્રંથમાં આ પુરાતન નગરના માટે આરીતે ઉલ્લેખ કરેલ છે.

"तीसे णं चंपाए नयरीए उत्तरपुरच्छिमे दिसिभाए अहिच्छत्ता नाम नयरी होत्था, रिद्धत्थमिय समिद्धा वन्नओ, तत्थ णं अहिच्छत्ताए नयरिए कणगकेउ नामं राया होत्था,"

"सेयं खलु मम विपुलं पणिय भंडभायाए अहिच्छत्तं नगरं वाणिज्जाए गमित्तए,"

"अहिच्छत्तं नगरं वाणिज्जाए गमित्तते,"— જ્ઞાતાધર્મકથા પૃ. ૧૯૨.

આવશ્યક નિર્યુક્તિ
જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પ.
આર્કી. સર્વે ઓફ ઇન્ડિયા વૉ. ૧ કનીંગહામ

ડૉ. ફૂહરરનો રિપોર્ટ સન. ૧૮૯૧-૯૨
એપિગ્રાફીક ઇન્ડિયા વોલ્યુમ ૧૦
પૃ. ૧૧૦–૧૧૫.

Archiological Survey of India, Vol 2. P. 28–29,

H. R. Nevill. District Gajetteers of the United Provinces of Agra and Oudh, Vol. 3, 1903, Allahabad.

J. R. A. S. Great Britain and Ireland, 1903, P- 1–64 London.

વીગેરે સ્થળોએ આ અહીચ્છત્રાનો ઉલ્લેખ મળે છે

**રાજ્યકર્તાઓ**

શોધખોળ થતાં અહિચ્છત્રાનગરની પુરાતન સમયની કેટલીએક મૂર્તિઓ; સ્તુપ, અને શિક્કાઓ મળી આવ્યા છે જેમાં ઈ. સ. પૂર્વે ૨૦૦ થી ૧૦૦ સુધીના છે. અહીં શુંગવંશના રાજાઓ અગ્નિમિત્ર, સૂર્યમિત્ર, ભાનુમિત્ર, વિષ્ણુમિત્ર, ભદ્રઘોષ, ધ્રુવમિત્ર, જયમિત્ર, ઈન્દ્રમિત્ર. ફલ્ગુનીમિત્ર અને બૃહસ્પતિમિત્ર વિગેરે રાજ્યકર્તાઓ થઇ ગએલ છે. તે વાત તેમાં મળી આવેલ શિક્કાઓ પરથી જણાઇ આવે છે. આમાંના શિક્કાઓ કૌશામ્બિ અને અવધમાંથી પણ મળેલ છે. ત્યારપછી ઇ સ. ત્રીજી શતાબ્દિના મધ્ય ભાગમાં ગંગવંશિ જૈન રાજા વિષ્ણુગોપ રાજ્ય કરી ગએલ છે. ત્યાર બાદ ઈ સ. ૩૩૦ માં બૌદ્ધરાજા અચ્યુત થોડા વર્ષો રાજ્યકર્તા થઈ ગએલ ત્યાર પછી પ્રસિદ્ધ રાજા મોરધ્વજ (મયુરધ્વજ) થઈ ગએલ છે. એમ કહેવાય છે કે આ રાજા જૈનધર્મી હતો તેમજ તેના સમયમાં આ પ્રદેશમાં જૈનધર્મ ઉન્નતિ પર હતો. તેમજ રાજા અગ્નિમિત્ર અને ભાનુમિત્ર જે ઉજ્જેની પર પણ રાજ્ય કર્તાઓ થઇ ગએલ છે તે પ્રસિદ્ધ જૈનાચાર્ય કાલિકસૂરિના ભાણેજ હતા તેવું શ્વેતામ્બર જૈનોના સાહિત્યો પરથી જણાઈ આવે છે.

**શોધખોળમાં મળી આવેલ પુરાતન અવશેષો**

અહિચ્છત્રાનગરની શોધખોળ ડૉ. ફૂહરરે સન ૧૮૯૨ ની સાલમાં કરેલ તેમાં મળી આવેલ વસ્તુઓ સંબંધી તેમના રિપોર્ટમાં જણાવે છે કે--આ પુરાતન સ્થાનમાં મૂર્તિઓ પદ્માસનો તેમજ શિલ્પીઓના કામો મળી આવેલ છે જે કુશાન રાજ્યકાળના છે. આમાં એક પુરાતન જૈન મંદિરના ખોદકામમાંથી એક મૂર્તિ હાથ આવેલ છે. તેની ડાબી બાજુનો કેટલોક ભાગ તુટી ગએલ હાલતમાં છે. આ મૂર્તિ પબાસન સહીત ધ્યાનમુદ્રાએ પદ્માસનરૂપે છે. પબાસનના ભાગમાં બંને બાજુએ ઉભેલા એક એક સિંહ છે. વચમાં ધર્મચક્ર છે. ધર્મચક્રની આજુબાજુ કેટલાક પૂરૂષો અને સ્ત્રીઓ મૂર્તિને વંદન કરતાં ઉભેલ છે. આ મૂર્તિનું શિલ્પકામ "ઈન્ડોકોરી નથીઅન" ઢબનું છે. મૂર્તના નીચે પબાસનમાં જે શિલાલેખ છે તે બ્રાહ્મી લીપીમાં કોતરાએલ છે"

सं. १२ ना ४ मास ११ दिवसे इतिशय पूर्वम कोटिगन वामभाडासियानो

कुलातो अने उच्चनागरो शाखातो जेनिस्य आर्यपुसिलसय.

સં. ૧૨ ના વરસાદનાજ મહિનામાં અગિઆર દિવસે કૌટિયગણ બમ ભાડાસિય કુલ અને ઉચ્ચનાગરિ શાખામાં આર્ય પુસિલસય. વી. આ સૂર્તિ દિગમ્બર જૈનોની બતાવેલ છે. ડૉ. ફૂહરરે આ સંવત શક સંવતનો છે તેમ બતાવેલ છે

બીજી એક ચતુર્મુખ જૈન તીર્થંકરની મૂર્તિના નીચેનો પબાસણવાળો ભાગ મળી આવેલ છે. અને બીજા બે લેખોવાળા પથ્થરો મળી આવ્યા છે તે બધા લેખો બ્રાહ્મી લીપિમાં કોતરાએલા છે. તેમાં પબાસણવાળો શિલાલેખ સં. ૭૪ ની સાલનો કુશાન રાજ્યકાળનો બતાવેલ છે. તેમ પબાસનનું શિલ્પકામ ઇન્ડો પરસી પોલિટન Indo-Persepolitan ઢબનું કોતરએલ છે.

આ પુરાતન ટીલાનું ખોદકામ કરતાં પૂર્વ દિશા સ્તુપ તરફની બાજુએ એક સ્તુપ મળી આવેલ છે. તેમ આ જગ્યાએ એક પ્રાચીન સમયનો સ્થંભ છે તેના પર आचार्य-इन्द्रनंदि शिष्य महादरि पार्श्वमतिराय कोट्टारि .. વિગેરે લખેલ છે. તેમ એક શિલાપટ્ટના પર નવગ્રહનું કામ કરેલ છે ડા. ફૂહરર આ સ્તુપને બૌદ્ધોનો બતાવેલ છે. પણ શાકય મુનિના ઉપદેશ પછી બૌદ્ધોમાં સ્તુપો બાંધવાની પ્રથા શરૂ થએલ છે. પરંતુ આ સ્તુપ ઇ સ. પૂર્વે આઠમી શતાબ્દિનો હોવાનું જણાય છે.

પુરાતત્ત્વના અભ્યાસિઓએ પહેલાંના શોધકામમાં જે સ્તુપો મળી આવેલ તે બધા બૌદ્ધોના લખી દીધેલ હતા. ડા. ફૂહરરની જેમ ડા. બ્કહલરે અને કનિંગહામ વિગરે શોધકોએ પણ તેવીજ રીતે મથુરા વિગેરે સ્થાનોના સ્તુપો માટે લખેલ પરંતુ તેની પુરતી શોધ થયા પછી ઉક્ત સ્તુપો જૈનોના છે તેમ બતાવેલ છે. સી. હેવેલે પોતાની હીસ્ટ્રી ઓફ઼ ઇસ્ટર્ન એન્ડ આર્યન આર્કિટેકચર નામના પુસ્તકમાં તે સંબંધી ખુલાસાવાર નિર્ણયથી જણાવેલ છે.




લેખક મફતલાલ ઝવેરચંદ ગાંધી

પદાર્થમાત્ર ક્ષણે ક્ષણે પરિવર્તન પામે છે. જુઓ કે સવાર પછી બપોર અને બપોર પછી રાત, ગુલાબની કળી ખીલે અને કરમાય, એ રીતે આજે જગતના એકે એક કાર્યક્ષેત્ર ઉપર નજર નાંખીશું તો જણાશે કે એકે કાર્ય ક્ષેત્ર એવું નથી કે જે પોતાના મૂળ સ્થાપનકાળથી સેંકડો પરાવર્તન પામી સેંકડો રીતે વિભક્ત ન થયું હોય. ધર્મ, વ્યાપાર, વેશ, નીતિ, રાષ્ટ્ર, કુટુમ્બ વિગેરે સૌ ક્ષેત્રો તરફ નજર નાંખીએ તો જણાશે કે તે આજે મૂળ ક્ષેત્રથી અનેક રીતે વિભક્ત થયેલાં માલમ પડે છે. તેમાંના કોઈક સ્વરૂપે એક છતાં નામે ભિન્ન, કોઈક નામે ભિન્ન અને સ્વરૂપે મૂળસ્વરૂપ અને કોઇક ક્ષેત્રો અનેક મિશ્રણથી બનેલાં નજરે પડે છે. છતાં પણ તેના પડેલા અને હવે પછી પડનારા ગમે તેટલા વિભાગો હોય પરંતુ તે મૂળતત્ત્વને અવલંબીને હોય તો તે મૂળ તત્ત્વના યથાર્થ પોષક અને વ્યાજબીજ ગણાય છે. તો પણ એ ભૂલવા જેવું નથી કે ગમે તેવાં પરાવર્ત્તનો અને વિભાગો થાય તો પણ મૂળ સત્ય સિદ્ધાંતો જરા પણ બદલાતા નથી તે ચોકકસ છે. અને જેમાં આ સત્ય સિદ્ધાંતો જેટલે અંશે હોય તેટલે અંશે તે ક્ષેત્ર સત્ય સમજવું જોઇએ.

આ સત્ય અને વ્યાજબી સરણી છતાં અનેકાનેક વિભાગોને જોઈ મૂળ તત્ત્વની વ્હેંચણ નહિં કરી શકનાર અ[illegible]પજ્ઞ માણસો સત્ય વસ્તુથી વંચિત રહી લાભની બુદ્ધિએ પ્રવૃત્તિ કર્યા છતાં ગેરલાભ ન ઉઠાવે તે ઉદ્દેશથી પૂર્વ મહાપુરૂષો જગતના અનેક પરાવર્તનો થયા છતાં જે પરાવર્તનોમાં જગતના મૂળ અચળ સત્યો છૂપાયેલાં છે તેને સમજાવવા હરહંમેશ ઉદ્યત રહ્યા છે. તેમજ હઠાગ્રહને લઇને જગતના પ્રાણીગણને ઉન્માર્ગે પ્રવર્તિ કરાવનાર હઠવાદીઓથી બચાવી અને વ્યામોહીઓના વ્યામોહથી પ્રાણીઓને બચાવી એ સનાતન સન્માર્ગ બતાવવામાંજ પોતાનું જીવન સફળ માન્યું છે.

આ સત્યધર્મ કથન કરનાર મહા પુરૂષો વાહવાહની ઈચ્છા કે ઐહિક યા પારલૌકિક દૂન્યવી સુખની ઈચ્છા ન

તાં જગતભરના પ્રાણીમાત્રને સત્ય ધર્મનું ભાન કરાવવું એજ જીવનધ્યેય વાળા હોય છે છતાં આ ધર્મ કથક પાસેથી યથાર્થ વસ્તુતત્ત્વનો બોધ કેવા પ્રકારના વાદ કરનારા લઇ શકતા નથી અને કેવા પ્રકારના લઇ શકે છે તે અને કેવા પ્રકારના વાદ કરનારને જણાવવાથી ધર્મકથકની મહેનત સફળ બને છે તે અહીં જણાવવાનું છે.

વાદ ત્રણ પ્રકારે છે શુષ્કવાદ, વિવાદ અને ધર્મવાદ. શુષ્કવાદ તેને કહેવામાં આવે છે કે જે વાદ ગર્વિષ્ઠ, નિર્દયસ્વભાવી અને યદ્વાતદ્વા બકવાદ કરનારા સાથે વાદ કરવો. આ વાદમાં વાદ કરનાર અભિમાની હોવાથી સત્ય વસ્તુ સમજાયા છતાં સ્વીકારી શકતો નથી અને કદાચ શ્રોતાઓના વલણને લઇને સ્વીકારે તોપણ તેના જીવનમાં તેનું પરિણમન કે સત્યવસ્તુના સમજાવનારનો ઉપકાર માની શકતો નથી આ શુષ્કવાદમાં સામાને જે તત્ત્વપ્રરૂપકનો ધર્મકથનથી ધર્મમાં વાળવાનો આશય હોય તે પાર પડતો નથી. ઉલટું તે નિર્દયસ્વભાવી હોવાથી તેનો પરાજય થાય તો તે હંમેશનો શત્રુ થઇ નહિં ધારેલ એવાં અવનવાં વિઘ્નો કરી મુશ્કેલીમાં નાંખે છે. તેમજ યદ્વાતદ્વા બકનારા મૂઢ માણસ સાથે વાદ કરવાથી કાંઇ પણ ફાયદો થતો નથી કારણકે તેમાં તે વસ્તુતત્ત્વને સમજી શકતો નથી અને કેવળ વાદ કરનારની નકામી શકિતનો વ્યય કરે છે. આવા વાદને શુષ્કવાદ કહેવામાં આવે છે. આ વાદમાં જય થાય તો પણ લાભ નથી કારણ કે જો કદાચ આ શુષ્કવાદમાં જીત થાય તો તે શુષ્કવાદી આવેશમાં આવી પોતાનો પરાજય નહિ સહન થવાથી પોતાનું અકાળ મૃત્યુ વિગેરે કરી બેસવાથી સંસારમાં રખડી પડે છે. અને કદાચ તેમ ન કરે તો કાયમીનો વૈરી બની સત્યકથન કરનારને મરણાંત કષ્ટ આપનાર બને છે અને તે પોતે પોતાનું જીવન હારી સંસારમાં રખડી પડે છે. આ વાદમાં ધર્મકથક કદાચ હારે તો તેની અને શાસનની પેટપુર નિંદા કરી પોતાથી બનતી શાસનના મહિમાને હાનિ પમાડે છે.

આજે ખરેખર શાસનની હિલના કરવામાં કારણભૂત હોય તો અર્થવિહીન શુષ્કવાદો વિશેષ છે. આ શુષ્કવાદ સંબંધી સૂરિપુરંદર ભગવાન હરિભદ્ર સૂરિકૃત અષ્ટકના બે શ્લોકો નીચે મુજબ છે.

अत्यन्तमानिना सार्धं,क्रूरचित्तेन तु दृढम्<br>
धर्मद्विष्टेन मूढेन शुष्कवादस्तपस्विना। २<br>
विजयेऽस्यातिपातादि,लाघवं तत्पराजयात्<br>
धर्मस्येति द्विधाप्येष, तत्त्वतोऽनर्थवर्द्धनः

અપૂર્ણ

# વિજ્ઞપ્તિ



૧ આ અંક અત્યંત ઉતાવળથી તૈયાર કરવાનો હોઇ અમે વિશિષ્ટ લેખકોના વિશેષ લેખો મેળવી શકયા નથી. તેમજ તેને હાલ ત્રણ ફૉર્મમાં રજુ કરી શકયા છીએ પરંતુ હવે પછી ચાર ફૉર્મ આપવાની આમારી ભાવના છે.

૨ આવતા અંકમાં પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ, પરમપૂજ્ય શ્રીમદ્ લબ્ધિસૂરીશ્વરજી મહારાજ, પરમપૂજ્ય ઉપાધ્યાય શ્રીમદ્ લાવણ્યવિજયજી મહારાજ, પરમપૂજ્ય મુનિ મહારાજ શ્રીમદ્ વિદ્યાવિજયજી મહારાજ, તથા પરમપૂજ્ય મુનિ મહારાજ દર્શનવિજયજી મહારાજ આદિના વિદ્વત્તાપૂર્ણ લેખો આવશે તો તે વાંચવા રખે ચૂક્તા.

૩ આ અંકમાં પ્રકાશન કે ઉતાવળને અંગે રહેવા પામેલા દોષ બદલ વાંચકગણ ક્ષમા આપશે.










# શ્રી જૈન સત્યપ્રકાશ.

તંત્રી

શાહ ચીમનલાલ ગોકળદાસ.

વર્ષ પ્રથમ　　　　　　　　　　અંક બીજો







**ગ્રાહકોને**

આ અંક સાથે ગ્રાહકથનારને ભરવાના કુપનો મોકલ્યા છે. ગ્રાહક થવા ઇચ્છનારે તેમા પોતાનું નામ ઠેકાણુ તથા ગામ સ્પષ્ટ અક્ષરે લખી મોકલવુ. જેઓનું કુપન ભરાઈ આવશે તેને ત્રીજો અંક વી૦ પી૦ થી મોકલવામા આવશે.

ગ્રાહક રહેવા ન ઇચ્છનારે અમોને તુરત લખી જણાવવુ.

લવાજમ અમદાવાદ માટે રૂપૈયો ૧ાા
બહારગામ માટે રૂપૈયા ૨

—તંત્રી

પ્રકાશક

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

[ પાંજરાપોળ ] **અમદાવાદ.**









णमो त्थु णं भगवओ महावीरस्स

# શ્રી જૈન સત્ય પ્રકાશ


પુસ્તક ૧ અંક ૨

સને ૧૯૩૫ વીર સંવત ૨૪૬૧ વિક્રમ સંવત ૧૯૯૧

ભાદ્રપદ માસ


वसतरागेण गीयते ॥

पालय पालय रे पालय मां जिनधर्म ।
मंगलकमलाकेलिनिकेतन करुणाकेतन धीर
शिवसुखसाधन भवभयबाधन जगदाधार गंभीर पा० ॥ १ ॥
सिञ्चति पयसा जलधरपटलीभूतलममृतमयेन ।
सूर्याचंद्रमसावुदयेते तव महिमातिशयेन पा० ॥ २ ॥
निरालंबमियमसदाधारा तिष्ठति वसुधा येन ।
तं विश्वस्थितिमूलस्तंभं तं सेवे विनयेन पा० ॥ ३ ॥
दानशीलशुभभावतपोमुखचरितार्थीकृतलोकः ।
शरणस्मरणकृतामिह भविनां दूरीकृतभयशोकः पा० ॥ ४ ॥
क्षमासत्यसंतोषदयादिकसुभगसकलपरिवारः ।
देवासुरनरपूजितशासन कृतबहुभवपरिहारः पा० ॥ ५ ॥
बंधुरबंधुजनस्य दिवानिशमसहायस्य सहायः ।
भ्राम्यति भीमे भवगहनेगी त्वां बांधवमपहाय पा० ॥ ६ ॥
द्रंगति गहनं जलति कृशानु स्थलति जलधिरचिरेण ।
तव कृपयाऽखिलकामितसिद्धिर्बहुना किंतु परेण पा० ॥ ७ ॥
इह यच्छसि सुखमुदितदशांगं प्रेत्येंद्रादिपदानि ।
क्रमतो ज्ञानादीनि च वितरसि निःश्रेयससुखदानि पा० ॥ ८ ॥
सर्वतंत्रनवनीतसनातन सिद्धिसदनसोपान ।
जयजय विनयवतां प्रतिलंबितशांतसुधारसपान पा० ॥ ९ ॥

# સંતબાલની વિચારણા
### અને
# મૂર્તિપૂજા વિધાન

લે. આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજ

પ્રભુમૂર્તિના વિરોધીઓ દીર્ઘ વિચાર કરતાં સાક્ષાત્ પ્રભુનાજ વિરોધી સિદ્ધ થાય છે. એક વખત મહાનસિંગ નામનો એક નૃપતિ મૂર્તિને નહિ માનનારો હતો. છતાં પોતાના નામથી પ્રસિદ્ધ કરેલ મહાનસિંગ નામના બાગમાં પોતાનું બાવલું મુકાવ્યું. આજે ઢુંઢીયાની તથા આર્યસમાજીયોની પણ આવીજ દશા નિહાળાય છે. પ્રભુની મૂર્તિને નહીં માનનારા સ્થાનકવાસી સાધુ સાધ્વીઓ પોતાની છબીઓ પડાવે છે. તેમજ પ્રભુમૂર્તિને નહિ માનનાર દયાનંદ સરસ્વતી પોતાના ફોટાઓ અનેક તરેહના આજે પડાવી ચુકેલ છે. મહાનસિંગ નૃપતિના તે બાવલા ઉપર કોઇએ ખાસડાંની માળા પહેરાવી દીધી. આ વાતની મહાનસિંગને ખબર પડતાં તેણે પાંચસો રૂપીઆનું ઈનામ કાઢયું કે ' જો કોઈ મારી મૂર્ત ઉપર ખાસડાંની માળા નાંખી અપમાન કરનારને પકડી આપશે તેને હું પાંચસો રૂપીઆનું ઈનામ આપીશ. ' આ ઢંઢેરાથી લોકો તાજુબ થઈ મહાનસિંગને પૂછવા ગયા કે સાહેબ આપતો મૂર્તિને માનતા નથી તો પછી આટલું બધું ધાંધલ મચાવવાની તસ્દી આપ શા સારૂ લો છો ? મહાનસિંગ કહેવા લાગ્યા કે તમો વિચારક લાગતા નથી એટલેજ આવી જાતનો પ્રશ્ન પુછો છો. હું મૂર્તિમાં સાક્ષાત છું એમ નથી માનતો પરંતુ એમ તો માનું છું કે જેણે મારી મૂર્તિના ગળામાં અઘટિત ઉપહાર કર્યો તે રાજદ્રોહી છે એટલે એનો પુરો ફેંજ ન કરૂં તો કાલે અનેક દ્રોહીઓ વધી જાય. ત્યારે લોકો પુછવા લાગ્યા કે સાહેબ! જ્યારે આપના બાવલાને બુરી નજરથી નિહાળનારાને રાજદ્રોહી માનો છો તો પછી પ્રભુમૂર્તિને બુરી નજરથી જોનારાઓ પ્રભુ દ્રોહી કેમ ન મનાય? વળી આપની મૂર્તિની ( Insult ) અવહેલના કરનાર તો હાથમાં આવે અગર ન પણ આવે અને આવે તો પણ કદાચ છુટી પણ જઈ શકે છે. પરંતુ પ્રભુમૂર્તિના વિરોધીઓ તો કુદરતના કોપથી કદી પણ નહી છુટી શકે તેનો પણ જરા, આપ વિચાર કરશો કે ? આપની મૂર્તિના નિંદનારને જોઈ આપ તેના ઉપર

બીજાઓ છો પરંતુ તેની જ કોઇ ખૂબ ભક્તિ કરનાર વ્યક્તિને જુવો તો આપ શું કરો ? આના જવાબમાં મહાનસિંગજીએ જણાવ્યું કે એકાદ ગામ જરૂર આપી દઉં.તો પછી સાહેબ! ઈશ્વર પ્રસન્ન થઇ શું આપી શકે છે તે આપ કહી શકો છો ?મહાનસિંગજી કહે કે ઈશ્વર તો ત્રણ લોકનું રાજ્યઅને મુકિત પણ આપી શકે છે. તો પછી સાહેબ! તેમની મૂર્તિનો વિરોધ આપને ઠીક લાગે છે ? બુદ્ધિશાશાલીઓની આ યુક્તિયુક્ત વાતથી મહાનસિંગજી પ્રભુમૂર્તિના અનન્ય ઉપાસક થઈ આત્મકલ્યાણ કરવા લાગ્યા. હમારા સ્થાનકવાસી ભાઈઓ મહાનસિંગજીની જેમ કયારે સમજશે ?

લોંકાશાહે જ્ઞાનચંદ્રજી યતિ તરફથી મળતી આજીવિકા બંધ થવાથી મૂર્તિ વિરોધ કર્યો અને તમારી આંખે અવળા પાટા બંધાવ્યા છે તે હજુ ટળતા નથી. અને એજ અવળા પાટાના પ્રભાવે સંતબાલ જૈનપ્રકાશમાં કલ્પિતપારાયણ લખી રહ્યા છે. જેમાં નથી ઐતિહાસિક ( Historical ) સાક્ષી, કે નથી કોઈ પ્રકારનો યુકિતવાદ. માત્ર મન કલ્પિત નૉવેલની જેમ તેમનું કલ્પિત ચરિત્ર ખડું કર્યું છે અને તેમ કરી દેવામાં આવે તો કોઈ રોકી શકતું નથી. પરંતુ યાદ રાખવું. જોઇએ કે અવળાપાટાવાળા સ્થાનકવાસીઓ સિવાય તે વાતને બીજો કોઈ પણ સમજુમાણસ સાચી માનવાને તૈયાર નથી.

લોંકાશાહ એક મામુલી લીખારા ( લહીયા ) સંસ્કૃત પ્રાકૃતના જ્ઞાન વગરના સામાન્ય બોલવાલા માણસ હતા. જેમને માટે જ્યોતિર્ધર પદ અર્પણ કરવું તે રાત્રીને દિવસ કહેવા જેવું છે.

ચૌદસો ચુમ્માલીશ ગ્રન્થના કર્તા શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કયાં.કલિકાળ સર્વજ્ઞનું બીરૂદ ધારણ કરનાર, સંસ્કૃત પ્રાકૃત વ્યાકરણ, ન્યાય જ્યોતિષ અને સાહિત્ય વિગેરે અનેક ગ્રંથોના સર્જનહાર પ્રતાપી પુરૂષ શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય મહારાજા કયાં. અને કયાં તે સમયનું પુરૂં ભાષાજ્ઞાન પણ નહિ જાણનાર લોંકાશાહ. જો ભાષાજ્ઞાન પણ પુરૂં આવડતું હોત તો જુના પાર્શ્વચંદ્રજીના ટબ્બા ઉપરથીજ બત્રીશ સૂત્ર જાણવાની પ્રથા જુનાસ્થાનકવાસીઓમાં હતી તે ન હોત. અને તે નવું જ લોંકાશાહ ઉભું કરી શકત.પણ તેમના તરફથી એવું કાંઈ બન્યું નથી. તેમણે નથી ચાર લીટી સંસ્કૃતની લખી અગર નથી લખી માગધી ભાષાની ચારલીટી.આવા સામાન્ય નરને વિષે દૃષ્ટિઅંધ બની મોટું રૂપ આપતાં સંતબાલ ભલે અત્યારે તેમની અનુયાયી પ્રજામાં વખણાય પરંતુ ભવાન્તરમાં સીત્તેર કોડાકોડીની મોહનીય કર્મની સ્થિતિબંધનું કારણ ઉપસ્થિત કરી દીધું

ઘણું તેમને સહન કરવું પડશે તે પણ સાથે ધ્યાનમાં રાખવા ભલામણ છે.

સંતબાલ પોતે તા. ૧૪-૭-૩૫ ના જૈનપ્રકાશના અંકમાં લખે છે કે "જૈનદર્શન અનેકાન્ત છે. ભિન્નદષ્ટિ બિંદુને તે સ્વીકારે છે. એકાન્તને તેમાં સ્થાનજ નથી. છતાં જ્યારે માનવપ્રકૃતિની નિર્બળતા જોર કરે છે ત્યારે આ અનેકાન્તવાદને કોરે મૂકી દેવાય છે."

કેવું સુંદર કથન! પોતાના આ લખાણ ઉપર ઉંડા ઉતરી વિચાર કર્યો હોત તો લોંકાશાહના માટે પણ સમજત કે તેમની પણ પ્રકૃતિની નિર્બળતાને લીધેજ લોંકાશાહે અનેકાન્તવાદને કોરે મુકી એકાંત મૂર્તિના નિષેધને સ્વીકાર્યો છે. જ્યારે પ્રાણી નિરાવલંબી ધ્યાનમાં ચડે છે અર્થાત્ અપ્રમત્ત દશામાં આવે છે ત્યારે તેને મૂર્તિની જરૂર રહેતી નથી. જ્યાં સુધી સાલંબન ધ્યાનથીજ કામ લેવાનું હોય છે ત્યાં સુધી મૂર્તિની જરૂરત રહે છે આવા સ્યાદ્વાદસિદ્ધાંતને જો માન આપ્યું હોત તો લોંકાશાહને इदं तृतीयं કરવાની જરૂર ન જણાત. પરંતુ તેમની આજીવિકા તુટી જવાથી इदं तृतीयं કર્યા સિવાય માન પૂજા, ઉદરપોષણ, વૈરવસુલાત કરવાની બુરી જીજ્ઞાસા તૃપ્ત કરવાની હોંશ પુરી ન થાત એ સ્વાભાવિક હતું. પરંતુ આવા નજીવા કારણથી ધર્મની જડ ઉખેડવી શરૂ કરવી તે સજ્જનને છાજે તેવું ન ગણાય. પરંતુ જ્યાં સજ્જનતાની જડમાં દ્વેષ અને સ્વાર્થ આગ મુકનારાં હોય ત્યાં તેવી પ્રવૃત્તિમાં લોંકાશાહ જોડાઇ જાય એમાં આશ્ચર્ય જેવું ન હતું. कर्मणां गहना गतिः એ ન્યાયે લોંકાશાહે પરલોકમાં ગતિ બગડવાના વિચારને માંડી વાળ્યો હતો. અણજાણ લોકોનું ટોળું જ્યાં વિશેષ વસતું હોય અને મૂર્તિપૂજક શ્વેતાંબર ત્યાગી સાધુઓનો વિહાર જ્યાં ઓછો હોય અને શિથિલાચારી યતિઓથી લોકો કંટાળ્યા હોય તેવા સ્થાને મૂર્તિપૂજાનો વિરોધ કરવા માંડયો. કારણકે दुनिया झुकती है झुकाने वाला चाहीए. એ રીતે અનુયાયી વર્ગને વધારી ઉપરની કહેવતને સિદ્ધ કરી. તે વાત તા. ૪-૮-૩૫ના જૈન પ્રકાશમાં સંતબાલના શબ્દોથી સિદ્ધ થાય છે. તેઓ લખે છે કે જોઇતી સામગ્રી મળી ગયા પછી ધર્મપ્રાણ લોંકાશાહે પડકાર કર્યો કે 'મૂર્તિપૂજા શાસ્ત્ર સંમત નથી. અહિંસામાં ધર્મ છે' ઇત્યાદિ હમને અફસોસ થાય છે કે બીચારા લોંકાશાહે જેમ સૂર્યના તેજને ઘૂવડ નથી દેખી શકતો તેમ ઠામ ઠામ મૂર્તિપૂજાના પાઠો દેખ્યા નહી. અથવા તો इदं तृतीयं પંથ કાઢવાના ધ્યેયથી દેખવા છતાં અપલાપ કર્યો. આ બે વિકલ્પમાંથી એક ગમે તે વિકલ્પ સ્વીકારવો પડશે. અને તે પાઠોની હમો સવિસ્તર આગળ નોંધ લેવાના છીએ. તેથી બુદ્ધિશાલીઓ સારીરીતે સમજી શકશે

કે આંધળો કહે કે જગતમાં રૂપ નથી, બહેરો કે શબ્દો નથી, હતઘ્રાણેન્દ્રિય કહે કે ગંધ નથી, રસનેન્દ્રિયહીન કહે કે રસ જેવી કોઈ વસ્તુ નથી અને હતસ્પર્શેન્દ્રિય કહે કે સ્પર્શ નથી. એવુંજ મૂર્તિના વિષયમાં લોંકાશાહનું કથન છે.

વિલાયત સુધી જેમનું નામ મશહૂર છે, દુનિયાના સર્વે વિદ્વાનો જેમની મુક્ત કંઠે પ્રશંસા કરે છે, જે આ યુગમાં એક પ્રધાનપુરૂષ અને ઉત્કૃષ્ટ ત્યાગી તરીકે પ્રખ્યાત છે તે શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી ઉર્ફે શ્રી આત્મારામજી મહારાજ જ્યાં સુધી સંસ્કૃત ન્હોતા ભણ્યા ત્યાં સુધી ઢુંઢીયાપણામાં મૂર્તિપૂજાનું ખૂબ ખંડન કરતા હતા. પણ જ્યારે તેઓશ્રીએ સ્થાનકવાસીપંથમાં રહી સંસ્કૃતનો અભ્યાસ કર્યો ત્યારે તેમને ઢુંઢીયાના માનેલા બત્રીશ સૂત્રોમાં પણ સ્થળે સ્થળે મૂર્તિનુ વિધાન માલૂમ પડયું. અને છડેચોક આ સનાતન સત્ય મૂર્તિપૂજાની સિદ્ધિ કરી પંજાબના હજારો ઢુંઢીયાને સત્ય સિદ્ધાંતના ઉપાસક બનાવ્યા. આથી માલુમ પડે છે કે લોંકાશાહને સંસ્કૃતજ્ઞાનનો અભાવ હોવાથી તે મૂર્તિપૂજાના નિષેધક બન્યા હોય અથવા તો મિથ્યાત્વના ઉદયથી ઈરાદાપૂર્વક કુમતપ્રચારની ધુનથી સત્ય વસ્તુને માનનારો બુદ્ધિનું ખૂન થઇ ગયું હોય અને અસત્ય પ્રચારની ખાતર એમ માનવા લાગ્યા હોય કે પરમાત્મા મહાવીરના સિદ્ધાંતમાં મૂર્તિપૂજા છેજ નહિ. પરંતુ આંધળો જગતમાં રૂપ નથી એમ કહેવા લાગે તેથી ચક્ષુયુક્ત પુરૂષો એમ કદી માની શકશે નહિ.

જ્યારે કુમતના પ્રચારનોજ સીદ્ધાંત થઈ જાય છે ત્યારે બદ્ધાગ્રહ થઇને પ્રાણીમાત્ર કુતર્કોજ લડાવ્યા કરે છે. આ બાબતને પુષ્ટ કરવા એક સ્થાનકવાસીના ભૂતપૂર્વ જેઠમલજીનું દૃષ્ટાંત બસ છે. દેવલોકમાં જૈનમૂર્તિઓ રાયપસેણી આદી સૂત્રોથી સિદ્ધ છે, અને તે શાશ્વતી પ્રભુમૂર્તિઓનુ સમ્યક્ત્વ ધારી દેવદેવીઓ પ્રેમથી પૂજન કરી પોતાના જન્મને ધન્ય માને છે. 'સાર' નામના પુસ્તકમાં તેઓ લખે છે કે " પ્રભુ મહાવીરનું શરણ લઇ શકેન્દ્રની સાથે લડાઈ કરવા ગયેલ ચમરેન્દ્રના ઉપર શક્ર તરફથી વજ્ર પ્રહાર કરવામાં આવતાં તે શીઘ્ર ગતિએ મહાવીરના ચરણમાં આવી લાગ્યો. જો દેવલોકમાં શાશ્વતી મૂર્તિ હોત તો ત્યાંજ તેણે મૂર્તિનું શરણ કેમ ન લીધું ? " આના ઉત્તરમાં શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજે ( આત્મારામજી ) લખી દીધું છે કે જે મનુષ્ય જેની નિશ્રાએ કાર્ય આરંભે તે કાર્યમાં નાશીપાસ બનતાં તેનીજ નિશ્રાએ પહોંચે એ સાદો ન્યાય કેમ ભૂલી જાઓ છો ? અને જો પાછું

પ્રભુના ચરણમાં આવવા માત્રથી ત્યાં મૂર્તિઓ નથી એમ માનશો તો પછી તમારે વીસ વીહારમાનોનો પણ અભાવ માનવો પડશે.કેમકે ત્યાંથી પાછા સુસુમાર નગરમાં રહેલા મહાવીરપ્રભુ પાસે આવ્યા અને મહાવીદેહ ક્ષેત્ર વચમાં આવતું હતું છતાં ત્યાં ન ગયા. એટલે શું મંધર સ્વામીનો પણ અભાવ છે ? પરંતુ મંધર સ્વામીના અભાવને તો તમો પણ સ્વીકારી શકતાજ નથી. તો પછી એમજ માનવું રહ્યું કે જેનું શરણું લઈ કાર્યનો આરંભ થાય તેમાં નાશીપાસ બનતાં પાછું તેના શરણમાં આવવું પડે છે. આવા તો સેંકડો કુતર્કોના વ્યાજબી જવાબો આપી સમકિત સારના જવાબમાં શ્રીવિજયાનંદ સૂરીશ્વરજી મહારાજે સમ્યક્ત્વશલ્યોદ્ધાર નામનું પુસ્તક બનાવ્યું છે. જે વાંચી સ્થાનકવાસીમતના ઘણા સાધુઓએ તથા શ્રાવકોએ તે પંથનો ત્યાગ કરી શુદ્ધમુર્તિપૂજક શ્વેતાંબરમત અંગીકાર કર્યો છે.

વળી પ્રભુમૂર્તિ જડ હોવાથી હમને તેના સેવનથી કોઈ જાતનો લાભ ભાસતો નથી. આવી રીતે કહેતા સ્થાનકવાસીઓમાં વાસ્તવીક રીતે જ્ઞાનનો અભાવજ જણાય છે. જો તેમ ન હોત તો ભાવ પૂજાની (પંચમહાવ્રત) પ્રાપ્તિ દ્વારા મુકિત પર્યંતના સુખને આપનારી પ્રભુ મૂર્તિની સેવાનો નિષેધ કદાપી ન કરત. સમજો કે એક કોઈ સુરૂપવતી સુશીલા સ્ત્રી ભરયૌવન અવસ્થામાં ઝુલતી બહારના ઉપવનમાં કોઇ પ્રયોજનથી એકલી જાય છે રસ્તામાં પરીશ્રાન્ત થવાથી એક વડની સઘન છાયામાં વિસામો લેવા લાગી. ત્યાં અચાનક ફરવા નીકળેલ ભયંકર ભુજંગે પોતાના છાયા સ્થાનને રોકી બેઠેલી સ્ત્રીને જોઇ જોરથી ડંખ લગાવ્યો જેથી તે સ્ત્રી તત્કાળ મરણને શરણ થવાથી જમીન ઉપર ઢળી પડી. અલ્પ સમયમાં ત્યાં એક ધર્માત્મા પુરૂષ આવી ચઢયો અને મૃત સ્ત્રીના મુખ તરફ નિહાળી કહેવા લાગ્યો અહાહાહા, કેવી ભવ્ય આકૃતિ છે ? નીતિકાર કહે છે કે आकृतिर्गुणान्कथयति એ વાકયને વિચારતાં આ આકૃતિથી આ સ્ત્રી સુશીલા તેમજ પરમ ગુણિની હોવી જોઈએ. એમ અનુમાન થાય છે. પ્રાયઃ મર્યાને ઘડી પણ પુરી થઈ નથી એમ શબને જોતાં નિશ્ચય થાય છે. જો હું ઘડી પહેલાં આવી પહોંચ્યો હોત તો જરૂર મારી ધર્મબહેનની સેવા બજાવત અને હરકત ન આવવા દેત. પગના અંગુઠાના જખમથી અને શબની વીચારણાથી આને સર્પ ડસ્યો છે એમ માલૂમ પડે છે તો સર્પના ઝેરને ઉતારવાનો મારી પાસે રામબાણ ઈલાજ હતો તે અજમાવત અને એક સુશીલા સ્ત્રીની સેવાભક્તિનો પૂરે-

પૂરો લાભ ઉઠાવત. આ પ્રમાણે વીચારી તે આગળ ચાલ્યો. પાછળથી એક બદમાસ આવ્યો અને એજ સ્ત્રીના શબને જોઈ બોલ્યો અહાહાહા ! આવું રૂપ મેં મારી ઉંમરમાં જોયું નથી. મૃત કલેવરની પણ સૌંદર્યતા અને લવણિમા અવર્ણનીય છે. જયારે આ જીવતી હશે ત્યારે તો ભલભલાના મનને ડોલાવતી સુરસુંદરીઓને પણ નીચું જોવડાવતી હશે. વળી આ હમણાંજ ઝેરી જાનવરના કરડવાથી મરી હોય એમ લાગે છે. જો હું ઘડી પહેલાં આવી પહોંચ્યો હોત તો આ સ્ત્રીને જરૂર મારા ફંદામાં ફસાવી મારી મનોકામનાને પૂરી કરત અને કદાચ ન માનત તો બળાત્કારથી પણ આ સુંદરીને ભ્રષ્ટ કર્યા વીના રહત નહિ. આવી બુરીભાવના ભાવવા લાગ્યો. અહિં માધ્યસ્થ સજજનોએ વીચાર કરવો જોઇએ કે સ્ત્રીના જડદેહને નીહાળી પ્રથમના પીવત્ર પુરૂષે સેવાભાવનાના કોડથી કેટલું પુણ્ય અને પાછળથી આવેલ નીચ પુરૂષે કેટલું ઘોર પાપ બાંધ્યું.

જડ વસ્તુ પણ પુણ્ય પાપનુ કારણ બને છે એ ઉપરના દૃષ્ટાંતથી શું સીદ્ધ નથી થઇ શકતું ?

જેમ અહીં સારાં નરસાં પરીણાણામથી સ્ત્રીનુ જડ દેહ પુણ્ય પાપનું કારણ બને છે. તેમજ પરમાત્માની મૂર્તિ પણ પ્રશંસક અને વંદકને અનર્ગલ પુણ્યનું અને નિંદક તથા ખિસકને ઘોર પાપનું કારણ થાય છે એ નિર્વિવાદ વાત છે.

આ સાદી વાતને પણ **ન** સમજી શકનાર લોંકાશાહ જ્યોતિર્ધર કહેવાય કે અંધકારકર કહેવાય તેનો વીચાર સન્તબાલે કર્યો હોત તો આજે લોંકાશાહના વખાણ કરવા કપોલકલ્પનાના જોરે લાંબુ તુત લખાણ કરી રહ્યા છે તે ન કરત.

આજે સ્થાનકવાસીના સમજુ જનો કહી રહ્યા છે કે પોતાના પૂજ્ય લોંકાશાહના ગમે તેટલા વખાણ કરે તેમાં શ્વેતાંબર મૂર્તિપૂજકને વચમાં પડવાની શી જરૂરત ? પરંતુ તેઓ વીચારતા નથી કે હજારોને મૂર્તિપૂજાના સાચા સીદ્ધાંતથી ભ્રષ્ટ કરનારના અનુયાયીઓને તેના જેટલા વખાણ કરવાનો હક્ક છે, તેથી હજારગણો ધર્મ રક્ષક પુરૂષોને પણ આવા ખોટા પ્રચાર કરનાર પુરૂષને પોતાના નગ્ન સ્વરૂપમાં જાહેર કરવાનો હક્ક છે. ધર્મીજનો જો આ હક્ક જતો કરે તો લાખ્ખો ભદ્રિકજનોનું અકલ્યાણ થઈ જાય માટે સંતબાલની સામે મૂર્તિપૂજકોની કલમ પણ ચાલુ રહેવાની.

અપૂર્ણ.

## श्री जिन-षट्पदी गीतम्

भविक जन भज जिनवरचरणं, नखशशिविभाविभूषित-
परिकर-सहितसमवसरणम् भविकजन०

स्फुरद्बोधवैभवबाधितजन-कृतसमुचितशरणम्
निजसमक्षशंकासंकुलजन-कृतशंकाहरणम् भ० १

चतुःषष्ठिसपरिकरसुराधिप-विरचितवरवरणम्
मधुरमहोदयलाभलसितजन-पुंगवपरमधनम् भ० २

आगमनिगमवेदिवुधपुंगव-गणधरगीतगुणम्
समुचितसविधिसुभगसेवकजन-बोधिदाननिपुणम् भ० ३

व्यन्तररचितकनकमयकोमल-कमलकृताक्रमणम्
निजदर्शनबाधितसेवकजन-भाविभवभ्रमणम् भ० ४

स्वस्तिकचक्रप्रभृतिरेखागण-लसितममलमरुणम्
प्राणिमात्रप्रतिबोधदक्षमति-कलितमहाकरुणम् भ० ५

मंगलमूलमभितनतिमूलं सर्वसिद्धिसदनम्
वर्षानन्दविहितहितगीतं कुरुकण्ठाभरणम् भ० ६

# समीक्षाभ्रमाविष्करण

लेखक—पूज्य उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज.

## क्या साधु छाता भी रक्खे ?

हवे आपणे प्रस्तु विषयपर आवीए. ते एके “ जैनश्वेताम्बरशास्त्रकारोए तेमना मुनिओने छत्र राखवानी छुट आपेली छे आवुं आ लेखकनुं कथनछे.” तेना जवाबमां अमारे जणाववानुं के अमो उद्घोषणा करी ने कहीए छोए के अमारा जैनश्वेताम्बरमुनिओ बीलकुल छत्र धारण करता नथी तेमज जैनश्वेताम्बर शास्त्रकारो पण छत्रनो छडेचोक निषेधकरे छे”ते माटे देखो दशवैकालिकसूत्रनुं कथन “छत्तस्स य धारणट्ठाए-[छत्रस्य च धारणमनर्थाय ] छत्रनुं धारण करवुं ते मुनिओने अनर्थने माटे छे अर्थात् मुनिओ छत्रने धारण करे नहि तथा जूओ-सूत्रकृताङ्गसूत्र प्रथमश्रुतस्कंध, नवमु धर्माध्ययन गाथा अढारमी “ पाहणाओ य छत्तं च णालीयं वालवीअणं परकिरियं अन्नमन्नं च तं विज्जं परिजाणिया” ॥१८॥ [उपानहौ च छत्रं च नालिकां वालव्यजनम् । परक्रियामन्योन्यं च तद् विद्वान् परिजानीत ॥ १८ ॥] आ गाथानी अदर ‘पाहणाओ’ शब्दथी जोडानो अने ‘ छत्तं ’ शब्दथी छत्रनो शास्त्रकार भगवान् स्पष्ट निषेध करे छे. वळी आज सूत्रकृताङ्गसूत्रना बीजा श्रुतस्कन्धना बीजा क्रियास्थानअध्ययनमां पण मुनिओने नीचे जणावाता विशेषणोवाळा बताव्या छे. देखो ते पाठ-अछत्तए अणोवाहए [ अच्छत्रकोऽनुपानत्कः ] मुनिओ छत्ररहित अने जोडारहित होय छे. आवीरीते अनेक शास्त्रमां अनेक ठेकाणे जोडा अने छत्र राखवानो निषेध प्रतिपादन करेल छे. आना पर जो लेखके विचार कर्यो होत तो तेने आ प्रश्नने अवकाश रहेत नहि. परन्तु सुझे क्याथी?।

प्रथम बतावदामां आवेला आचाराङ्गसूत्रना पाठमां ‘जेनी साथे दीक्षा लीधी होय अथवा रहेता होय तेना छत्रक विगेरे रजा सिवाय लहे नहि. एम कहीने रजा होय तो लहे’ एम जे सूचववामां आवेल छे तेनुं व्याख्यान करतां टीकाकार भगवान् स्पष्ट जणावे छे के ‘छत्रक’ एटले वर्षाकल्पादि, अर्थात्-काम्बलविशेष विगेरे जाणवां, छत्रक शब्दनो आवो अर्थ केवी रीते थाय छे तेने माटे टीकाकार भगवन्ते तेनो योगार्थ नीचे प्रमाणे जणावेल छे.‘छद्’ अपवारणे’ छादयतीति छत्रं वर्षाकल्पादि ’ ‘छद्’ धातु ढांकवुं एवा अर्थमां छे अने तेथी जे ढांके ते छत्र कहेवाय, एवुं कोण ? तो कहे छे के वर्षाकल्पादि अर्थात्-कम्बलविशेष विगेरे, ‘क’ प्रत्यय अहींयां स्वार्थमां आववाथी छत्रक

एम बनेल छे. अथवा छत्रमिव कायति आच्छादकत्वादिधर्मसाधर्म्यात् स्वोपभोगकृतो जनान् शब्दयतीति छत्रकम् । ढांकी देवुं विगेरे स्वभावनो समानता होवाथी छत्रनी जेम पोताना उपभोग करनार माणसोने जाणे बोलावतुं होय नहि शुं आवा प्रकारनुं जे होय ते छत्रक कहेवाय छे, विगेरे अनेक प्रकारे छत्रक शब्दनी साधनिका थई शके छे. तथा छत्रक शब्दनो अर्थ शब्दस्तोममहानिधिनामनो जैनेतरकृत कोष छे तेमां नीचे प्रमाणे जणावेल छे-छत्र-पु० छत्रमिव कायति कै-कः । (राङ्गाकुलेखाडा) वृक्षे मत्स्यरङ्के पक्षिणि । च स्वार्थकेन् । छत्रे न० । आ प्रमाणे छत्रक शब्दना अनेक अर्थ थाय छे तेमां प्रस्तुतमां छत्रक शब्दथी वर्षाकल्पादि एटले कम्बलविशेष विगेरे लेवाना छे.

कदाच एम कहेवामां आवे के "योगाद्रूढिर्बलयसी" ए न्यायने अनुसारे रुढिथी थतो अर्थ लेवो जोईए. परन्तु योगथी थतो अर्थ न लेवो जोइए अने तमे तो योगथी थतो अर्थ करी वर्षाकल्पादि ग्रहण करो छो ते अयुक्त छे. आना जवाबमां जणाववानुं जे उपरोक्त न्यायमां 'बाधाप्रतिसन्धाने सति' एवुं विशेषण साथे छे. अर्थात्-'बाधाप्रतिसन्धाने सति योगाद्रूढिर्बलियसी' एवो न्याय छे. बाधनुं ज्ञान ज्यां न होय त्यां योगथी रूढि बलवान छे पण दरेक ठेकाणे नहि, अन्यथा अनेक प्रकारना दोषो आवे छे प्रस्तुतमां विधिमार्गने आश्रीने छत्रक शब्दनो अर्थ छत्री करवामां दशवैकालिक विगेरे शास्त्रनो विरोध आवे छे माटे योगार्थ लइ शकाय. अने तेम करवामां कोइ पण जातनो दोष नथी.

कदाच एम कहेवामां आवे के छत्रक शब्दथी जो वर्षाकल्पादि अर्थात्-कम्बलविशेष विगेरे लेवाना छे तो छत्रक शब्द नहि मुकतां वर्षाकल्पादि शब्द ज सूत्रमां मुकवो उचित हतो. ते केम अहिं न मुक्यो. आना जवाबमां जणाववानुं जे ढांकवामां अत्यन्त समर्थ एवा कम्बल विशेषने जणाववा माटे वर्षाकल्पादि शब्द नहि मुकतां छत्रक शब्द मुकेल छे. जेम 'गङ्गायां घोषः' गंगा नदीना कीनारा पर गायनो वाडो छे, अहिंयां गङ्गाना कोनाराने जणावनार गङ्गातीर विगेरे शब्द नहि मुकतां गङ्गाप्रवाहगत शैत्यपावनत्वादिधर्मने गङ्गाकीनारामां जणाववा माटे जेम 'गङ्गा' शब्द मुकवामां आवेल छे. तेवी रीते 'छत्रगताच्छादनात्यन्तोपकारकत्वादिधर्मने कम्बलमां जणाववामाटे वर्षाकल्पादि शब्द नहि मुकतां छत्रक शब्द वापरेल छे.

अथवा तो चार अनुयोगमय सूत्र होवाने लइने बीजा त्रण अनुयोगमां अर्थ विशेषनो लाभ करवा माटे आवो शब्द मुकवामां आवे तो ते पण व्याजबी छे. तथा अपवाद मार्गने आश्रयिने आनुं व्याख्यान करतां टीकाकार भगवान् नीचे प्रमाणे जणावे छे, "यदि वा कारणिकः क्वचित् कुङ्कणदेशादावतिवृष्टिसम्भवाच्छत्रकमपि गृह्णीयात्" अथवा कारणिकः एटले अपवाद मार्गने अनुसरनार, अर्थात् अपवाददशामां क्वचित् एटले कोइक वखते अर्थात् हंमेशां नहि कुंकणदेश विगेरेमां अतिवृष्टिनो सम्भव होवाथी प्रसिद्ध छत्रकने पण ग्रहण करे। अर्थात् मुनि कुंकणदेश विगेरेमां गएला होय अने त्यां अनर्गल वर्षाद पडतो होय, तथा ग्लानादिक अ-

निवार्यकारणो उपस्थित थयां होय त्यारे निरुपाये लाभालाभनी विचारणा करीने प्रसिद्ध छत्रने पण ग्रहण करे आ टीकाकार भगवानना व्याख्यानमां 'कारणिकः' 'क्वचित्' अने 'अपि' आ त्रण शब्द आपेला छे तेना पर ध्यान आपवानी जरुर छे टीकाकार भगवाने आ त्रण शब्दो आपीने छत्रथी बचवानुं केटलुं सूचन करेल छे ते पण समजी शकाय तेम छे उपर जणाव्या प्रमाणे टीकाकार भगवन्ते आचाराङ्गसूत्रना मूळमां रहेल छत्रक शब्दने अगे बे प्रकारनुं व्याख्यान करेल छे. तेमां प्रथम व्याख्यानमां तो कोई जातना कुतर्कनो अवकाश रहेतोज नथी. बीजा व्याख्यानमां पण जे छत्रग्रहण बतावेल छे ते अपवाद मार्गे छे तेम जणाववामां आवेल छे टीकाकार भगवन्ते एकज पाठनुं प्रथम विधिमार्गने आश्रयिने व्याख्यान कर्युं छे. अने त्यारबाद अपवाद मार्गने आश्रयिने व्याख्यान कर्युं छे. जे वस्तुने माटे उत्सर्गमार्ग होय तेने माटे अपवाद मार्ग पण होय छे. जेने माटे कहेल छे, " उत्सर्गापवादौ मिथः संवलितौ ' अर्थात् उत्सर्गमार्ग अने अपवादमार्ग परस्पर गुंथायेला होय छे. ज्यां उत्सर्गमार्ग होय त्यां अपवादमार्ग होय छे, अने ज्यां अपवादमार्ग होय त्यां उत्सर्गमार्ग होयछे. आज वातने लक्ष्यमां राखीने नीचे प्रमाणे बताववामा आवेल छे. के "यावन्त्येवोत्सर्गपदानि तावन्त्येवापवादपदानि यावन्त्येवापवादपदानि तावन्त्येवोत्सर्गपदानि" जेटलां उत्सर्गनां स्थान छे तेटलांज अपवादनां स्थानो छे, अने जेटलां अपवादनां स्थान ते तेटलांज उत्सर्गनां स्थान छे. जेम राज्यना; वैद्यकना, ज्योतिषना, निमित्तशास्त्रना, नीतिशास्त्रना तथा लोकव्यवहारना नियमो उत्सर्ग अने अपवादमार्गनी घटनाथी गर्भित होय छे तेम धर्मना नियमो पण उत्सर्ग अने अपवाद मार्गनी घटनावाळा होय छे. धर्मना कोई पण नियमो अपवाद मार्ग सिवाय होता ज नथी, उत्सर्ग मार्ग ए राजमार्ग छे अने तेने आश्रयिने वस्तुनुं निरुपण थाय छे. अने हंमेशनी प्रवृत्ति पण तेने आश्रयिने होय छे अपवाद मार्ग ए कारणिक छे, कादाचित्क छे, अने ते केडी समान छे. अपवादमार्गनी आचरणा लाभालाभनी दृष्टिए पुष्टालम्बनने आधीन छे, अने तेनो यथार्थविचार गीतार्थ मुनिमहात्माओ करी शकनार होवाथी अपवाद मार्गनी दोरी भवभीरु गीतार्थमुनिमहात्माओने आधीन छे.

प्रस्तुतमां छत्रनी बाबतमां दशवैकालिकसूत्रनुं कथन "छत्रनुं धारण करवुं ते अनर्थने माटे छे " अने सूत्रकृताङ्गनुं कथन " मुनिओ छत्र धारण करे नहि, मुनिओ छत्रथी रहित होय छे " आ बधुं उत्सर्गमार्ग छे. अने टीकाकार भगवन्ते बीजा व्याख्यानमां जे छत्रनुं ग्रहण करवानुं बताव्युं ते अपवादमार्ग छे. उत्सर्गशास्त्रीयोद्देश्यतावच्छेदकावच्छिन्नमां अपवादशास्त्रीयोद्देश्यतावच्छेदकावच्छिन्नत्वेन संकोच थतो होवाथी, अर्थात् अपवादशास्त्रना विषयने बाद करीने उत्सर्गशास्त्रनो अर्थ थतो होवाथी "छत्तस्स य धारणट्ठाए" आ दशवैकालिकनी गाथानुं व्याख्यान टीकाकार भगवान् नीचे प्रमाणे करे छे. " छत्रस्य च लोकप्रसिद्धस्य धारणमात्मानं परं वा प्रत्यनर्थाय, आगाढग्लानाद्यालम्बनं मुक्त्वा चानाचरितम्'

महाग्लानादि अनिवार्य कारण सिवाय छत्रनुं धारण करवुं ते स्व अने परना अनर्थने माटे छे. आथी ते आचरवा लायक नथी. सारांश ए छे के मुनिओ वीलकुल छत्र धारण करी शके नहि, अने धारण करे तो अनर्थ पेदा थाय, परंतु तथा प्रकारना कुङ्कणदेश जेवादेशोमां मुनि गएला होय,अने त्यां निरंतर अनर्गल वरसाद पडतो होय अने मन्दग्लानादि अनिवार्यकारण उपस्थित थयां होय,तेमज वीजी कोइ पण रीते निर्वाह न थतो होय त्यारे संयमगुणना लाभनी खातर मुनि छत्र धारण करे. आ प्रमाणे संयमगुणना निर्वाहने अनुलक्षीने टीकाकार भगवन्तनुं व्याख्यान छे अपवादमार्गनी वस्तुने वतावीने मूख्यमार्ग पर जे कटाक्ष करवो तेना जेवुं वीजुं कयुं अनभिज्ञतानु चिह्न होइ शके ? जेम "दूरादावसथान्मूत्रं दूरात् पादावसेचनम् । दूराच्च दस्युभ्यो भाव्यं दूराच्च कुपिताद् गुरोः॥१॥ मुकामथी दूर लघुनीति करवी, मुकामथी दूर पग धोवा, अने चोर तथा कोपायमान थएला गुरुथी दूर रहेवुं, आवुं सामान्य वचन होवा छतां पण कोई प्रतिष्ठित वैद्य अथवा डॉक्टर अत्यन्त वीमार माणसनी शारीरिक स्थिति तपासीने कहे छे के आ माणसने पेशाव अने झाडो पथारीमां कराववा. हवे अहींयां अत्यन्त वीमार अवस्थामां पथारीमां पेशाव अने झाडो करावबानुं वैद्य अथवा डॉक्टरनुं जे अपवादिक वचन छे ते हंमेशने माटे दरेकने उपयोगमां लेवानुं होतुं नथी अने तेना वक्ता वैद्य अथवा डॉक्टर पर आक्षेप पण होई शकतो नथी. तेवीज रीते लोकोत्तर धार्मिक आपवादिक विषयमां पण समजवुं जोइए. परन्तु आपवादिक वस्तुने मूख्य मार्गनी कक्षाएं लइ जनार आ लेखकना जेवाओए तो कहेवुं जोईए के-भाइओ ! वैद्य के डॉक्टरने जो मानता हो तो पेशाव अने झाडो पथारीमां करवो जोइए, में मारा कानोकान पेशाव अने झाडो पथारीमां करवानुं सांभळेल छे, अने लेखक पोते पण जो वैद्य के डोक्टरने मानता होय तो तेणे पोते पण ते प्रमाणे करवुं जोईए.

जिनेश्वरदेवनुं शासन हजारो वर्ष सुधी अविचल चालवानुं छे ए वात निर्विवाद छे तेमां केई केई देशनी, केई केई जातीनी, केई केई स्वभावनी, केई केई अवस्थानी व्यक्तिओ चारित्र ग्रहण करनारी थशे. अने तेओने पण केई केई स्थळोमां विहारो अने कोई कोई जातना प्रसंगो प्राप्त थशे अने तेमां कई कई रीते चारित्रगुण अवाधित रहे अने तेनी वृद्धि थाय ते वधुं जाणीने ज्ञानी भगवन्तोए अपवाद मार्गो बताव्या छे. विशालधर्मसाम्राज्यवाही ज्ञानी भगवन्तोने सकलजीवोना कल्याण माटे विकट परिस्थितिमां लाभालाभनी तुलनाए आवा रस्ताओ वतावबा ज पडे छे. जे निष्कारण जगद्वत्सल ज्ञानी भगवन्तोए जगतना जीवोना कल्याणने माटे शास्त्रो रच्यां, त्यागवैराग्यनी पराकाष्ठाए पहोंचेला महान् कठीन मार्गो बताव्या, ते पूज्य भगवन्तोना आवा आपवादिक वचनो कई दशामां, शा हेतुथी, केवा लाभालाभनी तुलनाए बतावाएला छे तेनो उंडो विचार कर्या सिवाय अज्ञानताथी अथवा तेजोद्वेषने लईने जे आक्षेपो करवा, ते केट(ला)

वेहुदुं छे. उत्सर्गमां अपवाद सिवाय चाली शकतु नथी. तेने सुचवनार एक मननोय दृष्टान्त नीचे मुजब छे.

कोइ भावितात्मा अणगार पर्वतनो खीणना उपरना भागमां घणी सांकडी केडी हती ते मार्गे चाल्या जाय छे सामेथी कोइ माणस सिंहना भयथी तेज केडीए उतावळो चाल्यो आवे छे. मुनिनी पासे आवतां खीण तरफ केडी ढळतो होवाने लइने तेनो पग खसी गयो, अने खीणमां पडता एवा ते माणसे मुनिनो पगने पकडी लीधो अने पगे लटको पड्यो. हवे मुनिनी पासे एक झाडनो डाळी लटकती छे ते जो मुनि पकडी ले तो पोतानो बचाव थइ शके तेम छे; अने न पकडे तो पोते नीचे पडी जाय तेम छे. नोचेना भागमां पण पुष्कळ पाणी अने वनस्पति छे आ बधुं मुनिनी दृष्टिमां छे. हवे अहियां मुनिए शुं करवुं ? एक बाजु शाखानो संघट्टो छे, तो बीजी बाजु आत्मघात, अवलम्बेल पुरुषनो घात, जलसंघट्टो तथा वनस्पति विगेरेनो संघट्टो छे, आ बेमांथो एकमां तो जरुर तेमने उतरवुं पडे तेम छे. आवा प्रसंगने अंगे बुद्धिमानोने कहेवुं पडशे के अधिक दोषना बचावनी खातर शाखा पकडवी ते वधारे उचित जणाय छे. आवा प्रसंगमां 'मुनिए वनस्पतिने अडकवुं नहि एवुं एकान्त वाक्य धारण करनार मुनि अधिक दोषना भागी न बने तेनी खातर सुत्ररचनानी शैलीने अनुसारे कदाच एम कहेवामां आवे के 'कारण विशेषे शाखाने बनती जयणाए अटकवु' आवु वाक्य सांभळीने अनुपासितगुरुकुल पूर्वापरानुसंधानविकल कोइ व्यक्ति कदाच एम कहे के अमे सांभळ्युं के देख्युं नथी के जैन मुनिओ वृक्षनी शाखाने अडकी शके, अने अमुक शास्त्रमां तो अटकवानुं लख्युं छे अहो ! शास्त्रकारे केवां गप्पां मार्यां छे. आवुं बोलनार खरेखर मूर्खशिरोमणि छे एम सहु कोइने कहेवुं पडशे, तेवी रीते आ छत्रना प्रश्नमां पण तेवीज स्थिति छे.

देवानांप्रिय लेखक ! शुंठने गांगडे गांधी न बनी शकाय, जैन शास्त्रकारनी रचनाशैली समझो शुं आ विधिसूत्र छे ? अथवा उद्यमसूत्र छे ? अथवा वर्णकसूत्र छे ? अथवा भयसूत्र छे? अथवा उत्सर्गसूत्र छे ? अथवा अपवादसूत्र छे ? अथवा तदुभयसूत्र छे ? तदुभयसूत्रमां पण चतुर्भङ्गी समझो, के शुं उत्सर्गापवादसूत्र छे ? अथवा अपवादोत्सर्गसूत्र छे ? अथवा उत्सर्गोत्सिर्ग सूत्र छे ? अथवा अपवादापवादसूत्र छे ? अथवा तो शुं आ संज्ञासूत्र छे ? अथवा कारकसूत्र छे ? के प्रकरणसूत्र छे ? तथा उत्सर्ग अने अपवाद कया स्थाने कल्याणकारी अने बलवान छे ? अने कया स्थाने अकल्याणकारी अने दुर्बल छे ? अथवा ' येनाप्राप्ते० " ए वचनानुसारे उत्सर्ग अने अपवादशास्त्रना बाध्यबाधक भावनी व्यवस्था जाणवी जोईए के बाध्यतानुं बीज शुं ?

( अपूर्ण. )

---

# શ્રીતપાગચ્છ પટ્ટાનુક્રમ ગુર્વાવલી છંદ

## ( કર્તા–શ્રી વિબુધવિમલ શિષ્ય )

જગત્રય જન ઉદ્ધરણી નિજકરિ કનક કમંડલુ ધરણી
પુ [illegible]ણી સંગમ સંચરણી વરદા ભવ વિધિતનયા તરૂણી ॥ ૧ ॥
અજ નિરજ નિકર કિત્તીસોદર તપાગચ્છ ધવલિત ભૂવનોદર
પટ્ટાનુક્રમ પભણિસુ ચંગા નિસુણુ સાવય સુગુણુ સુરંગા ॥ ૨ ॥

**विविधगणांबुधिमध्या युदुधृता रत्नत्रयी विधेर्विहिता ।**
**तपगच्छ चतुर चिंता — रत्नं जगतीतले जयति ॥ ३ ॥**

અથ બોલી (ગદ્યભાષા)

સુસમૃદ્ધસાજન સુગુણમણિભાજન શ્રૂયતાં સભાજન વિશ્વત્રયરાજન
અશરણુ શરણુ ભવભયહરણુ સકલસૌખ્યકરણુ તારણુ તરણુ
મેરૂધીર કનકરૂચિશરીર પ્રાસભવાંભોધિતીર દેવાધિદેવ શ્રી મહાવીર
તેહતણું પટ્ટાવતંસક **ગણાધીશ** કવણુ બોલીઈ

**श्रीमद्वीरजिनेंद्रस्य विनेयो विश्ववल्लभः ।**
**येनाऽधीतानि पूर्वाणि सुधर्मस्वामिनाऽद्भूतम् ॥ ४ ॥**

જગમન્જિઅ કવણુ શ્રીજંબુજોડી નવનવઇ કંચનતણી કોડિ
નવપરણીં તરૂણી અઠ્ઠ છોડી સંયમસિરિ સાધઇ નવલ કોડિ ॥ ૫ ॥
સૌધર્મ સીસિ ભુજયુગલ જોરિ જિણિ કીધા સાથી સબલ ચોર
સવિલદ્ધિ લેવી કેવલહ નાણુ સંપતઉ સાસય સુખ ઠાંણુ ॥ ૬ ॥
તસપટ્ટિ વુચ્છઇ ગુરૂ વર્ષાણિ **પ્રભવઉ** ભવતરૂઅર દ્વિરદ જાણિ
દુખદારિદ વારિદ હર સમીર "ઊએસિનયર" થાપ્પઓ વીર ॥ ૭ ॥

દૂહા—પ્રગટ પટ્ટધર પંચમુ શ્રી **શય્યંભવસૂરિ**
સુતકારણિ અવગાહિઉં આગમજલનિધિ પૂર ॥ ૮ ॥
શ્રુતકેવલનાંણી રચઇ "દશવૈકાલિક" સુત્ત
મણિગપુત્ત સરિસુ સુગુરૂ સ્વર્ગભુવનિ સંપત્ત ॥ ૯ ॥
ગણધર અતિશય અગ્ગલુ **યશોભદ્ર** ગુરૂરાય
જલદવૃષ્ટિ જાણી કરી સંપત્તુ રવિ ઠાય ॥ ૧૦ ॥
ભાવિં ભગતી પુસ્તકતણીં કરઈ ભેટિ ગ્રહ નાથ
અવલોઇ આપું સ ગુરૂ લેસિં આવી હાથ ॥ ૧૧ ॥

સઇં હત્થિ શ્રીગુરિ પુસ્તકલિદ્ધઉ દિદ્ધઉ શ્રુતઉપયોગ
મનમોહા ઓહા આપુ પુસ્તક જોવાનું નહીં યોગ
રાખિતાં રાહડિ પેખઇ પાહુડ બાહુડ રવિકરિ લિદ્ધ
બલિ વિજઆકેરઈ "નયરસંડેરઇ" "પાલી"નું ઘૃત દિદ્ધ ॥ ૧૨ ॥

રેવઇગિરિ સંઘસહિત ગુરૂ ચડતા નડતા બૌદ્ધ અભંગ
વિદ્યાબલિ બોહઈ તણિ ઠાયુ "જીરણુ"નામિ દુરંગ
નિજભુજબલિ ભુમિરૂહશિર વાલી તેહ મદકંદ
શ્રીસંઘસહિત સાનંદઈ વંદઇ યદુકુલ કૈરવ ચંદ ॥ ૧૩ ॥

તસ પટ્ટિપ્રભાકર ગુણમણિ આગર સાગર જિમ ગંભીર
**સંભૂતિવિજય** ગુરૂ સેવક સુરતરૂ સુંદર સાહસધીર
તસ જોડઈ મોડઇ વાદીકેરા માણમહાગિરિ ઇંદ
ઉપસર્ગ હર તવણુ તણુઇ પરભાવે મારિ હરિણુ ધરણિંદ ॥ ૧૪ ॥

તીણી નયરી વરાહમિહર સુપયાસીયજ્ઞાન નરિંદ વદીત
દિસિ પુવ્વહ ભાગિં મધ્ય વિભાગિઇં કુંડક નિય કરિ કિત્ત
ઉત્તરદિસિ ચડતા ઘન ગડગડતા પડતા શક્ર પ્રમાંણુ
પલ બાવન પૂરાં નહીંઅણૂંરાં તું રાજન ગુણજાંણુ ॥ ૧૫ ॥

નૃપઆગલિ શ્રુતકેવલિ ઇમ જંપઇ નહીં ઉત્તર ઇશાન
પલ બાવન ભાવન જાણુ નૈરૂતિ પલ પંચાસહ માંન
ઇણિપરિ ગુરિ વરહામિહિર ઉથાપીય વ્યાપીય સુજસ અનંત
તે **ભદ્રબાહુ** ગણધર જગતીજનભયભંજન ભગવંત ॥ ૧૬ ॥

તસપટ્ટિ વિભૂષણુ વિગલિતદૂષણુ **થૂલિભદ્ર** ભૂઅંગ
કોશામનિ વસીઓ નવરસિરસીઓ ઉદ્ધસીઓ અનંગ
વેશ્યા સિઉ બાર કોડિ ધનખાધી લાધી વાહ બિશેષ
વૈરાગિં વલિઓ શમરસિ ભલીઓ કલિઓ મુનિવર વેષ ॥ ૧૭ ॥

ચોમાસઇ લાગઇ મુનિવર માગઈ આગઈ જિહાં મનરંગ
તે કોશામદિરિ ષડરસ જિમસ્યું દમસ્યું સબલ અનંગ
સારિંગાનયણી શશિહરવયણી મંડઇ નવલ ઉપાય
વિવહુપ્પરિ હાવભાવ કરી ભાગી લાગી નિજપતિ પાય ॥ ૧૮ ॥

સંસાર મહાવન ભીતરિ ભૂલી તું લીધુ આધાર
હિવ તારિ તારિ કરૂણાપર સ્વામી પામીજઈ ભવપાર
ચુરાસી જિણહ તણી ચુવીસી તાં જપસિં સહૂ નાંમ
**શ્રીથૂલીભદ્ર** મુનિવર પય વંદઇ નંદઇ જાં દ્રૂ તાંમ ॥ ૧૯ ॥

महागिरि–सुहस्ती द्वौ तच्छिष्यौ दशपूर्विणौ ।
सुहस्तिशिष्यौ जगन्मुख्यौ सुस्थित-सुप्रतिबद्धकौ ॥ २० ॥

તચ્છિષ્ય વિશિષ્ય સલક્ષણ લક્ષત ઈંદ્રદિન્ન સૂરિંદ
દ્વાદશમઈ પટ્ટિ પ્રભાકર ઉદયુ દિન્નસૂરિ દિણુંદ
તત્પટ્ટિહિં સીહસૂરિ ગુરૂ સમરણિ કુમરણિ ન મરઈ કોઈ
જસ સીલતણાં અવદાત અનંતા વયરસ્વામિ ગુણ જોઇ ॥ ૨૧ ॥

બાલ પણુ ઈ આકર્ષ્યાયા નાગલોગ ભૂપીઠ,
છાત્ર તણી તે પઠઇ, ઇસ્યુ કવણુ ગુરૂ દિઠ ॥ ૨૨ ॥

વિકરાલ કાલ દુકાલ ઢૂકઇ માંણુ મૂંકઇ નરવરા,
અતિ અશવ પશુવધ લોક મંડઈ કે વિછંડઇ પુર વરા,
દશ પુબ્વદ્ધારહ કરઈ સારહ વાહર તવ વેગિ ચડઈ,
મુખવસ્ત્રિકોપરિ સંઘરોપિઅ દેસિ ઉત્તમે દઢવઇ ॥૨૩॥

તાસપટ્ટિ વાદી સિરિ સલ્લહ, ગુડઘૃત વલ્લા જિંમતુ ક્ષુલ્લહ,
ગી વિમાણુ ગયણુ ગછઈ, છઠઇમાસિજ ઉતર પુછઇ ॥૨૪॥

ગુરૂલાભ જાણી નયર સોપારક પધારીયા,
દુર્ભિક્ષ ડરતા મરણુ કરતા ચતુર બંધવ તારીયા
શ્રીચંદ્ર સિઉં નાગેંદ્ર નિર્વૃતિ શાખ વર વિદ્યાધરી,
તે વયરસેન મુણિંદ થપ્પિય ચતુરશાખા વિસ્તરી ॥૨૫॥

તપાગચ્છ સુરતરુ સમુ, ચંદ્રગચ્છ સુવિશાલ,
અમિઅ સરિસફલ દખવંઇ, ચંદ્રસૂરિ સુ સાલ ॥ ૨૬ ॥

ચુસાલ સામંતભદ્રપટ્ટિ દેવસૂરીપાયયા,
જિણુભવણુ વાલણુઘણાયતી સરસ ગુરમારગિ ઠાયયા,
તત્પટ્ટિ પ્રદ્યોતન પ્રસિદ્ધઉ માનવદેવ મહીતલે,
પદ્માદિદેવી નત નિરંતર શાંતિકર મહિમા બલે ॥૨૭॥

માનતુંગ મહિમા ઘણું, કવિ જીતા બાંણુમયુર,
શ્રીભક્તામર તવનબલિ, શ્રૃંખલ કિય ચકચૂર ॥ ૨૮ ॥

ચકચૂર શ્રૃંખલ કરવિ ભુવિનાયક સુમારગિ ઠાવિઉ,
શ્રીભોજ ભૂપનરિંદ નિજમનિ જૈનધર્મહ ભાવિઉ,
તસપટ્ટિ પંચાનનતણી પરિ વીર ગુરુ ગણિ ગજએ,
જયદેવસૂરિ દયાલ ત્રેવીસમઇપટ્ટિ હિં છજએ ॥ ૨૯ ॥

# दिगम्बर शास्त्र कैसे बने ?

लेखकः—मुनि दर्शनविजयजी

## २ संघभेद

श्रमणभगवान् महावीरस्वामीने सं. ३० वोरनिर्वाणपूर्व में—बी. सी. ५५७ में साधु साध्वी श्रावक और श्राविका के सम्मेलनरूप "श्रमणसंघ" की स्थापना की। उन संघमें न ब्राह्मण क्षत्रियका वर्णभेद था, न मरद जनाना का जातिभेद था।

भगवानने मोक्ष—प्राप्तिके मार्ग बताए, उनमें भी न वस्त्रधारी या नंगे रहेनेका आग्रह था, न कि पुरुष—स्त्रीका पक्षपात था।

भगवान महावीर स्वामीने आमतोरसे फरमाया कि—पुरुष हो नारी हो ब्राह्मण हो शूद्र हो आर्य हो अनार्य हो वस्त्रवाले हो नंगे हो याने कोई भी हो मगर सम्यक्दर्शन सम्यक्ज्ञान एवं सम्यक्चारित्रके धारक, विना रोक टोक मोक्षमें जा सकते हैं।

ऐसे स्याद्वाद शासन में एकांतवाद—हठवादका नाम निशान भी नहीं था।

भगवान महावीरस्वामीके शिष्यवर्ग चारित्र रक्षण के जरिए वस्त्रोंको धारन करते थे। कोइ कोइ साधु अवस्त्र भी रहते थें। उन समयमें २३ वें तीर्थंकर भगवान् पार्श्वनाथ के संतानीय श्रमणगण विद्यमान थे, जो प्रकृति के सरल थे प्राज्ञ थे और विविध रंगवाले वस्त्र के आज तक धारक थे, बादमें वे भगवान महावीर के शासनमें आ कर मिल गए। उसी समय उन श्रमणोने भी विविध रंगवाले एवं अपरिमित वस्त्रों के भोग को छोड कर जीर्ण-शिर्ण—परिमित ही वस्त्रों को पहेनने का स्विकारा।

बौद्धोंके दिव्यादान (१२।१४२, १४३) अवदान कल्पलता (पल्लव १७। ४११) व मज्झिमनिकाय ( चूल सागरोपमसूत्तंत १।३।१० सन्दक २।३।६ महासकुलुदायिसुत्तंत २।३।७ ) वगेरह ग्रन्थोंके अनुसार उन समयमें शाक्यसिंह गौतमबुद्ध के ६ वडे प्रतिस्पर्धि धर्माचार्य माने जाते थे।[७] वे सभी गणपति,

---

७ पूर्णकाश्यप, मक्खली गोसाल, अजित केश—कम्बली, प्रक्रुध कात्यायन, संजय वेलट्ठिपुत्त, निगंठ नात—पुत्त। मज्झिम० पत्र, १२४, ३००, ३०५।

संघपति, ज्ञात, यशस्वी एवं तीर्थंकर थे। जिन में मंखलीपुत्र–गोसालका श्रमणसंघ प्रधानतया नंगा ही रहता था।

जैन आगमोंमें उल्लेख है कि–मंखलीपुत्र गोशाल शुरु में भगवान् महावीर के शिष्य वना, वाद में उसने अलग हो कर अपना नया आजीवक मत चलाया ( भगवतीसूत्र )। उस के मतमें शीतोदक वीजकाय आधाकर्म्म एवं स्त्री सेवनकी मना नहीं थी ( सूत्रकृतांग )।

वौद्धशास्त्र वताते ह कि–मंखली गोसालने नीयतिवादसे आजीवक मत चलाया है ( दीग्घनिकाय )। खुदवखुद गोशाल अ ब्रह्मचारी था ( ) यह नन्द वात्स्य, कृश सांकृत्य व मंखली गोशाल अचेलक हैं, मुक्ताचार हैं, हस्तापलेखन ( हाथ चट्टा–करपात्र) हैं, एकागारिक ( एकही घरमें भिक्षा करनेवाला ) हैं, वीचमें अन्तर देकर अर्धमासिक आहारको ग्रहण कर विहरते है, कभी कभी उत्तम उत्तम भोजनोंको खाते हैं उत्तम उत्तम खाद्यों को ग्रहण करते है, उत्तम उत्तम स्वादनीयों को स्वादन करते हैं उत्तम उत्तम पानों को पीते है, वे इस शरीर को वढाते है पोसते हैं चरवी पेदा करते हैं ( मज्झिम निकाय महासच्चक १।४।६। पत्र १४४, महासीहनाद १।२।२ पत्र ४८ )। मंखली गोशालका वाद है कि–सत्वोंके संक्लेश का कोई हेतु नहीं है. प्राणियों की विशुद्धि का कोई हेतु नहीं है, वल वीर्य पुरुषात्कार व पराक्रम नहीं है, सभी प्राणी अ–वश अ–वल अ–वीर्य नियत के वशमें हो छओं अभिजातियोंमें सुख–दुःख अनुभव करते हैं। यह मत को भगवान् ( गौतमवुद्ध ) ने तृतीय अ-ब्रह्मवाद कहा है। यह आजीवक पूतमरीके पूत तो अपनी वडाई करते हैं, तीनको ही मार्ग–दर्शक वतलाते है, जैसे कि–नन्द वात्स्य, कृश सांकृत्य ओर मक्खली गोसाल (मज्झिम निकाय सन्दक २।३।६, पत्र ३०१, ३०४ )।

गोशाल जैनश्रमणों को “ एक शाटिक ” की उपाधि से बूलाते है। वात भी ठीक है। भगवान् श्री महावीर स्वामीने जव दीक्षा ली, तव शुरुमें एक शाटिक यानी “ देवदुष्य ” वस्त्र पहेना था, ओर कतिपय जिनकल्पी श्रमण भी अल्प–वस्त्रों को धारन करते थें, इसि कारण जैनश्रमण–जैन साधु “ एक शाटिक ” भी कहे जाते थे।

वौद्धशास्त्र गवाही देते है कि–आजीवक मतमें जगतके समस्त जीवों का वर्गीकरण करके छै अभिजातियां वतलाई हैं।

वे ईस प्रकार—

१–कृष्णाभिजाति–क्रूर आदमी (कृष्णलेश्यावाले)।

२–नीलाभिजाति-भिक्षु, वौद्धभिक्षु।

३–लोहित्याभिजाति–निर्ग्रन्थ साधु, जो नियततया लंगोटको पहेनते है।[८]

४–हरिद्राभिजाति–सर्ववस्त्रत्यागी, –आजीवक गृहस्थ।

५–शुक्लाभिजाति–आजीवक श्रमण, श्रमणी।

६–परमशुक्लाभिजाति–आजीवक धर्माचार्य, नंदवत्स, किस संकिच्च, मक्खली गोसाल वगेरह।

इस अभिजाति–वर्गो का सारांश यह है कि–जो अधिक वस्त्रवाले हैं वे प्रथम पायरी पर वैठे हैं, अल्पवस्त्र-वाले वीचमें खड़े हैं, और तद्दन नंगे आदमी छठी पायरीपर जा पहुंचे है।

उपर लिखित क्रमसे वौद्धश्रमण दूसरी कक्षामें, निर्ग्रन्थश्रमण तिसरीमें और आजीवकश्रमण पांचमी कक्षामें उपस्थित है। साफ वात है कि–निर्गन्थ श्रमण वस्त्रधारी थे, आजीवक–श्रमण नंगे रहते थे।

(एनसाईक्लोपीडिया ऑफ रीलीजीयन एन्ड एथिक्स वो० १ पृ० २५९)

भगवान् महावीरस्वामीके निर्वाणसे पहिले १६–१७ वे वर्षमें गोशालकी मृत्यु हुई। उसने अंतिम समय में अपने शिष्योंको कहा कि–"सच्चे तीर्थंकर श्रमण भगवान् महावीर है, आप सभी उनके शरणमें जाओ ओर आत्मकल्याण करो"। वस! अपने धर्माचार्यकी आज्ञा हुइ, अब क्या रहा? कइ सरल आजीवक श्रमणो भगवान् महावीर स्वामीकी आज्ञामे आ बसे, ओर श्रमण भगवान् महावीरस्वामी के श्रमणसंघमें मिल गये। (विवाहप्रज्ञप्ति)

इस परिस्थितिके पश्चात् ए० एफ० आर० होअनर्ले वहांतक लिखते है कि–यह आगंतुक श्रमण वर्ग जैनसंघमें मिलनेपर भी नंगे रहे। कितनेक वर्षोंपर्यन्त उन दोनों समूहमें अच्छा मेलजोल रहा। कोइ वस्त्रोको पहिने, कोइ नंगे

---

८ लोहिताभिजाति नाम "निग्गंथा–एकसाटिका" ति वदन्ति। (दि० वाबू कामताप्रसादजी कृत "महावीर ओर वौद्ध)

९ किसी दिगम्बर ग्रन्थमें गोशालके निर्वाण समयको ही "महावीर निर्वाण" समय मान लिया है, एवं इतिहासमे भ्रम फेला रक्खा है। इसिसे कोई कोई विद्वान् प्रचलित महावीर निर्वाण संवत्में १७–१८ वर्ष वढाने को कहते है।

रहे, किसी प्रकार के एकान्त भेद नहीं था। हां कुछ निन्हवभेद–विचार भेद होते रहे, मगर वो चिरस्थायी न बनने पाये।

वीर निर्वाण संवत् ५४४ से पहिला संघभेद हुआ। उस नये मतके स्थापक थे श्रीगुप्तसूरिके शिष्य मुनि रोहगुप्त, और वह नवीन मतका नाम था 'त्रैराशिक"।

तत्पश्चात् श्रीवज्रस्वामीजी और श्रीआर्यरक्षितसूरिके स्वर्गगमनके बाद वी० नि० संवत् ५८४ में इतिहास स्मरणीय दुसरा संघभेद पडा।[10]

श्रीआर्यरक्षितसूरिके शिष्य वाद-निष्णात गोष्ठामाहिलने एकांत हठाग्रहसे संघभेद करके "अबद्धिक" मत चलाया। उसका कहना यह था—

१ कर्म अबद्ध रूपसे जीवोंको स्पर्श करके रहता है।

२–व्रतपालनमें किसी प्रकारकी कालमर्यादा करनी नहीं। "में आ–जीवन प्राणातिपातको छोडता हुं" इत्यादि मर्यादाविना ही व्रतपालन करना चाहिए।

(आवश्यकसूत्र भाष्य, गाथा १४१ से १४४ )[11]

---

१० जिनसेनाचार्यकृत दि० हरिवंशपुराण के सर्ग १ श्लोक ३३ में श्रीवज्र-स्वामी–सूरि की स्तुति की है। मतलब ? श्रीवज्रस्वामी के बाद श्वेताम्बर दिगम्बर का भेद हुआ है। यह आचार्य दोनों सम्प्रदायको माननिय है–पूज्य है।

११ आवश्यक भाष्यके प्रत्याख्यान अधिकार में पच्चक्खाणवालेको पच्चक्खाण देने लेने के विषय में चर्चा की है।

और पंचाशकजी–पंचवस्तु वगेरह में साधुओंके लिए उत्तर प्रत्याख्यानकी आवश्यकता सिद्ध की है, यह सभी दिगम्बर ग्रन्थो में स्वीकृत छठा आवश्यककी अनियतताको ही आभारी है।

क्यों कि वे पेस्तर छठा आवश्यक–प्रत्याख्यानको मानते थे, बादमें दिगम्बरोने और मानना शुरू किया। दिगम्बर साधुओंको "गुरुदत्तसेसभोयण" का विचार भी अनुकूल नहीं है।

आज दिगम्बर सम्प्रदायमें भी प्रत्याख्यान–पच्चक्खाण के जरिए षड्–आवश्यक में विचारभेद है।[12]

संवत् ६०९ वीरनिर्वाण, सं. १०९ विक्रममें कृष्णआचार्यके शिष्य शिवभूतिसे बोटिकमत ( दिगम्बरमत ) चला।[13] (आवश्यक निर्युक्ति भाष्य गाथा १४५ से १४८) और वडा संघ भेद पडा, कि जो आज भी भिन्न भिन्न रूपसे मोजूद है।

श्वेताम्बर शास्त्रोंके अनुसार सं० ६०९ वीरनिर्वाण ओर दिगम्बर ग्रन्थो के अनुसार सं. ६०६ में श्वेताम्बर दिगम्बररूप संघभेद हुआ।[14]

श्वेताम्बर एवं दिगम्बर दोनोंके साहित्यमें दशपूर्व ज्ञानवाले आचार्योंकी ग्रन्थरचनाको प्रमाणिक आगम–आप्तागम मानना, बारह वर्षोंके अकालको दूहराना,[15] एवं चार अनुयोगोंको विभक्त करना, इन सभी प्रकारके इतिहास एक

---

१२ मूलाचार के षडावश्यक–अधिकारमें सामायिक चतुर्विंशतिस्तव, वंदनक, प्रतिक्रमण, कायोत्सर्ग व प्रत्याख्यानको आवश्यक माने है। त्रिवर्णाचार अ० १२ श्लोक ३६ में स्वाध्यायको हीं छठा आवश्यक बतलाया है।

ब्रह्म हेमचन्द्रकृत तस्कंध गाथा ६१ में वेणइय व किदिकम्म को पांचवा व छठा आवश्यक लिखा है।

१३ बोटिक माने नंगा। जैसे कि–बोडियुं माथुं–नंगा शिर, अबोटियुं–नंगेको ढांकनेवाला वस्त्र धोती।

१४ देवसेनसूरि विक्रमकी सोलवीं शताब्दिमें हुए, जिसने भावसंग्रह ओर दर्शनसार बनाये है। दर्शनसारमें लूंकामत पर्यन्त गच्छ–मतोंका जिक्र किया है।

१५ प्रथम भद्रबाहुस्वामीके समयमें वारहवर्षों का पहेला अकाल पडा। श्रीवज्रस्वामी यानी द्वितीय भद्रबाहुस्वामी के समयमें विक्रमकी दूसरी शताब्दीके प्रारम्भमें दूसरा अकाल गिरा और विक्रमकी पांचवीं शताब्दीमें भारतमें तिसरा अकाल गिरा।

द्वितीय भद्रबाहुस्वामी दि० आदिपुराणमें महायशा भद्रबाहु, उत्तरपुराण हरिवंशपुराण सूअखंधो व त्रैलोक्यप्रज्ञप्ति गाथा ८० मे यशोबाहु और श्रुतावतारमें जयबाहुकी संज्ञासे उल्लिखित है। न मालुम, इनमें कोन असली नाम है, और कोन नकली नाम ( उपनाम ) है?। इसके अलावा हरिवंशपुराणमें तो स्वयं वज्रसूरिकी ही स्तुति पाई जाती है।

—सा ही है।"[१६] इसीसे भी साफ है कि—आगमोंके चार अनुयोग—विभाग होने के वाद यानी आर्यरक्षितसूरि के वाद श्वेताम्बर दिगम्बरके भेद हुये हैं।

दिगम्बर ग्रन्थोमें लिखा है कि—भद्रवाहुस्वामीके समयमें वारह वर्षोंका अकाल गिरा, वादमें कितनेक साधुने संयमपालनमें शिथिल वनकर श्वेताम्बर मत चलाया।

भट्टारक रत्ननंदीने भद्रवाहुचरित्र बनाकर उसमें श्वेताम्बर मतकी मनमानी उत्पत्ति लिख दी है साथ साथमें भरपेट श्वेताम्बर मतकी निंदा की है, वादके लेखकोने तो करीब करीब भ० रत्ननंदीके कथनको ही पुष्ट किया है। मगर उन्होंने शोचना चाहिये कि—इसके लेखक भट्टारक यानि साधु मार्गसे भ्रष्ट दिगम्बर—आचार्य हैं, न कि विश्वस्य त्यागि मुनि। अलावा उस चरित्रमें इतिहासका भी भारी खून किया गया है. मगर विद्वानोंको स्वार्थ के नकली प्रकाशमें हृदयचक्षु वंध होने से यह विवेक भी विनष्ट हो जाता है।

हम यहां यह उल्लेख करना चाहते हैं कि दिगम्बर लेखकोने नया साहित्य बनानेकी धूनमें इन दोनों भद्रबाहु स्वामीके चरित्रमें कीतनी गडबड घूसा दी हैं।

१ श्रवण बेलगोल शिलालेख नं० १ जो सभीसे प्राचिन है—में लिखा है कि—अष्टांग निमित्त वेदी (द्वितीय) भद्रवाहुस्वामीने उज्जेनमें १२ वर्षोतक अकाल होनेका वताया। इसिसे संघ दक्षिणकी ओर गया। उनमें से आचार्य प्रभाचंद्रने एक शिष्यकी साथ यहां आ कर समाधि ली।

२ बृहत् कथाकोश ( रचना वि. सं. ९३२) में पाठ है कि—भद्रबाहुस्वामी की पासमें उज्जैनपति चंद्रगुप्तने जैन दीक्षा ली, जिसका नाम रक्खा गया विशाखाचार्य। भद्रवाहुस्वामीने वारह वर्षोंके अकालमें भाद्रपद देशमें समाधि ली। उसी समय विशाखाचार्य संघको पुन्नाटकी ओर ले गये, ओर रामिल्ल स्थूलवृद्ध व भद्राचार्य सिन्धुकी ओर चले गयें।

---

१६ पू० श्रीसागारनंदसूरजी तो स—प्रमाण मानते हैं कि—श्रीवज्रस्वामीके वाद २५ वे वर्षमें दिगम्वर मत की उत्पत्ति हुइ है, ईसिसे दिगम्वर ग्रन्थोमें उपचरित—कथन होने का भी अधिक संभव है. माने वज्रस्वामीको ही द्वितीय भद्रवाहुस्वामी लिख दिया हो तो कोइ आश्चर्य नहीं। सभव है कि—श्रीवज्रस्वामी श्रीभद्रगुप्तसूरिजीके पास पढे हैं इसिसे ज्ञान—दायक आचार्य के नामके एकपद "भद्र" से ही वे ख्यात वने हो।

३ भट्टारक रत्ननंदीने बृहत् कथा-कोशके पाठको उठाया है, बादमें अपने दिमाग से कल्पना करके जोड दिया है कि—भद्रबाहु स्वामीने १२००० साधुओंको साथ में लेकर कर्णाटक की ओर विहार किया, विशाखाचार्यको संघकी साथ भेजा, चंद्रगुप्तको अपनी पास रक्खा ओर समाधिका स्वीकार किया। स्थूलभद्र व स्थूलाचार्यको सिन्धमें भेज दियें। विशाखाचार्यजी बाद में दक्षिणसे लोटकर पुनः कन्नोज की ओर पधारें।

४ चिदानन्दकृत कनडी-मुनिवंशाभ्युदय में लिखा है कि–एक चित्ताने श्रुतकेवली भद्रबाहुस्वामीको बेलगोलके पहाडपर मार डाला, वहां लोगोने उनकी चरणों की प्रतिष्टा की। बादमें दक्षिणाचार्यजी आ० अर्हद्बलीकी आज्ञासे बेलगोल पर पधारे, तत्पश्चात् यात्राके निमित्त आए हुए राजा चंद्रगुप्तने उनकी पास दीक्षा ली ओर स्वनिर्मित मंदिरमे जिनेन्द्रदेव ओर भद्रबाहुस्वामीकी भक्ति-उपासना की। दक्षिणाचार्य चंद्रगुप्तमुनि को अपने पद पर बैठा कर स्वर्गमें जा पधारे।

५ देवचंद्र विरचित राजावलीमें भट्टारक रत्ननंदी के भद्रबाहु चरित्रका ही अनुकरण है। भिन्नता इतनी ही है कि—चंद्रगुप्त पाटलिपुत्रका राजा था, उसको सिंहसेन नामका लडका था, चंद्रगुप्तका भद्रबाहु स्वामीके साथही पहाडी पर स्वर्ग-गमन हुआ।

६. सद्गत डो० फलीट साहब शिलालेख नं० १ में उत्किर्ण द्वितीय भद्रबाहुके नामसे प्रथम भद्रबाहुस्वामी की श्रवणबेलगोल पर जानेकी कथाको सीर्फ कल्पना ही मानते हैं। इसके अलावा मौर्य चंद्रगुप्त एवं गुप्तगुप्तिको भी भिन्न भिन्न व्यक्तिरूप मानते है।[17]

---

१७ पू० श्री सागरानन्दसूरिजी का मत है कि—दिगम्बर इतिहासमें औपचारिक कथन अधिक-मात्रा में है। देखिए-वज्रस्वामीजी श्रीभद्रगुप्तसूरिके पास पढते थे. अतः आचार्यके नामके एक-पदसे वज्रस्वामी का भी नाम रख दिया "भद्र" (भद्रबाहु)। रथवीरपुरका राजा, जिसका नाम होगा चन्द्र, वज्रस्वामीके भक्त थे, उत्तर मथुरा और दक्षिण मथुरा उसके अधिनमें थी, उसको प्रधान बना कर चंद्र-चंद्रगुप्त की घटना खडी कर दी है। भगवान् महावीरस्वामीके समयमें राजगृही श्रुतकेवली श्रीभद्रबाहुके समयमें पाटलिपुत्र और श्रीआर्यहरितसूरिके बादमें उज्जयनी केन्द्र नगर थे, मगर दिगम्बर ग्रन्थकारोने द्वितीय भद्रबाहुके समयमें उज्जयनीके स्थानमें पाटलिपुत्रका वर्णन लिख दिया है।

७ डो० ल्युमन कहते है कि—प्रथम भद्रबाहुस्वामी सं० १६२-१७० वीर निर्वाणमें हुए। द्वितीय भद्रबाहु स्वामी, जिसका दक्षिणमें जानेका वृत्तांत दिगम्बर कथाग्रन्थोमें मिलता है सं. २३० विक्रममें हुये। ये दोनों आचार्यों के समय के बाद श्वेताम्बर दिगम्बर के संघभेद हुए है।

( ऑक्सफोर्ड हिस्ट्री ऑफ इंडिया ७५-७६। वीर वर्ष. ४, अंक १ )

८ पुण्याश्रव कथाकोश ( हिन्दी ) उपवास फलाष्टक की पांचवी नंदिमित्र कथा में उल्लेख है कि—मौर्य चन्द्रगुप्त एवं चाणाक्यने जिनदीक्षा ली थी। बाद में बिन्दुसार अशोक कुणाल और " द्वितीय चंद्रगुप्त " (संप्रति) भारत वर्षमें राजा हुए। द्वितीय चंद्रगुप्तने नंदिमित्रके भवमें कापोती वृत्ति धारकर देवलोकमें देव होकर यहां जन्म लिया था। द्वितीय चन्द्रगुप्तको सोलह स्वप्न आये थे, राजाने उनके फल सुनते ही राजकुमार सिंहसेनको राजगद्दी पर अभिषेक किया और भद्रबाहुस्वामीके पास जिनदीक्षाका स्विकार किया। भद्रबाहुस्वामी बारह वर्षोंके अकालमें १२००० मुनिओंको साथमें ले कर दक्षिणमें चले गए, और वहां ही उनका स्वर्गगमन हुआ। बाद में विशाखाचार्यने दक्षिणसे लोटकर उत्तरमें विहार किया। ( पं० नाथुराम प्रेमीसे अनुवादित दुसरा-संस्करण )

९ किंग एडवर्ड कोलेज—अमरावतीके प्रोफेसर हीरालालजी ( दिगम्बर जैन ) लिखते हैं कि—श्रवण बेल्गुल के शिलालेख नं० १की वार्ता इन सब से विलक्षण है उसके अनुसार त्रिकालदर्शी भद्रबाहुने दुर्भिक्षकी भविष्यवाणी की। जैन संघ दक्षिण पथको गया, वप्रकट पर प्रभाचंद्रने जैन संघको आगे भेजकर एक शिष्यसहित समाधि आराधना की। यह वार्ता स्वयं लेखकके पूर्व ओर परभागोंमें वैषम्य उपस्थित करने लिये अतिरिक्त ऊपर लिखित प्रमाणोंके विरुद्ध पडती है। भद्रबाहु भविष्यवाणी करके कहां चले गये ? प्रभाचन्द्र आचार्य कोन थे ? उन्हे जैन संघका नायकत्व कब ओर कहांसे प्राप्त हो गया ? इत्यादि प्रश्नोंका लेखमें कोई उत्तर नहीं मिलता॥ शिलालेख नं०१ जिसकी वार्ता पर हम ऊपर विचार कर चुके है अपनी लिखावट (कनडी लिपी में वह लेख है, कनडी लिपीके उत्पत्तिका समय ही लिपीविशारदोंने विक्रमकी ६ठी ७वी शताब्दीका निश्चितकर

इसके उपरांत श्रवण वेलगोलके शिलालेख करीब करीब संवत् १००० से प्राचिन नहीं हैं, उनको विक्रम से प्राचिन होना लिख देते है।

दिया है ) परसे अपने को लगभग शकसंवत्‌की पांचवी छठी शताब्दीका सिद्ध करता है ॥ दिगम्बर जैनग्रन्थोंके अनुसार भद्रवाहुका आचार्यपद वीर निर्वाण संवत १३३ से १६२ तक २७(२९) वर्ष रहा, जो प्रचलित वी० नि० संवत् के अनुसार इस्वी पूर्व ३९४ से ३६५ तक पडता है, तथा इतिहासानुसार चन्द्रगुप्त मौर्य का राज्य इस्वीपूर्व ३२१ से २९८ तक माना जाता है, इसप्रकार भद्रवाहु ओर चन्द्रगुप्तके कालमें ६७ वर्षों का अन्तर पडता है।"[१८]

श्वेताम्बर ग्रन्थोंके अनुसार श्री भद्रबाहुका समय वीर निर्वाण संवत् १५६ से १७०, तदनुसार इस्वीपूर्व ३७१ से ३१७ तक सिद्ध होता है, इसका चन्द्रगुप्तके समयके साथ प्रायः समीकरण होता है।

( माणिकचन्द जैन ग्रन्थमाला –वंबइ से प्रकाशित पुस्तक नं. २८ जैन शिलालेख संग्रह. पृष्ठ ६३, ६४, ६६ । वर्धमान जैन आश्रम–खाम गांव, (विरार) से प्राप्य श्वे० म० स० दिग्‌दर्शन पृष्ठ ५० से ५४ )।"[१९]

---

१८ ई० पू० ३२५ में सिकन्दरने भारतपर आक्रमण किया और इस्वी०पूर्व ३२२ में चन्द्रगुप्त मगध के सिंहासन पर बेठा। ये दो तिथियां भारतके प्राचिन इतिहासमें निश्चित समझ ली गई।

—प्रो० सत्यकेतु विद्यालंकार कृत मौर्य साम्राज्यका इतिहास पृष्ठ–३६।

१९ खामगांवके यतिवर्य बालचन्द्राचार्यजी समीकरण करते हैं कि–दुसरा गुप्तवंशीय चन्द्रगुप्त उज्जयिनीमें हुआ है, जिसका समय इस्वीसन ३७५ हैं। एवं दिगम्बर सम्प्रदायमें दो तीन भद्रबाहु भी हुवे हैं। इस लिए यह संभव है कि–कोइ गुप्तवंशीय चंद्रगुप्त और द्वितीय भद्रबाहु की कथाको मौर्य और श्रुतकेवलीकी कथा मानकर भूलसे लिख डाला हो।

—श्वेताम्बर मत समीक्षा दिग्दर्शन पृष्ठ ८२।

# બૌદ્ધસાહિત્યની સમીક્ષા.

" भन्ते भगवान् अपने सहित चार आदमियोंका कलको मेरा भोजन स्वीकार करें "

" भगवान्नें मौनसे स्वीकार किया। तब अभयराजकुमार भगवानकी स्वीकृतिजान् भगवान् को अभिवादनकर प्रदिक्षणा कर चला गया.

બસ બીજે દિવસે બુદ્ધદેવ અભયકુમારને ત્યાં ભોજન કરવા ગયા છે. ભોજન કર્યા પછી બૌદ્ધ શાસ્ત્રોના કથન મુજબ ભગવાન્ શ્રીમહાવીરદેવે ( નિગંઠનાતપુત્તે શીખવી રાખેલ પ્રશ્ન અભયકુમાર બુદ્ધ દેવને પુછે છે વાંચો તે પ્રશ્નોત્તરી.

(अभयकुमार)—

" कया भन्ते ? तथागत एसा वचन बोल सकते हैं, जो दुसरेको अ-प्रिय= अ-मनाप हो.

(बुद्धदेव)—

" राजकुमार ? यह एकांशसे (=सर्वथी=विना अपवाद के ) नहीं ( कहा जा सकता ) "

(अभयकुमार)—

" भन्ते ? नाश हो गये निगंठ "

(बुद्धदेव)—

" राजकुमार कया ऐसे बोल रहा है-' भन्ते ? नाश हो गये निगंठ ? "

(अभयकुमार)—

" भन्ते ? मैं जहां निगंठ 'नातपुत्त है, वहां गयाथा। जाकर निगंठनात पुत्तको अभिवादन कर एक ओर बैठ गया। एक ओर बैठे मुजे निगंठनात पुत्तने कहा-' आराजकुमार०? ' ०। इसी प्रकार राजकुमार ? दुधारा प्रश्न पुछने पर श्रमण गौतम न उगल सकैगा, न निगल सकैगा. '। "

उस समय अभयराजकुमारकी गोद में एक छोटा मन्द, उतानसोनेलायक (=बहुतही छोटा ) बच्चा, बैठा था। तब भगवान्ने अभयराजकुमारको कहा—

(बुद्धदेव)—

" तो कया मानते हो, राजकुमार? क्या तेरे या दाइके प्रमाद (= गफलत से यदि यह कुमार मुख में काठ थाडला डालले तो तू इसको कया करेगा ?

(अभयकुमार)—

" निकाल लूंगा, भन्ते ? यदि भन्ते मैं पहिले ही ननिकाल सका, तो बायें हाथसे सीस पकडकर, दाहिने हाथसे अंगुली टेढी कर, खून-सहित भी निकाल लूंगा "

(बुद्धदेव)—

" सो किस लिये ? "

(अभयकुमार)—

" भन्ते ? मुझे कुमार (=बच्चे ) पर दया है '

(बुद्धदेव)—

" ऐसे ही राजकुमार ? तथागत जिस वचन को अभूत=अ-तथ्य, अन् अर्थ-युक्त (=व्यर्थ) जानते हैं, और वह

दूसरों को अ-प्रिय अ-मनाप है, उस वचन को तथागत नहीं बोलते। तथागत जिस वचन को भूत=तथ्य अनर्थक जानते है और वह दूसरों का अ-प्रिय अ-मनाप हैं, उस वचनको तथागत-नहिं बोलते तथानत जिस वचन को भूत=तथ्य सार्थक जानते हैं। कालज्ञ तथागत उस वचनको बोलते हैं तथागत जिस वचन को अभूत=अतथ्य तथा अनर्थक जानते हैं और वह दूसरो को प्रिय और मनाप हैं, उस वचन को भीं तथागत नहीं बोलते। जिस वचन को तथागत भूत=तथ्य (=सच)=सार्थक जानते हैं, और वह यदि दुसरोंको प्रिय=मनाप होती है, कालज्ञ तथा उस वचन को बोलते है। सो किस लिये राजकुमार! तथागत को प्राणीयो पर दया है

આ પ્રશ્નોત્તરી પછી અભયકુમાર થોડા પ્રશ્નો પુછે છે અને છેલ્લે જૈન ધર્મ ત્યજી બુદ્ધ ધર્મ સ્વીકારે છે. વાંચો.

"आश्चर्य ? भन्ते ? ? सद्भुत ? भन्ते ? ? आजसे भगवान् मुजे अंजलि बद्ध शरणागतउपासक धारण करें"

આવી રીતે બૌદ્ધસાહિત્યમાં એક ભગવાન મહાવીરદેવના પરમ ઉપાસકને બૌદ્ધ બન્યા એમ ચિતરવામાં આવ્યું છે.

પ્રથમ આપણે અહીં જે વિષય ચર્ચાયો છે તેની વિચારણા કરીએ.

પ્રથમ પ્રશ્ન એ પુછવામાં આવ્યો છે કે બુદ્ધદેવ બીજાને અપ્રિય અમનાપ બોલી શકે છે? જવાબમાં બુદ્ધદેવ સાફ ના પાડે છે. એ તો એટલે સુધી કહે છે કે "જે વચન સત્ય સાર્થક હોય અને બીજાને પ્રીય-મનાપ હોય એજ વચન તથાગત બોલે છે."

હવે આ જવાબ સાથે બુદ્ધદેવે તેમનાજ શિષ્ય પરન્તુ પાછળથી વિરોધી બનેલા દેવદત્ત માટે વાપરેલી ભવિષ્ય વાણી વાંચતાં કેટલો વિરોધ, અસંગતતા અને અસાર્થકતા લાગે છે તે વિચારો.

જૂએ તે વચનો "દેવદત્ત અપાયિક (દુર્ગતિમાં જવાવાળો છે.) દેવદત્ત નૈરયિક (નરકમાં જવાવાળો છે) આવીજ રીતે એકવાર ભિક્ષુકાશ્યપ, ભિક્ષુઅનુરૂદ્ધ, ભિક્ષુઉપાલિ, ભિક્ષુપૂર્ણ મૈત્રાયણીપુત્ર વગેરે વગેરેને જોઇ બુદ્ધદેવ આકરા થઇ કઠોર વચન બોલે છે "भिक्षुओ! यह सभी भिक्षू पापेच्छुक (=बदनीयत) है" સ્વ સંપ્રદાય-ધર્મ સિવાયના દરેક ભિક્ષુને પાપેચ્છુ=બદનીયત કહેવા એ કઇ ભાષા કહેવાય. એમાં અપ્રિયતા અને કટુતા કેટલી સમાયેલી છે એ જોતાં બુદ્ધદેવે કહેલું "હું સાર્થક સત્ય અને પ્રિય વાણીજ બોલુંછું' એ કેટલુ અસંગત ભાસે છે.

હવે આ મૂળ વસ્તુમાં સચ્ચાઈ કેટલી છે એ વિચારતાં પણ આપણને લાગશે કે આ ઘટના તદ્દન મનઃકલ્પિત છે અને સત્યથી વેગળી છે.

અભયકુમાર મહાન બુદ્ધિશાલી અને વિચક્ષણ છે. તેમજ તે જૈનધર્મના ભગવાન્ શ્રીમહાવીરદેવના અનન્ય ઉપાસક છે. તે અભયકુમાર આવા આ સામાન્ય પ્રશ્નોત્તરનું રહસ્ય ન સમજે અને વગર વિચાર્યે બુદ્ધદેવનું શરણુ

સ્વીકારીને બુદ્ધ ધર્મ સ્વીકારે એ ઘટનાજ અયુક્ત છે. ન તો અભયકુમાર કદી પણ કોઇથી વાદમાં હાર્યા છે કે ન તો જૈન ધર્મ છોડી—ભગવાન્ શ્રીમહાવીરદેવનું શરણ છોડી અન્ય ધર્મ સ્વીકાર્યો છે કે નથી અન્ય દેવને સ્વીકાર્યા.

અભયકુમારે તો ઘણા વર્ષો સુધી મગધ સામ્રાજ્યનું મંત્રીપણુ કર્યા પછી રાજ્ય હક્ક જતો કરી આત્મ કલ્યાણની ભાવનાથી ભગવાન મહાવીર-દેવના શરણે જઇ જૈનશ્રમણસાધુદીક્ષા સ્વીકારી હતી.

એટલે બૌદ્ધગ્રથોમાં આલેખાયેલી આ ઘટના માત્ર કલ્પિત અને સ્વધર્મની મિથ્યા પ્રશંસા–યશગાથા ગાવા ખાતરજ ઉભી કરી છે.

આવા કલ્પિત કેટલાય પ્રસંગો બૌદ્ધ-સાહિત્યમાં આલેખાય છે. જે સમયે સમયે આ માસિકમાં પ્રગટ થશે.

ૐ શાન્તિ

---

## —: લેખકોને વિજ્ઞપ્તિ :—

૧ લેખક મહાશયોએ પોતાના લેખો કાગળની એક બાજુ સહીથી સારા અક્ષરે લખી મોકલવા.

૨ દરેક લેખક મહાશય પોતાનો લેખ દર મહીનાની વદી પાંચમ પહેલાં મોકલી આપે.

૩ જૈન શ્વેતામ્બર મૂર્તિપુજક મન્તવ્યથી ભિન્ન લેખ ન આવવો જોઇએ.

૪ સાદી સરળ ભાષામાં દલીલ પુરસ્સર લેખો લખવા.

૫ લેખો પાછા મોકલવા માટે તંત્રી જવાબદાર નથી.

તંત્રી

# સમ્રાટ્ સમ્પ્રતિ

લે. મુનિ જ્ઞાનવિજયજી

આજ વર્તમાન કાલીન "શોધખોલ" ના યુગમાં અનેક ઐતિહાસિક ઘટનાઓ એ મહાન્ પરિવર્તનના પલટાઓ ખાધા છે.

પ્રાચિન સાહિત્યમાં ઉલ્લેખિત અનેક રાજાઓ નામ ભ્રષ્ટ થયા છે. જ્યારે જેનું નામ નિશાન ન હતું એવા અનેક રાજાઓ ઇતિહાસના પૃષ્ઠોપર અંકાવા લાગ્યા છે.

પુરાતત્ત્વ એ ઐતિહાસિક વસ્તુની કપરામાં કપરી કસોટી છે આ કસોટીની કટારોમાંથી વિક્રમ જેવા રાજાનું અસ્તિત્વ અન્તર્નિહિત–ગુપ્ત થયું છે. જ્યારે ખારવેલ (મેઘવાહન) જેવા મહારથી નરપતિઓ ઇતિહાસના મેદાનમાં અમર બની ઉભા છે, અશોક પણ અન્તે જૈન બન્યાનો દાવો કરે છે અને અશોકના શાસનો–શિલા લેખો સમ્રાટ્ સંપ્રતિના શિલાલેખો હોવાનું પુરાતત્વવિદોએ શોધેલ છે.

આવી જ વિપરીત કસોટી મહારાજા સમ્રાટ્ સંપ્રતિ માટે પણ થઇ રહેલ છે, મહારાજા સંપ્રતિ નામનો કોઇ રાજા હતો કે નહિં? તેમ તેમણે રાજ્ય વૈભવ ભોગવ્યો હતો કે નહિં? રાજ્ય લગામ કેટલો કાળ તેમને હાથ રહી? કેટલા પ્રદેશ સુધી તેમની સત્તા હતી? વિગેરે પ્રશ્નોત્તરમાં ઐતિહાસજ્ઞો શંકાશીલ રહેલ છે.

જ્યાં આવી શકાઓને અવકાશ હોય ત્યાં સમ્રાટ સંપ્રતિના પ્રયત્નથી જૈનધર્મનો ભરતી જેવો પ્રચાર થવાનું માનવું, એ તે લોકોની દ્રષ્ટિએ કેટલું હાસ્યાસ્પદ લેખાય? જૈન ધર્માનુયાયિ કેટલા રાજાઓ હતા? તેની રાજ્ય સીમા ક્યાં સુધી હતી? કેટલો કાળ રાજ્ય ચલાવ્યું? તે સબંધીની પુરી શોધ રેફરન્સો સાથે જનતાની સન્મુખ નહિ ધરવામાં આવે, ત્યાંસુધી એ ઐતિહાસિક રાજાઓ તરફ પુરાતત્ત્વવિદો દ્રષ્ટિકોણ નહિં ખેંચે. માટે જૈન પુરાતત્વજ્ઞોને જનતાની સન્મુખ સંશોધન પૂર્વકનો સત્ય જૈન ઈતિહાસ ધરી, તાકીદે પોતાનું કર્તવ્ય બજાવવાની જરૂર છે.

છેલ્લામાં છેલ્લી પુરાતત્વોની શોધ પ્રમાણે સમ્રાટ સંપતિએ પોતાના સમ્રાટ્ પદને અમર બનાવ્યાનું પુરવાર થઇ ચુક્યું છે. એ મહાન્ સમ્રાટ સંપ્રતિના વિષયમાં અનેક પ્રમાણભૂત ઉલ્લેખો. સિક્કાઓ પ્રાપ્ત થએલ છે. જેમાંથી કેટલાક ઉલ્લેખો અહીં સંગૃહિત કરવામાં આવે છે.

ઇતિહાસ કહે છે કે મૌર્યવંશમાં અનુક્રમે સમ્રાટ ચંદ્રગુપ્ત, બીંદુસાર,

અશોક, કુણાલ, અને સમ્રાટ સંપ્રતિ આદિ રાજાઓ થયા હતા.

ચંદ્રગુપ્ત બીન્દુસાર અને અશોક આ ત્રણ રાજાઓએ પાટલીપુત્ર નગરને જ રાજયધાનીનું કેંન્દ્ર બનાવ્યું હતું, પરન્તુ સમ્રાટ સંપ્રતિએ ઉજ્જયનીને રાજ્યધાનીનું પાટનગર બનાવ્યું અને ત્યારબાદ ભારતના પ્રધાન રાજવંશોએ ઉજ્જયનીમાં જ રાજશાસન કરેલ છે.

પૌરાણિકોનો મત છે કે, મૌર્ય-ચંદ્રગુપ્ત પછી વારિસાર–બિન્દુસાર, શોક–અશોક, કુશાલ–કુણાલ, બન્ધુપાલિત–સમ્પતિ અને ઈન્દપાલિત–શાલિશૂક આદિ દરેકે અનુક્રમે રાજ્યશાસન ચલાવ્યું હતું.

ભાગવત સ્કંધ–૧૨ અધ્યયન. ૧. શ્લો. ૫ થી ૧૮, મત્સ્યપુરાણુ અધ્યયન. ૨૭૨ શ્લોક. ૬ થી ૩૨, વાયુપુરાણુ અધ્યયન. ૯૯ શ્લોક. ૩૧૫ થી ૩૭૩, બ્રહ્માન્ડ પુરાણુ ઉ૦ ૩ અ૦. ૭૪ શ્લોક ૩૧૧ થી ૩૩૭, વિષ્ણુ પુરાણુમાં બતાવેલ મૌર્યવંશ.

બૌદ્ધ ત્રિપિટકોમાં નવનન્દની પછી અનુક્રમે ચંદ્રગુપ્ત, બિન્દુસાર અશોક અને સંપદી રાજાઓ થએલ તેના ઉલ્લેખો કરેલ છે. તેમ અશોક બૌદ્ધ હતો અને તેને બૌદ્ધ ધર્મનો સારામાં સારો પ્રચાર કરેલ છે. જ્યારે સંપદી રાજા બૌદ્ધ નહતો. તેમ તેણે બૌદ્ધધર્મનો પ્રચાર પણુ કરેલ નથી આનો વિષેશ પરિચય, મહાવંશ પરિચ્છેદ–૫ શ્લોક ૧૪ થી ૨૨, દિવ્યાદાન ૨૯, ક્ષેમેન્દ્ર કૃત–બોધિસત્વાવદાન કલ્પલતા પલ્લવ ૭૪ માં સંકલિત છે.

જૈન શાસ્ત્રો તો બહુ સ્પષ્ટ પણે પરિચય કરાવે છે કે અશોક બૌધધર્મી મૌર્ય રાજા હતો.

ત્યારબાદ તેનો પૌત્ર સંપ્રતિ તેની ગાદીપર આવ્યો. આ રાજા ઘણો પ્રતાપશાલી લોકપ્રિય હતો, તેણે યુવરાજના ભોગવટામાં મળેલ ઉજ્જૈનીને જ પોતાની રાજધાનીનું પાટનગર બનાવ્યું હતું. તે સમયમાં ઉજ્જેની એ કેન્દ્રભુત વ્યાપારનું મથક મનાતું હતું,સંપ્રતિએ ઉજ્જેનીને વૈભવશાલી બનાવી જગતમાં વિખ્યાત બનાવી. તેણે આચાર્ય પૂ ગવશ્રી આર્ય-સુહસ્તિ સૂરિના પૂનિત ઉપદેશથી જૈન ધર્માવલંબી બની ચારે દિશાઓમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો.

આટ આટલા પ્રમાણોથી ઉપલબ્ધ થતા ઇતિહાસ પછી પણુ આજનો પુરાતત્વવિદ્ સમુહ સમ્રાટ સંપ્રતિને એક રાજકર્તા તરિકે માનવા તૈયાર નહતો પરન્તુ તક્ષશિલાના ખોદાણુના ઈતિહાસે સમ્રાટ સંપ્રતિની રાજ સીમાની સાક્ષિ આપી અને તે કાલના સિક્કાઓએ એ રાજ્યશાસન–સત્તાનો એકરાર કરી ઈતિહાસનો નવો માર્ગ પ્રકાશી પુરાતત્વ વિદોને મુશ્કેલીમાંથી બચાવી લીધા છે.

આ સબન્ધી મોડર્ન રિવ્યુ ઇ. સ. ૧૯૩૪ જૂન માસના અંક પૃષ્ટ ૬૪૭ માં પટણાના સુપ્રસિદ્ધ પુરાતત્વજ્ઞ શ્રીમાન્ બાબુ કાશીપ્રસાદ જાયસવાલ એમ. એ. બાર-એટલો બારિષ્ટર નીચે પ્રમાણે વિશેષ પ્રકાશ પાડી પુરાતત્વજ્ઞ જનતાને જાગ્રત કરી છે.

Cunningham in his *Ancient Coin of India* has published a coin of the Taxila mint ( Coin No. 20 on Plate II, opposite page 60 ). This coin has not been attempted to be read.

On the *reverse* the legend is in Kharoshthi and reads:

( Line 1 ) सम्प्र ( Sampra )

( Line 2 ) दि ( di )

There is a *moon-on-hill* monogram of the Maurya dynesty placed on the top of a standard The other symbol is of the four-quarters ( चतुरान्त ) denoting Empire by the standard the letter di. On the *obverse* side the coin has the same *moon-on-hill* symbol which started with the reign of Chandragupta and was a monogram on his name ( Chandra, moon ). There is a *svastika* below the monogram, as on Asoka's inscription at Jangad, where it is placed on a standard. By the side of these symbols there two *aksharas* in Brahmi मौर् and य्यौ ( Mourya ), but the yyo is placed above Mour.

We have thus a second signed coin of the Mauryas. The earlier Mauryas gave only initials of their names on their coins which have been discovered at Patliputra ( Excavations ). I am showing this in my book on Maurya coins

I may add that the form *Sampradi* is correct, while *Samprati* of the Purans, meaningless. The Divyavadan gives Sampradi.

Samprati (corr'ect Sampradi) was a grandson of Asoka. This coin and that of Dasaratha ( already published ) prove that both Dasaratha and Sampradi ruled, one after another, just as the Purans state. That their empire included Taxila, like that of their grandfather, is now established by these frontier coins of Dasaratha and Sampradi, bearing legends in Kharoshthi, for circulation in Afghanistan and the neighbourhood.

"કનિંગહામે તેના હિંદુસ્તાનના જુના સિક્કા ( Ancient Coin of India ) માં તક્ષિલાની ટંકશાળનો એક સિકકો આપ્યો છે ( ૬૦ મા પાના સામે સિકકો નં. ૨૦ ) આ સિક્કાને વાંચવા માટે આજસુધી પ્રયત્ન થયો નથી.

પાછલી બાજુ ખરોષ્ટ્રિ ભાષામાં સિક્કાની આસપાસ (legand) અક્ષરો છે જે નીચે પ્રમાણે વંચાય છે.

લીંટી ૧ सम्प्र
લીંટી ૨ द्दि

વાવટાની ટોચે મૂકવામાં આવેલું મૌર્યવંશનું ચિન્હ ( મોનોગ્રામ ) પર્વત પર ચંદ્ર ( Moon on hill) આપેલું છે.

બીજું ચિન્હ द्दि અક્ષર વડે સામ્રાજ્ય બતાવતી ચતુર્દિશાનું છે.

ઉપલી બાજુ ચંદ્રગુપ્તના રાજ્યથી રાખવામાં આવેલું "પર્વત–પર ચંદ્ર"નુંજ ચિન્હ છે જે તેના નામનોજ ( મોનોગ્રામ) એકાક્ષર હતો. જોગડ માં અશોકના શિલાલેખની માફક મોનોગ્રામ નીચે સ્વસ્તિક છે પણ તેમાં ( શિલાલેખમાં ) તે વાવટાની ઉપર મૂકવામાં આવેલ છે. આ ચિન્હોની બાજુમાં બ્રાહ્મી માં મૌ અને ર્યો એ અક્ષરો છે. (મૌર્ય્યો) પણ ર્યોમૌ ની ઉપર મૂકવામાં આવેલ છે.

આ પ્રમાણે મૌર્યોનો બીજો ચિન્હ વાળો સિકકો પણ આપણને મળી આવ્યો છે

પહેલાના મૌર્યો સિક્કામાં પોતાના નામના ટુંકા અક્ષરજ મૂકતા,આવા સિક્કાઓ પાટલીપુત્રના ખંડેરોમાંથી મળીઆવ્યા છે.

માર્ય સિક્કા ઉપરના મારા પુસ્તકમાં હું આ બતાવુંછું.

એટલુ હું ઉમેરૂં છું કે सम्प्रद्दि શબ્દ ખરો છે જ્યારે પુરાણુમાં આપેલ શબ્દ અર્થ વગરનો છે दिव्यादानमां સંપ્રદ્દિ લખેલ છે.

સમ્પ્રતિ ( ખરૂં રૂપ સમ્પ્રદ્દિ ) તે અશોકનો પૌત્ર હતો, આ સિકકો અને દશરથનો સિકકો ( જે પુસ્તકમાં આપવામાં આવ્યો છે. ), સાબીત કરે છે કે દશરથ અને સમ્પ્રદ્દિ પુરાણુમાં લખ્યા છે તેમ અનુક્રમે ( એક પછી બીજો એમ ) રાજ્ય કરતા હતા. અફ્ઘાનિસ્તાન અને આજુબાજુના મુલકમાં ચલણુ માટે, ખરોષ્ઠિમા આજુબાજુએ લખેલ અક્ષરવાલા દશરથ અને સંપ્રતિના આ સરહદના સિક્કાએ.થી હવે સાબિત કરવામાં આવે છે કે તેના દાદાના સમ ની જેમ ક્ષશિલાનો પણ તેના સામ્રાજ્યમાં સ શ થતો હતો.

આ ઉપરથી હરકોઇ વાંચક સમજી શકશે કે સમ્રાટ સપ્રતિ, એ મૌર્યવંશનો મહાન્ જૈન રાજા હતો.

તક્ષશિલામાં સંપ્રતિના સિક્કાઓ આવિષ્કૃત થયા છે તેમ રામનગર–અહિછત્રાની ભૂમીમાંથી પણ કુશાનવંશિય તથા સમ્રાટ સપ્રતિના સમયના અલભ્ય સિક્કાઓ પ્રાપ્ત થએલ છે.

# રસ સામગ્રી

## આવતા અંકમાં

**—મથુરા**

ગવેષક દૃષ્ટિએ આલેખાએલી પ્રાચીન ઘટનાનો સમતોલ વિચાર (સચિત્ર)

**—ભ્રમાવિષ્કરણ**

પં અજીતપ્રસાદ શાસ્ત્રીને સચોટ જવાબ

**—સંતબાલની વિચારણા**

સ્થાનકમાર્ગી સાધુ સૌભાગ્યચંદજીએ પોતાના સાંપ્રદાયિક કોન્ફરન્સના પત્રમાં લખેલ યદ્વા તદ્વા લખાણોનો મનનીય ઉત્તર

**—દિગમ્બર શાસ્ત્ર કૈસે બનેં ?**

દિગમ્બર શાસ્ત્રોની રચનાનો આદિથી અંત સુધીનો સપ્રમાણ ઇતિહાસ

**—જિનમન્દિર**

આગમબત્રીશીના આધારે જિનાલયોની પ્રાચીનતા

**—ગચ્છનાયક પટ્ટાવલી**

શ્રીસેમવિમલસૂરિકૃત પદ્ય-ગદ્ય પરંપરા

**—સરસ્વતીપૂજા અને જૈનો**

સરસ્વતી સબંધિ તલસ્પર્શિવિચારણા

બીજું ઘણુ ઘણુ

## આ અંકમાં

**મંગલાચરણ**

**સંતબાલની વિચારણા**

લે આચાર્ય શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિ મહારાજ

**श्रीजिन पट्पदो गीतम्**

લે. પંડિત त्रर्पानन्दजी

**समीक्षाभ्रमाविष्करण–**

લે ઉપાધ્યાય શ્રીમદ્ લાવણ્યવિજયજી મહારાજ.

**શ્રી તપગચ્છ પટ્ટાનુક્રમ ગુર્વાવલી**

કર્તા–વિબુધવિમલશિષ્ય–

**दिगम्बर शास्त्र कैसे बनें ?**

લે. મુનિ દર્શનવિજયજી

**બૌદ્ધસાહિત્યની સમીક્ષા**

લે મુનિ દર્શનવિજયજી

**સમ્રાટ્ સંપ્રતિ–**

લે મુનિ જ્ઞાનવિજયજી

મુદ્રક: કાન્તિલાલ વાડીલાલ પરીખ, શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાનકોરનાકા–અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ



તંત્રી
ચીમનલાલ ગોકળદાસ

પ્રકાશક
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
C/o પાંજરાપોળ
અમદાવાદ.
( ગુજરાત )

" I have come to conclusion that Jain religian is an extremely ancient religion independent of other faiths. Ir is of great importance in studying the ancient philosophy and religious doctrines of India "

અર્થાત્-હું નિર્ણય પર આવી ગયો છું કે "જૈન ધર્મ અત્યન્ત પ્રાચીન અને અન્ય ધર્મોથી પૃથક્ એક સ્વતંત્ર ધર્મ છે એટલા માટે હિંદુસ્તાનના પ્રાચીન તત્વજ્ઞાન અને ધાર્મિક જીવન જાણવા માટે તે અત્યન્ત ઉપયોગી છે."

ડૉ. હર્મન જેકોબી

# વાંચકોને

સાધુ સમ્મેલને નિમેલી પ્રતિકાર સમિતીના મુખપત્રરૂપે "જૈન સત્ય પ્રકાશ" માસિક શરૂ થયેલ છે આ માસિકના ત્રણ અંકો આપના હાથમાં આવ્યા હશે તેની વિવિધ રસ ભરી સામગ્રી વાંચી આપને જરૂર સંતોષ થયો હશે. અમારી ભાવના છે કે માસિકની રસસામગ્રી ધીમે ધીમે વધારવી પરતુ અમારી એ મહેચ્છાઓ અને શુભ ભાવનાઓ ત્યારેજ ફલભૂત થઈ શકે કે જ્યારે તમારો મીઠો સહકાર મળે.

તો આપ સર્વે વાંચકોને વિજ્ઞપ્તિ છે કે તુરત આપને મોકલેલા કાર્ડો ભરી મોકલશો અને આપના મિત્રો તથા સ્નેહીઓને પણ ગ્રાહક થવા પ્રેરણા કરશો. કેટલાએક સજ્જનોએ કાર્ડ ભરી મોકલી આપ્યાં છે. અને અમારા ઉત્સાહમાં વિષેશ જોર પ્રેર્યું છે. તે બદલ ધન્યવાદ જેઓ બાકી છે તેઓ શીઘ્ર કાર્ડ ભરી રવાના કરવા વિનન્તિ છે.

હવે પછીના મુખપૃષ્ઠ ઉપર આજથી બે હજાર વર્ષના સમયની પ્રાચીન ચીત્રકલાનો અનુકૂળ ભાવવાહી સુંદર સ્કેચ આપવામાં આવશે પૂજ્ય આચાર્યદેવો, વિદ્વાન સાધુઓ તથા અન્ય લેખકોના પ્રતિકાર, ઇતિહાસ, પુરાતત્ત્વ, અને ધાર્મિક વિદ્વતા અને આકર્ષકભર્યા સુંદર લેખો આપવામાં આવશે.

વિશેષ માટે આ સાથેનો રસથાળ વાંચી કાર્ડ ભરી તુરત ગ્રાહક નંબર નોંધાવશો અમારા કાર્યને વિશેષ પ્રગતિશિલ બનાવશો

તન્ત્રી

મુદ્રક કાન્તિલાલ વાડીલાલ પરીખ, ધી સુર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાનકોરનાકા—અમદાવાદ.

णमो त्थु णं भगवओ महावीरस्स

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ અંક ૩

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसंमइयं
पत्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसयं ॥ २ ॥

વિક્રમ સંવત ૧૯૯૧ વીર સંવત ૨૪૬૧ સને ૧૯૩૫
આસો માસ

शिखरिणी वृत्तत्रयम्।

इतो लोभः क्षोभं जनयति दुरंतो दव इवो–
ल्लसल्लाभांभोभिः कथमपि न शक्यः शमयितुं ॥
इतस्तृष्णाऽक्षाणां नुदति मृगतृष्णेव विफला।
कथं स्वस्थैः स्थैयं विविधभयभीमे भववने ॥ १ ॥

गलत्येकाचिंता भवति पुनरन्या तदधिका।
मनोवाक्काये हा विकृतिरतिरोषात्तरजसः ॥
विपद्गर्तावर्ते झटिति पतयालोः प्रतिपदं।
न जंतोः संसारे भवति कथमप्यर्तिविरतिः ॥ २ ॥

सहित्वा संतापानशुचिजननीकुक्षिकुहरे।
ततो जन्म प्राप्य प्रचुरतरकष्टक्रमहतः ॥
सुखाभासैर्यावत् स्पृशति कथमप्यर्तिविरतिं।
जरा यावत् कायं कवलयति मृत्योः सहचरी ॥ ३ ॥

# समीक्षाभ्रमाविष्करण

लेखक—उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज.

## क्या साधु छाता भी रक्खे ?

बाधकतानुं बीज शुं ? तथा बाधबीज शुं छे ? बाधबीजमां पण तद्प्राप्तियोग्ये चारितार्थ्यम् रूपबाधबीज छे अथवा तद्प्राप्तियोग्येऽचारित्यार्थ्ये सति कृते चारितार्थ्यम् रूपबाधबीज छे. अथवा तद्प्राप्तियोग्येऽचारितार्थ्ये सति कृतेऽचारितार्थ्यम् रूपबाधबीज छे अथवा तद्प्राप्तियोग्येऽचारितार्थ्ये सति अपवाद्शास्त्रप्रवृत्त्युत्तरमुत्सर्गशास्त्रप्रवृत्तौ अपवादशास्त्रप्रणयनवैयर्थ्यसम्भवाना रूपबाधबीज छे ? बाधबीजमां पण कया बाधबीजथी केटलो संकोच थाय छे अने फलितार्थ शुं निकले छे विगेरे विचारणा करवानी जरुर हती.

देवानां प्रिय ? लेखक? थोडी वार तद्दन सरलता लावीने तमारा हृदयने पुछो तो खरा के चेतन ! आमांनो तने केटलो बोध छे, जिनेश्वरदेवनी आज्ञा लोपवाथी जीव पापनो भागी बने छे अने जिनेश्वरदेवनी आज्ञा जणावनार ते शास्त्र छे अने शास्त्रमां उपरथी जणातो शो अर्थ छे ? अने बीजानी साथे एक वाक्यता करवाथी शो बोध थाय छे. अने ते बोधमां तमारा प्रश्न वाळी वस्तुनो बाध आवे छे के नहि विगेरे विचार जो लेखके कर्यो होत तो तेने आ लखाणकार्यमां उतरवानी जरुरत रहेत नहि. परन्तु "वो दिन कब" वाचकवर्गनुं अमो ध्यानखेंचीए छीए के जैन शास्त्रकारनी गम्भीर सूत्ररचना होवाने लइने ते वस्तु गीतार्थने आधीन रहेल छे एटला माटे नीचे प्रमाणे कहेवामां आवे छे.

गुरुमइअहीणा सव्वे सुत्तत्था [ गुरुमत्याधीनाः सर्वे सूत्रार्थाः ] गुरु महाराजनी मतिने आधिन सर्वे सूत्र अने अर्थो छे. आ वाक्यने केटलाक जुदा रूपमां लइ जाय छे अने कहे छे के मुनिओए पोताना स्वार्थने माटे अने पोतानी सत्ता जमाववा माटे आ वाक्यने स्थान आपेल छे. अने आ वाक्यने अनुसरवाथी जीवो सिद्धान्तना ज्ञानथी वंचित रही जाय छे. आवुं बोलनार के माननार जीवो हवे समजी शकशे के गुरुगमना अभावे शी दशा थाय छे. अने शास्त्रकारना अभिप्रायनुं केटलुं खुन थइ जाय छे मुग्धबालजीवो ग्रन्थकारनुं तात्पर्य समज्या विना उलटा अर्थ करी विराधकभावे दुर्गतिना भागी न बने तेनी खातर उपरोक्त वाक्य छे.

मुनिओने स्वार्थ के सत्ता जमाववानुं बाकी लेशमात्र पण कारण नथी जेओने तो उलटुं अनेक शास्त्रनुं अवलोकन करीने सूत्रना रहस्यो काढी आपवां पडे छे. अने तेना बदलामां तेओने कांइ पण लेवानुं होतुं नथी. अधिकारी जीवोने सिद्धान्तना ज्ञानथी वंचित राखवानुं पण कांइ कारण नथी कारणके व्याख्यानादिकमां अधिकारी जीवोने सिद्धान्तना रहस्यो समजावीने सिद्धान्तना ज्ञानी बनाववामां आवे छे. जेवीरीते तत्त्वपिपासु आत्माओने माटे उपरनुं वाक्य छे तेवी रीते प्रवचन कर्ता गुरुओने पण शास्त्रकारोए मर्यादित अने भवभीरु रहेवाने माटे अनेक सुभाषितो समर्प्यां छे, अने तेमना उपर शासननो महान् बोजो मुकेल छे. आ बधी वस्तुनुं सूक्ष्मदृष्टिथी निरीक्षण करतां कहेवुं पडशे के उपरोक्त वाक्य व्याजबी अने आवश्यकतावाळु छे. हुं निर्भयरीते कही शकु छुं के वीतराग सिद्धान्त अबाध्य अने अविचल छे, जेने माटे कालिकालसर्वज्ञ भगवान् हेमचन्द्रसूरि महारज जेवाओ पण महावीरदेवनी स्तुति करतां नीचे प्रमाणे विशेषण मुके छे. 'अबाध्यसिद्धान्तम्'

सारांश ए छे के जैनश्वेताम्बर मुनिओ छत्र धारण करता नथी. अने तेमना शास्त्रकारो पण छत्र राखवानो ठेकाणे ठेकाणे निषेध करे छे आ श्वेताम्बरजैन दर्शननो राजमार्ग छे. परंतु नाना जनपद विहारी मुनिजनो कोई वखत कुंकणविगेरे देशमां गया होय अने त्यां निरन्तर अनर्गल वर्षाद पडतो होय आवा अवसरमां मन्दग्लानादिकना अनिवार्य कारणो उपस्थित थया होय. ने जो बीजा कोइपण रीते निर्वाह न थइ शकतो होय त्यारे संयमगुणने लक्ष्यमां राखीने संयमगुणनी वृद्धिने माटे छत्रक ग्रहण बतावेल छे. अर्थात् कोईपण रीते मुनिओनो संयमगुण अबाधित रहे ते वात लक्षमां राखोने टीकाकार भगवन्ते बीजु व्याख्यान करेल छे।

आ लेखके आगल पण आपवादिक वस्तुने पकडीने तेना पर मन गमता लखाणो लख्यां छे तेनो पण जवाब अमुक अंशे आमां आवी जाय छे. लेखके पोतानांज दिगम्बरशास्त्रोनुं जो तथा प्रकारे अवलोकन कर्युं होत तो पण तेमने आ लेख लखवानी जरुरत पडत नहीं दिगम्बरोने पण मानवुं पडयुं छे के अपवाद सिवायनो उत्सर्ग कल्याणकारी होइ शकतो नथी. जुओ दिगम्बर मतना प्रवचनसार ग्रन्थनी वृत्ति 'तत्र श्रेयानपवादनिरपेक्ष उत्सर्ग इति परस्परं सापेक्षोत्सर्गापवादरूपत्वात् स्याद्वादस्येति' अर्थात् परस्पर अपेक्षा राखता एवा उत्सर्ग अने अपवादरुप स्याद्वाद होवाथी अपवादरहित उत्सर्ग कल्याणकारी नथी.

आ प्रमाणे दिगम्बरदर्शनमां पण उत्सर्ग मार्गनो जेम अपवादमार्गने पण स्थान आपवुं पडयुं छे, स्थान आपवुं पडयुं छे. एटलुंज नहि परंतु तेना विधानो अने सेवनाना दृष्टान्तो पण मोजुद छे जुओ श्री गुरुदास विरचित प्रायश्चित चुलिका श्लोक अठाणुमो तथा तेना पर नन्दिगुरुकृत टीका "वैयावृत्यानुमोदेऽपि तद्द्रव्य स्थापनादिके। पथ्यस्यानयने सम्यक् सप्ताहादुपसंस्थितिः ॥ ८८ ॥

टीका 'वैयावृत्यानुमोदेऽपि' वैयावृत्यं शरीराहारौषधादिभिरुपकारकरणं तस्यानुमोदे मन्दग्लानादिकारण समाश्रयणादनुमतौ च सत्याम्।' तद्द्रव्य स्थापनादिके' तस्य वैयावृत्यस्य द्रव्याणां भाजनप्रभृतीनां स्थापनादिके निधानधावनबन्धनादिक्रिया-

विशेषे कृते। पथ्यस्यानयने आतुरोचिताहारविशेषोपढौकने च। सम्यक्-प्रयत्नेन। सप्ताहात्-सप्तरात्रादनन्तरम् उपस्थितिः। उपस्थानं प्रतिक्रमणं प्रायश्चितं भवति। उपवासोऽनुक्तोऽपि लभ्यते तदविनाभावात् प्रतिक्रमाणायाः ॥ ९८ ॥

भावार्थ-शरीर आहार अने औषध विगेरेथी उपकार करवो ते वैयावृत्य कहेवाय छे. मन्द अथवा ग्लानादिक कारणने लईने वैयावृत्यनी अनुमोदना करे छते तथा वैयावच्चने माटे भाजनने स्थापन करवा (पासे राखवा) धोवा लुगडादिकथी बांधवा विगेरे क्रिया करे छते, तथा रोगीने लायक आहार लावी आपे छते उपरोक्त कार्य प्रयत्नपुर्वक करे छते, सात दिवस पछी तुरत प्रतिक्रमण नामनुं प्रायश्चित लागे छे जो के मूल श्लोकमां उपवास कहेल नथी तो पण उप सिवाय प्रतिक्रमण नहि थतुं होवाथी उपवास पण समजी लेवो।

हवे आमां विचारवा जेवुं ए छे के दिगम्बर मान्यता प्रमाणे भाजन राखवा, धोवा, बांधवा, गोचरी बीजे ठेकाणेथी लाववी विगेरे अनुचित छतां पण मन्दग्लानादिक कारणे सात दिवस सुधी ते करवामां दोष नथी. तेम जणाववामां आवेल छे. प्रथमना सात दिवसमां पण जो दोष मान्यो होत तो पछीना दिवसोनी जेम तेमां पण प्रायश्चित वतावत परंतु वतावेल नथी तेथी प्रथमना सात दिवसोने वाद कर्या छे, आ उपरथी स्पष्ट समजी शकाय तेम छे के अनुचित कार्य करवामां अपवादमार्गे दिगम्बरो दोष गणता नथी. आमां तो सात दिवस पछी प्रायश्चित बतावेल छे परंतु बीजा केटलाक एक अनुचित कार्यमां प्रायश्चित पण वताव्यां नथी प्रायश्चित्त नथी वतावेल एटलुंज नहि परंतु ते कार्य करवामाटे भार दइने कहेवामां आवेल छे जुओ दिगम्बरमतना श्रीनन्दि कृत छेदपिण्डग्रन्थनी १४२-१४३-१४४-१४५ मी गाथाओ

जदि पुणपरवादि विवादकरण सण्णाससंघकच्जाइं। जायाइं होज्ज वरिसकालियजोगस्स मज्झयारम्मि ॥१४२॥ [यदि पुन. परवादिविवादकरणसन्यासस्संघकार्याणि। जातानि भवति वर्षाकालयोगस्य मध्ये ॥१४२॥]

तो देसंतर गमणं वि न पडिसिद्धं हवे सुविहिदाणं सयलरिसिसंघसमयकज्जं करणिज्जमेव जदो ॥ १४३ ॥

[तर्हि देशान्तरगमनमपि न प्रतिसिद्धं भवेत् सुविहितानाम् संकलर्षिसंघसमयकार्यं करणोयमेव यत ॥ १४३ ॥

बारसजोयणमज्झे जादे सल्लेहणम्मि साहूहिं। एगग्गामियभोयणसयाणाइ अकुणमाणेहिं ॥१४४॥

द्वादशयोजनमध्ये जातायां सल्लेखनायां साधुभिः। एक ग्रामिकभोजनशयने अकुर्वाणैः ॥ १४४ ॥

जोगे गहिदम्मि वरिसयालमज्झिम्मि होदि गंतव्वं। तेणेव कमेणागंतव्व एसा पुराणठिदी ॥ १४५ ॥

योगे गृहिते वर्षाकालमध्ये भवति गन्तव्यम्। तेनैव क्रमेणागन्तव्यमेषा पुराणस्थितिः ॥ १४६ ॥

भावार्थ. वळी जो अन्यवादीनी साथे विवाद करवानो होय, सन्यास थवानो होय. तेमज अन्य कोइ संघनुं कार्य उपस्थित थयेल होय तो चोमासामां मुनिओने विहारनो निषेध नथी कारण के मुनिनु संघनुं अने समयनुं पाठान्तरे समुदायनुं कार्य अवश्य करवा लायक छे बार योगजननी अंदर कोइए सल्लेखणा करी होय तो एक गामना भोजन अने शयन आ बे क्रियाने नहिं करतां एक गाममां भोजन तो बीजा गाममां शयन एम त्वराथी विहार करता मुनिओए योगग्रहण होय तो पण वर्षाकालनी अंदर जवुं जोईए अने तेज क्रमथी पाछा आववुं जोईए आवी प्राचीन मर्यादा छे.

हवे अहींया जोवानुं ए छे के दिगम्बर मान्यता प्रमाणे वर्षाकालयोगमां गमन अनुचित होवा छतां पण कारणे गमन करवानुं बतावे छे. गमन करवानुं बतावेल छे तेटलुंज नहि पण ते वस्तु पर केटलो भार मुकेल छे ते जोवानो खुबी छे. तथा कोइ पण हिसाबे वस्त्र राखवुं नहि आवा विचारथी निर्माएला दिगम्बर मतना शास्त्रकारोए वस्त्र नहि राखवाना सम्बन्धमां पोताना ग्रन्थोमां अनेक रीते लांबी पहोळी चर्चाओ उठावी पण छेवटे तेमने निरुपाय अपवाद वेष तरीके पण वस्त्रने स्वीकारवां पडयां. जुओ दर्शनपाभृतनी टीका—कर्ता दिगम्बर श्रुतसागरसूरि कोऽयमपवादवेषः ? कलौ 'किल म्लेच्छादयो नग्नं दृष्ट्वोपद्रवं यतीनां कुर्वन्ति तेन मण्डपदुर्गे श्रीवसन्तकीर्तिना चर्यादिवेलायां तट्टीसादरादिकेन शरीरमाच्छाद्य चर्यादिकं कृत्वा पुनस्तन्मुच्चन्तीत्युपदेशः कृत संयमिनामित्यपवादवेष.। तथा नृपादिवर्गोत्पन्नः परमवैराग्यवान् लिङ्गशुद्धिरहित उत्पन्नमेहनपुटदोषो लज्जावान् वा शीताद्यसहिष्णुर्वा तथा करोति सोऽयमपवादलिङ्गः प्रोच्यते। उत्सर्गवेषस्तु नग्न एवेति ज्ञातव्यम्। कयो अपवादवेष छे एम प्रश्न उठावीने श्रुतसागरसूरि जणावे छे के कलियुगमां म्लेच्छ विगेरे लोको नागा देखीने मुनिओने उपद्रव करे छे. माटे मांडवगढमां स्वामी वसन्तकीर्तिए मुनिओने उपदेश कर्यो हतो के तट्टीसादरनुं लुंगडुं पहेरी चर्यादिक करीने पछी तेने मुकीदे अथवा राजादिकवर्गमां उपपन्न थयेलो परम वैराग्यवान् लिङ्गशुद्धिरहित लिङ्गपुटना दोषवाळो अथवा लज्जालु अथवा ठंडी विगेरेने नहि सहन करी शकनार होय तो ते कारणे तट्टीसादरनां लुगडां पहेरे आ अपवादवेष कहेवाय छे अने उत्सर्गवेष तो नागा रहेवुं तेज छे आ प्रमाणे अपवादमार्गे वस्त्रधारण करवानुं दिगम्बरोने मानवु पडयुं छे

हवे अहीयां जोवानुं ए छे के नग्नपणुं ए दिगम्बर मतनो पायो छे एटला माटे तेना मतनुं नाम निर्ग्रन्थमत अणगार विगेरे नहि राखतां दिगम्बर मत एटले नग्नमत ए प्रमाणे राखवामां आवेल छे अने ज्यां ज्यां मुनि निर्ग्रन्थ श्रमण संयत विगेरे शब्दनी व्याख्या करवी होय त्यां त्यां बीजा शब्दोनो ओछो प्रयोग करतां नग्न दिगम्बर वस्त्ररहित विगेरेने वस्त्राभाव सूचक शब्दोथी तेना टीकाकारोए व्याख्यान करेल छे आ रीते वस्त्रना अभाव उपर जेना दर्शननी रचना छे एवा दिगम्बरोने पण कारणे वस्त्र सिवाय चालो शक्यु नथी अने ए रीते अपवादमार्गे वस्त्रो स्वीकारवां पडयां छे.

तथा श्रुतसागरसूरिकृत तत्त्वार्थवृत्तिमां नवमा अध्यायमां आराधना भगवतीसूत्रनी सम्मतिथी मुनिओने अपवादमार्गे

કાસ્દલ વિગેરે પણ રાખવાનું કહેલ છે તથા મુનિઓએ નાગાજ રહેવુ જોઇએ આવો ઉદ્‌ઘોષણા કરનાર દિગમ્બરોને પણ ... સિવાય ચાલી ન શક્યું ત્યારે પોતાના દર્શનના નગ્નતાના પાયાને મજબુત રાખવા માટે નગ્નના અનેક ભેદો કલ્પીને વસ્ત્રધારીને પણ નાગા ગણી પોતાના દર્શનની જડ કાયમ માની રુપાન્તરથી વસ્ત્રની છુટો પણ અપાયેલી છે દેખો દિગમ્બરાચાર્ય સોમસેનકૃતત્રિવર્ણાચારગ્રન્થ અધ્યાય ૩ ત્રીજો શ્લોક ૨૧, ૨૨, ૨૩ એકવીશ બાવીશ અને ત્રેવીશ

अपवित्रपटो नग्नो नग्नश्चार्धपटः स्मृत.। नग्नश्च मलोनोद्वासी नग्न. कौपीनवानपि ॥ २१ ॥

कसायवाससा नग्नो नग्नश्चानुत्तरीयमान् अन्त. कच्छो बहिःकच्छो मुक्तकच्छस्तथैव च । २२॥ साक्षान्नग्नः स विज्ञेयो दश नग्नाः प्रकीर्तिताः । ॥२३॥

દશપ્રકારના નગ્ન કહેલા છે, ૧ અપવિત્ર લુગડાંવાળો ૨ અડધા લુગડાંવાળો ૩ મલીનવસ્ત્રવાળો ૪ લંગોટીવાળો ૫ ભગવા લુગડાંવાળો ૬ ઉપરના લુગડા વિનાનો ૭ અંદરકચ્છોટાવાળો ૮ બહારકચ્છોટાવાળો ૯ કચ્છોટારહિત ૧૦ સાક્ષત નગ્ન આમાં દશ પ્રકારની નગ્નોની કલ્પનાઓ કરી છે.

તથા પરિગ્રહની બાબતમાં કુન્દકુન્દાચાર્યે નીચે પ્રમાણે જણાવે છે. જુઓ સૂત્ર પ્રાકૃત ગાથા ૧૮ મી

जहजायरुवसरिसो तिलतुसमेत्तं न गिहदिहत्थेसु । जइ लेइ अप्पबहुयं तत्तो पुण जाइ णिगोदं॥ १८ ॥ यथाजातरुपसदृशस्तिलतुषमात्रं न गृह्णाति हस्तयोः यदि लाति अल्पबहुकं तत. । पुनर्याति निगोदम् ॥ १८ ॥ નગ્ન મુનિ તલના ફોતરા જેટલી વસ્તુ પણ પોતાના હાથે લે નહિ. જો થોડો અથવા ઝાઝી વસ્તુ લે તો મરીને નિગોદમાં જાય આ પ્રમાણે કુન્દકુન્દાચાર્યે જણાવેલ છે આની ટીકામાં શ્રુતસાગરસુરિ લખે છે કે આનો ઉત્સર્ગ છે અને અપવાદમાર્ગે ઇન્દ્રનન્દિનીએ નીચે પ્રમાણે જણાવેલ છે.

क्वचित् कालानुसारेण सूरिर्द्रव्यमुपाहरेत् । गच्छपुस्तकवृद्ध्यर्थमयाचितमथाल्पकम् ॥ १ ॥ કોઇ ઠેકાણે કાલને અનુસારે આચાર્ય ગચ્છ અને પુસ્તકની વૃદ્ધિને માટે નહિ માગેલું એવુ અલ્પ એટલે થોડું થોડું દ્રવ્ય ઉપાડી લે આ પ્રમાણે દિગમ્બરાચાર્યને કારણ વિશેષે અયાચિત દ્રવ્યાની પણ છુટો મુકવી પડી છે આવીરીતે દિગમ્બરશાસ્ત્રમાં અનેક અપવાદો આપવા પડેલ છે. કારણે લોઢાના ઉપગરણો પણ દિગમ્બરમુનિઓને સ્વીકારવા પડયાં છે કારણ કે લોઢાના ઉપગરણ ખોવાયાનાં પ્રાયશ્ચિત દિગમ્બર ગ્રન્થમાં બતાવેલા છે, જો લોઢાના ઉપગરણો રાખવાનાજ ન હોય તો ખોવાવાની વાતજ શાની હોય.

આવી રીતે દિગમ્બર દર્શનમાં અનેક પ્રકારે અપવાદો બતાવવામાં આવેલા છે. તેના તરફ આંખ મીંચામણાં કરીને બીજાનો અપવાદિક વસ્તુને મુખ્ય માર્ગનું સ્વરુપ આપી લોકોને ઉંધા પાટા બંધાવવા પ્રયત્નશીલ થયેલ દિગમ્બર લેખક સમીક્ષાકાર આવા અનુચિતકાર્યથી બચો એવી પવિત્ર ભાવના સાથે હાલ આ લેખને સમાપ્ત કરૂં છું ॥ ઇતિશમ્ ॥

# સંતબાલની વિચારણા
અને
# મૂર્તિપૂજા વિધાન

લે. આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજ

સન્તબાલ મૂર્તિપૂજાના નિષેધક લોંકાશાહથી સેંકડો વર્ષ પૂર્વે થઈ ગયેલા પૂજ્ય શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્ય શ્રીજગચ્ચંદ્રસૂરીશ્વરજી મહારાજ આદિ મહાપુરૂષોને પણ મૂર્તિના નિષેધક તરીકે લખી સત્ય વસ્તુનો જબરદસ્ત અપલાપ કરવાનું મહાપાપ વહોરી રહ્યા છે. તે પૂજ્ય પુરૂષોએ મૂર્તિસેવાની ધગશથી તે વિષયનું સુંદર સાહિત્ય સર્જ્યું છે, તે સન્તબાલ જોતા નથી અને ચૈત્યવાસીઓનું ખંડન કરનારૂં તે પૂજ્ય પુરૂષોનું સાહિત્ય જોઇ જાણે તે પુજ્ય પુરૂષો ચૈત્યનું ખંડન કરનાર હતા એવું ભરડી નાંખ્યું છે. આમ મગ બાજરી ભેગા ભરડી ખરેખર સન્તબાલે સમજુ સમાજમાં પોતાની કીંમત અંકાવી છે. કેમકે ઉપરોક્ત પ્રાતઃસ્મરણીય પૂજ્ય પુરૂષોએ તો ચૈત્યવાસનો નિષેધ કર્યો છે નહિ કે ચૈત્યપૂજાનો. શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજનો રચેલ પંચાશક નામનો ગ્રન્થ જુઓ જેમાં પ્રભુની સેવામાં હીરા મોતી પન્ના માણેક આદિ ઉત્તમોત્તમ પદાર્થો ચઢાવવાનું ફરમાન છે. કારણકે પ્રભુસેવાથી બીજું કોઈ ઉત્તમ કાર્યજ નથી. આમ પ્રભુપૂજાની પવિત્ર ભાવના રૂપ ઝરણાંને વહાવી જગતને પવિત્ર બનાવનારા મહાત્માઓને પૂજાના પવિત્ર ઝરણાને બંધ કરી કુયુક્તિઓની ગંદી ગટર વહાવનાર લોંકાશાહના પ્રકરણમાં યાદ કરવા તે દુર્ગંધવાલી વસ્તુઓના લીસ્ટમાં સુંદર અત્તરોની નામાવલિને દાખલ કરવા જેવું છે. કારણકે તે પુરૂષોએ ચૈત્યવાસ કરી રહેલા અને દેવદ્રવ્યની આવક ખાનારા શિથીલ વેષધારીઓનું ખંડન કર્યું છે. અને એજ મહાપુરૂષોના ભગીરથ પ્રયત્નના પ્રભાવે અત્યારે તે ચૈત્યવાસ નામશેષ (Dead) થઇ ગયો છે. એવા ચૈત્યવાસને કોઈ પણ મૂર્તિપૂજક શ્વેતાંબર જૈન સાગે માનતો નથી અને હાલ તેની ચર્ચા પણ નથી. વળી કવિ નાનાલાલના નામથી લોંકાશાહના બીજા સાથી વલ્લભાચાર્ય અને ત્રીજા સાથી સ્વામીનારાયણને લખ્યા છે. તે હડહડતું જુઠું છે. કારણકે તે સમાજો મૂર્તિપૂજાના અનન્ય ઉપાસકો છે. મનપૂજા ઉત્તમ છે તેવી માન્યતા તો દરેક મૂર્તિપૂજકો પણ ધરાવે છે. મનશુદ્ધિ

પૂર્વકની પૂજાનેજ પ્રભુઆગમે વધાવી લીધી છે. તેથી મૂર્તિપૂજાનો નિષેધ થતો નથી, દાદુ, કબીર, નાનક અને લોંકાશાહ જેવા અવળી મતિના ઉત્પન્ન થાય તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

अनादिकं जगत् છે. સત્ય અને અસત્ય અનાદિનાં છે. એટલે અસત્યને પણ પ્રાચીન હોવાથી વધાવી લેવાય નહિ, અને કદાચ વ્યકિતની અપેક્ષાએ સત્યવસ્તુ આદિ વાલી સિદ્ધ થાય તેથી તેને દૂર કરી શકાય નહિ એક માણસ અવળે રસ્તે ચઢી જાય છે ત્યારે તેના માટે બે પક્ષો ઉભા થાય છે. એક સજ્જન કહે છે કે આ અવળે રસ્તે ચઢી ગયેલ છે. અને બીજો એનો ભકતપક્ષ કહે છે કે નહિ તેમણે આ રસ્તો ખરો શોધી કાઢયો છે. ત્યાં કોઈ મધ્યસ્થ અને રસ્તાનો જાણકાર હોય તે તો સમજી શકે છે કે અવળે રસ્તે ચઢી ગયેલાનાં વખાણ કરનારા તેના જેવાજ છે. બાકી ભકત તો અવળે રસ્તે ચઢેલાઓની નામાવલિ ઢુંઢતો ફરે છે તેમ સંતબાલે પણ દાદૂ દયાનંદ. કબીર અને નાનકની નામાવલી મુકવા માંડી તેથી લોંકાશાહ સીધે રસ્તે ચાલનાર છે તેમ કહી શકાય નહિ. કારણકે તેઓ મૂર્તિપૂજાના અને દેવ ગુરૂ ધર્મના કટ્ટર વિરોધી છે અને એવાઓની પ્રશંસા કરવી એ તો उष्ट्राणां विवाहेषु गीतं गायन्ति गर्दभाःपरस्परं प्रशंसन्ति अहोरुपमहाध्वनिः એ શ્લોકના ભાવાર્થને અનુસરવા જેવું છે અને તે સન્તબાલ જેવા વિદ્વાન્‌ને શોભે એવું છે.

વિદ્વાન વર્ગ તો સહેજે સમજી શકે એમ છે કે પોતાની લખવાની રોજી બંધ થઇ ગઇ અને તેથીજ કોઇપણ રસ્તે વેરની વસુલાત કરવા તેમના દ્વેષી-ભેજામાંથી મૂર્તિના નિષેધનો નવો પંથ નીકાલી પ્રભુનિંદક બની બીચારા જીવન હારી ગયા અને 'तातस्य कूपोऽयमिति ब्रुवाणाः क्षारं जलं कापुरूषा' पिबन्ति' હમારા બાપનો કુવો છે એમ બોલતા કાયર પુરૂષોજ ખારા પાણીને પીએ છે એ વાકયને ચરિતાર્થ કરી તેમની જુઠી પ્રશંસા કરનારા હારી રહ્યા છે.

શ્રી ભગવતીસૂત્રના પહેલા શતકના પહેલાજ ઉદ્દેશામાં **नमो बंभीए लिविए** એ સૂત્ર મૂર્તિ-પૂજાને સારીરીતે સિદ્ધ કરી રહેલ છે. પ્રભુના આગમશાસ્ત્રોમાં જ્યારે અક્ષર રૂપ લીપિને પણ જ્ઞાનનું કારણ હોઇ નમસ્કાર કરવામાં આવે છે કે જે માત્ર કાગળ અને સાહીથીજ બનેલ હોઇ જડ ગણાય છે અને તે લીપીને તો સ્થાનક વાસી પણ નમસ્કાર કરે છે તો પછી પરમાત્મા સ્વરૂપ સમ્યક્ જ્ઞાન આપનાર પ્રભુમૂર્તિ નમસ્કાર કરવા લાયક કેમ ન ગણાય ? નિશાળમાં ભૂગોળથી જે જ્ઞાન નથી થઇ શકતું તે જ્ઞાન નકશાથી થઇ શકે છે અને નકશો પણ જડ છે. આ બધી વાતો કેમ ભૂલી જવાય છે.

હરિભદ્રસૂરિજી મહારાજ માત્ર ચૈત્યવાસી સાધુ પૂજા કરે તે પૂજાને તથા તેમના ચૈત્યવાસને ઠેકાણે ઠેકાણે નિષેધે છે બાકી શ્રાવક શ્રાવિકાને માટે તો પુષ્પાદિ દ્રવ્યથી પૂજાને અવશ્ય કરણીયરૂપે લખે છે. આમ હોવા છતાં પણ જૈનપ્રકાશમાં અજ્ઞાની મનુષ્યો હરિભદ્રસૂરીશ્વરજી મહારાજના ગ્ર-

ન્થોના પાઠો આપે જાય છે અને અધે ચુંહે થોથે ધાન; જૈસે ગુરુ વૈસે જજમાન ના સિદ્ધાંતને સત્ય કરી બતાવે છે જે હરિભદ્રસૂરિજી મહારાજ પ્રભુમૂર્તિની પૂજા પુષ્પાદિ શ્રેષ્ઠ દ્રવ્યથી શ્રાવકો કરી શકે છે એ સિદ્ધાંતના પ્રખર હિમાયતી છે, ને તેઓશ્રી કૂપખનનના દૃષ્ટાંતથી દ્રવ્યપૂજામાં થતી હિંસાનુ વારણુ બતાવી અપૂર્વ ધર્મના લાભનું તારણુ કાઢે છે. તેમના નામે આવા ખોટા ગપગોળા ગબડાવવા એ નરી કુટીલતા છે અને મૂર્તિના લુમ્પક લોંકાશાહ જેવાના પ્રકરણમાં મૂર્તિના હિમાયતીનું પવિત્ર નામ લાવવું એ અસતીના પ્રકરણમાં સતીનું નામ લેવા જેવું છે અને એમ કરવાથી સતીઓને અન્યાય મળે છે તેવીજ રીતે સન્તબાલે ઠેકાણે ઠેકાણે મૂર્તિના અનન્ય ઉપાસકો અને પ્રભુમાર્ગની અઠંગ સેવા કરનારાઓનાં નામ મૂર્તિ નિષેધક લોંકાશાહના જીવનમાં દાખલ કરી તે મહાપુરૂષોને ભયંકર અન્યાય આપ્યો છે. વળી રાયપસેણી, જીવાભિગમ, ભગવતી, આદિ સૂત્રોમાં સ્થળે સ્થળે પ્રભુમૂર્તિના પાઠો હોવા છતાં ૪-૮-૩૫ ના, જૈનપ્રકાશમાં લખમશી શેઠ અને લોંકાશાહનો કલ્પિત સંવાદ ખડો કરી ૧૧-૮-૩૫ ના અકમાં લોંકાશાહ ના મુખમાં એવા શબ્દો મૂકયા છે "લોંકાશાહે ઠંડાપેટે જવાબ આપતા કહ્યું 'કે જૈનઆગમમાં ભગવાન મહાવીરે અને તેમના ગણધરોએ કયાંય પણુ મૂર્તિપૂજાનું વિધાન કર્યું હોય તેવું મેં જોયું નથી હજું વાકય પુરૂ કરે તે પહેલાં લખમશી અકળાઈને બોલી ઉઠયા: હેં. હેં લોંકાશાહ આ શું કહો છો ? આપણા બધા ગુરૂ તો કહે છે કે શાસ્ત્રમાં તો ઘણે સ્થળે અધિકાર છે: મૂર્તિપૂજાના આલંબન સિવાય આગળ વધીજ શી રીતે શકાય ? તો તે આગમ પાઠી ગુરૂ દેવો ખરા કે તમો ખરા ? લોંકાશાહે આચારાંગસૂત્ર, સૂયગડાંગ, ભગવતિ અને દશવૈકાલિક વિગેરે શાસ્ત્રોના પાઠો બતાવીને પૂરવાર કરી બતાવ્યું કે મૂર્તિપૂજા જૈનશાસ્ત્રમાં કયાંય નથી."

સન્તબાલે આ ગાલપુરાણુ રચતાં કમાલ કરી છે અને તેથી પણુ આગળની ધમાલ જુદી છે. અરે સંતબાલજી જરા વિચારશો કે ? જે આચારાંગસૂત્રની નિર્યુક્તિ, ટીકા પ્રભુમૂર્તિના દર્શનથી સમ્યક્ત્વની નિર્મળતા બતાવે છે તથા તીર્થંકરોની જન્મભુમિ, દીક્ષા જ્ઞાનોત્પત્તિ અને નિર્વાણુભૂમિ આદિ સ્થળે યાત્રાદર્શન અને પૂજનને સમ્યક્ત્વને નિર્મળ કરનારાં કહ્યાં છે. તે આચારગસૂત્રના પાઠોથી મુર્તિ નિષેધ કરનાર લોંકાશાહની સુર્યના પ્રકાશને નિષેધ કરનાર ઘૂવડના જેવી દશા કેમ ન મનાય ? લોંકાશાહ કેવળ સમજ વગર મૂળ ગગડાવી ગયા હશે. અને લખમશીના ઠેકાણે તેમના સામે કોઇ કાટપુતલી ઉભી કરી દીધી હશે.

હવે સૂયગડાંગ સૂત્ર ઉપર વિચારીએ તો તેમાં પણુ અભયકુમારે આર્દ્રકુમારઉપર પ્રભુની મૂર્તિ મોકલી છે, જેના દર્શનથી આર્દ્રકુમારને જાતિ સ્મરણુ જ્ઞાન થાય છે; પૂર્વના જન્મ યાદ આવે છે અને તે કલ્યાણુ કરનારી પ્રભુમૂર્તિના પ્રભાવે

સમસ્ત પાપાચરણનો ત્યાગ કરી સુસંયમી બની મુક્તિમાર્ગ ખોળી લે છે. આવી કલ્યાણ કરનારી પ્રભુમૂર્તિના અધિકારને જાણવા જોગી સંસ્કૃત જ્ઞાનની ગંધ પણ તમારા લોંકાશાહમાં નહિ હોય એટલેજ કહી દીધું હશે કે 'જુઓ આ સૂયગડાંગમાં પણ મૂર્તિપૂજાનો વિષય નથી.' જે જૈન સૂત્રનો આખોયદારોમદાર મૂર્તિપૂજા ઉપર છે. અને તેમાં મૂર્તિ નથી એમ કહેવું તે દુનિયામાં સૂર્ય નથી એમ કહેવા જેવું સન્તબાલને શું નથી લાગતું ?

ઠીક હવે આગે ચાલો. ત્રીજું નામ લોંકાશાહે ભગવતીજીનું લીધું છે. તો તેના પહેલા શતકમાં પહેલાં ઉદ્દેશામાં **नमो बंभीलिविए** એ પાઠનું આગળ વર્ણન થઈ ગયું છે હવે બીજા શતકના પાંચમા ઉદ્દેશામાં તુંગીયા નગરીના શ્રાવકના અધિકારમાં, શતક ત્રીજું ઉદ્દેશો પહેલો ચમરેન્દ્રના અધિકારમાં, શતક બારમામાં સંખ પુષ્કલીના અધિકારમાં, શતક તેરના ઉદ્દેશા સાતમામાં ઉદાયન રાજા અને પ્રભાવતિના અધિકારમાં, શતક વીશમામાં ઉદ્દેશા નવમામાં જંઘાચારણના અધિકારમાં પ્રભુમૂર્તિની સારી પેઠે સિદ્ધિ થઈ શકે છે. આવા અનેક પાઠો એકજ સૂત્રમાં હોવા છતાં તે સૂત્રના નામે પ્રભુ મૂર્તિનો નિષેધ કરવો ને કદાગ્રહી બની પોતાનો કક્કો ખરો કરવાની ધૂનમાં યદ્વા તદ્વા બકી દેવું એના જેવી બીજી બાલીશતા કઇ ?

ચોથા સુત્રનું નામ દશવૈકાલીક લખ્યું છે તેમાં પણ મૂર્તિપૂજા નથી એમ લોંકાશાહે લખમશીને જણાવ્યું. પરંતુ લખમશી કેવી શકિતવાળો હશે તે અત્યારે આપણને શી ખબર ? યદિ લખમશી હોંશિયાર અને વિદ્વાન્ હોત તો જરૂર લોંકાશાહની સાન ઠેકાણે લાવત અને કહેત કે સાહેબ ! દશવૈકાલિકથી તો પ્રભુમૂર્તિનું બહુ માન કરવું ચોકખી રીતે સિદ્ધ થાય છે. કેમકે તેમાં સાફ લખ્યું છે કે જયાં સ્રીની મુર્તિ હોય ત્યાં સાધુ ઉતરે નહિ. માત્ર સ્રીની મૂર્તિવાળા ઉપાશ્રયમાં સાધુને નહિ રહેવાની પરવાનગી આપનાર દશવૈકાલિકથી સારી પેઠે સમજાય છે કે યદિ સ્રીનું ચિત્રકામ વિકારને પોષી શકે તો વીતરાગની મૂર્તિ વીતરાગતાને કેમ નહિ પોષી શકે ? આમ વિચાર કરતાં સન્તબાલજીનું લખાણ આખું કલ્પિત સિદ્ધ થાય છે. અને આગળ હું લખી ચુકયો છું કે આ એક તરેહની નોવેલ છે. જેમ જેમ હું તેમની કલ્પનાના મોજાં આગળ આગળ નિહાળતો જાઉં છું તેમ તેમ મારો તો વિશ્વાસ દૃઢ થતો જાય છે કે કેવળ સન્તબાલનું હ્રુદય એજ લોંકશાહ. વળી લોંકાશાહના મોઢામાં "વેદ ધર્મના ગીતા નામના ગ્રન્થમાં માનસિક પૂજાની પ્રશંસા કરી છે અને તે આરાધવાથીજ આગળ વધી શકાય છે તેમ સ્પષ્ટ સમજાવ્યું છે"આવા શબ્દો મૂકયા છે. હવે વિચારવાનું એ છે કે ગીતા સન્તબાલે વાંચી કે લોંકાશાહે વાંચી ? લોંકાશાહે ગીતા વાંચી અને તે વખતે લખમશી નામની કલ્પિત

વ્યક્તિ પાસે ઉપરના અક્ષરો કહ્યા તે વાતને હૃદય કબુલજ કરી શકતું નથી. કારણકે લોંકાશાહ સંસ્કૃત જ્ઞાનથી હીન સિદ્ધ થાય છે. જો તેવું જ્ઞાન હોત તો પાછળ કહ્યા પ્રમાણે સુત્રમાં લખેલ મૂર્તિ પૂજાના વિધાનને સારી પેઠે સમજી શકત પણ એમ બન્યું નથી. વળી આજ કાલના લીખારીઓને પણ આપણે જોઇએ છીએ કે તેમને કેટલું જ્ઞાન હોય છે?

मक्षिकास्थाने मक्षिकाणत (Copy to Copy) કરી જાણે છે. એટલે હમોને તો લાગે છે કે લોંકાશાહનું જીવન એ સન્તબાલની કલ્પનાથી ખડું કરેલુ તુત છે, તે વાતની પુષ્ટિ લખમશીના મુખમાં મુકેલી નીચેની ગાથા કરી રહી છે. जिण भवण कज्जंमि, सगडा वहन्ति जे गोणा, ते सव्वे मरिऊण, गच्छन्ति अमर भवणाइं અર્થ મંદિરના કાર્યોમાં ગાડાંઓને જે બળદો વહન કરે છે તે સર્વે મરીને દેવગતિ પામે છે. આ ગાથા હમારા કોઇ પણ માન્ય ગ્રન્થમાં નથી. છતાંએ લખમશીના મોઢામાં આવું કલ્પિત કથન મૂકવું તેજ સંત બાલના લેખની કલ્પિતતા સિદ્ધ કરે છે. આથી સ્થાનકવાસીનો પંથજ કલ્પના ઉપર ચાલી રહ્યો છે તેમ થશે. (અપૂર્ણ)

## —: લેખકોને વિજ્ઞપ્તિ :—

૧ લેખક મહાશયોએ પોતાના લેખો કાગળની એક બાજુ સહીથી સારા અક્ષરે લખી મોકલવા.

૨ દરેક લેખક મહાશય પોતાનો લેખ દર મહીનાની વદી પાંચમ પહેલાં મોકલી આપે.

૩ જૈન શ્વેતામ્બર મૂર્તિપુજક મન્તવ્યથી ભિન્ન લેખ ન આવવો જોઇએ.

૪ સાદી સરળ ભાષામાં દલીલ પુરસ્સર લેખો લખવા.

૫ લેખો પાછા મોકલવા માટે તંત્રી જવાબદાર નથી.

તંત્રી

# મથુરા કલ્પ

કર્તા—શ્રી જીવનપ્રભસૂરી

અનુ૦ મુની ન્યાયવિજય

## મંગલાચરણ

જગતને શરણરૂપ સાતમા તથા ત્રેવીશમા તીર્થંકરને નમસ્કાર કરીને ભવ્યજીવોને મંગલ કરનાર મથુરાકલ્પને કહું છું. ૧

## ધર્મરૂચિ અને ધર્મઘોષનું ચોમાસું

શ્રી સુપાર્શ્વનાથ ભગવાનના શાસનકાળમાં **ધર્મરૂચિ** અને **ધર્મઘોષ** નામે બે નિ:સંગ મુનિસિંહો હતા. ૨

તેઓ છઠ્ઠ અઠ્ઠમ દશમ દ્વાદશમ પક્ષખમણ માસખમણ બેમાસી ત્રિમાસી ચૌમાસી ખમણ તપ કરતા ભવ્યોને પ્રતિબોધતા એકવાર **મથુરાપુરીમાં** પધાર્યા.

ત્યારે મથુરા બારયોજન લાંબી અને નવયોજન પહોળી હતી. જેને નજીકમાં યમુનાના પાણીથી ધોવાતો શ્રેષ્ઠ કિલ્લો હતો, જે સફેદઘરો દેવાલયો વાવ કુવા પુષ્કરિણી જિનાલયો અને હાટોથી સુશોભિત હતી, જ્યાં બ્રાહ્મણો વિવિધ કળાઓ અને ચારે વિદ્યાઓને ભણી રહ્યા હતા.

તે મુનિઓ અહીં અનેક વૃક્ષ ફુલ ફલ અને લતાઓથી વ્યાપ્ત **ભૂતરમણ** ઉદ્યાનમાં આવી, અવગ્રહ યાચી ચોમાસું રહ્યા અને ચોમાસી તપ ( ચારે મહીનાના ઉપવાસ ) કર્યું.

## દેવીને પ્રતિબોધ.

તેમના સ્વાધ્યાય તપ ચારિત્ર અને પ્રશમાદિગુણોથી ઉદ્યાનની અધિષ્ઠાત્રી કુબેરાદેવી સંતુષ્ટ થઇ. આથી તેણે રાત્રે પ્રકટ થઇને કહ્યું કે—

"હે ભગવન્ હું તમારા ગુણોથી ઘણી ખુશી થઇ છું, તો કંઇક વરદાન માગો." મુનિઓએ કહ્યું કે—અમો નિ:સંગ છીએ, અમારે કંઇ નથી જોઇતું.

ત્યારપછી તેઓએ તે ( કુબેરાદેવી) ને ધર્મ સંભળાવી વિરતિ—શ્રાવિકા બનાવી.

અન્યદા કાર્તિક સુદિ આઠમની રાતે મુનિઓએ શય્યાતરીના સંબંધથી કુબેરાદેવીને જણાવ્યું કે—હે શ્રાવિકા? સમ્યકત્વમાં દૃઢ રહેવું, જિનવંદન—જિનપૂજનમાં ઉપયોગવંત રહેવું. અમે ચોમાસુ પુરૂં કરી વર્તમાન યોગે[1] અન્યગામે પારણા માટે વિચરીશું.

---

[1] જૈનમુનિઓને આહાર—પાણીની વિનતિ કરવામા આવે ત્યારે તેઓ પ્રત્યુત્તરમાં " વર્તમાન જોગ " એવો શબ્દ કહે છે—

## મથુરાના કંકાલીટીલામાંથી પ્રાપ્ત થએલ પ્રાચીન જૈન શ્વેતાંબર અવશેષો



શ્રી નેમિનાથ ભગવાન



શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની પાદુકા

ત્યારે તેણીએ શોક ધારણ કરીને પુછયું કે હે ભગવાન્ ? આપ આ ઉદ્યાનમાં હંમેશ શા માટે ન રહો.

સાધુઓએ જણાવ્યું કે—

સાધુઓ, પક્ષીઓ, ભમરા, ગોકુલો, અને શરદકાળના વાદળાં એક સ્થાને સ્થિર બની રહેતા નથી.

તેણીએ ( દેવીએ )વિનંતિ કરી કે–જો એમ હોય તો મને કાર્ય ફરમાવો કે જેનું હું પાલન કરી શકું.

સાધુઓએ જણાવ્યું કે–યદિ તારો અતિ આગ્રહ છે તો અમોને સંઘ સાથે મેરૂગિરિપર લઇ જઇ જિનવંદન કરાવ.

તેણીએ જણાવ્યું કે–હું તમો બન્નેને ત્યાં જિનેશ્વરોનાં વંદન કરાવું. પરંતુ જો ત્યાં મથુરાના સંઘને લઇ જવામાં આવે તો કદાચિત્ વચમાં મિથ્યાત્વીદેવો વિઘ્ન કરે.

સાધુઓ બોલ્યા કે–અમે આગમના આધારે મેરૂગિરિ દેખ્યો છે, તારી શક્તિ યદિ સઘને લઇ જવા માટે પર્યાપ્ત ન હોય તો પછી માત્ર અમારા બેના જવાથી સર્યું.

આથી વિલખી થએલ દેવીએ જણાવ્યું કે—જો એમ છે તો તેવી પ્રતિમાઓથી અલંકૃત મેરૂગિરિની આકૃતિ ( મેરૂરચના ) કરાવી આપું, જ્યાં તમો સંઘ સાથે દેવવંદન કરો.

સાધુઓએ તે (કથને) સ્વીકાર્યું.

## મેરૂ પહાડની રચના.

ત્યારપછી તે ( કુબેરા ) દેવીએ રાતે સ્વર્ણમય, રત્નજડિત, અનેક દેવોથી વિંટાએલ તોરણુ ધ્વજા તથા માલાઓથી અલંકૃત અને શિખરની ઉપરના ત્રણુ છત્રથી શોભતો સ્તૂપ રચાવ્યો: જેની ચારે બાજૂ ત્રણુ મેખલા હતી. એકેક મેખલામાં ચારે દિશાએ પચરંગીરત્નોથી બનાવેલ મૂર્તિઓ સ્થાપી, જેમાં મૂલ નાયક તરીકે શ્રી સુપાર્શ્વભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠિત કરી.

## કયા દેવ હતા ?

સવારે લોકો જાગ્યા, તેઓ સ્તુપને જોઇ પરસ્પર કલહ કરવા લાગ્યા. કોઇ કહે છે કે–આ વાસુકી (સાપ) નાં લંછનવાળો સ્વયંભૂ દેવ છે. અન્ય કહે છે કે-શેષનાગની શય્યામાં રહેલ આ નારાયણુ દેવ છે. આજ રીતે કોઇકોઇએ બ્રહ્મા ધરણેંદ્ર સૂર્ય અને ચંદ્ર વગેરેની કલ્પના કરી. બૌદ્ધ કહે છે કે–આ સ્તુપ નથી કિન્તુ બુદ્ધાંડક છે.

આથી મધ્યસ્થ પુરૂષોએ કહ્યું કે–લડો નહી, આ દેવનિર્મિત છે માટે તે ( દેવ )જ તમારો સંશય ભાંગશે. તમો પોતપોતાના દેવને ચિત્રપટમાં આલેખીને પોતપોતાના પૂજારી સાથે આવો. જેના આ દેવ હશે તેનોજ એક ચિત્રપટ સ્થાયી રહેશે અને બીજાના પટોનો સ્વય દેવજ નાશ કરશે.

સંઘે પણુ સુપાર્શ્વનાથ ભગવાનનો ચિત્રપટ આલેખ્યો.

ત્યારપછી દરેક ધર્મવાળા આલેખેલ પોતપોતાના ચિત્રપટો તથા પૂજારી સાથે પૂજા કરી નવમી રાતે ગાયન ગાવા લાગ્યા. અર્ધી રાતે જોરદાર પવન ચાલ્યો,

ઘાસ કાંકરા તથા પત્થરોને ઉડાડવા લાગ્યો. જેણે દરેક ચિત્રપટોને પણ તોડી નાખ્યા અને ઉડાડી મૂકયા. મનુષ્યો પણ જોરદાર ગર્જારવથી નાસી જૂદી જૂદી દિશામાં ચાલ્યા ગયા.

માત્ર એક સુપાર્શ્વનાથ ભગવાનનો ચિત્રપટ સ્થિર રહ્યો [૨]

લોકો વિસ્મય પામ્યા, અને નક્કી કર્યું કે આ અરિહંત દેવ છે.

તે ચિત્રપટ આખા શહેરમાં ફેરવ્યો, એમ પટયાત્રા પ્રવર્તી.

## પહેલી જિનેન્દ્ર પૂજા માટે વ્યવસ્થા

ત્યાર પછી અભિષેકનો પ્રારંભ કર્યો.

પ્રથમ અભિષેક કરવા માટે શ્રાવકોમાં વિવાદ ચાલ્યો, વૃદ્ધ પુરૂષોએ "એક ગોલકમાં દરેકના નામની ચીઠ્ઠીઓ (કાપલીઓ) ભરવી, કુમારીના હાથે પહેલી ચીઠ્ઠી જેના નામની પહેલી ચીઠ્ઠી નીકળે તે દરિદ્ર હો કે તવંગર હો પણ પહેલો જિનેન્દ્રાભિષેક કરે" આ પ્રમાણે દશમી રાતે વ્યવસ્થા કરી.

ત્યાર પછી એકાદશીએ દૂધ દહીં ઘી કેસર અને ચંદનથી ભરેલા હજારો કળશો વડે શ્રાવકોએ **અભિષેક** કર્યો, દેવોએ પણ ગુપ્તપણે રહી અભિષેક કર્યો

આજ પણ (દેવો) એજ રીતે યાત્રાએ આવે છે.

અનુક્રમે દરેકે અભિષેક કર્યા પછી ફુલ ધૂપ વસ્ત્ર મહાધ્વજ અને આભરણો ચડાવ્યા, સાધુઓને વસ્ત્ર ઘી ગોળ વિગેરેનું દાન કર્યું.

બારસી રાતે માલા ચડાવી.

આ પ્રકારે તે મુનિઓ જિનેશ્વરોને વાંદીને સકળ સંઘને આનંદિત કરી ચોમાસું કરી અન્યસ્થાને પારણું કરી તીર્થ પ્રકટાવી અનુક્રમે મોક્ષ પામ્યા. ત્યાં સિદ્ધક્ષેત્ર થયું.

## કુબેરા દેવી

ત્યાર પછી મુનિઓના વિયોગથી દુઃખિત દેવી હંમેશા જિનેન્દ્ર પૂજામાં તત્પર બની, અર્ધા પલ્યોપમનું આયુષ્ય ભોગવી, ત્યાંથી ચ્યવી મનુષ્યપણે અવતરી ઉત્તમપદને પામી. તે સ્થાને જે જે દેવી ઉત્પન્ન થાય છે તે તે કુબેરા એવા નામે ખ્યાતિ પામે છે[૩]

તેનાથી રક્ષણ કરાતો સ્તૂપ ઘણા કાળ સુધી ઉઘાડો રહ્યો, આ પ્રમાણે પાર્શ્વનાથ ભગવાનના સમય સુધી ચાલ્યું.[૪]

---

૨ શ્રી સુપાર્શ્વનાથ, એ સાતમા તીર્થંકર છે જેના જન્મ દીક્ષા અને કેવળ જ્ઞાન ભદૈની (બનારસ)માં થયા છે મોક્ષગમન સમ્મેતશિખર પર થએલ છે. જેઓ અસંખ્ય કાળ પહેલા વિદ્યમાન હતા.

૩ કુબેરા, એ મથુરાતીર્થની અધિષ્ઠાત્રી દેવી છે, પણ શાસનદેવી નથી. જે અચ્યુતા દેવીની જેમ નરવાહનવાળી છે. (મલ્લિનાથ તીર્થંકરના યક્ષનું નામ પણ કુબેર યક્ષ છે)

૪ શ્રીપાર્શ્વનાથ, આ તેવીસમા તીર્થંકર છે જેના જન્મ દીક્ષા અને કેવળ જ્ઞાન બનારસમાં થયા છે નિર્વાણ સમ્મેતશિખર ઉપર થએલ છે જેનો જન્મ ઇ. સ. પૂર્વે ૮૭૬માં અને નિર્વાણ ઇ. સ. પૂર્વે ૭૭૬માં થએલ છે.

એકવાર લોભને વશ બનેલ મથુરાના રાજા એ મનુષ્યોને એકઠા મેળવી જણાવ્યું કે—આ સોના અને મણિથી બનાવેલ સ્તૂપને ઉખાડી મારા ભંડારમાં દાખલ કરો.

લોકો સ્તૂપને ખોદવા માટે તિક્ષ્ણ કુહાડાઓના ઘા દેવા લાગ્યા, પરંતુ તે ઘા સ્તૂપ ઉપર ન પડતા ઘા કરનારાઓના શરીરેજ પડવા લાગ્યા. હવે સ્વયં રાજાએ થાકીને ઘા કર્યો બસ કુહાડો રાજાના માથા પર પડયો અને રાજાનું માથું કપાઈ ગયું.

પછી ક્રોધિત દેવીએ પ્રકટ થઈ લોકોને જણાવ્યું કે—હે પાપીયો ? આ શું આરંભ્યું છે ? રાજાની જેમ તમો પણ મરશો. આથી લોકોએ ભયભીત બની હાથમાં ધૂપધાણા લઇ દેવી પાસે ક્ષમા માગી.

દેવીએ ઉત્તર આપ્યો કે—" યદિ જિનઘરની પૂજા કરશો તો ઉપસર્ગોનો વિનાશ થશે. જે જિનપ્રતિમાની અથવા સિદ્ધાલયની પૂજા કરશે તેનું ઘર સ્થિર રહેશે, એમ નહીં કરે તેનાં ઘર પડી જશે. "

આ માટેજ કલ્પ–છેદ ગ્રંથમાં મંગલ-ચૈત્યની પરૂપણામાં મથુરાનાં ભુવનોનું નિદર્શન કરાવ્યું છે.

" પ્રત્યેક વર્ષ શહેરમાં જિનપટનો વરઘોડો કાઢવો, કુહાડાછઠ્ઠ પાળવી (પર્વ માનવું) જે અહીં રાજા થાય તેણે જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરીને જમવું નહી તો તે જીવશે નહીં. "

લોકો પણ તે દેવીના કથન પ્રમાણે કરવા લાગ્યા.

ભગવાન પાર્શ્વનાથ કેવલ જ્ઞાન થયા પછી વિચરતા વિચરતા એક દિવસે મથુરામાં પધાર્યા. સમોસરણમાં ધર્મ સંભળાવ્યો, દુઃષમકાળમાં થનારા ભાવો પણ પ્રકાશ્યા અને અન્યત્ર વિહાર કરી ગયા. હવે કુબેરાદેવીએ સંઘમેળવીને જણાવ્યું કે—ભગવાને દુઃષમકાળ નજીક હોવાનું જણાવ્યું છે. મનુષ્યો અને રાજાઓ લોભગ્રસ્ત થશે, હું પણ પ્રમાદી છું તેમજ ચિરકાળ રહેનાર નથી. માટે આ ઉઘાડા સ્તૂપને ચિરકાળ સુધી સાચવી શકીશ નહી. તો હવે હું સ્તુપને સંઘની આજ્ઞાથી (સમ્મતિથી)ઇંટો વડે ઢાંકી દઉં ? તમો બહાર પ્રતિષ્ઠિત કરેલ પાર્શ્વનાથ ભગવાનની પૂજા કરજો, અને હું તથા મારે સ્થાને આવનાર દેવી અંદર (સ્તુપની પૂજા) પૂજા કરીશું.

આ પ્રમાણે સાંભળી, તે વિશેષ લાભ કર છે એમ માની, સંઘે દેવીનાં કથનને અનુમતિ આપી, એટલે દેવીએ તે પ્રમાણે કર્યું.

## ચૌદમી સદીનો જીર્ણોદ્ધાર

ભગવાન્ મહાવીર સ્વામીના નિર્વાણ પછી તેરસોથી અધિક વર્ષો જતાં

બપ્પભટ્ટિ સૂરિ થયા[૫] તેમણે આ તીર્થ ઉદ્ધર્યું અને પાર્શ્વનાથ ભગવાનની પૂજા પ્રવર્તાવી, નીરંતર પૂજા કરાવવા માટે કાનન કૂવા અને કોટ કરાવ્યા, ચોરાશી શ્રેણીઓ (        )દેવરાવી.[૬]

સંઘે ઈંટોને ખસતી દેખી (સ્તુપને) પત્થરથી વીંટી દઇએ એમ ધારી સ્તુપના ઢાંકણને ઉખેડયું, પરંતુ દેવીએ સ્વપ્નમાં આવીને નિષેધ કર્યો, અને જણાવ્યું કે–આ ઉઘાડ નહી. આવા પ્રમાણે દેવીના વચનથી સ્તૂપ ઉઘાડવાનું કામ બંધ રાખ્યું, અને ચારે બાજૂથી સારા પત્થરો વડે વીંટી લીધો. જે આજ પણ દેવો વડે સુરક્ષિત છે.

આ જિનાલય હજારો જિન–પ્રતિમાઓ, દેવકુલિકાઓ, આવાસપ્રદેશો, મનોહર ગંધપૂટી ચિલ્લણિકા, અંઆદિ અને અનેકક્ષેત્રપાલ વિગેરેથી સયુક્ત–સુશોભિત છે.

## મથુરામાં બનેલા ઐતિહાસિકપ્રસંગો

આ નગરી ભાવ મીર્થંકર કૃષ્ણ વાસુદેવનો જન્મ થયો છે.[૭] યક્ષ બનેલા આર્યમંગુ આચાર્યનું અને ચોરના જીવ હુંડિયજક્ષ (યક્ષ)નું મંદિર બનેલું છે. મથુરામાં પાંચ સ્થળો છે અકર્ક સ્થલ (૧) વીર સ્થલ (૨) પભ સ્થલ (૩) કુસસ્થલ (૪) અને મહાસ્થલ (૫)

---

૫ શ્રી બપ્પભટ્ટિસૂરિ વી૦ સ૦ ૧૨૭૦ વિ. સ ૮૦૦ના ભા. સુ. ૩ દિને જન્મ્યા. વી. નિ. સં. ૧૩૬૫ ।વ૦ સં. ૮૯૫ ના ભા સુ. ૬ દિને ૯૫ વર્ષની વયે સ્વર્ગે ગયા. તેઓએ ગ્વાલિયરના આમ રાજાને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો, અને શ્વેતામ્બર દિગમ્બરોના વાદમાં જય પામી ગિરનાર તીર્થને શ્વેતામ્બર તીર્થ તરીકે જાહેર કર્યું હતું. (તપાગચ્છપટ્ટાવલી, ઉપદેશ તરંગીણી)

૬ આ સ્થાન અત્યારે પણ ચોરાશીના નામથી પ્રખ્યાત છે. અહી ચોરાશીનું જિનાલય પણ છે. મથુરાની પરિક્રમા દેનાર વિષ્ણુ-યાત્રિકો અહીથીજ પરિક્રમા (પ્રદક્ષિણા) ની શરૂઆત કરે છે. ચોરાશીના જિનાલયના મધ્ય ભાગમાં સ્તૂપ ઉપર ઉપાધ્યાય વિવેકહર્ષગણિ પ્રતિષ્ઠિત શ્રીજમ્બૂસ્વામીની ચરણપાદૂકા છે.

૭ **કૃષ્ણવાસુદેવ**

જૈનશાસ્ત્ર માન્ય ત્રેસઠ મહાપુરૂષોમાં કૃષ્ણચંદ્રજી નવમા (છેલ્લા) વાસુદેવ, ત્રણ ખંડના અધિપતિ થયા છે અને તેઓ બાવીશમા તીર્થંકરના અનન્ય ઉપાસક હતા. આગામી ચોવીસીમાં તેઓ અમમ નામના બારમા તીર્થંકર થવાના છે. તેમનો જન્મ મથુરા નગરીમાં તેમના મામા કંસના કેદખાનામાં થયો હતો. જન્મ થયા પછી તેમને વૃંદાવન લઇ જઇ ઉછેરવામાં આવ્યા હતા.

૮ **હુંડિકયક્ષ**

એક ચોર હતો તેને પકડીને રાજાએ શૂળીએ ચડાવ્યો મરતી વખતે તેને પાણીની તરસ બહુ લાગી હતી. પરંતુ ત્યાં રહેલા કોઇ પણ માણસે તેને પાણી ન પાયુ ત્યાં એટલામાં એક શ્રાવક આવ્યો તેણે મરતા ચોરની દયા ખાઈ તેને નવકાર મંત્ર આપ્યો અને કહ્યુ તું આનો જાપ કર હું હમણાં પાણી લાવું છું શેઠ પાણી લેવા ગયા અને ચોર નવકાર મંત્રનું સ્મરણ રટન કરતો કરતો મૃત્યુ પામ્યો પરંતુ નવકાર મંત્રના સ્મરણથી મૃત્યુ પામી યક્ષ થયો. રાજાએ એ વણિકને ચોરનો સહાયક માની તેને પણ શૂળીએ ચડાવ્યો કીન્તુ યક્ષ થયેલ ચોર ઉપયોગથી પોતાને આ સ્થિતિ પહોચાડનાર; અને દર્શનના ગુરૂ એવા શ્રાવકને બચાવવા નીચે આવ્યો શ્રાવકને શૂળીએથી નીચે ઉતારી દીધો. નગરજનોએ આ ચમત્કારી યક્ષરાજનું મંદિર બનાવ્યુ.

# જિન-મન્દિર

લે: મુનિ દર્શન વિજય

भत्तिमंगलचेइयं, निस्सकडमनिस्सकडं चेइयं ।
सासय चेइयं वंदे, उवइट्ठं जिणवरिंदेहिं ॥ १ ॥

જૈન સમાજમાં કોઈ પણ પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે તેનો નિર્ણય કરવા માટે જિનાગમોને પ્રધાન માની વિચાર કરવો પડે છે.

તીથકર, ગણધર, ઓછામાં ઓછા દશપૂર્વ સુધીના જ્ઞાનવાળા પૂર્વધર, પ્રત્યેક બુદ્ધ તથા તીર્થંકરોના શિષ્યોએ બનાવેલ શાસ્ત્રો તેજ પ્રમાણ ભૂત જૈન-આગમો છે. શરૂ શરૂમાં આ આગમો મોટી સંખ્યામાં હતા કાલક્રમે તેનો હ્રાસ થવા લાગ્યો અને નાશ પામતા આગમોના જ્ઞાનને સુરક્ષિત કરવા નવીન આગમોની રચના પણ ચાલુ રહી. આ રીતે વીર નિર્વાણ સંવત ૯૮૦ માં કુલ ૮૪ આગમો વિદ્યમાન હતા[1] વીર નિ૦ સં૦ ૯૮૦ વિક્રમ સં૦ ૫૧૦ માં શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ પ્રમુખ શ્રમણ-સંઘે વલભીપુર (વળા)માં આગમોને પુસ્તક રૂપે લખ્યા છે.

દેવર્ધિ ગણિ ક્ષમાશ્રમણ તે સમયના પ્રધાન શ્રમણ અને પૂર્વધર હતા[2] શ્રી દેવર્ધિગણિક્ષમાશ્રમણે આગમોને પુસ્તકારૂઢ કર્યા ત્યારે બીજા પણ કરોડો ગ્રંથો (શ્લોકો) પુસ્તકારૂઢ કર્યા છે. અને તેમના એ સંગ્રહિત ગ્રન્થો હોઈનેજ જૈન શાસન જયવંતુ છે.

આટલો ઇતિહાસ જાણ્યા પછી એમ કહિએ તો ચાલે કે તેઓએ જિનાગમ-યથાતથ્યપણે સંગૃહિત કર્યા છે. એટલે તેમનું વચન એજ પ્રમાણભૂત જિનાગમ છે.

---

૧ નંદીસૂત્ર શ્રમણપ્રતિક્રમણ તથા સ્થાનાંગસૂત્ર ( સૂ૦ ૭૫૫ ) ના આધારે ૮૪ આગમોની યાદી મળે છે. ભગવતી સૂત્ર શતક ૨૫ ઉદ્દેશો. ૩, સમવાયાંગ સૂત્ર ૧૩૬ થી ૧૪૮-૧૫૭, નંદીસૂત્ર તથા અનુયોગદ્વાર સૂત્રના આધારે નિર્યુક્તિ (ભાષ્ય) અને સંગ્રહણી પણ આગમ છે.

૨ वाई य खमासमणे, दिवायरे वायग ति एगट्ठा ।
पुव्वगयम्मि य सूत्ते, ए ए सद्दा पउंज्जंति ॥ १ ॥

अनयाऽऽर्यया क्षमाश्रमणादि शब्दाः पूर्वधरेष्वेव संबध्नन्त इति निश्चयादेतेषां पूर्वधरत्व [क्षम]ाश्रमणपदालकृतत्वेन, अत एवानर्वाचीनत्वमेतेषाम् ॥
वि० सं० १९७७ आ० शु० १, जैनधर्म प्रसारक सभा प्रकाशित, बृहत् क्षेत्रसमास प्रस्तावना ।

કાળાંતરે તેમાં પણ હ્રાસ થવા લાગ્યો, જેમાંથી હાલ ૪૫ આગમો વિદ્યમાન છે[3] આ દરેક આગમો જૈન સમાજના પ્રાચીન શાસ્ત્રો છે. જેને માટે વિક્રમ સંવત્ ૧૫૦૮ સુધી એક સરખી માન્યતા હતી. પરંતુ તે વર્ષમાં લોંકામત જૂદો પડયો. જેણે ૪૫ પૈકીના ૩૨ આગમો પ્રમાણ રાખ્યા[3] અને મૂર્તિપૂજાનો વિરોધ કર્યો ત્યારબાદ તે મતમાંથી ઢુંઢકમત-સ્થાનકમાર્ગીમત જૂદો પડયો જે પણ ઉપરની બન્ને માન્યતામાં લોંકામત નેજ અનુસરે છે.

મૂર્તિપૂજા એ પ્રાચીન કાળથી ચાલી આવતી આર્ય સંસ્કૃતિ છે જે બાબતમાં આર્યવર્તના કોઇ પણ ધર્મમાં વિચારભેદ હતો નહીં. વિક્રમની બીજી સહસ્રાબ્દીના પ્રારંભથી એકાએક તેમાં વિચાર-ભેદ પડવાના કારણો ઉપસ્થિત થયા.

મુસલમાનોએ ભારતવર્ષ પર ભીમબાણુવળીના સમયથી એક પછી એક હલ્લા શરૂ કર્યા અને બે સદી જતાં તો તેમણે હિંદને પોતાનુ વસવાટ સ્થાન બનાવ્યું. તેની સત્તા જેમ જેમ ભારતવર્ષ પર વધતી ગઈ તેમ તેમ તેમની ધર્મ સંસ્કૃતિ પણ પથરાવા લાગી, મુસ્લીમ સંસ્કૃતિએ અનેક આર્યોના હૃદયમાં ક્રાંતિ મચાવી હશે પરંતુ કોઇ આર્ય તેનો ભોગ બન્યો ન હતો. મોહમેદનસંસ્કૃતિમાં મૂર્તિ પૂજાનો વિરોધ એ પ્રધાન વસ્તુ હતી. તેમની આ માન્યતાએ ઉગ્રરૂપ લીધું અને આર્ય-ધર્મમાં બહુજ સરળતાથી પ્રવેશ કર્યો.

લોંકામત અને સ્થાકમાર્ગીમત મોહમેદન-સંસ્કૃતિથી રંગાઇ જૈન

૩ દેવર્ધિગણિક્ષમાશ્રમણે પહેલા ૭૩ આગમ લખ્યા પછી આ ૧૧ અંગો લખ્યા છે ૧૧ અંગ-આચારાંગ સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ. ભગવતીતીજી, જ્ઞાતા ધર્મકથા, ઉપાસક દશા, અંતકૃત્ દશા, અનુત્તરોપપાતિદશા, પ્રશ્નવ્યાકરણ, વિપાકસૂત્ર ૧૨-૨૩ ઉપાંગો ઔપપાતિક રાજપ્રશ્નીય, જીવાભિગમ. પ્રજ્ઞાપના, સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, નીરયાવલી (કલ્પિત), કલ્પાવતંસિકા, પુષ્પિતા, પુષ્પચૂલિકા વૃષ્ણિદશા, ૨૪-૩૩ દશ-પયન્ના, ૩૪-૩૯ છેદ, દશાશ્રુત (કલ્પસૂત્ર), બૃહત્કલ્પ, વ્યવહાર, જીતકલ્પ, નિશીથ, મહાનિશીથ. ૪૦ આવશ્યક, ૪૧ દશવૈકાલિક ૪૨-ઉત્તરાધ્યયન, ૪૩ નિર્યુક્તિ દશક, ૪૪ નંદીસૂત્ર અને ૪૫ અનુયોગદ્વારસૂત્ર એ ૪૫ આગમ છે.

સ્થાનકમાર્ગી સમાજ ઉપર દર્શાવેલ ૪૫ આગમો પૈકીના મહાનિશિથ, જીતકલ્પ, નિર્યુક્તિ-દશક અને દશપયન્ના એમ ૧૩ આગમોને માનતો નથી એટલે તે ૩૨ આગમોને પ્રમાણભૂત માને છે.

સ્થાનાંગ ૪-૩-૩૩૮, ભગવતીજી ૫-૪-૧૯૩ તથા અનુયોગ દ્વાર સૂત્રના આધારે પ્રત્યક્ષ અનુમાન ઉપમાન અને આગમ એમ ૪ પ્રમાણ છે, સ્થાનાગ ૫-૨-૪૨૧ ભગવતીજી ૮-૮-૩૪૦ ના આધારે આગમ સૂત્ર આજ્ઞા ધારણા અને જીત એ ૫ વ્યવહાર માન્યા છે, એટલે તે પ્રમાણે વર્તનાર આજ્ઞાપાલક-આરાધક છે. પ્રશ્નવ્યાકરણ ૧-૨-૨૪ માં તીર્થંકરની દશવિધ ભાષા ચૌદપૂર્વી રચિત આગમ ઋષિપ્રણિત આગમ અને દેવેન્દ્રભાષિતને "પ્રમાણ" માન્યા છે.

ધર્મથી અલગ થયેલ જૈન સમાજ છે ત્યાર પછી ઈતર ધર્મસંસ્થાપકોએ પણ એ નાદ જીલ્યો.

બસ? ત્યારથી જૈન સમાજમાં જિનચૈત્ય–જિનમન્દિર જિનપ્રતિમા–પૂજન વિગેરે પ્રશ્નો ચર્ચાયાજ કરે છે.

આ લેખમાં તે સંબધે માત્ર બત્રીશ આગમો દ્વારાજ વિચાર કરવાનું ઉચિત ધાર્યું છે?

અહીં એક વાત પહેલેથી સ્પષ્ટ કરી દેવી જોઈએ કે જિનઆગમોમાં સાધુ-ઓને નીત્ય પ્રતિક્રમણ કરવાનું, શ્રાવકોનું નીત્ય પ્રતિક્રમણ, બાર વ્રતધારી શ્રાવ-કોનો દીક્ષા સ્વીકાર, શ્રાવકોનું પ્રતિમા પૂજન વિગેરેના પ્રમાણ–પાઠો બહુ ઓછા પ્રમાણમાં આપ્યા છે એટલે તે વસ્તુ અવિધેય છે એમ કોઈએ માની લેવાનું નથી. પરંતુ કોઇ પણ વિધિ એકવાર ઉલ્લેખવામાં આવે કે અનેકવાર તો પણ તે વિધિ સદા સર્વત્ર વિધેયજ છે.

આટલું સ્પષ્ટીકરણ કર્યા પછી હવે કયા કયા આગમોમાં જિનમન્દિરના પાઠો છે? તે તપાસીએ.

જિનાગમોમાં સિદ્ધાયતન (શાશ્વત જિનાલય,) ચૈત્ય, જિનઘર અને ગૃહ-પૂજા એમ અનેક પ્રકારે જિનમન્દિરના પાઠો મળે છે.

આ સિવાય તીર્થંકરની દાઢા તથા સ્તૂપોની પૂજાના પાઠો પણ મળે છે.

જિનમન્દિરના પ્રમાણ–પાઠો આ પ્રમાણે છે—

ઉવવાઈસૂત્રમાં ચંપાવર્ણનમાં પાઠ છે કે—

**आयारवंत चेइय विविह सन्निविट्ठ बहुला । सूत्र १ ।**

અર્થ—ચંપાપુરી સુંદરચૈત્યો તથા સુંદર સ્ત્રીઓથી વિવિધતાવાળા અનેક સન્નિવેશોથી યુક્ત છે.

તે ચંપાવર્ણનમાં પાઠાન્તર છે કે—

**अरिहंतचेइय-जण-वइ विसण्णिवि-ट्ठवहुल । सुत्र १ ।**

અર્થ—ચંપાપુરી અરિહંત ચૈત્યો માનવીઓ અને મુનિઓના સન્નિવેશો વડે વિશાળ છે.[4]

ઉવવાઈજી સૂત્રમાં ભગવાન મહાવીર સ્વામીને વંદન કરવામાં ઉપમા–પાઠ છે કે

---

[4] દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે આગમો પુસ્તકારૂઢ કર્યા ત્યારે પ્રથમ ઉપાંગો લખ્યા છે, અને છેવટે ૧૧–અંગો લખ્યાં છે. જેમાં પુનરૂક્તિ ન થાય તે માટે પણ સુંદર વ્યવસ્થા કરી છે. આગમો લખવામાં અનુક્રમે જે જે અધિકારો આવ્યા તેનું ત્યા સંપૂર્ણ સ્વરૂપ વર્ણવ્યુ, અને ત્યાર પછીના લખાણમાં તેજ અધિકાર–સબંધ પુનઃ આવતા પ્રથમ લખેલ આગમોની સાક્ષી આપી તે પાઠને ટુંકાવ્યો છે.

આ રીતે–ઉવવાઈમાં નગરી રાજા તીર્થંકરવંદન–ઉત્સવ અને સુર્યાભદેવનિર્મિત નાટકનો અધિકાર છે, રાયપસેણી તથા જીવાભિગમમાં જિનેન્દ્રપૂજાનો અધિકાર છે. ભગવતીજીમાં તુગીયા નગરના વર્ણનમા શ્રાવકનું સ્વરૂપ આળેખ્યુ છે, જમાલી તથા સ્કંદકના અધિકારમાં દીક્ષાનો વરઘોડો વર્ણવ્યો છે. જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિમા જિનેન્દ્રોના જન્મ–નિર્વાણ વિગેરે પ્રસગો આળેખ્યા છે. ભૂગોળનો અધિકાર છે. સૂર્યપ્રજ્ઞપ્તિ ચન્દ્રપ્રજ્ઞપ્તિમાં ખગોળનો વિષય છે.

**कल्लाणं मंगलं देवयं चेइयं ( विणयेण ) पज्जुवासामो ॥ सूत्र २७ ॥**

અર્થ—જે રીતે ચૈત્યની (ઇષ્ટદેવ પ્રતિમાની) ઉપાસના કરાય છે તે રીતે શ્રમણ ભગવાન મહાવીરની ઉપાસના કરીશું.

ચૈત્ય અને તીર્થંકર આ બન્ને વસ્તુ કલ્યાણ રૂપ છે. મંગળરૂપ છે જેની ઉપાસના કરવાથી હિત સુખ ક્ષમા મોક્ષ અને અવિરત સુખ મળે છે.

રાજપ્રશ્નીય સૂત્ર ૮, ૧૭, ૪૧, ૬૧ ભગવતીસૂત્ર ૧૦–૫–૪૦૫ ૪૦૬, શતક ૧૫, ઉપાસક દશાંગ અ૦ ૭ સૂત્ર ૧૯૭, જીવાભિગમ સૂત્ર ૧૪૧ માં પણ ચૈત્યની પર્યુપાસના અને ચૈત્યોપાસનાનાં ફળ માટે ઉપર લખ્યા પ્રમાણેજ પાઠ છે.

ઉવવાઇ સૂત્રમાં **नन्नत्थ अरिहंते वा अरिहंतचेइयाइं वा ॥ सुत्र ४० ।** પાઠ આપી તીર્થંકરો તથા જિન ચૈત્યો સિવાય બીજાને વંદનનો નિષેધ કર્યો છે.

રાયપસેણી સૂત્રમાં પાઠ છે કે–સુધર્મા સભાને ૩ દરવાજા છે દરવાજાની સામે મુખમંડપ છે. તેની આગળ પ્રેક્ષાઘર છે ત્યાર પછી મણિપીઠ છે મણિપીઠ ઉપર સ્તૂપ છે. જેની ચારે બાજૂ મણિપીઠ છે તે મણિપીઠોની ઉપર તીર્થંકરના શરીર પ્રમાણે ઉંચી પલ્યંક આસન વાળી ઋષભ વર્ધમાન ચંદ્રાનન અને વારિષેણ નામની ચાર ચાર જિનપ્રતિમાઓ છે (સૂત્ર-૩૬)

આ પાઠમાં જિનમન્દિરની માંડણી વિસ્તારપૂર્વક સમજાવવામાં આવી છે.

રાયપસેણી સૂત્રમાં દેવલોકના જિન-મન્દિરોના માપો બતાવ્યા છે કે–સુધર્મા સભાથી ઇશાનખૂણામાં મોટું સિદ્ધાયતન (જિન–મન્દિર) છે જે ૧૦૦ યોજન લાંબુ ૫૦ યોજન પહોળું અને ૭૨ યોજન ઉંચું છે તેના મધ્યભાગમાં ૧૬ યોજન લાંબી–પહોળી (ચોરસ) મણિપિઠિકા (ચોતરો) છે તેના ઉપર મોટો દેવછંદો છે.

**एत्थणं अट्ठसयं जिणपडिमाणं जिणुस्सेहप्पमाणमित्ताणं संनिखित्तं संचिट्ठन्ति ॥ सूत्र ३९ ॥**

અર્થાત્ અહીં તીથકરનાં શરીર પ્રમાણે ઉંચી અને સારી રીતે બીરાજમાન ૧૦૮ જિનેન્દ્ર પ્રતિમાઓ છે.

રાયપસેણીસૂત્રમાં પૂજા–વિધેયતાનો પાઠ છે કે–

( અપૂર્ણ. )

---

ઉપાસક દશાંગમાં બાર વ્રતની યાદી છે. એટલે આગમોમાં જે જે વિષય આવે તેને ત્યાં નહીં ચર્ચતાં ઉવવાઇ વિગેરેની સાક્ષી આપી આ લખાણ આગળ ચલાવેલ છે.

જેમકે—ઉવવાઇ સૂત્રમાં ચંપાપુરીનું વર્ણન આપ્યું છે. તે સિવાયના દરેક આગમોમાં જ્યા જ્યાં નગરના નામો આવે છે ત્યાં ત્યાં વર્ણન માટે **वण्णओ** શબ્દ આપી ચંપાપુરીનો અધિકાર લેવા સુચવ્યું છે.

ચંપાના વર્ણનમા જિન–ચૈત્યનો પણ ઉલ્લેખ છે. આ ઉપરથી જ્યા જ્યાં ચંપા-વર્ણનના સાક્ષી પાઠો હોય તે તે નગરમા જિન ચૈત્યો હોવાનું પણ સમજી લેવું પડે.

# સરસ્વતી પૂજા અને જૈનો.

લેખકઃ—સારાભાઇ નવાબ અમદાવાદ [ હાલ વડોદરા ]

"Knowledge is power" જ્ઞાન એ અમોઘ શક્તિ છે. એ શક્તિ જગતનો સંહાર કરી શકે છે તેમજ જગતનો ઉદ્ધાર પણ કરી શકે છે, એ શક્તિના આધારે જગત્‌માં ચૈતન્ય છે અને પ્રાણી માત્રમાં આત્મત્વની પ્રતિષ્ઠા છે. એ શક્તિના અવલંબનથી પ્રાણી પશુમાંથી મનુષ્ય, મનુષ્યમાંથી દેવ અને દેવમાંથી પરંપરાએ ઇશ્વર બને છે. જ્ઞાનની આવી અમોઘ શક્તિને પ્રત્યેક ધર્મશાસ્ત્રકારો એ અનેક રૂપે વર્ણવી છે અને ભિન્ન ભિન્ન કલ્પનાઓનો આશ્રય લઇને તેની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો છે.

હિંદુ ધર્મશાસ્ત્રોએ જ્ઞાનની એક અધિષ્ઠાત્રી દેવી કલ્પી છે અને તેનું નામ સરસ્વતી આપેલ છે. સરસ્વતીનું એવુંજ બીજું પ્રચલિત નામ શારદા છે. જૈન ધર્મશાસ્ત્રોએ પણ જ્ઞાનની અધિષ્ઠાત્રી દેવી તરીકે સરસ્વતીનેજ કલ્પી છે. પરંતુ તેને શ્રુતદેવીના નામથી સંબોધવામાં આવી છે.

આ સરસ્વતીની આપણા દેવમંદિરોમાં મૂર્તિઓ બનાવવામાં આવે છે અને નિશાળોમાં તથા મકાનોમાં તેનાં ચિત્રો ચિતરાવીને ટાંગવામાં આવે છે. સરસ્વતીના અંગ-ઉપાંગની ઘટના તેમજ તેના હસ્તકમલમાં ભિન્ન ભિન્ન પ્રકારના સાહિત્યની રચના સરસ્વતીની કલ્પનાને સુન્દર રીતે રજુ કરે છે.

સરસ્વતીના ચાર હાથ કલ્પવામાં આવેલ છે. બે હાથે વીણા વગાડતી હોય છે; એક હાથમાં અક્ષસુત્ર ( માળા ) હોય છે અને એક હાથમાં પુસ્તક હોય છે. પુસ્તક સ્વયં તો જ્ઞાનનું જ દ્યોતક છે. માળા સરસ્વતીની દીક્ષાસૂચક છે અને તેમાં જ્ઞાનસાધનાને યોગ્ય ક્રિયાકાંડ અને ઉપાસનાનો ધ્વનિ રહેલો છે. સરસ્વતીના હાથમાં વીણા હોય છે તે સંગીતસૂચક છે; તેમજ સરસ્વતીને હંસવાહિની વર્ણવવામાં આવેલ છે.[1] હસ જ્ઞાનને મૂર્તિમન્ત કરે છે. જેવી રીતે ક્ષીરનીરનો વિવેક કરવો ક્ષીરને ગ્રહણ કરવું અને નીરનો ત્યાગ કરવો તે હંસનો સ્વાભાવિક ધર્મ કલ્પાએલો છે તેવીરીતે જગતમા સત્યાસત્યનો શ્રેય પ્રેયનો શિવ–અશિવનો–વિવેક કરવો,

**સરસ્વતી.**

સત્ય–શ્રેય–શિવનો આદર કરવો

---

१ श्वेतवर्णा श्वेतवस्त्रधारिणी हंसावाहना श्वेत सिंहासनासीना ।
चतुर्भुजा श्वेताब्ज वीणालङ्कृतवामकरा पुस्तकमुक्ताक्षमालालङ्कृतदक्षिणकर ।
आधार दिनकर

અને અસત્ય, શ્રેયવિરોધી પ્રેય અને અશિવનો અનાદર કરવો એ જ્ઞાની પુરૂષનો સ્વાભાવિક ધર્મ છે. આવીરીતે જેમ સરસ્વતી અજ્ઞાનનો નાશ કરનારી છે. તેમ રસનો સંચાર કરનારી પણ છે. જેમ સરસ્વતીને શ્વેતાંબર સાહિત્યમાં હંસવાહિની વર્ણવવામાં આવી છે તેમ અન્યત્ર દિગંબર સાહિત્યમાં તેને મયુરવાહિની પણ વર્ણવવામાં આવે છે.[૧] તે સૂચવે છે કે સરસ્વતી માત્ર સદસદ્‌વિવેક જેનું લક્ષણ છે તેવા જ્ઞાન–વિજ્ઞાનની અધિષ્ઠાત્રીજ માત્ર નથી, પણ રસ જેનો આત્મા છે એવી સમસ્ત કળાની પણ મહા અધિષ્ઠાત્રી દેવી છે. વિશ્વતત્વને સત્ય સ્વરૂપે સમજવું જેટલું આવશ્યક છે તેટલુંજ સુન્દર સ્વરૂપે ગ્રહણ કરવું આવશ્યક છે. सत्यं शिवं सुन्दरम् જગત્ સત્યરૂપે, શિવરૂપે, અને સુન્દરરૂપે-ત્રણે પ્રકારે વ્યક્ત થાય ત્યારેજ તેના શુદ્ધ સ્વરૂપનું સમગ્રપણે દર્શન થયું કહેવાય. જ્ઞાનાનુભાવ તેમજ સૌન્દર્યાનુભાવ–ઉભય આત્મામાં રહેલા ચૈતન્યના વિશિષ્ટ ધર્મો છે. આ ઉભય તત્વનું રૂપક સરસ્વતીની કલ્પનાદ્વારા ઘટાવવામાં આવ્યું છે, વીણા સંગીતસૂચક છે; મયુર નૃત્યસૂચક છે, મયુરપીચ્છ ચિત્રકળાસૂચક છે. આમ ભિન્ન ભિન્ન કળાનું આરોપણ સરસ્વતીના સ્વરૂપમાં રહેલું છે. શ્વેતકમળ સરસ્વતીનું આસન છે, 'શ્વેતપદ્માસના દેવી' એ કમલને સો પાંખડીઓ છે. આ શતદલ કમલ નિર્લેપતાનું નિરૂપક છે, જેવી રીતે કમલ કીચડમાંથી ઉત્પન્ન થઇને તથા જલથી વૃદ્ધિ પામ્યા છતાં બંનેથી નિર્લેપ રહે છે, તેવીજ રીતે જગતની જંજાળોથી સરસ્વતી પણ અલિપ્ત છે.

ગુજરાતમાં અત્યારે સૌથી વિશેષ પ્રચાર પામેલી સરસ્વતીની છબી રાજા રવિવર્માની છે. આ છબીની કલ્પના તદ્દન સામાન્ય છે. તે સરસ્વતી રૂષ્ટપુષ્ટ અવયવોવાળી એક રૂપવતી સ્ત્રી છે; પણ તેમાં નથી દિવ્યતા કે જ્ઞાનનું અપાર ઓજસ. આખું ચિત્ર જાણે કે એક વીણા વગાડતી સ્ત્રીની પ્રતિકૃતિ જેવું છે અને તે પાશ્ચાત્ય ધોરણોને અનુસરીને બરોબર તૈયાર કરવામાં આવેલ છે. આમ છતાં આ ચિત્રનો આટલો બધો પ્રચાર આપણને સૂચવે છે કે આપણી પ્રજાનું કળાના ઉંચા સંસ્કારોથી પતન થતું થતું આજે છેવટે પાશ્ચાત્ય પ્રજાના અનુકરણમાં સમાપ્ત થાય છે. આપણો એક પણ ચિત્રકાર હજુ સુધી સરસ્વતીનું સુન્દર કલ્પનાચિત્ર પ્રાચીન ચિત્રકારોની માફક પ્રજા સમક્ષ રજુ કરી શકયો નથી એ શોચનીય છે.

આપણા દેશમાં સરસ્વતી પૂજા પ્રાચીન સમયથી આપણા જીવન સાથે ખૂબ ઓતપ્રોત થએલી છે. કોઇ પણ સંસ્કારી હિંદુનું એવું ઘર જોવા નહિ મળે કે જ્યાં સરસ્વતીની એક યા અન્ય પ્રકારની છબી ન હોય.

---

૧ वाग्वादिनी भगवति सरस्वति ह्रीं नमः इत्यनेन मूलमन्त्रेण वेष्टयेत् ।
ॐ ह्रीं मयूरवाहिन्यै नमः इति वागधिदेवतां स्थापयेत् ।

प्रतिष्ठा–सारोद्धार.

## સરસ્વતીના ભિન્નભિન્ન પ્રાચીન સ્વરૂપો

જ્ઞાનનું સૌથી વિશેષ બહુમાન જૈનોએ કરેલું છે. જૈનશાસ્ત્રોમાં સરસ્વતીને બદલે શ્રુતદેવતા શબ્દ વધારે પ્રચલિત છે. શ્વેતાંબર સંપ્રદાયમાં દરરોજ સાંજે કરવામાં આવતાં શ્રાવક પ્રતિક્રમણ સૂત્રમાં 'कल्याणकंदं'નું પ્રાચીન સ્તોત્ર આવે છે તેમાં વાક્શ્રી સરસ્વતીની નીચે પ્રમાણે સ્તુતિ કરી છે.

कुंदिंदुगोक्खीरतुसारवन्ना
सरोजहत्था कमले निसन्ना।
वाएसिरी पुत्थय वग्गहत्था
सुहाय सा अम्ह सया पसत्था ॥

જે કુન્દપુષ્પ, ચંદ્રમા, ગાયનું દુધ અને હીમ જેવા ઉજ્જવળ વર્ણની છે, જે કમળ ઉપર બેઠેલી છે, જેના એક હાથમાં સરોજ છે અને બીજા હાથમાં પુસ્તકોનો સમુહ છે તે ઉત્તમ વાક્શ્રી સદા અમારા સુખને માટે હો!

વળી હમેશાં દરરોજ સાયકાળના પ્રતિક્રમણમાં શ્રુતદેવતા નિમિત્તે કાયોત્સર્ગ કરવામાં આવે છે ત્યારે નીચેની સ્તુતિ બોલીને કાયોત્સર્ગ પારવામાં આવે છે.

सुअदेवया भगवई
नाणावरणीय कम्मसंघायं।
तेसिं खवेउ सययं
जेसिं सुअसायरे भत्ती ॥

હે ભગવતી શ્રુતદેવતા, જેની શ્રુતસાગરમાં ભક્તિ છે તેનાં જ્ઞાનવરણીય સર્વ કર્મોનો સદા નાશ કરો!

ઉપરના 'कल्लाणकंदं' સ્તોત્રમાં આપેલા વર્ણનાનુસાર શ્રુતદેવતા (સરસ્વતી)ની પ્રાચીન મૂર્તિ શ્વેતાંબર સંપ્રદાયની ઇ. સ. ૧૮૮૯ માં મથુરાના કંકાલી ટીલામાંથી નીકળેલી તે હાલમાં લખનઉના મ્યુઝીઅમમાં રાખવામાં આવી છે.[૩] જેનો મસ્તકનો ભાગ તથા જમણા હાથનો ઉપરનો ભાગ (જેમાં કમલની આકૃતિ હોવી જોઇએ તે) નાશ પામ્યા છે. આ મૂર્તિના લેખમાં આ મૂર્તિને શ્રુતદેવતાને બદલે સરસ્વતીના નામથીજ ઓળખાવી છે, જેથી સાબિત થાય છે કે શ્રુતદેવતા અને સરસ્વતી બંને એકજ છે, નામો જુદા જુદા છે.

આ 'कल्लाणकंदं' સ્તોત્રના ઉપરોક્ત ઉલ્લેખના વર્ણનાનુસાર સરસ્વતીની પ્રાચીનમૂર્તિની પ્રાપ્તિ ઉપરથી એમ પણ સાબીત થાય છે કે જૈન સંપ્રદાયમાં સરસ્વતી દેવી તરીકેની પૂજા બહુજ પ્રાચીન સમયથી પ્રચલિત હતી તેનો પુરાવો આ પ્રાચીન મૂર્તિ આપે છે અને તે સંબંધમાં બીજા પ્રાચીન ઉલ્લેખો પણ મળી આવે છે. જે હવે પછી.

(અપૂર્ણ)

૧ જુઓ. The Jaina Stuha and other antiqwties of mothere by V. A. Smith Peate XCIX Page 56 & 67

# શ્રી તપાગચ્છ પટ્ટાનુક્રમ ગુર્વાવલી છંદ

## ( કર્તા–શ્રી વિબુધવિમલ શિષ્ય )

જિનસંખ્યાપટ્ટિપ્રવર, દેવાનંદમુણિંદ,
શ્રીવિક્રમસૂરિંદપય સેવઈ નરહ નરિંદ ॥ ૩૦ ॥
"નરનાથ કોડિનામંતિ સીસ, નરસિંહસૂરિ પૂરઈ જગીસ
તર્કાગમલક્ષણ શ્રૂતસમુદ્ર, શ્રીસૂરિરાય સોહઇ સમુદ્ર ॥ ૩૧ ॥
જિણુજીતા'ક્ષપનક' કરીયવાદ થપ્પિઉનાગહ્રદ વર પ્રાસાદ
તેહ વારઇ કાલિક ગુરૂ પ્રસિદ્ધ જિણુઈ ચુથિં પર્યુષણા કિધ ॥૩૨॥
તત્પટ્ટિ મનોહર માનદેવ સુરકિન્નર જેહની કરઇ સેવ
ગુરૂ ધ્યાનતણુ મહિમા અનંત અંબિકા સમપ્પિઓ સૂરીમંત ॥૩૩॥
વિબુધ પ્રભ સુધાં વાદિ સલ્લ મનમથ સિઉ જીતુ મોહમલ્લ
જય જય જયાનંદ કરણુ હાર તસપટ્ટિ રવિપ્પહ ગુણુ સમાહ ॥૩૪॥
ગુરૂ મૂરતિ મોહનવલ્લિ કેદ સિરિ વિમલ વિધાયક વિમલચંદ
ઉદ્યોત કીઉ જિનમતિ અનંત ઉદ્યોતનગુરૂ ગુરૂઉ ભદંત ॥ ૩૫ ॥
વટવૃક્ષહેઠિ ગુરિ વડઉગચ્છ ચુરાસી પદ થાપ્પઉ અતુચ્છ
આચારિ ચતુર ચાલઈ સુચંગ ગુરૂરાખઇ રવિતલિ ઘણુ રંગ ॥૩૬॥

पंचत्रिंशत्तमे पट्टे विक्ख्यातो विश्वरञ्जनः
सर्वदेवो गुरुः सेवा देवानामपि दुर्लभा ॥ ३७ ॥

ગુરૂવાદિ કુલ વૈતાલ શ્રી અજિતદેવ દયાલ
તસપટ્ટિ ગુરૂ ચિરજીવિ શ્રીવિજયસિંહ પઈવ ॥ ૩૮ ॥
તત્પટ્ટિ ગુરૂસર એક સુઅચ્છ કહઇ સુ છેક
સિરિ સોમપ્પહ ગુરૂ સુરિ જસ નામિ દુક્કૃત દૂરી ॥ ૩૯ ॥
તત્પટ્ટિ શ્રીમુનિચંદ ગુરૂવાદિ ગુરૂડ સુકંદ
શ્રીઅજિતસિંહ કૃપાલ ગુરૂ ચરણુ ગુણુ પ્રતિપાલ ॥ ૪૦ ॥
જય વિજયસેન દિણુંદ તત્પટ્ટિ શ્રીમુનિચંદ
તવગુણુરમા ઉરિહાર જસનામિ જયજયકાર ॥ ૪૧ ॥
અવરતિમિરહર તેઅભરિ દિપ્પઇ જિમ રવિચંદ
તપાગચ્છ ઉદ્યોતકર ઉદયુ જગિ જગચ્ચંદ ॥ ૪૨ ॥

જરે સબલ મિથ્યાત માતંગ મોડઇ જરે અતુલ કલિકાલ અરિ અણુખોડઈ
તપાગચ્છનંદણુ વણે સિહ સોહઇ જગચ્ચંદસૂરિસરો ભુવણુ મોહઇ ॥૪૩॥
જરે વરસ દસદૂઅ ગુરિ વિગયછડી, જરે અમલ આંબિલ તપનેજ મંડી
જરે ગુર્જરાધીશ જયસિંહ દિધ્ધુ તપાગચ્છ અભિધાન તિહાંથી પ્રસિધ્ધુ ॥૪૪॥
જય જગચંદ સુગુરૂ મુકટામણિ, તાસપટ્ટિ દેવિંદ દિવામણિ
વિદ્યાનંદ વિચાર વિચક્ષણુ ધર્મઘોષ સૂરિદ સુલક્ષણુ ॥ ૪૫ ॥
સુર નારી ચ્યારઇ સવિ સરિખી, ગુરૂમૂરતિ નિરખી સા હરખી
સયણિ સહિત લિદ્ધઉ ગુરૂ રયણિહિ, ચડવડ ચલ્લઈ ગઇ તવ ગયણિહિ ॥૪૬॥
જવ ગઈ ગયણુમાર્ગ ઉદ્દંડ પવણુ વાગઇ સુગુરૂ નયણુ જાગઈ સયણિ ગ્રહી
સા રૂપિ જિસી રંભ સુગુરિ જાણીય દંભ થંભીય ચારિ થંભ ગગનિ રહી
સા સુરી બે કરજોડિ સ્વામી અબલા છોડિ નમઈનરિંદ કોડિ તુમ્હ સહી
તે ધર્મઘોષસૂરી ગુરૂ ક્ષમા ખડગધર કરઈ વિહાર વર ઉત્તમ મહી ॥૪૭॥
તાસ પટ્ટિ સોમપ્રભસૂરી જાસકિરિ ખિલિ મંડવ પૂરી
તપાગચ્છ ભામનિ ભાલ સ્થલિ સોસતિલક દિપ્પઇ તિલક છલી ॥૪૮॥
દીપઈ દીપઇ તિલકછલિ એણઇ વિષમકલિ નિજ તપતેજ બલિ સુગણુધરો
માનઇ માનઇ જેહની આંણુ તિરિઅ અચિઅમાંણુ સુણઇ ગુરૂવખાંણુ વિણુય પરો
કહઈ વડુ કણુયરી પાય નીજ સીસપ્રતિભાય સુગુરૂવદણિ જાઇ સિદ્ધવરો
શ્રીદેવસુંદર ગુરૂ નરમણિ તાણુધર આભનુવુ ગણુધર સુખકરો ॥ ૪૯ ॥
સોમનામ સમરતડા દુરિય પલાઇ દૂરિ
વિષમગ્રંથવિગતા કીયા માતિનિર્જિતસુરસૂરી ॥ ૫૦ ॥
જીતુ જીતુ વિબુધસૂરી નિજમતિતણઇપૂરિ સોમસુંદર સૂરિ સોહમસહી
લીઇ લીઈં અપરપખિ આલોઅણુ ગુરૂમુખિ દેસિવિદેસિ લખિ સ્વપક્ષિ લહી
જેહ વચનરચન પામી ત્રૈલોકય દીપનામિ ધરણુ વિહાર ઠામિ ઉત્તમ કીઉ
વલી તારણુ દુરંગ સિરિગોવિદ સાહસૂધરિ અજિત ઠવી ગુરૂ સુજસ લીઉ ॥૫૧॥
શ્રીમુનિસુંદર સૂરીનુ મહિમા અવનિ અનંત
રત્તકાલ સોમા સુરી શ્રીમુખિ આપિઉ મંત ॥ ૫૨ ॥
આપિઉ આપિઉ શ્રીમુખિમંત કીઉ અશવએત મરકવિકારજંતિ સંતે કરઈ
વલી ગગનિ લગનતીડ ભખઇ તે વનતીડ કરઇ કરસણુ પીડ દેસ ડરઈ
ગુરિ ધરીયવિમલ ધ્યાન વહઇ ત્રિદિનમાંન જનપદિ અનપાન સુભક્ષ સઈ
જટ લઇ દુર્ભિક્ષડમરભીતિ સાતઇ સબલ ઈતિ શત્રુમિત્ર સમપ્રીતિ સુગુરૂધરઇ ॥૫૩॥
ત્રોટક—અનુક્રમિ જયું જયચંદ ગુરૂ વર કૃષ્ણુ સારદા બિરૂદ ધરૂ
વાદીમદકંદ નિકંદ કરૂ, નવયૌવન ચારિત યુવતિ ચરૂ ॥ ૫૪ ॥

श्रीमच्चंद्रगणांम्भोधि समुल्लासनसद्विधुः
द्विपंचाशत्तमे पट्टे जीयात् श्रीरत्नशेखरः ॥ ५५ ॥

ગ્રંથગવિલરાસબાંધીયા તેહ પાર ન પામઇ કોઇ,
તાસપટ્ટિ ત્ર્ઈપન્નમઇ શ્રીલક્ષ્મીસાગર જોઇ ॥ ૫૬ ॥

મનમોહન મૂરતિ આરતિચૂરત પૂરતિ કામિત કામઘટં
મહી મંડલિભૂરિ મણોરહપૂરિ અછઇ બહૂસૂરિ શરોમુકટં
સુવિચાર અઢાર સઈપરિવાર, મઝારિ અગ્યારહ સૂરિવરા
ગુર થપ્પિય ચંગ વખાંણુઇ અંગ દયા ઘણુરંગ શીલંગધરા. ॥ ૫૭ ॥

શ્રીલક્ષ્મીસાગરસૂરિની આંણ વહંતી જોઇ,
પુરસંખ્યા નવિ પામઈ દેસ સુણુ સહુ કોઇ, ॥ ૫૮ ॥

## દેશનામ

ધુરિ અંગ બંગ કલિંગ વરમેદપાદ તિલંગ,
બંગાલ ડાહલ લાટ, પચાલનઈં કર્ણાટ. ॥ ૫૯ ॥
શ્રીમાલ માલવ ભોટ, નેપાલ નઈં મહાભોટ,
કાસ્મીર કુંકણ ચીંણ, ઉડ્ડીસ ગુલ મહાચીંણ. ॥ ૬૦ ॥
મરહટ્ઠ સોરઠ કચ્છ, વલી ઉંદ્ર પુંદ્ર સુવચ્છ,
કંબોજ કાસી ગૌડ, આભીર જંગલ ચોડ. ॥ ૬૧ ॥
વઈરાટ સિંધુ સુવીર, વલી દ્રવિડ કુરૂ કાસ્મીર,
મરૂદેશ ટક્ક આભીર, તોરક્ક ગૂર્જર કીર. ॥ ૬૨ ॥
જાલંધરાદનજાણિ, ખસ કન્યકુબ્જ વખાંણિ,
ભભેરિ કૌશલ્લપિંડ, હરમજ્જ મગધ ઉદ્દંડ. ॥ ૬૩ ॥
વરતિલકપુહવી ભાલિ, વૈદેહ મલય કુણાલ,
શ્રીસુરસેન ન અંત, વૈદર્ભ વાલંબ કંત. ॥ ૬૪ ॥
નર્મદાતટ કેકાંણ, ઉડ્ડીસ દેસ ભયાણ,
શ્રીરાષ્ટ્ર કુંતલ લાઢ, સવાલક્ષ છઈ બહુ આઢ ॥ ૬૫ ॥
શ્રીકાંમરૂપ કિરાત, સુણીઈ સુ સિંહલવાત,
તાપીતટાવનિ ભૂરિ, શાકંભરી છઇ દૂરિ ॥ ૬૬ ॥
દૌશાર્ત ઉત્તર જોઇ, હુર હુણ બર્બર હોઇ,
વર વરણુ લાંજી અંધ્ર, પારસી કન્હડ સિંધુ ॥ ૬૭ ॥
પાર કર પશ્ચિમદ્રોણ, ઉચ્ચ મૂલતાણ સગૌણ
વાહલીક દક્ષણ ઠાંમ સુદેસનાં એ નામ ॥ ૬૮ ॥

किं बहुना? જે તઈ રવિ કર ઊગરઇ તેતઇ શ્રીગુરૂ આંણુ
જુ જીહા કોડી હવઇ તુ કવિ કરઈ વખાંણુ ॥ ૬૯ ॥
તાસપાટિ ગિરુઉ ગછનાયક, સુમતિસાધુસૂરી સુમતિ વિધાયક
ભૂપતિ ભાંણુતણુ વ્યાપારી, શ્રી શ્રીપાલિહિ ઉસવ કારીય ॥ ૭૦ ॥
ત્રણિ માસ આંબિલતપ તપીઉ, સૂરિમંત્ર સૂધઇ મનિ જપીઉ
તવ તુઠી શાસનધણીઆંણી વર દીધુ શ્રીફલ સહ નાંણી ॥ ૭૧ ॥

## જાવડ પ્રતિષ્ઠા ઓત્સવ.

મંડવગઢનુ મહિમા મોટઉ જાણે લછિ ઘરંગણિ ઉટઉ
જિમઇ ગવીલ ધૃત ખાટઉ રોટઉ પૌર લોક પ્રાહી નહીં ખોટઉ ॥ ૭૨ ॥
સખલ નરિંદ ગ્યાસશાહ થપ્પિય વડવિવહાર ખીરૂદ તસ અપ્પિય
સઘાહીવ જાવડ લીલાપતિ તેડાવઇ બહુભાવિં ગચ્છપતિ ॥ ૭૩ ॥
ચુરાસી જોડાં નફેરી વાજંઈ ઢોલ દદાંમાં ભેરી
સરસ સદ્દિ સરણાઇ સીંગા તંતી તાલ તિવિલ મૃદંગા ॥ ૭૪ ॥
અભિનવ દેવભૂવન દેવાલા શત ઊપરી ચ્યારઇ ચઉ સાલા
કણુય રજત પીતલમય કારીય બીંબ પ્રતીષ્ઠા જગ સાધારીય ॥ ૭૫ ॥
દહદીસી લેખ લીખી પઠાવઇ સઘસહિત ઊમાહ્યા આવઈ
જાવડ કિતિ જગત્રય વાસી ચુપટ જ્ઞાતિમિલઇ ચુરાસી ॥ ૭૬ ॥

## ચોરાશી જ્ઞાતિ નામ

શ્રીમાલી ઉસવંશ અલવેસર પોરવાડ આનંદ પૂરા
સુરાણુા ડીંડૂવાલ દસુરા નાગર નાણાવાલ વરા
ભટેરા ભાંભુનઈં ભુંગડીયા ભેડિયડા ભાડિયા ઘણા
માથુહડા મેનડવાલ સંડોરા મડાહડાની નહીઅ મણાં ॥ ૭૭ ॥
જાલહરા જયવાત જેહરાંણા જેસાવાલ વાઘેર કહું
જગિ સુણીઇ જાંખૂસરા જીણાડી લાડી સખા લલાટ બહૂ
હરસુરા હાલર હુંબડ બંભણવાલ લોહાણા લાખ મિલી
પથિ પંચમ પુષ્કરવાલ પલંતા આવઈ અછિતવાલ વલી ॥ ૭૮ ॥
કંબોડ કપોઇ અનઈં કરહેઆ કાથયરા કાકલી ખવા
ખંડોયડ વીગ્ઘૂ સિરિખંડેરા ખડાયતા ખડેરક વા
ગુણવતા ગૂજર અનઈં ગજઉંડા ગોહીલરા પકવાલ ઘણાં
વઘણરાવયસ વાયડા વાગડ વાલમીક વિદ્યા નિપુણા ॥ ૭૯ ॥

કોરંટાવાલ સોઢવા ચુરાસી નીંમા નાગદ્રહા નિપુણા
નાગઉરા સુહડવાલ નરસિંહયા ઉટ્ટિય ચિત્તાવાલ ઘણા
મેવાડા ધાકડ બસ્તકિ બભણ પુમાવય પૌરૂઆ બહુ
શ્રાગુડનઈં ટંકણવાલ તિસલા તેલઉટા દોહિલ્લ કહું ॥ ૮૦ ॥
અડવર્ગી સોની સોધિત ડીસાવાલ અગર પલ્લીય નિશા
ચીત્રુડા સેહરીયા સાચુરા મહુખરા આવંતિ ધશા
કલિરવ કવિ કેલિ કવિતા જન સાજન મનિ આણંદ બહુ
મોદક ઘૃતપૂર સુરભિઘૃતપૂર સરસ રસકુર જિમતિ સહુ ॥ ૮૧ ॥

વિહરઈ મુનિવરસઈંત્રીસ સાર આરોગઇ મગ્ગણાત્થ હજાર
ઇણિપરિ માસત્રય રંગ રોલ સઘાહિવ જાવડ કરઇ કલ્લોલ ॥ ૮૨ ॥

## વેષ-ભૂષા વર્ણન

તેણઈ અવસરિ મડિઅપ્પઇ તુંગ અણીતિહાં અંબતણા તંગ
દ્વિપટી વરચિત્રિત ચોલરગ તનમનસુખ અપ્પઇ તે તરંગ ॥ ૮૩ ॥
ગડગડતા ગૌટિક તણા રેડ પીતંબર પોઠી પવર હેડ
શિકલા દશિ લહતી શ્રીપ્રતાપ ભલમૂલી ભઇરવ ધન પ્રતાપ ॥ ૮૪ ॥
સિરિખંડા સાલુ ધૂમરાઈ મદીલ અનઈં મહીસુંદ શાહિ
ખીરોદક મોદક કરત દિઠ્ઠ પટ્ટઉલી પોતા પવર પીઠ્ઠ ॥ ૮૫ ॥
સુખસાગર સણીઆં અતિસુગંધ, કલગઇ કંતાઈણ કમરબંધ
કમખાબ કતીફા કમલવન્ન, કબાહિ કહિજજઈ વિવહ વન્ન ॥ ૮૬ ॥
પાર કરી કંબલિ નિરમસિંધુ સાઉલા સમપ્પઇ સુ સિરબંધ
નીરગી ચંગી અઘલ ચીર કેતકી કણા ગુણ ગંગનીર ॥ ૮૭ ॥
ઝંમર તલીઝૂના અતિ ઝમાલ હારેવીઊચાઈ હમાલ
સોહવાં નવાં બાસચ્છવત્થ જર બઝ ફરગીય બહુઅ અચ્છ ॥ ૮૮ ॥
છાયલ ફાડા જાસૂનં ફૂલ મૂડાસા મિશ્રૂ બહુ અમૂલ
ખંડિકી ખેસ ખરબાસ ઉલિ ચજવાલાં વીટીતણી અમોલિ ॥ ૮૯ ॥
સિર છટાંતી ધરી ચુપટ અટાંણુ દામણીં ગણી કુણ કરઈં માણુ
દે.કડા દયા પર દીઇ કોડિ કવિ કરઈ કિત્તિ કરકમલ જોડિ ॥ ૯૦ ॥

સહિસ ચુરાસી ચુકડા દીધા સુગુરૂ પ્રવેસિ
પ્રતિષ્ઠા અવસરિ પનરલાખ કહું સુવિશેષ ॥ ૯૧ ॥

શ્રીસુમતિસાધુ સૂરિંદ ગુરિ બિંબ પ્રતિષ્ઠા કિદ્ધ
સંઘાહિવ જાવડ સહિત ગુરિ ગિરૂઓ જસ લિદ્ધ ॥ ૯૨ ॥
તાસ પટ્ટિ ઉદયાચલિહિં ઉદયુ અભિનવ ભાંણુ
પાપ તિમર ભર ઉપહરઇ ગુરૂ નામિં સુવિહાંણુ ॥ ૯૩ ॥
લઘુવઇ લક્ષણ અગ્ગલા દેખી હરિષ અપાર
શ્રી સુમતિ સાધુ સૂરિંદ ગુરિ સુપિઓ તપગચ્છ ભાર ॥ ૯૪ ॥

અથ બોલી ગદ્યભાષા

## શ્રી હેમવિમલસૂરિ–

અહો ભવિકલોકો નિર્મલવિવેકો સાવધાન થઇ મન ઉછહી
સાંભલુ જિમ સદા સુખસંપત્તિ મિલુ યુગપ્રધાંન સંપ્રતિવિજયમાંન
તપાગચ્છાધિરાજ શ્રીહેમવિમલ સુરીશ્વર તણા ગુણ તે વર્ણઈ

જે હુઇ સુરગુરૂ મતિ સમાન
જે ગુરૂ લઘુ વઇ પંડપાચલિ ચડયા
નિજ નિસ્તુષ વિદ્યાવાદબલિ વિવિધ વાદીંદ્ર નડયા
શ્રી સુમતિ સાધુસૂરિ આનંદપૂરિ, સાહ શ્રી પાતરાજ
ઇસિં નામિ પંચલાસ ગ્રામિ, અનેક દેસ વિદેશ નગર પુરતણા સંઘમેલી,
જાંણે દુગ્ધમાંહિં શર્કરા ભેલી
શ્રીહેમવિમલ સૂરીંદ્ર થાપી આપણી પ્રૌઢ પદવી આપી
માર્ગણતણા રૈરદ્રારિદ્ર દોર કાપી કીર્તિ પ્રતાપ દહદિશિ વ્યાપી
જે વિજયવંત ગચ્છનાયક શ્રી હેમવિમલસૂરિ
લઘુલંકા ત્રંબાવતી તણુ સુરતરૂ જેહે ગુરે
સ્તંભતીર્થ ચતુર્માસક રહી દેવતાદત્ત સ્વપ્ન લહી.
શ્રી શત્રુંજય મહાતીર્થ યાત્રાતણુ પ્રતિબોધ દીધુ
ચતુર્વિધ શ્રી સંઘ મન મનોરથ કીધુ
એહવા ગુણતણુ પાર ન લહીઈ તે કવણુ કવણુ સંઘાધિપતિ કહીઈ

## શત્રુંજયના સંઘ–

લીલાપતિ સંઘપતિ લટુકિદ્ધ સંઘાહિવ કાલૂ સુજસ લિદ્ધ
શ્રી જાગજીવ જયવંત જોડિ જે પૂરવઈ મગ્ગણ તણાં કોડ ॥ ૯૬ ॥
શ્રી હેમ ખીમ લખરાજ લક્ષ વિતવેચઇ શ્રીવંત સંઘમુખ્ય
સંઘાહિવ સુણીઈ સાહસધીર પુણ્યવંત પ્રસિદ્ધિ પરનારિ વીર ॥ ૯૭ ॥

# दिगम्बर शास्त्र कैसे बनें ?

## २ संघभेद

( गतांकसे चालु )

लेखकः-मुनि दर्शनविजयजी

श्रवण बेलगोलमें चन्द्रगिरि पहाडीके उपर चन्द्रगुप्त वस्ती ( पार्श्वनाथ वस्ती ) की सामने १५ फीट ७ ईंच लंबा ओर ४ फीट ७ ईंच चौडा कनडी-शिलालेख है। जिसमें खूदा है कि-

तीर्थंकर भगवान् महावीर स्वामी के निर्वाण के बाद भगवान् परमर्षि गौतमगणधर-साक्षात् शिष्य लोहार्य[२०] जम्बू-विष्णुदेव-अपराजित-गोवर्धन-(प्रथम) भद्रबाहु-विशाख-प्रोष्ठिल-क्षत्रिकार्य-जयनाम-सिद्धार्थ-धृतषेण-बुद्धिलादि गुरु एवं महापुरुषोकी परंपरामें अष्टांग निमित्तवेदी त्रिकालदर्शी द्वितीय भद्रबाहुस्वामीने निमित्तोसे बारह

---

२० लोहार्यमुनि भगवान्महावीर स्वामीके हस्तदक्षित शिष्य थे, वे ही केवलज्ञान होनेके बाद भगवान् को गोचरी ला देते थे। देखिए पाठ—

१ श्री जिनदासगणि महत्तरजी आवश्यकसूत्र-निर्युक्ति की गाथा ४६२ पाणीयत्तं० की चूर्णिमें लिखते हैं कि—

उप्पन्नणाणस्स उ लोहज्जो आणेति ॥
धन्नो सो लोहज्जो, खंतिखमो पवरलोहसरिसवन्नो ॥
जस्स जिणो पत्ताओ, इच्छइ पाणीहिं भोत्तुं जे ॥ १ ॥
किं तत्थ ता ण अडितं वा, भणितं च—
देविंदचक्कवट्टी, मंडलिया ईसरा तलवरा य ॥
अभिगच्छंति जिणिंदं, गोयरवडियं न सो अडइ ॥ १ ॥

ऋषभदेवजी केसरिमलकी पेढी-रतलाम से प्रकाशित, पृष्ट २७१ ॥

२ आचार्यश्री मलयगिरिजी आवश्यक सूत्र-निर्युक्तिकी गाथा ४६२ पाणीपत्तं० की चूर्णिमें लिखते ह कि—

उत्पन्नकेवलज्ञानस्य तु लोहार्य आनीतवान् ॥
तथा चोक्तं-उप्पन्नणाणस्स० ॥

—देवचन्द लालभाइ पुस्तकोद्धार फंड-सुरत, से प्रकाशित, पृ० २६८ ॥

वर्षोंतक अकाल होनेका जान कर उज्जैनमें सबको कह सुनाया। अतः सारा संघ उत्तरसे प्रयाण कर के दक्षिणकी ओर चला। अल्प दिनोमें सुभिक्ष देश में जा पहुंचा। जहां आचार्य प्रभाचंद्रने उस भूमितलके ललामके सामान, विविध दरखत एवं कृष्ण-हरि शिलाओं से सुशोभित, सूअर सिंह विगेरहसे व्याप्त, व छोटी-बडी गुफावाला "कटवप्र" नाम का पहाड देखा। अब आचार्यने अपना अल्प आयु जान कर आनंद से तप-समाधि की आराधनाके लिये समस्त संघको पुछ कर, संघको एक शिष्यकी साथ विदा करके, यहां बडी चौडी एवं ठंडी शिलाओं के उपर अपने शरीरको स्थापित करके समाधि मरण प्राप्त किया। बादमें साथके ७०० मुनिओने भी समाधिमरण पाया ॥

## २१ चन्द्रगिरि पर्वतकी चन्द्रगुप्त वस्तीका शिलालेख

जितं भगवता श्रीमद्धर्मतीर्थविधायिना ।
वर्द्धमानेन सम्प्राप्त-सिद्धिसौख्यामृतात्मना ॥ १ ॥
लोकालोकद्वयाधारवस्तु स्थाणु चरिष्णु च ।
सच्चिदालोकशक्तिः स्वा व्यष्णुते यस्य केवला ॥ २ ॥
जगत्यचिन्त्य-माहात्म्य-पूजातिशयमीयुषः ।
तीर्थकृन्नामपुण्यौघमहार्हन्त्यमुपेयुषः ॥ ३ ॥
तदनु श्रीविशालेयञ्जयत्यद्य जगद्धितम् ।
तस्य शासनमव्याजं प्रवादिमतशासनम् ॥ ८ ॥

अथ खलु सकलजगदुदयकरणोदिता।तशयगुणास्पदीभूतपरमजिनशासन-सरस्समभिवर्धितभव्यजनकमलविकशनवितिमिरगुणकिरणसहस्रमहोतिमहावीरसवितरि परिनिर्वृत्ते भगवत्परमर्षि-गौतम गणधर-साक्षाच्छिष्य लोहार्य--जम्बु-विष्णुदेव-अपराजित-गोवर्धन-भद्रबाहु-विशाख-प्रोष्ठिल--क्षत्रिकार्य--जयनाम -सिद्धार्थ-धृतषेण--बुद्धिलादि गुरु-परमपरीण क्रमाभ्यागतमहापुरुषसन्तति समवद्योतितान्वय भद्रबाहुस्वामिना उज्जयिन्याम् अष्टाङ्गमहानिमित्त-तत्त्वज्ञेन त्रैकाल्यदर्शिना निमित्तेन द्वादशसंवत्सरकाल-वैषम्यमुपलभ्य कथिते सर्वसंघ उत्तरापथात् दक्षिणपथं प्रस्थितः आर्षेणैव जनपदं अनेक-ग्रामशतसंख्यमुदितजनधनकनकशस्यगोमहिषाजाविकलसमाकीर्णम् प्राप्तवान् अतः आचार्यप्रभाचन्द्रेणामावनितलललामभूतेऽथास्मिन् कटवप्रनामकोपलक्षिते विविधतरुवरकुसुमदलावलिविकचनशवलविपुलसजलजलदनिवहनीलोपलतले वराहद्वीपिव्याघ्रर्क्षतरक्षुव्याल-मृगकुलोपचितोपत्यका-कन्दर-दरी-महा-गुहा-गहनभोगवति समुत्तुङ्गशृङ्गे शिखरिणि

ऊपर लिखित १० प्रमाणोंसे ज्ञात होता है कि–दिगम्बर ग्रन्थकारोंने दिगम्बर सम्प्रदायकी प्राचीनता, मौर्य–चंद्रगुप्तकी दिगम्बरी–दीक्षा एवं श्वेताम्बर मतकी अर्वाचिनता सिद्ध करनेके लिए बडी भारी चेष्टा की है, और भद्रबाहुस्वामीके नामपर बडी बडी गप्पे चलाइ हैं, कि–जैसी हमें भट्टारक रत्ननंदी कि कृतिमें पाइ जाती है ॥

ऊपरके प्रमाणोंकी ऐतिहासिक–जांच की जाय, तो उनमें नं. १, ४, ६, ७, ९ व १० की वार्ता कुछ विश्वास के योग्य है ।

जिनका सारांश यह है—

द्रितीय भद्रबाहुस्वामीके समयमें १२ वर्षका अकाल गिरा । आचार्य संघ को साथमें लेकर दक्षिणमें–कटवप्रमें जा पधारें । संघको एक मुनिजीके साथ आगे बढनेकी फरमाश की और आपने साधुओंकी साथ एक पहाडी के ऊपर अनशन स्वीकारा । संघकी साथमें गये मुनिजी जिन्दे रहे, वे अकालके पश्चात् दक्षिण से लोटकर उत्तरमें आये । बाद में ही श्वेताम्बर दिगम्बरका भेद हुआ। दक्षिणाचार्य श्रवण बेलगोलमें पधारें, उनकी पास कोइ चन्द्रगुप्तने दीक्षा ली। उसी चन्द्रगुप्तने ही वहां पहाडी पर तीर्थङ्कर भगवान् व भद्रबाहुस्वामीकी उपासना की, अतः चन्द्रमुनिकी वह ध्यानभूमि का नाम "चंद्रगिरि" रक्खा गया ॥

हमें विश्वास है कि—"द्वितीय भद्रबाहु" यह उपनाम है, जैसा सम्राट् सम्प्रतिको पुण्याश्रव कथाकोशमें चन्द्रगुप्त नाम दिया है । इसि प्रकार दक्षिणाचार्य और चन्द्र ( गुप्त गुप्ति ) ये भी उपनाम ही हैं । उन सबके असली नाम १ वज्रस्वामी, २ वज्रसेनसूरि और ३ चन्द्रसूरि हैं । उनके परिचय उपर–सा ही श्वेताम्बर साहित्य में मिलते हैं ।

दिगम्बर लेखको सिलसिलावार जैन इतिहास से बिछुडे हुए थे, एवं श्वेताम्बर जैन साहित्य से अनभिज्ञ थे, अतः उन्हों ने कल्पना की दौड से इतिहास बनाना शुरु कर दिया, जो श्वेताम्बर दिगम्बर के भेद में दिवाल –सा बन चूके है । भद्रबाहुचरित्र भी इसी ही ढंग के आविष्करण है ।

श्वेताम्बर साहित्य में उल्लेख है कि—

जीवितशेषम् अल्पतरकालम् अवबुध्याध्वनः सुचकितः तपःसमाधिम् आराधयितुम्, आपृच्छ्य निरवशेषेण संघम् , विसृज्य शिष्येणैकेन, पृथुलकास्तीर्णतलासु शिलासु शीतलासु स्वदेहम् सन्यस्याराधितवान् क्रमेण सप्तशतम् ऋषीणाम् आराधितम् इति जयतु जिनशासनम् ॥ जैन सिद्धांतभास्कर किरण १ पत्र १५ से उद्धृत ॥

श्रीवज्रस्वामीजी १० पूर्वों के धारक थ, जाति स्मरण ज्ञानवाले थें. विद्या-लब्धि से युक्त थ। आपने १२ वर्षोंके अकाल म चतुर्विध संघको "पुरी" मे ले जा रक्खा। बाद में आपने दक्षिण में विहार किया, अपने शिष्य आचार्य वज्रसेनसूरिको जिन्दा रहने की आज्ञा दे कर अकालकी शान्ति-सुभिक्षा का निशान बताया, और एक पहाडी पर जा कर सभी साधुओ के साथ वीर निर्वाण संवत् ५८४ में अनशन कीया। जिस पहाड का नाम हैं "रथावर्तगिरि" श्रीवज्रस्वामीजीने एक क्षुल्लक को अनशन से रूका था, उसिने रूकावटके स्थानमे ही अनशनव्रत स्वीकारा। आचार्य वज्रसेनसूरिने सोपारकनगर (सोपारा-बम्बइ) मे सुभिक्ष के निशानसे श्रेष्ठि जिनदत्त के सारा कुटुम्ब को मृत्यु से बचाया व उन्हे जिनदीक्षा दी। शेठ जिनदत्त शेठानी ईश्वरी ओर उसके पुत्र नागेन्द्रचन्द्र (चन्द्रगुप्त) निवृति व विद्याधर जैनश्रमण बनें। उन चारों बन्धुआ से चार कुल निकले है। उन मे चन्द्र (चन्द्रगुप्त) सूरिकी शिष्य परंपरा चन्द्रकुल के नामसे विख्यात है॥ [२२]

(आवश्यक निर्युक्ति-वृत्ति, चूर्णि, मरणसमाधि पइन्नय गाथा ४६८ से ४७८, कल्पसूत्र-वृत्ति)

मतलब यह है कि—वज्रस्वामी (द्वितीय भद्रबाहुस्वामी) वज्रसेनसूरि (दक्षिणाचार्य) चन्द्रसूरि (चन्द्रगुप्ति) ओर उनके शिष्य प्रसिद्ध स्तुतिकार सामंतभद्र (स्वामी समन्तभद्र) को श्वेताम्बर दिगम्बर दोनों समाज यानी सारा जैन आलम पूज्यतम मानते थे-मानते है। श्वेतांबर दिगम्बर का सम्प्रदाय भेद उनोंके समयमें नहीं था, किन्तु नींव गडी थी॥

जैन साहित्य में लिखा है कि—रथवीरपुरमें सहस्रमल-शिवभूति नामका राजमान्य साहसिक पुरुष था। उसने आचार्य कृष्णाचार्य की पास जैन दीक्षा ली। राजाने एक दिन उसे रत्नकंबल वस्त्र दिया। शिवभूति मुनि बहु मूल्यवान् मुलायम व दुष्प्राप्य के जरिए उस रत्नकंबलको बहोत संभालते थे, बांधकर रखते थे। आचार्यने देखा कि—शिवभूतिके दिलमें रत्नकंबलने ममताकी बुनियाद जमा दी है। जहां ममता है वहां परिग्रह है, तो इस ममता की जड उखाड देना चाहिए। (अपूर्ण)

२२ श्रवण बेलगोलके शिलालेख नं० १०८ में भी चन्द्र (गुप्त) से चन्द्रकुलकी उत्पत्ति मानी है— तदीयवंशाकरतः प्रसिद्धा—दभूददोषा यति रत्नमाला॥ यह श्लोकमें जो सूचन है वो ही अर्थसूचन विशाखदत्त (वि-शाख-दत्त) नाममें भी है।

આવતા અંકનો

# રસથાળ

—દિગમ્બરોની ઉત્પત્તિ

આ૦ સાગરાનંદ સૂરીશ્વરજી

આગમના ગંભીર પરિશીલન અને દીર્ઘ વિચારણાને અંતે નિર્ણિત કરેલાં કેટલાંએક સત્ય સૂત્રો

—સંતબાલની વિચારણા

આ૦ વિજયલબ્ધિ સૂરીશ્વરજી

સ્થાનક માર્ગિ સાધુ સૌભાગ્યચંદજીએ ફેલાવેલ કલ્પિત કથાનો સણસણતો જવાબ

—પ્રભુશ્રી માણિક્યદેવ

ઉ૦ પદ્મવિજયજી ગણી

કર્ણાટકના સુપ્રસિદ્ધ તીર્થ કુલ્પાકજીની ઘટનાઓનું ઐતિહાસિક અવતરણ.

—સમીક્ષા ભ્રમાવિષ્કરણ

ઉ૦ લાવણ્ય વિજયજી

દિ૦ પં૦ અજીત પ્રસાદ શાસ્ત્રીને ન્યાયપુરઃસર આપતો જવાબ

—દિગમ્બર શાસ્ત્ર કૈસે બને ?

—જિન-મંદિર

મુનિદર્શન વિજય

—મથુરા કલ્પ

મુનિ ન્યાય વિજય

સદીઓ પહેલા આળેખાયેલ મથુરાનો ઈતિહાસ તથા પ્રાસંગિક ઐતિહાસિક જ્યોતિર્ધરોનો પરિચય૦

—સરસ્વતી

સારાભાઈ નવાબ

સરસ્વતી સંબંધી તલસ્પર્શી વિચારણા

વિગેરે વિગેરે

# શ્રી જૈન સત્ય-પ્રકાશ

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ

પ્રકાશક
શ્રી જૈનધર્મ
સત્યપ્રકાશક સમિતિ
C/o પાંજરાપોળ
અમદાવાદ.
( ગુજરાત )

## ભગવાન્ મહાવીર !!!

निगन्ठ ज्ञातिपुत्र जलेर व्यवहार सम्बन्धे अत्यन्त संयमी ओ सावधानी छिलेन अन्याय ओ अधर्म हइते निजेके संयमे राखेन. सकल अधर्म, अन्याय तिनि धुइया मुछिया फेलिया छेन एवं सकल पाप ओ अधर्मके दूरीभूत करिया छेन।

નિર્ગન્થ જ્ઞાતપુત્ર પ્રત્યેક જલ-વ્યવહારના પ્રસંગે બહુ સંયમી અને સાવધાન હતા. તેઓ અન્યાય તથા અધર્મથી પોતાને રોકી રાખતા હતા. તેમણે હરેક અધર્મ અન્યાયને ધોઈ નાખ્યો હતો તેમજ સમસ્ત પાપ તથા અધર્મને દૂર કર્યાં હતા.

( બૌદ્ધ શાસ્ત્ર-સુમંગલવિલાસિની ટીકા )

ડૉ૰ શ્રી વિમલાચરણલાહા
M-A, B-L, PH-D.

# વાંચકોને

### આવતો અંક જોઈએ તો ધ્યાન આપો.

### વી૦ પી૦ સ્વીકારજો.

અમોને અત્યાર સુધીમાં જે જે મહાનુભાવોએ કાયમી ગ્રાહક બની રહેવા માટે જણાવ્યું છે તેઓને આવતો અંક વી. પી થી મોકલવામાં આવશે; તે સ્વીકારી લ્યે.

### તુરત લખી જણાવો.

જે જે વાંચકો આ માસિકના ગ્રાહક રહેવા ઇચ્છે છે તેમણે કાર્તિક વદી ૦)) સુધીમાં અમોને ખબર આપવી તોજ તેને આગામી અંક મોકલાશે.

આ રીતે ખબર ન આપનારને આગામી અંક મોકલાશે નહીં, માટે તુરત લખી જણાવવું.

### ભેટ

પૂજ્ય મુનિવર્યમાં જેઓ આચાર્ય ઉપાધ્યાય પન્યાસ ગણિ કે પ્રવર્તક પદથી વિભૂષિત છે તેઓને આ માસિક ચાલુ સાલમાં વિના લવાજમે આપવાનું છે. તો તે રીતે ગ્રાહક રહેવા ઇચ્છનારે તુરત અમોને જણાવવું. સાથે સાથે પોતાના વિહારનું શીરનામું પણ શુદિ ૫ પહેલાં અમોને મળે તેમ જણાવતા રહેવું.

### સહકાર આપો

પૂજ્ય મુનિવર્યો પોતાના વિહારમાં આ માસિકના નવા ગ્રાહકો વધે તેમ ઉપદેશ આપવા કૃપા કરે.

શ્રાવકો પણ પોતાના કુટુંબી તથા મિત્રોને આ માસિકના ગ્રાહક થવા વાંચવા પ્રેરણા કરે.

### સહાયક બનો.

એક સાથે રૂપૈયા ૫૧ કે તેથી અધિક રકમ આપી કોઇપણ ભાગ્યશાળી આ માસિકના સહાયક બની શકે છે

---

### વિજ્ઞપ્તિ

આ અંકના મુખ પૃષ્ટ પર બે હજાર વર્ષના સમયની ચિત્રકળાનો ભાવવાહી સ્કેચ આપવાનો હતો જે બ્લોક તૈયાર નહિ થવાથી આ અંકમાં આપી શક્યા નથી.

દિવાળીના તહેવારોને અંગે આ અંક સહેજ વિલંબે બહાર પડ્યો છે

મુદ્રક કાન્તિલાલ વાડીલાલ પરીખ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાનકોરનાકા—અમદાવાદ.

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसंमइयं
पत्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसयं ॥ २ ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ અંક ૪

अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वंति जे धम्मिए.

## નવું સરનામું

હવે પછી સમિતિ અથવા પેપરના નામનો દરેક પ્રકારનો પત્ર વ્યવહાર નીચેના સરનામે કરવો—

શ્રી જૈન ધર્મ સત્ય પ્રકાશક સમિતિ
ઠે. જેશિંગભાઇની વાડી
ઘીકાંટા, અમદાવાદ.

श्रीमत्केवलिनोऽपि वर्णनिकरज्ञानेन तत्त्वं जगुः
स्पष्टं स्वात्मपरप्रबोधनविधौ, सम्यक्कृच्छ्रुतं सूर्यवत्
भेदाः पूर्व(१४)मिताः श्रुतस्य गणिभिर्वन्द्याः स्तुवे तान्मुदा॥२॥

अल्पं तत्पनकावगाहनसमं चासङ्ख्यलोकाग्रगं
ज्ञानं स्यादवधेश्च रूपिविषयं, सम्यग्दृशां तच्छुभम् ॥३॥

साधूनामप्रमादतो गुणवतां तुर्यं मनःपर्यवं
ज्ञानं तद्द्विविधं त्वनिन्द्रियभवं तत्स्वात्मकं देहिनाम्
चेतोद्रव्यविशेषवस्तुविषयं, द्वीपे च साधद्विके
सकृज्ज्ञानगुणाञ्चितान् व्रतधरान् वन्दे सुयोगर्मुदा ॥ ४ ॥

निर्भेदं विशदं करामलकवज्ज्ञेयं परिच्छेदकं
लोकालोकविभासकं, चरमचिन्नान्त्यं व्रजेत्स्वात्मतः ॥
निद्रास्वप्नसुजागरातिगदशां तुर्यां दशां संगतं
वन्दे कार्तिकपञ्चमी श्रुतदिने सौभाग्यलक्ष्म्यास्पदम् ॥५॥

# દિગમ્બરોની ઉત્પત્તિ

## દિગંબરોની ઉત્પત્તિની સાલનો સ્ફોટ

લે. આચાર્ય મહારાજ શ્રીમત્ સાગરાનંદ સૂરિજી મહારાજ.

ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન મહાવીર મહારાજના શાસનમાં મહાવીર ભગવાનના નિર્વાણ પછી છસેં નવ વર્ષે દિગમ્બરો શાસનના બારે પ્રકારના સંભોગથી દૂર થયેલા છે. જો કે દિગંબરોના 'દર્શનસાર'ની અંદર તેના કર્ત્તા દેવસેન વિક્રમ સંવત ૧૩૬માં શ્વેતાંબરોનો મત ઉત્પન્ન થયો અને તે વલ્લભીપુરમાં ઉત્પન્ન થયો એમ જણાવે છે, તો તે 'દર્શનસાર'ની અપેક્ષાએ વિક્રમ સંવતની શરૂઆત વીર મહારાજાના નિર્વાણ પછી ૪૭૦ વર્ષ ગયા પછી થએલી હોવાથી ૪૭૦ + ૧૩૬ અર્થાત્ વિક્રમનું વીર મહારાજ વચ્ચેનું આંતરૂં અને દેવસેને કહેલા વર્ષની સંખ્યા બંને એકઠા કરવાથી ૬૦૬ વર્ષ થાય છે, એટલે દિગંબર અને શ્વેતાંબરના જુદા પડવાપણામાં વર્ષની સંખ્યા લગભગ મળતીજ આવે છે, પણ બારીક દૃષ્ટિથી અવલોકન કરનારો જોઇ શકશે કે જો શ્વેતાંબરોએ દિગંબરોની ઉત્પત્તિ કલ્પિત રીતે કહી હોત તો તેઓ દિગંબરના કલ્પેલા ૬૦૬ વર્ષ કરતાં ઘણીજ પહેલાંની કે ઘણીજ પાછળની વર્ષ સંખ્યા બતાવત, પણ શ્વેતાંબરોએ દિગમ્બરોની ઉત્પત્તિ કલ્પિત રીતિએ નથી કહેલી, પણ વાસ્તવિક રીતે ૬૦૯ વીર વર્ષની જે સંખ્યા હતી તેજ જણાવેલી છે, અને તે ૬૦૯ ને દેખીનેજ દિગંબરોએ વીર મહારાજના વર્ષની સંખ્યા પણ ન લીધી અને શ્વેતાંબરોએ કહેલી ભિન્નતા કરતાં ત્રણ વર્ષ પહેલાં ભિન્નતા જાહેર કરી. બીજું એ પણ વિચારવાનું છે કે વીરશાસનમાં પડેલો ભેદ જણાવતાં વીરશાસનનોજ સંવત જણાવવો જોઇએ, છતાં તે વીરશાસનનો સંવત ન જણાવતાં વિક્રમસવંતની સંખ્યા જે જણાવવામાં આવી તેજ જણાવે છે કે તે દિગંબરોએ માત્ર વિક્રમની સંવત સંખ્યાને માનનારા લોકોના મગજને ભરમાવવા માટેજ તે વિક્રમની સંખ્યા મેલેલી છે. વળી જૈનશાસનના ઇતિહાસને જાણનારાઓથી એ વાત અજાણી નથી કે વીર મહારાજની સાતમી સદીમાં વીર મહારાજના શાસનનું કેન્દ્ર ઉજ્જૈની અને પાટલિપુત્રની વચ્ચેજ હતું.

### દિગંબરોની ઉત્પતિનું સ્થાન

અને તેથી વીરમહારાજના ૬૦૯ વર્ષે દિગંબરોની જે ઉત્પત્તિ શ્વેતાંબરોએ તે મધ્યહિંદુસ્તાનમાં જણાવેલી છે તેજ વ્યાજબી ઠરી શકે. ધ્યાન રાખવાની

જરૂર છે કે જૈનધર્મનું કેન્દ્ર કાઠિયાવાડમાં નવમી અને દશમી સદીમાંજ મલ્લવાદીજી પછીજ થએલું છે.

## વલ્લભીપુરમાં શ્વેતાંબરોની ઉત્પત્તિ કહેવી તે અસત્ય કેમ

ઈતિહાસ સાફ સાફ જણાવે છે કે મલ્લવાદીજીના બાલ્યકાળમાં વલ્લભીપુર કે જે કાઠિયાવાડનું મુખ્ય સ્થાન હતું તેમાં કેવળ બૌદ્ધોનોજ પ્રચાર હતો. મલ્લવાદીજીની માતા કેવળ મહારાજાની બહેન હોવાને લીધેજ જૈનધર્મને પાળી શકતી હતી અને તે માતાને એકલી જૈન ધર્મની ક્રિયા કરતી દેખીનેજ મલ્લવાદીજીને સમથ લોકોની ધર્મક્રિયાથી ભિન્ન ધર્મક્રિયા લાગતાંજ ધર્મક્રિયા સંબંધી પ્રશ્ન કરવાની જરૂર પડી, કે તું આ સર્વ લોકો કરતાં ભિન્ન ધર્મક્રિયા કેમ પાળે છે ? આ ઉપરથી મલ્લવાદીજીએ બૌદ્ધોને કાઠિયાવાડમાંથી કાઢવાની પ્રતિજ્ઞા કરી અને તે મહાપુરૂષ તે પ્રતિજ્ઞા પાળવામાં ફતેહમંદ થયા, અને તેથી બૌદ્ધોને કાઠિયાવાડ છોડી દેવું પડયું અને ત્યારપછી સાતમા આઠમા શતકથીજ કાઠિયાવાડમાં જૈનધર્મની જાહોજલાલી ચાલવા માંડી. વળી એ પણ વાત ઇતિહાસ જણાવે છે કે વજસ્વામીજી મહારાજ કે જેઓ વીર મહારાજની છઠ્ઠી શતાબ્દિમાં કાલ પામી ગયા તેઓ અને આર્યરક્ષિતસૂરિજી કે જેઓ અપૃથક્ત્વ અનુયોગના પ્રવર્તક છે, અને ત્યાંજ ઘણું વિચરેલા છે, અને ભગવાન વજસ્વામીની વખતે કાઠિયાવાડમાં લોકોનું આલંબન તો શું પણ સામાન્ય દેવતાઇ પ્રવાહ પણ જૈનોને માટે એટલો બધો પ્રતિકૂળ હશે કે જેથી શાશ્વતગિરિ તરીકે મનાએલા શ્રીસિદ્ધાચલજી કે જે વલ્લભીપુર એટલે વળાની ઘણીજ નજીકમાં છે, તેની ઉપર પ્રતિમાજી પધરાવવામાં પણ દેવતાઈ ઉપદ્રવનો પાર રહ્યો ન હતો. વળી વલ્લભીપુરની જાહોજલાલીનો ઇતિહાસજ વીર મહારાજની સાતમી સદી કરતાં ઘણોજ પાછળથી શરૂ થાય છે, અને આ વાત વલ્લભીપુરના સિક્કા વિગેરેથી શોધખોળ કરનારાઓએ સ્પષ્ટપણે જાહેર રીતે જણાવી દીધેલી છે. માટે ભગવાન મહાવીર મહારાજની સાતમી સદીમાં વલ્લભીપુરમાં શ્વેતાંબરોની ઉત્પત્તિ થઇ એ કથા વ્યાજબી ઠરી શકે તેમ નથી, પણ શ્વેતાંબરોની જે ઉત્પત્તિ હિંદુસ્તાનના મધ્ય ભાગમાં આવેલા રથવીરપુર નગરથી કહે છે તે દેશમાં તે વખતે જૈન ધર્મનું કેન્દ્ર હોવાથી ઠરી શકે છે.

## રથવીરપુર, દિગંબરોનું ભિન્નત્વ અને તેની સત્યતા

વળી શ્વેતાંબરો સાતમી સદીમાં મધ્યહિંદુસ્તાનના રથવીરપુર શહેરથી થએલી ઉત્પત્તિ જે જણાવે છે તે જેમ ઇતિહાસની અપેક્ષાએ ક્ષેત્રસંગત છે.

### મત કહાડનારનું નામ કેમ નહિ ?

તેવીજ રીતે શ્વેતાંબરો દિગંબરોના આદ્યપ્રવર્તક પુરૂષનું નામ શિવભૂતિ અને તેના શૌર્યની અપેક્ષાએ સહસ્રમલ્લ કે જેઓ કોડિન્ય ( કુન્દકુન્દ ) ના ગુરૂ હતા, તેમનાથી જાહેર રીતે જણાવે છે. જ્યારે દેવસેન પોતાના કરેલા દર્શનસાર'

શાસ્ત્રમાં વલ્લભીપુરમાં શ્વેતાંબરોની ઉત્પત્તિ વિક્રમ ૧૩૬ (વીર સંવત ૬૦૬) માં જણાવનાં કોઈ પણ આચાર્યનો કે જે શ્વેતાંબરમતને ઉત્પન્ન કરનારા હોય તેના નામનો ઉલ્લેખ કરતા નથી.

## દિગંબરોને શ્વેતાંબરોની કલ્પિત ઉત્પત્તિ કેમ કહેવી પડી !

હવે વિચાર કરવાની જરૂર છે કે જેને શ્વેતાંબરોની ઉત્પત્તિનું સ્થાન અને સંવત માલમ પડે અને તેનો ઉલ્લેખ કરવાનો વખત આવ્યો ત્યારે તે મતના ઉત્પાદકનું નામ ન જાણે અને તેનો ઉલ્લેખ ન કરી શકે તેવા મનુષ્યને બીજાનું અનુકરણ કરીને કપોલ કલ્પિત કથન કરનારો કહેવો પડે કે નહિ ?

## દિગંબરોની પરંપરા ચલાવનાર

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે શ્વેતાંબરોએ એકલા દિગંબરમતના પ્રવર્તાવનારના નામનોજ ઉલ્લેખ કર્યો છે એમ નહિ, પણ તેની પરંપરાને ચલાવનાર, તેના આદ્ય બે શિષ્યોના નામનો પણ સ્પષ્ટપણે ઉલ્લેખ કર્યો છે; એટલે કૌડિન્ય ( કુન્દકુન્દ ) અને કોટ્ટવીર દિગંબરોની પરંપરાને પ્રવર્તાવનારા છે એમ ચોકખું જણાવ્યું છે, જ્યારે દિગંબરોએ શ્વેતાંબરમતને ઉત્પન્ન કરનાર આચાર્યનું નામ લખ્યું નથી, તેમજ તેની પરંપરા કયાંથી શરૂ થઇ, એ પરંપરા શરૂ કરનારનું નામનિશાન પણ આપ્યું નથી.

## કલ્પનાથી શ્વેતાંબરોને નવા કેમ કહેવા પડયા ?

આ ઉપરથી બારીક દૃષ્ટિએ જોનારને સહેજે માલમ પડશે કે સાતમી સદી પછી જ્યારે કાઠિયાવાડમાં જૈનોનું કેન્દ્ર થયું અને દિગંબરોનો પ્રચાર દક્ષિણ તરફ કે જ્યાં માત્ર સંપ્રતિ મહારાજની વખતે ધર્મનો પ્રચાર હતો, ત્યાં એક ભાગમાં જવાનું થયા પછી જ્યારે શ્વેતાંબરો તરફથી તેમના મતને જૈનશાસનથી બહાર હોવાનો પોકાર જાહેર થયો, ત્યારેજ તે દિગંબરોને તે સત્ય પોકારના પ્રત્યાઘાત તરીકે વિક્રમની બીજી સદીમાં કાઠિયાવાડના વલ્લભીપુરમાં શ્વેતાંબરોની ઉત્પત્તિ કહેવી પડી, પણ તેઓ ઘણે દૂર કાળે અને દૂર ક્ષેત્રે રહીને કલ્પિત રીતે શ્વેતાંબરની ઉત્પત્તિ કહેવાવાળા હોવાથીજ શ્વેતાંબરમતને ઉત્પન્ન કરનાર આચાર્યનું નામ કહી કે લખી શકયા નહિ.

## ઉપધિ–ઉપકરણનો નિષેધ કરનાર કુન્દકુન્દ

વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે વર્તમાન કાળમાં વર્તતા દિગંબરસાહિત્યમાં સાધુને ઉપધિ નહિ રાખવાનો મૂળથી ઉપદેશ શરૂ થતો હોય તો તે કુન્દકુન્દાચાર્યના 'દર્શનપ્રાભત' વિગેરે ગ્રંથોની પછીનોજ છે, અર્થાત કહેવું જોઈએ કે કુન્દકુન્દાચાર્ય કે જે શિવભૂતિના મુખ્ય અને પ્રથમ શિષ્ય હતા, તેણેજ સંયમસાધન ઉપધિનું ખંડન કરવાની શરૂઆત કરી, અને ત્યાંથીજ તે દિગંબરમતની જડ પેઠી.

## દિગંબરોએ જણાવેલ કારણની કલ્પિતતા

વળી દિગંબરો શ્વેતાંબરોની ઉત્પત્તિ માટે જે કારણ જણાવે છે તે કેવળ કલ્પિત અને બાળકોને પણ હસવા જેવું લાગે છે. દિગંબરો જણાવે છે કે ' વિક્રમની ૧૩૬ એટલે વીર મહારાજની ૬૦૬ ની સાલમાં વલ્લભીપુર અર્થાત કાઠિયાવાડમાં દુષ્કાળ પડયો એટલે શ્વેતાંબરોથી નગ્નપણે ન રહેવાયું અને તે કારણથી શ્વેતાંબરોએ વસ્ત્ર ધારણ કર્યાં" આ સ્થળે સામાન્ય મનુષ્ય પણ વિચાર કરી શકે તેમ છે કે દુષ્કાળનું ભયંકર પણું હોય ત્યાં વસ્ત્રવાળાને વસ્ત્ર છોડીને નાગા થવાનો વખત આવે કે વસ્ત્ર ન ધારણ કરતા હોય તે વસ્ત્ર ધારણ કરતા થાય ? બાળકો પણ સમજી શકે તેમ છે કે અનાજ પ્રાપ્તિની દુર્લભતાને વખતે ભૂખે મરતા મનુષ્યો વસ્ત્ર ધારણ કરતા હોય તો પણ વસ્ત્ર વગરના થાય, પણ દુષ્કાળને લીધે વસ્ત્રોનું ધારણ કરવાનું કહેવું, એ તો કોઇ પણ અક્કલવાળાથી બની શકે નહિ.

### मूलं नास्ति कुतः शाखा ?

વળી વિક્રમ સંવત ૧૩૬ માં એટલે કે વીર સંવત ૬૦૬ માં કાઠિયાવાડમાં એવો ભયંકર દુષ્કાળ પડયો હતો કે જેમાં નાગાઓને નાગા છતાં વસ્ત્ર ધારણ કરવાં પડયાં એવો કોઇ પણ ઇતિહાસ પુરાવો આપતો નથી. અર્થાત આ બધા ઉપરથી દિગંબરોએ શ્વેતાંબરને માટે કહેલી ઉત્પત્તિ સર્વથા ઘડી કાઢેલીજ કલ્પિત છે એમ તેમણે જણાવેલા દુષ્કાળના કારણથી પણ સ્પષ્ટ થાય છે.

## દિગંબરની શાસન બાહ્યતા જણાવનાર શ્વેતાંબર શાસ્ત્રોનો સમૂહ અને તેની એકવાક્યતા

શ્વેતાંબરોએ દિગંબરોની જે ઉત્પત્તિનું કારણ જણાવ્યું છે, તે શ્વેતાંબરોએ જણાવેલા કાળ અને ક્ષેત્રની સત્યતાની માફક ખરેખર સત્ય ઠરી શકે છે શ્વેતાંબરો પોતાના સર્વ શાસ્ત્રોમાં જ્યાં જ્યાં દિગંબરની ઉત્પત્તિ જણાવે છે ત્યાં ત્યાં એક સરખોજ ક્ષેત્ર, કાલ અને કારણનો સદ્‌ભાવ જણાવે છે. દિગંબરોના દેવસેનના રચેલા ' દર્શનસાર' સિવાયના કોઇ પણ શાસ્ત્રમાં વિક્રમ સંવત ૧૩૬ માં દુષ્કાળ પડવાથી વલ્લભીપુરમાં શ્વેતાંબરમત ઉત્પન્ન થયો તેવો લેખ નથી, અને ' દર્શનસાર 'ના કર્તા દેવસેન સાતમી સદીમાં તોશું પણ વીર મહારાજની બારમી તેરમી સદીથી પણ પછી થએલા છે, એટલે કહેવું જોઇએ કે શ્વેતાંબરના પોકારથી બળેલા દેવસેનને તે ખોટી ઉત્પત્તિ લખવાની ફરજ પડી. શ્વેતાંબરોમાં આવશ્યક નિર્યુક્તિ, ઉત્તરાધ્યયન નિર્યુક્તિ, વિશેષાવશ્યકભાષ્ય અને તેની ચૂર્ણિઓ, વૃત્તિઓ વિગેરે કોડી સ્થાનોમાં દિગંબરોની ઉત્પત્તિ આપવામાં આવી છે, અને તે સર્વ સ્થાને ક્ષેત્ર, કાળ અને કારણો એક સરખાંજ આપવામાં આવેલાં છે, અને તે ગ્રન્થો દેવસેન કરતાં પણ ઘણા ઘણા પહેલાના રચાયેલા તથા પુસ્તકારૂઢ થએલા છે, અને દેવસેનની

અપેક્ષાએ જો પોતે નવીજ કલ્પના કરી હોય, પહેલાંના કોઈએ તે કલ્પના ન કરી હોય, તો તો એમ કહેવું જોઇએ કે બારમી તેરમો સદી પછી અત્યંત અકળાઈને દેવસેને ગપ ચલાવી કે જે ગપ ઉપર જણાવેલા શ્વેતાંબરોના શાસ્ત્રોની રચના કરતાં ઘણીજ પાછળની ગણાય.

## દિગંબર મતને ઉત્પન્ન થવાનું કહેનારા મધ્યસ્થ તે સત્ય કેમ ?

શ્વેતાંબર શાસ્ત્રોમાં દિગંબરની ઉત્પત્તિનું જે કારણ જણાવવામાં આવે છે તે તત્વજ્ઞ પુરૂષોને "દિગંબરોને વસ્ત્ર છોડવામાં યોગ્ય કારણ છે" એમ માલમ પડયા સિવાય રહેશે નહિ. પ્રથમ તો શ્વેતાંબરના સર્વ શાસ્ત્રો દિગંબરમતના આદ્ય પ્રવર્તકને ઘણોજ શૂરવીર યોદ્ધો હોય તેમ જણાવે છે, એટલું જ નહિ પણ તેને રથવીરપુરના રાજાનો ઘણોજ માનીતો સરદાર હતો એમ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે છે. જો શ્વેતાંબરોએ દિગંબરોની ઉત્પત્તિ કલ્પિત રીતે કહી હોત તો પ્રથમ તેઓ આ ઇતિહાસ જણાવત જ નહિ, અને પરસ્પરની દ્વેષબુદ્ધિની લાગણી પ્રસર્યા પછી જો આ હકીકત કહેવામાં આવી હોત તો દિગબરમતના આદ્ય પ્રવર્તકને શૂરવીર યોદ્ધા અને રાજાના માનીતા સરદાર તરીકે જણાવત જ નહિ, પણ જૈન શ્વેતાંબરશાસ્ત્રોમાં શૂરવીર યોદ્ધા તરીકે કે રાજાના માનીતા સરદાર તરીકે સર્વત્ર જે એક સરખી રીતે સ્થિતિ જણાવવામાં આવી છે તેજ જણાવે છે કે આ હકીકતનું લખાણ ઘણા કાળ પછી કે દ્વેષબુદ્ધિથી થએલું નથી. વળી સર્વ શ્વેતાંબરશાસ્ત્રોમાં તે સહસ્રમલ્લ(શિવભૂતિ)નું નિરંકુશ વર્તન ગૃહસ્થપણામાં જણાવવામાં આવ્યું છે, તે તેની યોદ્ધાપણાની પરિણતિ અને રાજમાનીતાપણાને અંગે અણઘટતું છે એમ કોઇપણ મનુષ્યથી કહી શકાય તેમ નથી.

## શિવભૂતિ ઉપર રથવીરપુરના રાજાનો રાગ

વળી શ્વેતાંબરશાસ્ત્રો સર્વ એકી અવાજે એમ કબુલ કરે છે કે તે રથવીરપુરના રાજાનો રાગ શિવભૂતિ ઉપર દીક્ષા લીધા પછી પણ ઘણો જ અને ઘણોજ રહેલો છે. જો દ્વેષબુદ્ધિથી આ કથા લખવામાં આવી હોત કે કલ્પનાથી ખડી કરીને એ ઉત્પત્તિની કથા લખવામાં આવી હોત તો રથવીરપુરના રાજાને શિવભૂતિના ગુરુ મહારાજ ઉપર રાગવાળો ન ઠરાવ્યો કે જેઓ દિગંબરને શાસનથી બહાર કરવાવાળા હતા, પણ શિવભૂતિ કે જે ખુદ નવો મત કાઢનારો હતો તેના અંગત રાગી તરીકે રથવીરપુરના રાજાને જણાવ્યો તે જણાવત નહિ. વળી શ્વેતાંબર સર્વશાસ્ત્રો રથવીરપુરના રાજાને શિવભૂતિનો એટલો બધો રાગી જણાવે છે કે જેને અંગે રથવીરપુરના રાજાએ રત્નકંબલ સરખી મોંઘી ચીજ તે શિવભૂતિને વહોરાવી.

## રથવીરપુરના રાજાનું જૈનધર્મ પ્રત્યે અજ્ઞાન.

આ સ્થળે એટલી વાત તો સ્પષ્ટજ

છે કે રથવીરપુરનો રાજા જૈનધર્મને જાણનારો કે માનનારો હતો નહિ. પણ ફક્ત શિવભૂતિના પ્રેમનેજ જાણનારો હતો, અને તેથી સાધુઓને નહિ કલ્પતું રત્નકંબલ દેવાને તૈયાર થયો અને તે પણ શિવભૂતિને દેવા તૈયાર થયો, નહિ કે તેમના ગુરુ મહારાજ કે જેઓ આ-ચાર્ય હતા તેમને આવી રીતે જૈન ધર્મનો અજાણ્યો અને કેવળ શિવભૂતિ ઉપર સ્નેહરાગ ધરનારો રાજા નિર્ગ્રંથોને નહિ ખપતું એવું રત્નકંબલ શિવભૂતિને આપે તેમાં કાંઈજ આશ્ચર્ય નથી.

## રત્નકંબલ ઉપર શિવભુતિની મૂર્છા

વળી સર્વશાસ્ત્રોમાં એ પણ એક સરખી રીતે અને સત્યપણે લખાયું છે કે તે રત્નકંબલ ઉપર શિવભૂતિને ઘણીજ મૂર્છા થઈ સ્વાભાવિક રીતે એ સંભ-વિત છે કે જેવી વસ્તુ બીજા સાધુઓ વાપરતા ન હોય અને તે વસ્તુ પોતાને મળે અને તેમાં પણ રાજા તરફથી, રાજાએ ભક્તિ તરીકે અપૂર્વ ચીજ આપેલી હોય અને તે ગ્રહણ થઈ હોય તો તે ચીજ શિષ્યની વિનયવૃત્તિને છોડીને સ્વતંત્રપણે રાખવાનું મન થાય અને તેવી રીતે આવેલી તેવી અપૂર્વ ચીજમાં અવિહડપણે રાગ રહે. આ સ્વભાવને જ્યારે વિચારીએ ત્યારે શ્વે-તાંબરશાસ્ત્રોમાં સર્વત્ર શિવભૂતિએ તે રત્નકંબલને વીંટીઆમાં રાખ્યું એમ જે કહેવામાં આવે છે તે ઘણુંજ સાચું અને યોગ્ય છે.

## શિવભુતિની મમતાનું સ્થાન રત્નકંબલ ને તેનો નાશ

દીક્ષા લેનારો મનુષ્ય જો કે પોતાના આત્માને ભયંકર સંસાર દાવાનળથી બચાવવા માટે તૈયાર થએલો હોય છે, અને તેથી પ્રથમ તો દીક્ષિત થનાર પોતેજ પોતાના પરિણામથી કર્મબંધના કારણોથી દૂર રહે છે, અને તેથી માયા મમતાને કરતો નથી, પણ ક્ષાયોપશમિક ભાવમાં રહેલો આત્મા તે પરિણુતિ સતત અંશે કર્મના ઉદયને લીધે ટકાવી શકે નહિ, અને જે વખતે તે પરિણુતિ ફરે તેવી વખત અશુભ આલંબનો કદાચિત જો મળી જાય છે તો જીવોનું પતન થઇ જાય છે, પણ તેવી વખતે ગુરુમ-હારાજા કે જેઓનું આલંબન તે ભવ્ય જીવો સંસાર સમુદ્રથી તરવાને લીધેલું હોય છે તે ગુરુમહારાજની ફરજ આવી પડે છે કે તે સંસાર સમુદ્રથી તરવાને શરણે આવેલા ભવ્ય જીવને જે અશુભ આલંબન મળેલું હોય તે દૂર કરાવે, અને તે ભવ્યાત્માના પરિણામને ઔદયિક ભાવથી હઠાવીને ક્ષાયોપશમિક ભાવમાં લાવે. જો કે મુખ્યતાએતો ગુરુમહારાજનું ધ્યેય તે શિષ્યના પરિણામજ સુધારવાનું હોય છે, પણ કર્મવશવર્તી સર્વ આત્માઓ આલંબનને આધીન હોવાથી ગુરુમહા-રાજની ફરજ પ્રથમ તે અશુભ આલંબન દૂર કરવાની રહે છે, અને આ વાત વિચારતાં ઘણીજ યુક્તિયુક્ત માલમ પડશે, કેમકે જિનેશ્વર ભગવાનોએ સાધુ મહાત્માઓને બ્રહ્મચર્ય પરિણુતિનો ઉપદેશ આપતાં સ્ત્રી, પશુ, પંડકવાળી

વસતિનો ત્યાગ વિગેરે નવ બ્રહ્મચર્ય ગુપ્તિઓ પાળવાનો ઉપદેશ ઘણુજ જોરથી આપેલો છે, તેવી રીતે અહીં પણ આચાર્ય મહારાજે શિવભૂતિને સંસારસમુદ્રથી તરવાને માટે હસ્તાવલંબ આપેલો હોવાથી તે શિવભૂતિને રત્નકંબલની થએલી મૂર્ચ્છા છોડાવવી અત્યંત વ્યાજબી હતી, અને રાજાએ આપેલા અને તેણે ગ્રહણ કરેલા સાધુને નહિ કલ્પતા એવા રત્નકંબલ કે જે તેની મૂર્ચ્છાનું આલંબન હતું, તેનો નાશ કર્યા સિવાય બીજો રસ્તોજ નહોતો અને તેથી તે શિવભૂતિ ઓશીકામાં બાંધેલી તે રત્નકંબલને વારંવાર જોતો હોવાથી મૂર્છિત થએલો જાણી તે શિવભૂતિની ગેરહાજરીમાં આચાર્ય મહારાજે તે રત્નકંબલના કટકા કર્યા. ને તે કટકાઓ સાધુસમુદાયને વહેંચી દીધા, અને તેના પાદપ્રૌંછણો કરાવ્યાં.

## શિવભુતિને પ્રગટેલો ક્રોધ દાવાનલ

આ બધું બન્યા પછી શિવભૂતિનું બહારથી ઉપાશ્રયમાં આવવું થયું, અને તે જ્યારે જ્યારે બહારથી આવતા હતા ત્યારે પોતાને અત્યંત વહાલી લાગેલ રત્નકંબલને જોતો હતો, અને આ વખતે તે શિવભૂતિએ ઓશીકું છોડી રત્નકંબલ જોવા પ્રયત્ન કર્યો, તેમાં તે રત્નકંબલ ન મળવાથી મૂર્છિતોના હૃદયને મૂર્ચ્છાનો વિષયનાશ થવાથી જે આઘાત થવો સંભવિત છે તે આઘાત તેને થયો, પણ જ્યારે ત રત્નકંબલને ફાડીને આચાર્ય મહારાજે કડકાઓ સાધુઓને પાદપ્રૌંછણ તરીકે આપ્યા છે એમ માલમ પડ્યું ત્યારે તેનો તે હૃદયનો આઘાત ક્રોધ દાવાનળરૂપે પરિણમ્યો, પણ તે રત્નકંબલ જેવી સાધુને નહિ ખપતી વસ્તુ પોતે સ્વતંત્ર લીધેલી, રાખેલી અને મૂર્ચ્છાનો વિષય કરી દીધેલી હોવાથી તે વખતે તે બાબતમાં તે ક્રોધદાવાનળની જ્વાળાનો જથો જળહળતો એમને એમ રહ્યા. આ બધો ક્રોધદાવાનળ બીજા કોઇ ઉપર નહિ પણ રત્નકંબલને ફાડનાર આચાર્ય મહારાજ ઉપરજ હતો.

## જિન કલ્પના વર્ણનનો પ્રસંગ મળ્યો.

હવે ક્રોધમાં જેમ સ્વાભાવિક રીતે દુનિયામાં બને છે તેમ તે શિવભુતિ ક્રોધની જ્વાલા પ્રગટાવવા માટે એજ વખત જોઇ રહ્યો હતો, એવામાં આચાર્ય મહારાજ કલ્પસ્થિતિનું નિરૂપણ કરતાં જિનકલ્પીનુ નિરૂપણ કરવા લાગ્યા, અને તે જિનકલ્પના નિરૂપણમાં સ્થવિરકલ્પીને લાયકના ઉપકરણો અને મુખ્યત્વે કંબલનો અભાવ સાંભળી તે શિવભૂતિને ક્રોધદાવાનળની જ્વાળા પ્રગટાવવાનો વખત મળ્યો. સામાન્ય રીતે ક્રોધમાં ચઢેલો મનુષ્ય હિતાહિતને જોઇ શકતો નથી અને રીસમાં ચઢેલો બાળક ખાવાની એક કુપથ્ય વસ્તુ ન મળતાં જેમ બીજી ઇષ્ટ વસ્તુઓ પણ લાત મારી ઢોળી નાખે છે, તેવી રીતે શિવભૂતિ પણ રત્નકંબલના નાશને લીધે સર્વ ઉપકરણ ખસેડવા તૈયાર થયો, વસ્તુતાએ જિનકલ્પનું વર્ણન એ તો તેના ક્રોધને પ્રગટ થવાનું માત્ર આલબન હતું, વાસ્તવિક રીતિએ તેને કાંઈ જિનકલ્પની મર્યાદા લેવી નહોતી, પણ ગચ્છવાસી તરીકે આચાર્યાદિકે આચરાતો સ્થાવરકલ્પજ તોડવો હતો.

# સંતબાલની વિચારણા
અને
# મૂર્તિપૂજા વિધાન

લે. આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજ

કોઇપણ સંસ્કૃત જ્ઞાનની દિવ્ય દ્રષ્ટિ મેળવે છે ત્યારે તે ભવભીરૂ તે કુપંથમાં રહી શકતો જ નથી. શ્રીમાન્ (આત્મારામજી મહારાજ) વિજયાનંદ સૂરિજી મહાજ પ્રથમ તે મતના અઠંગ ઉપાસક હતા પણ જ્યારે તેઓશ્રીએ સંસ્કૃત અને પ્રાકૃતના અભ્યાસથી જૈન-સૂત્રોને વાંચવાની લાયકાત મેળવી અને સ્થળે સ્થળે મૂર્તિવિધાનના પાઠો તેમના જોવામાં આવ્યા કે તરતજ તે મતનો ત્યાગ કરી સાચા મૂર્તિસેવાના માર્ગને સ્વીકાર્યો હતો. અને તે સમયે ઢુંઢીયાઓએ તે મહાપુરુષની બાબતમાં પણ અનેક પ્રકારની કલ્પનાઓથી ગંદુ સાહિત્ય રચ્યું હતું. કારણકે જો તેઓ તેમ ન કરે તો તેમના મતના અનુયાયી સમજી જાય કે અહો ? હો ? આવા મહાપુરૂષ જે પંથને છોડી દે છે જરૂર તે પથ જુઠોજ હોવો જોઇએ. તેમ તેઓ ન માની લે અને પોતાના ખોટા પથને ન છોડી દે તે હેતુથી અનેક પ્રકારે, ખોટી કલ્પનાઓને બળે કાલ્પનિક સાહિત્ય પૂજ્ય શ્રી આત્મારામજી મહારાજના વિરૂદ્ધ લખી માર્યું હતું. અને અત્યારે પણ તેમની આદત જેવી અને તેવી કાયમજ છે. અલ્પસમય પહેલાં તેમના સોહનલાલ નામના પૂજ્યે અમૃતસરમાં કાળ કર્યો. તે નિમિતે તેમનું સંક્ષિપ્ત જીવન કથા જૈનપ્રકાશ નામના પત્રમાં બહાર પાડી છે તેમાં પણ તેઓ તા.૪–૮–૩૫ ના અંકમાં લખે છે કે" "आपके आचार्य कालमें श्री आत्मारामजी-विजयानंदसूरिकी श्रद्धा वदल गइथी वह मूर्तिपूजक संप्रदायमें सम्मिलित हो गये थे उस वख्त सोहनलालजी महाराजने अटूट उत्साह और परिश्रमसे पंजाब संघकी श्रद्धाको कायम रक्खा" પાઠક જનો ! આ બધી વાતો ગપેગપ ચુમ્માલસોના જેવી છે. અત્રે વિચારવાનું છે કે આત્મારામજી મહારાજની શ્રદ્ધા શુદ્ધ થયે વર્ષો વ્યતીત થઈ ગયા પછી સોહનલાલજીએ દીક્ષા લીધી છે. મહારાજશ્રીએ ૧૯૩૨ માં તો હજારો પંજાબીઓને શુદ્ધ શ્વેતામ્બર મૂર્તિપૂજક

બનાવી શ્વેતાંબર ધર્મની દીક્ષા સ્વીકારી હતી. અને સોહનલાલજીની દીક્ષા ત્યાર પછી એક વર્ષે એટલે ૧૯૩૩માં થઇ તેમ તેમના જીવનમાં ૨૮–૭–૩૫ ના જૈન પ્રકાશના અંકમાં સાફ લખ્યું છે. અને તેજ અંકમાં ૧૯૫૮ ની સાલમાં તેમની પૂજ્ય પદવી–આચાર્યપદ લખ્યું છે. પછી "आपके आचार्यकालमें विजयानंदसूरिजीकी श्रद्धा बदल गइथी એમ લખવું એ સત્યથી તદ્દન દૂર હોઇ અજ્ઞાનીઓનેજ ઉઠાં ભણાવવા જેવું છે એમ વાંચક વર્ગ સ્વયં સમજી શકશે. પૂ. આત્મારામજી મહારાજની સાથે સોહનલાલજી બોલી શકે અગર તેમની સચોટ દલીલના રીતસર ઉત્તર આપી શકે એવી તેમનામાં શક્તિજ કયાં હતી ! અરે ! આત્મારામજી મહારાજ તો દૂર રહો પરંતુ તેમના શિષ્ય તે વખતના શ્રી કમલવિજયજી મહારાજ અને ત્યારપછી વિજય કમળ સૂરીશ્વરજી મહારાજના નામથી તેમનાજ પટ્ટધર તરીકે પ્રસિદ્ધ થયેલા તેમનો અને સોહનલાલજીનો ટાંડા ગામમાં શાસ્ત્રાર્થ નિયત થયો હતો તેમાં પણ તેઓ સભામાં પણ આવી શકવાની હિંમત બતાવી શકયા નહોતા. તો પછી શાસ્ત્રાર્થનું તો પૂછવું જ શું ? આ વાતને સવિસ્તર હમણાંજ ટુંક સમયમાં બહાર પડનાર શ્રી કમલસૂરિપ્રબંધ નામના પુસ્તકથી જનતા જાણી શકશે. જો કે આ વિષયમાં ઉંડા ઉતરવું એ અસ્થાને છે પરંતુ ભૂતકાળમાં તેમજ વર્તમાન કાળમાં સ્થાનકવાસીઓના અનુયાયીઓ માત્ર કપોલ કલ્પિત પુરાણના બળથી જ જીવે છે એટલું જણાવવાના હેતુથીજ આટલું લખવું પડયું છે.

કાનજીસ્વામીના પરિવર્તનથી પોતાના પંથની ચીડીયાઓ ફડફડી ન જાય તેટલા પુરતુંજ સન્તબાલે આ લોંકાશાહનું લાંબુ ચોડું કલ્પિત પુરાણ પ્રારંભ્યું હોય તો પણ બનવા સંભવ છે. સન્તબાલ કાલ્પનિક પદાર્થ ખડા કરવામાં એક્કા છે એમ તો મારે સ્વીકાર્યા સિવાય છુટકોજ નથી. કેમકે આજ સુધીના ઢુંઢક સમાજના લેખકોમાં કલ્પના પુરાણ બનાવનાર તરીકે સન્તબાલનો નંબર પ્રથમ આવે છે. પરંતુ જેવો અહીં પ્રથમ નંબર આવે છે તેવો માયાજાલનું તુત નભાવતાં અશુભ કર્મોના બંધથી ભોગવાતી વેદનામાં પણ પહેલોજ નંબર આવશે, અને તે સહી શકવું કઠીન છે. છે, આટલુંજ જ્ઞાન સંતબાલમાં કાયમ હોત તો આવી કાલ્પનિક લીલાના બળે સત્ય વસ્તુના ઉપર ઢાંકપીછોડો કરવાની દુષ્ટ બુદ્ધિ જન્મીજ ન હોત. જુઓ, તેમની કલ્પનાનો એક વધુ નાદાર નમુનો તપાસવા જેવો છે. તા. ૧૮–૮–૩૫ ના જૈન પ્રકાશના અંકમાં તેઓ લખે છે કે "એકદા અર્હટવાડા, પાટણ, સુરત વિગેરેના ચાર સંઘ અમદાવાદમાં આવી પુગ્યા હતા. અને ઘણોજ વર્ષાદ થવાથી તેમને ધારવા કરતાં ત્યાં વધુ રોકાવું પડયું. અમદાવાદમાં આવી પુગતાંજ સંઘવીચોને ઘણા વખતની શ્રીલોંકાશાહને જોવાની અને તેમની ચર્ચા સાંભળ-

વાની ઇચ્છા હતી. તે પુર્ણ કરવા માટે પહેલી તકેજ તેઓએ જવાનું શરૂ કરી દીધું હતું. લોંકાશાહ સાથે પહેલી મુલાકાત તો તેમની કુતૂહલથી થઈ હતી. પરંતુ સાધુવર્ગનું શૈથિલ્ય, ચૈત્યવાદ, અને અધિકારવાદના વિષયની લાંબી ચર્ચાઓ પછી જેમ જેમ તેમનું સમાધાન થતું ગયું તેમ તેમ લોંકાશાહ પ્રત્યે તેમનું માન વધતું ગયું. ઉપરના ચારે સંઘના સંઘવીયો નાગજી દલીચંદ, મોતીચંદ શંભુજી, લોંકાશાહના પ્રભાવથી આકર્ષાય છે. અને તેમને પૂજ્ય તરીકે માને છે અને તે સંઘવીની પાછળ બીજો પણ મોટો સંઘ લોંકાશાહ પાસે જાય છે. સઘ સાથે યાત્રાર્થે નીકળેલા સૂરિસામ્રાટ્ સાધુઓને એવી જ્યારે ખબર મળી ત્યારે તેઓ અંદરો અંદર ખૂબ ધૂંધવાયા ખુલ્લી રીતે લોંકાશાહની વિરૂદ્ધ બોલી શકે તેવું રહ્યું ન હતું. એટલે તેમણે બ્હાનું શોધી કહ્યું કે સંઘવીયો! સંઘના લોકોને ખરચી માટે હરકત પડશે માટે હવે તો ક્યાં સુધી પડી રહેશો! હવે તો સંઘને ચલાવો. સઘવીયોએ જવાબ આપ્યો કે મહારાજજી! વરસાદ ઘણો પડયો હોવાથો જીવની ઉત્પત્તિ ખૂબ થઈ ગઈ છે તેમજ કીચડ પણ ઘણો છે માટે હમણા કેમ ચાલી શકાય?" પ્રિયપાઠકો! આથી સંતબાલની લેખ લખવાની ચાલાકીની સારી રીતે ઝાંખી તો થઇ ગઇ હશે. સન્તબાલ એમ કહેવા માગે છે કે મોટા મોટા સંઘવીયોને લોંકાશાહે પલટાવ્યા. પરન્તુ તેમના લેખની ઇમારત એવી કાચા ચણતરવાળી છે કે સામાન્ય મનુષ્ય પણ બુધ્ધિબળ લગાવે તો તે ઇમારત જમીનદોસ્ત બની જાય તેવી છે.

સન્તબાલે લખ્યું છે કે એકદા અર્હટવાડ પાટણ સુરત વિગેરેના ચાર સંઘ અમદાવાદમાં પુગ્યા, મને આશ્ચર્ય થાય છે કે સન્તબાલે અર્હટવાડ, પાટણ અને સુરત એમ ત્રણ નામ લખ્યા તો ચોથું પણ તૈતરવાડ નામ લખી દેવું હતું, વિગેરે શબ્દ લખી એક ચોથા ગામના નામને શામાટે અન્યાય આપ્યો? જ્યારે એમના કાલ્પનિક ભેજામાંથી ઉપજાવી કાઢવુંજ હતું તો પછી ચોથું તૈતરવાડ નામપણ ઉપજાવી શકાત કેમકે તેમનું તરંગી ભેજું સંઘવીના ચાર નામ ઉપજાવી શકયું છે તો ચોથા ગામનું નામ ઉપજાવતાં કેમ અટકયું તે કળી શકાતું નથી. સંઘ લઇને આવનારા સંઘવીઓ પથારો નાંખીને અમદાવાદમાં પડી રહે તે સંભવ બહારની વાત છે. કોઇ પણ સંઘ નીકળે છે તો કોઇપણ ગામમાં એક બે અગર ત્રણ દિવસથી વધારે ઠેરી શકતો નથી એ સૌ કોઈ જાણે છે. એટલે સન્તબાલ ઢુંઢીયાના સાધુ હોવાથી સંઘની વ્યવસ્થાથી અજાણ હોય તે બનવા જોગ છે. અને એટલેજ બનાવટી કહાણી કરતાં પકડાઈ જાય છે. જો લોંકાશાહમાં બહારથી આવેલ સંઘોને બે ત્રણુ દિવસની સ્થિતિમાં પલટાવી દેવાની તાકાત હતી તો આખા અમદાવાદને તેઓ સ્થાયી રહેવાથી પલ-

ટાવી શકત અને જો એમ બન્યું હોત તો આજે અમદાવાદમાં સો ઉપર પ્રભુ-મંદિર અને સેંકડો પ્રભુ મૂર્તિઓનાં ત્યાંની સ્થાનીક જૈનપ્રજા હજારોની સંખ્યામાં જે દર્શનામૃતનું પાન મેળવી રહી છે. અને એ અમૃતપાનનો આગન્તુક લાખો યાત્રીકોને લાભ મળી રહ્યો છે તે ઠેકાણે લોંકાશાહનુ વિષ ફરી વળ્યું હોત તો ઘણાઓના ભાવ પ્રાણોનો વિનાશ થઈ ગયો હોત. પરંતુ તેમની પીપુડીને કોઈએ સાંભળીજ નથી. તેથી સિદ્ધ થાય છે કે એક ખૂણામાં રહી લોંકાશાહે થોડું ઘણું ખોદાણ કર્યું હશે અને તેવું ખોદાણ તો ઉંદરો પણ કરે છે. એટલે સમાજ ઉપર તેની કાંઇ અસર ન હતી. આથી પણ સંઘ વિગેરેની વાત ઉપજાવી કાઢેલી સિદ્ધ થાય છે. લોંકાશાહના અને સંઘવીયોના પરિચયને સંગત કરવા માટે તે સમયે વરસાદ ખૂબ પડવાથી સંઘ વધારે રોકાયો એવી કલ્પના ઉભી કરેલ છે તે પણ બીલકુલ ટકી શકતી નથી. કારણકે વરસાદ વધુ પડી રહ્યો હોય તેવા ટાઇમે સંઘની વ્યવસ્થા કરવામાં સંઘવીઓ ઉભા રહે કે હૃદયથી મૂર્તિને પ્રભુ તુલ્ય માનનારા પ્રભુની મૂર્તિના નિંદક પાસે જાય? આ પણ કોઈથી ન કળાય એવો કોયડો છે.

લોંકાશાહની પહેલી મુલાકાત તો તે સંઘવીયોએ કુતુહલથી કરી એમ તો સન્તબાલ પણ કબૂલે છે, પણ તે કયાં ભૂલે છે એ આપણે જોવાનું છે.

જ્યારે સંઘ સેવા જેવું મહત્વનું કાર્ય શિર પર હોય, વળી પ્રભુપૂજાની અનન્ય ધૂન લાગી હોય અને પ્રભુમાર્ગની જાહોજલાલીના માટેજ સંઘ કાઢયો હોય, દરેક શહેરના આગેવાન ગૃહસ્થો તેમના તે મહત્વના કાર્યનું અનુમોદન કરવા તેમના દર્શનાર્થે આવજાવ કરતા હોય તેવાં ટાઇમે મૂર્તિનિષેધકને મળવાનું કુતુહલ થવું તે સર્વથા અસંભવિત છે.

આ વસ્તુ સામાન્ય બુદ્ધિવાલા મનુષ્યથી પણ કોઈરીતે માની શકાય તેવી નથી. વળી સંઘોનું પ્રયાણ પ્રાયે કરી શિયાળાની ઋતુમાં થાય છે. અગર ટુંકી મુસાફરી હોય તો ઉનાળામાં પણ વરસાદ પહેલા કામ પતી જાય તેવી રીતે સંઘ નીકળતા આવ્યા છે અને નીકળે છે, એટલે ખૂબ વરસાદ પડવાની હાંકેલી ખોટી ગપ સમજુ સમાજમાં ચાલી શકે એમ નથી. કદાચ શિયાળાનું માવઠું થાય તો તે સંઘની અગ્ર ગતિને રોકી શકે નહિ. કેમકે માવઠું સામાન્ય અને સ્વલ્પ સમયનું હોય છે. અમદાવાદ એ કાંઇ મદ્રાસ અગર વીલાયત ન હતું કે જ્યાં શિયાળામાં પણ ચોમાસું માલમ પડે. આમ દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરતાં લોંકાશાહના મહિમાનો ઉભો કરેલ તાબુત તુટી પડે છે.

વળી સન્તબાલજીએ લખ્યું છે કે સંઘ સાથે યાત્રાર્થે નીકળેલા સૂરિ સમ્રાટ સાધુઓને ખબર મળી ત્યારે તેઓ અંદરો અંદર ખૂબ ધુંધવાયા. અહીં સૂરિ

સમ્રાટ શબ્દ લખવામાં આવ્યો છે તે સન્તબાલના વખતનો શબ્દ છે કે લોંકાશાહના વખતનો છે? જો લોંકાશાહના વખતનો હોય તો તે વખતે કેટલા સૂરિસામ્રાટ્ હતા. અને તેમના કયા કયા નામો હતા તે પણ સાથે લખવાની જરૂર હતી સૂરિસામ્રાટ્ એ શબ્દ હાલના જમાનાનો સન્તબાલને મોઢે ચઢેલો હોઇ લોંકાશાહના જીવનમાં લખાઈ જાય છે. એજ લોકાશાહના જીવનને કાલ્પનિક જીવન સિદ્ધ કરવા બસ છે.

સન્તબાલ કલ્પનાની કલમને ઠીક ચલાવી શકે છે પણ કોઈ કોઈ વખત ભીંત ભૂલે છે. જેમ સંઘવીઓના નામો નાગજી શંભુજી, આદિ કલ્પ્યા તેમ સૂરિ સામ્રાટોનો પણ રામાચાર્ય, શ્યામાચાર્ય ભામાચાર્ય આદિ સૂરિસામ્રાટો ખૂબ ધુંધવાયા એમ લખ્યું હોત તો કોઇ રોકી શકત નહિ. પરન્તુ સન્તબાલની કલમમાં સ્ખલના પહોંચાડનાર કોઇ ગ્રહ પડયો હોય એમ લાગે છે. જ્યારે સંઘની કલ્પનાજ ખોટી છે તો પછી સૂરિઓનું ધુંધવાવું પણ સિદ્ધ થઇ શકતું નથી. જો સાચો સંઘ, સાચા સંઘવીયો અને સાચા સૂરિમહારાજો હોત તો લોંકાશાહને ઉભી પુછડીએ ભાગવું પડત.

ઓગણીસમી સદીમાં થઈ ગયેલા પંડિત કવિ શ્રીવીરવિજયજી મહારાજે અમદાવાદમાં સ્થાનકવાસીના મોટો આગેવાન રીખોને ભેગા કર્યા હતા અને અધિકારી વર્ગની સમક્ષ તે સર્વેને નિરૂત્તર કર્યા હતા. જેઓ જૈન ધર્મના સૂરીશ્વર ન હતા તેમના સામે પણ સ્થાનકવાસી સમાજ હારી ગયો તો પછી સંઘમાં આવેલા સૂરિઓમાં બોલવાની શક્તિ ન હતી એમ લખવું તે શિયાળના સામે સિંહને ના હિંમત કહેવા બરાબર છે અત્યારે પણ કોઇ મોટા શહેરમાં રીતિસર વાદવિવાદ કરવા તૈયાર હો. તો અનેક જૈનાચાર્યો તમારી વાદની ચેલેન્જને સ્વીકારવા તયાર છે. છેવટે સન્તબાલે લખ્યું છે કે "સંઘવીયોએ કહ્યુ મહારાજજી વેળાસર ચેતી જાઓ વેશ પહેરવાથી શ્રમણનું પૂજ્યપણું હવે ટકી શકે તેમ નથી. સંઘ ત્યાંથી વિખેરાયો તીર્થયાત્રા તીર્થયાત્રાને ઠેકાણે રહી બધા શ્રાવકો સૂત્રના પ્રચારક થઇ ગયા" ઇત્યાદિ સન્તબાલનું તમામ લખાણ ગગનકુસુમ, ગર્દભશૃગ અને વન્ધ્યાપુત્રવત્ તદન અર્થ શુન્ય ભાસે છે. માત્ર જનસમુહને મોહ પમાડે તેવી લેખન શૈલી જરૂર છે, પરંતુ તેવી શૈલીના આ જમાનામાં અસત્ય વાર્તા પોષક રસ ભરપુર નોવેલો પણ કયાં ઓછાં હોય છે? પણ સત્યથી વેગળી કલ્પનાઓના કાંટાઓ સત્ય પ્રેમીનાહૃદય માં ભોંકાય છે અને તેથીજ પ્રતિકાર કરવા માટે સમયનો વ્યય કરવો પડે છે છતાં પણ જનસમુહ એવા વાંચનથી અવળે રસ્તે ચઢતા બચી જાય તેટલા પુરતો તો સમય વ્યય સફળ જ છે તેમ માનીનેજ લખાય છે અને લખાશે. (અપૂર્ણ)

# મહા ચમત્કારિ પ્રભુશ્રી માણિક્યદેવ

( લેખકઃ—ઉ૦ પદ્મવિજયજીગણી )

પ્રાચીન કાલમાં શ્રેષ્ઠ અષ્ટાપદ પર્વતની ઉપર મહારાજા શ્રી ભરતચક્રવર્ત્તિએ દરેક તીર્થંકરના વર્ણ તથા પ્રમાણ અને સંસ્થાનને અનુસરીને પોતે બંધાવેલા. સિંહનિષધા નામના મહાપ્રસાદને વિષે વર્તમાન ચોવીશીમાં થયેલા ચોવીશે તીર્થંકરોની રત્નમય પ્રતિમાઓ ભરાવીને પધારવી હતી. અવસર્પિણી કાલના પ્રભાવે ભવિષ્યના જીવો આ પર્વત ઘણો ઉંચો હોવાથી આની ઉપર રહેલી આ પૂજ્ય પ્રતિમાઓના દર્શનાદિનો લાભ લેઈ શકશે નહિ. એમ વિચાર કરી તેજ શ્રી ભરતચક્રીએ અલગજ એક ઋષભદેવ પ્રભુની પ્રતિમા લોકો દર્શનાદિનો લાભ મેળવી શકે, એવા ઈરાદાથી નિર્મલ મરકત મણીની ભરાવી. તે પ્રતિમાના ખભાની ઉપર જટાના આકારે વાળનો દેખાવ કરાવ્યો હતો. હોઠની નીચેના ભાગમાં સૂર્યનો અને કપાલમાં ચંદ્રમાનો આકાર કરાવ્યો હતો એથી એ પ્રતિમા 'માણિકયદેવ' એવા નામથી લોકમાં પ્રસિદ્ધિને પામી.

કેટલોક કાળ વીત્યાબાદ ત્યાં યાત્રા કરવા માટે આવેલા વિદ્યાધરોએ આ પ્રતિમાને જોઈ પ્રતિમાનું દિવ્યરૂપ જોતાં જ મનમાં આશ્ચર્ય પામ્યા. ત્યારબાદ તેઓએ તે પ્રતિમાને વિમાનમાં સ્થાપન કરીને વૈતાઢય પર્વતની દક્ષિણ શ્રેણિ કે જ્યાં પોતાનું નિવાસસ્થાન છે, ત્યાં લઈ જઈ મંદિરમાં પધરાવીને અપૂર્વ ઉલ્લાસથી સાત્ત્વિકીપૂજા-વિગેરે અનુષ્ઠાનો કરી માનવ જન્મને સફલ કર્યો. એક વખત ત્યાં ફરતા ફરતા નારદઋષિ આવ્યા. તે પ્રતિમાને જોઈ ને વિદ્યાધરોને પૂછે છે કે તમે આ પ્રાતમા ક્યાંથી લાવ્યા ? જવાબમાં કહ્યું કે અષ્ટાપદ પર્વત ઉપરથી અમે લાવ્યા છીએ. જ્યારથી અમે આ પ્રતિમાની ભક્તિ શરૂ કરી તે દિવસથી માંડીને પ્રતિદિન અમારે સંપત્તિ વધતીજ જાય છે. તે બીના સાંભળીને નારદ ઋષિએ દેવલોકમાં ઈંદ્રની પાસે આ પ્રતીમાનું માહાત્મ્ય વર્ણવ્યું. તે સાંભળી ઈંદ્ર મહારાજા દેવલોકમાં મંગાવીને તે પ્રતીમાની ઘણાજ બહુમાનથી પૂજાભક્તિ કરે છે. એમ આ પ્રતિમા વીસમા શ્રીમુનિસુવ્રતસ્વામિ અને શ્રી નેમીનાથ પ્રભુના આંતરાના ટાઈમ સુધી ઈન્દ્રની પાસે રહી. એ અવસરે લંકા નગરીમાં ત્રણે લોકને કાંટાની જેમ દુઃખી કરનાર રાવણ રાજા રાજ્ય કરે

છે.તેને નિર્મલ સમ્યગ્દષ્ટિ મંદોદરી નામની રાણી છે. તેણીએ નારદના મૂખે તે રત્નમયબિંબની પ્રભાવગર્ભિત બીના સુણીને તે પ્રતીમાની પૂજાનો લાભ લેવા અડગ અભિગ્રહ ધારણ કર્યો. આ બીના જાણીને મહારાજા રાવણે ઇંદ્રિને આરાધીને તે પ્રતીમા મેળવી. રાણી મંદોદરીને આપી. રાણી ત્રણે કાલ અપૂર્વ આહ્લાદથી તે પ્રતિમાને પૂજે છે. કેટલોક કાલ વીત્યા બાદ રાવણે સતી શિરોમણિ સીતાને શીલથી ચલાયમાન કરવાને ઘણોજ પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફલ નીવડયો. આ પ્રસંગે નિર્મલ સમ્યગ્દર્શનને ધારણ કરનારી રાણી મંદોદરીએ સ્પષ્ટ જણાવ્યું કે રાજન્ ! પરસ્ત્રીની અભીલાષા પણ કરનાર નીચ આત્માને સાતવાર સાતમી નરકમાં દુઃખો ભોગવવા પડે છે? "विनाश काले विपरित बुद्धिः" આ ન્યાયને સમજીને જો નિર્દોષ આબાદીને ચાહતા હો તો સતી સીતાને અહીં રાખવામાં લગાર પણ લાભ નથી. તમારા જેવા સમજુ રાજાએ વગર વિચાર્યું કામ નજ કરવું જોઈએ. પરસ્ત્રીને મા બેન સમાન ગણવી જોઈએ. રાણીના આ હિતકારી વચનો રાજા રાવણને રૂચ્યાં નહી. વ્યાજબી જ છે કે ઘણો તાવ આવે ત્યારે ખાવાની રૂચી થાય જ નહી. આ અવસરે શ્રીમાણિકયદેવ પ્રતિમાના અધીષ્ઠાયક દેવે મંદોદરીને કહ્યું કે "થોડાજ સમયમાં લક્ષ્મણના હાથે રાવણનું મરણ અને લંકાનો નાશ થશે." એ દેવવચન સાંભળીને રાણીએ આ પ્રતીમાને લવણ સમુદ્રમાં પધરાવી. ત્યાં દેવો તે બિંબની પૂજા કરતા હતા, દેવવચન ખોટું નજ હોય. અનુક્રમે તે પ્રમાણે રાવણ મરીને નરકમાં ઉપજ્યો, લંકાનો નાશ થયો. આ અવસરે કર્ણાટક દેશના કલ્યાણ નામના નગરમાં જિનેશ્વર ભગવંતની ઉપર પરમ ભક્તિભાવ રાખનારો શંકર નામનો રાજા રાજ્ય કરે છે. તે નગરમાં ક્રોધિષ્ઠ એવા કોઇપણ મીથ્યાદૃષ્ટિ વ્યંતરદેવે મરકીનો ઉપદ્રવ પ્રકટાવ્યો. તે જોઇને રાજા ગભરાયો. આ તેની દુઃખમય સ્થિતિ જોઈને પદ્માવતી દેવીએ રાજાને રાતે સ્વપ્નમાં જણાવ્યું કે. "આ લવણસમુદ્રમાં મહાપ્રભાવક. શ્રી માણિકય પ્રભુ ( ઋષભદેવ )ની પ્રતીમા અમુક સ્થલે રહી છે. તે પ્રતીમાને અહીં મંગાવી જો તું પૂજાદિભક્તિ કરીશ, તો જરૂર આ ઉપદ્રવ શાંત થશે" દેવવાણી સાચીજ હોય એમ નિર્ણય કરી રાજા સમુદ્રને કાંઠે જઇ અધિષ્ઠાયક દેવને આરાધવા માટે ઉપવાસ કરે છે. જેથી સુસ્થિત નામનો દેવ પ્રકટ થઇ રાજાને કહે છે કે આ સમુદ્રમાંથી તારે જોઈયે એટલાં રત્નો ખુશીથી ગ્રહણ કરજે. હું તારા ઉપર પ્રસન્ન થયો છું. ઉત્તરમાં રાજાએ નમ્રતાથી કહ્યું કે "મારે રત્નોની

જરૂરીયાત નથી. પણ મંદોદરીએ સમુદ્રમાં માણીક્ય પ્રભુની પ્રતીમા પધરાવી છે, એમ પદ્માવતી દેવીના કહેવાથી મને ખબર પડી છે. જો તમે 'भक्तिग्राह्या देवाः' આ વચન પ્રમાણે મારી ઉપર પ્રસન્ન થયા હો તો મારે તે પ્રતીમા જ જોઇયે છે.તે મને આપો" રાજાના આ વચન સાંભળીને દેવે સમુદ્રમાંથી તે પ્રતિમા બહાર કાઢી રાજાને સોંપી અને કહ્યું કે "આ પ્રતીમાના પ્રભાવથી તારી પ્રજા નીરોગી સુખી થશે. લઇ જતાં રસ્તામાં 'પ્રતીમા આવે છે કે નહી' એવા સંશયથી તારે પાછળ જોવું નહી. જો તેમ કરીશ તો જ્યાં પાછળ જોઇશ, તેજ સ્થલે પ્રતીમા સ્થિર થશે. આગળ નહિ ચાલે" આવું દેવનું વચન અંગીકાર કરી સૈન્ય સહિત રાજા પોતાના નગર તરફ ચાલવાની શરૂઆત કરે છે. પાછળ દેવપ્રભાવથી જેને નાના બે બળદ જોડેલા છે એવા ગાડામાં રહેલી પ્રતિમા અનુક્રમે આવે છે. ઘણોખરો વિકટ રસ્તો ઉલ્લંઘ્યા બાદ રાજા મનમાં સંશય પડવાથી વિચારે છે કે પાછળ ગાડામાં રહેલી પ્રતિમા મારી સાથે આવે છે કે નહિં? આવો સંશય તીલંગ દેશમાં જેનું વિદ્વાનો બીજુ નામ દક્ષિણ વાણારસી કહે છે એવા કોલ્લપાક નામના નગરમાં થયો. તેથી શાસનદેવીએ તેજસ્થલે પ્રતિમાને સ્થિર કર્યા. સમજવાની બીના એ છે કે જે અવસરે આ પ્રતિમા કોલ્લપાક નગરમાં આવી. ત્યારથી માંડીને અતીત કાલે. ૧૧૮૦૯૦૫ વર્ષો પહેલાં આ પ્રતીમાજી ઇંદ્રની પાસે હતા. એટલે જે અવસરે આ બીંબ, ઇંદ્રની પાસે હતું. ત્યારથી માંડીને ૧૧૮૦૯૦૫ વર્ષો વીત્યાબાદ કોલ્લપાક નગરમાં શાસન દેવીએ આ બિંબ પધરાવ્યું. જ્યાં બિંબ સ્થિર કર્યું તેજ સ્થલે શંકર રાજાએ વિશાલ પ્રાસાદ બંધાવ્યો. કાયમ તેની પૂજા ચાલુજ રહે એવા ઇરાદાથી ૧૨ ગામો ભેટ આપ્યાં. એટલે તેની ઉપજ પ્રભુબિંબના પૂજાદિ કાર્યમાં વપરાય. પ્રાસાદ બંધાવ્યો તે વખતે ભગવાનનું બિંબ અદ્ધર રહ્યું હતું. વિ૦ સં૦ ૬૮૦ સુધી અને વીર સં૦ ૧૧૫૦ સુધી તે સ્થિતિ બિંબની રહી. પાછળથી અનાર્યજીવોએ કરેલી આશાતનાદિ કારણથી તે બિંબ સિંહાસનની ઉપર સ્થિર થયું. 'આ મહા તેજસ્વિબિંબને જોતાંજ ભવ્ય જીવોના નેત્રો ઠરે છે. વલી દર્શન કરનાર ભવ્ય જીવોને એવો પણ વિચાર થાય છે કે "શું આ પ્રતિમાજી આરસના કોતરીને બનાવ્યા હશે? કે ખાણમાંથી અહીં લાવ્યા હશે? કે કારીગરે બનાવ્યા હશે? કે વજ્રની હશે કે નીલમણિની બનેલી આ પ્રતિમા હશે?" આમાં શું સમજવું.

આ પ્રતિમાના ન્હવણના પાણીનો એવો પ્રભાવ છે કે દીવો સળગાવતાં ઘી

જેવું કામ કરે, તેનાથી પણ અધિક તેવું જ કામ ન્હવણનું પાણી કરે છે. એટલે ઘી તેલને બદલે ન્હવણના પાણીથી પણ દીવો સળગાવી શકાય છે. ન્હવણની માટી આંખે બાંધી રાખવાથી આંધળા પણ દેખતા થાય છે. હાલ પણ આ પ્રભાવિક તીર્થના ચૈત્યમંડપમાંથી પાણીના બિંદુઓ ઝરે છે. તેથી યાત્રા કરીને મંડપની બહાર આવેલા યાત્રાળુઓના વસ્ત્રો ભીના દેખાય છે. એથી સાબીત થાય છે કે આ બિંબ મહાચમત્કારિ છે.

સ્નાત્ર જલાદિના પ્રભાવથી સર્પનું પણ ઝેર નાશ પામે છે. વિશેષ તપાસ કરતાં આ બિંબનાજ સંબંધમાં ઉપદેશ તરંગિણીમાં પાનું ૧૪૧ માં "श्री भरत चक्रिणा स्वांगुलीय पाचिमणिमयी श्री आदिनाथप्रतिमा कारिता, साऽद्यापि देवगिरिदेशे कुल्यपाके माणिक्यस्वामोति प्रसिद्धा" આ પ્રમાણે બીના મળી આવે છે.

એ પ્રમાણે અનેક જાતના પ્રભાવોથી દેદીપ્યમાન મહાતીર્થ સમાન આ શ્રી માણિકય (આદીશ્વર) દેવની જે ભવ્ય જીવો મહોત્સવપૂર્વક યાત્રા–પૂજા પ્રભાવના કરે કરાવે ને અનુમોદે, તે ભવ્ય જીવો આ ભવમાં અને પરભવમાં સુખ સંપદાને પામે છે. એ પ્રમાણે આચાર્ય શ્રી જિનપ્રભસૂરીશ્વરજી મહારાજે પ્રાકૃતમાં રચેલા માણિકય કલ્પ આદિ ગ્રંથોના આધારેટુંકામાં શ્રીમાણિક્ય પ્રભુનો ઇતિહાસ વર્ણવ્યો. પરમ પૂજય શાસ્ત્રકાર ભગવંતોએ કર્મના ક્ષયોપશમાદિમાં જે દ્રવ્યાદિ પાંચને કારણરૂપે કહ્યા છે. તેમાં ક્ષેત્રને પણ ગણેલું છે. તેમાં પણ તીર્થક્ષેત્રનો મહિમા તો અલૌકિકજ હોય છે. જેની સેવાથી કર્મનિર્જરાદિ અનેક લાભો અલ્પ સમયમાં મેળવી શકાય છે. બીજો વિચાર એ પણ છે કે શારીરિક શુદ્ધિના અનેક સાધનો હાલ દેખાય છે. તેમ માનસિક શુદ્ધિના પણ અનેક સાધનોમાં તીર્થભૂમિ એ મુખ્ય સાધન કહ્યું છે. બીના જાણ્યા પછી પૂર્ણ આનન્દથી તીર્થની ઉપાસના કરી સંપૂર્ણ લાભ મેળવી શકાય એવા ઇરાદાથી હવે પછી પણ અનેક ઐતિહાસિક બીનાથી ભરેલો મહાપ્રાચીન શ્રી સ્તંભ પાર્શ્વનાથનો ઇતિહાસ જણાવવામાં આવશે..(સંપૂર્ણ)

# समीक्षाभ्रमाविष्करण

लेखक—उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज.

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बर मतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

## क्या साधु चर्मका उपयोग भी करे ?

आ प्रश्नकार लेखक एम जणाववा मांगे छे के जैनश्वेतांबर मुनिओ चर्म वापरी शके छे. कारणके तेमना शास्त्रमां चर्म वापरवानुं विधान छे आज वातनी साबीतीमाटे लेखके प्रवचनसारोद्धार ग्रन्थना भाषान्तरनो अमुक भाग आपेल छे आ भागनी अन्दर पिण्डविशुद्धिनी बृहद्वृत्तिने आधारे संयमनुं संक्षेपथी वर्णन करेल छे

प्रवचनसारोद्धार नामना ग्रन्थ उपर संस्कृत टीका विद्यमान छे छतां पण लेखकने भाषान्तर केम पसन्द पडतुं हशे ते विचारणीय छे. आ चालता प्रश्ननो जवाब आपवामां सयमनुं स्वरूप स्पष्ट करवानी जरुर छे माटे प्रथम तेनो विचार करी लइए, के जेथी आगळ सुगमता पडे

संयम बे प्रकारनो छे, एक जीव संयम अने बीजं अजीवसंयम।

पुढवाइयाण जाव य पंचिंदिय संजमो भवे तेसिं संघट्टणादि न करे तिविहेणं करो णजोएणं ॥१॥ [ पृथ्व्यादीनां यावच्च पञ्चेन्द्रियाणां संयमो भवेत्तेषाम् । संघट्टनादि न करोति त्रिविधेन करणयोगेन ॥१॥]

भावार्थ—पृथ्वीकायथी मांडीमे यावत

---

'શ્રી જૈન સત્યપ્રકાશ કે લિયે સૂચના'

લેખકને પ્રત્યુત્તર

કોઇ પણ સારા કાર્યને અગે કરાતી સૂચના સારી છે. એમ સૌ કોઇ માને પરન્તુ તે સૂચના શુભાશય નિ.સ્વાર્થવૃત્તિ અને પરોપકારવાત્સલ્યથી કરાયેલી તેમજ વાસ્તવિક હોવી જોઇએ

તા–૩–૧૧–૩૫ ના જૈનમાં, 'શ્રી જૈન સત્ય પ્રકાશ કે લિયે સૂચના' એહેડિંગવાળો લેખ દ્રષ્ટિ ગોચર થયો આ લેખક સમ્પાદકને જણાવનારી નીચે પ્રમાણે વર્ણાવલી જોવામા આવી–વ્યાખ્યાન દિવાકર, વિદ્યાભૂષણ, પંડિત હિરાલાલ દુગડ"

આગલ લેખ વાચ્યો, તેમા કરેલ અનેક સૂચના પૈકી બીજી સૂચનાને અગે બે બોલ લખવા ચિત્ત પ્રેરાયું જેથી જણાવવાનું કે જે–શ્રી જૈન સત્ય પ્રકાશમાં પ્રકાશિત થયેલા અમારા લેખનાં હેડિંગ તરીકે "સમીક્ષાભ્રમાવિષ્કરણ" એવું જે નામ આપવામાં આવેલ છે તે વાસ્તવિક અને વિચાર પૂર્વકજ છે, એમ પ્રથમ પણ અમો માનતા હતા અને હજુ પણ માનીએ છીએ.

"સમીક્ષાભ્રમાવિષ્કરણ" નામની સાર્થકતા

૧ સમીક્ષા–શ્વેતામ્બરમતસમીક્ષા નામની ચોપડી.

૨ ભ્રમ–તેમા દિગમ્બર લેખકે ફેલાવેલી ભ્રમણાત્મક બીનાઓ

૩ આવિષ્કરણ–તે ભ્રમણામાં ભદ્રિક જીવો ન ફસાઇ જાય તેટલા માટે યથાશક્તિ તે ભમણાનુ યુક્તિ પૂર્વક પ્રદર્શન અથવા.

૧ સમીક્ષા દિગમ્બરલેખકે શ્વેતામ્બર મત ઉપર ચલાવેલીવિચારણા

૨ ભ્રમ–આ વિચારણામા થયેલી તેની ભ્રમણાઓ,

૩ આવિષ્કરણ–ઉપગોક્ત ભ્રમણાનું યુક્તિ પુરસ્સર પ્રદર્શન

અમારા લખાયેલા લેખમાં પણ આજ વિષય છે. કારણકે શ્વેતામ્બરમતસમીક્ષામા લખેલ તે તે પ્રશ્નને અગે થયેલ ભ્રમણાઓને યુક્તિપૂર્વક બતાવવામાં આવી છે. લેખકોને કોઇ વિષયની પુષ્ટિને માટે પ્રાસંગિક ચર્ચા ચલાવવી પડે છે, તો પણ વિષય તો જે મુખ્ય હોય તેજ કહી શકાય છે.

ફેર પણ અમો જણાવીએ છીએ કે અમારા લેખનો વિષય અને લેખના હેડિંગનું નામ સગત છે. એમ અમારી દૃષ્ટિમાં ભાસે છે જ્યાસુધી અસંગતપણું કોઇ ન બતાવે ત્યાં સુધી સંગત છે એમ અમો માનીશુ, કોઇ અસંગતપણુ બતાવશે અને તે વ્યાજબી હશે તો જરુર ફેરવવા ધ્યાન આપીશું

ઉપરોક્ત લેખકે અમારા હેડિંગ અને લેખમા શું વિષયાન્તરપણુ છે તે બતાવવાની જરુરત હતી તેથી કાંતો અમોને નામ ફેરવવાની સમજ પડે અગર લેખકને સમજણ પડત કે અમારી સૂચના અસ્થાને છે. –ઉ૦ લાવણ્ય વિજયજી

पञ्चेन्द्रिय सुधीना जीवोने मन वचन अने कायाथी संघट्टो विगेरे न करवा न करावचा अने करनारनी अनुमोदना न करवी आनुं नाम जीवसंयम कहेवामां आवे छे अर्थात् कोइपण जीवने कोइ पण जातनी पीडा न थाय तेम वर्तवुं.

बीजो जे अजीवसंयम बताव्यो ते आ प्रमाणे छे

अजीवेहिं जेहिं गहिएहिं
असंजमो इह भणिओ ।
जह पोत्थयदूसपणए
तणपणए चम्मपणए अ ॥२॥

[ अजीवेषु येषु गृहीतेषु
असंयमो भणित इह ।
यथा पुस्तकदूष्यपञ्चके
तृणपञ्चके चर्मपञ्चके च ॥२॥ ]

भावार्थ-अजीव [जीवरहित-अचित्त] एवी जे वस्तु ग्रहण करवाथी असयम थतो होय अर्थात् चारित्रमां दोष लागतो होय, ते वस्तुने न लेवी तेनुं नाम अजीव संयम कहेवामां आवे छे, आवो अजीव वस्तुओ नीचे प्रमाणे समजवी । पुस्तक पञ्चक, दूष्पञ्चक, तृणपञ्चक अने चर्म-पञ्चक विगेरे ।

आमां प्रथम पुस्तकपञ्चक बताववामां आवेल छे । पुस्तकपञ्चक एटले पांच प्रकारनुं समजवुं । आ पांच प्रकारनुं पुस्तक नीचे प्रमाणे छे-

गंडी १ कच्छवि २ मुट्ठी ३
संपुडफलए ४ तहा छिवाडी ५ य ।
एयं पोत्थयपणगं
पण्णत्तं वीयराएहिं ॥ ३ ॥

[ गण्डी कच्छपी मुष्टि.
संपुटफलकं तथा छेदपाटी च ।
एतत्पुस्तकपञ्चकं प्रज्ञप्तं वीतरागैः ॥३॥]

भावार्थ-गंडी, कच्छपी, मुष्टि, संपुट-फलक अने छेदपाटी एम पांच प्रकारनुं पुस्तक वीतरागपरमात्माए बतावेलुं छे ।

बीजुं दूष्यपञ्चक बताववामां आव्युं हतुं । दूष्पञ्चक एटले पांच जातनां वस्त्रो । आ दूष्यपञ्चकना बे भेदो छे. एक तो अप्रत्युपेक्ष्यदूष्यपञ्चक अने बीजु दुष्प्रत्यु-पेक्ष्यदूष्यपञ्चक अप्रत्युपेक्ष्य एटले जेनुं सर्वथा पडिलेहण न थइ शके ते वस्त्र अप्रत्युपेक्ष्य कहेवामां आवे छे । आना पांच भेदो नीचे प्रमाणे छे ।

अप्पडिलेहिअदूसे तूली १
उवहाणगं २ च णायव्वं ।
गंडुवहाणा ३ लिंगिणी ४
मसूरए चेव पोत्तमए ॥ ४ ॥

[ अप्रतिलेखितदूष्ये तूली
उपधानकं च ज्ञातव्यम् ।
गण्डोपधानमालिङ्गनी
मसूरकश्चैव पोतमयः ॥ ४ ॥

भावार्थ-तळी, ओशीकुं, गालमसु-रीयुं, आलिङ्गिनी अने मसूरक आ पांच प्रकारनुं अप्रत्युपेक्ष्य वस्त्र होय छे ।

दुष्प्रत्युपेक्ष एटले मुश्केलीथी जेनु पडिलेहण थइ शके ते दुष्प्रतिपेक्ष्य वस्त्र कहेवामां आवे छे । आ दुष्प्रत्युपेक्ष्य वस्त्रना पांच भेदो नीचे प्रमाणे जाणवा.

पल्हवि १ कोयवि २ पावार ३
नवयए ४ तह य दाढिगाली पय ।
दुप्पडिलेहियदूसे एयं बीयं
भवेपणगं ॥ ५ ॥

[ पल्हविः कोयविः प्रावारको नवतकं तथा दृढगालिश्च ।
दुष्प्रतिलेखितदूष्ये एवं द्वितीयं भवेत् पञ्चकम् ॥ ५ ॥ ]

भावार्थ-पल्हवी, कोयवी, प्रावारक, नवतक अने दृढगाली आ प्रमाणे पांच प्रकारना दुष्प्रतिलेख्य वस्त्रो बतावेलां छे।

त्रीजुं तृणपञ्चक बतावी गया । पांच प्रकारनुं जे घास ते तृणपञ्चक कहेवामां आवे छे । आ पांच प्रकारनु तृण नीचे प्रमाणे जाणवुं ।

तणपणगं पुण भणिय
जिणेहिं कम्मटुगंढिदहणेहिं ।
साली १ वीही २ कोद्दव ३
रालग ४ रण्णे तणा इं च ॥ ६ ॥
[ तृणपञ्चक पुनर्भणितं जिनैः
कर्मष्टकग्रन्थिदहनैः ।
शालिर्व्रीहिः कोद्रवो रालकोऽरण्ये तृणानि च ॥ ६ ॥ ]

भावार्थ–आठ कर्म नीग्रन्थीने बाळी नाखनार जिनेश्वर परमात्माए शाली, व्रीहि, कोद्रवा, रालक अने अरण्यतृण. एम पांच प्रकारनुं तृण प्रतिपादन करेल छे ।

चोथु चर्मपञ्चक बताव्युं हतुं । चर्मपञ्चक एटवे पांच प्रकारनुं चामडु समजवुं । आ पांच भेदो वे रीते बतावबामां आव्या छे देखो नीचेनो गाथा–

अय १ हल २ गावि ३ महिसी ४
मिगाणमजिणं ५ च पंचमं होइ ।
तलिगा १ खल्लग २ वद्धे ३
कोसग ४ कित्ती ५ य वीयंतु ॥७॥
[ अजडगोमहिषोमृगाणामजिनं च पञ्चमं भवति ।
तलिका खल्लकं वर्ध्रं कोशकं कृतिश्च द्वितीयं तु ॥ ७ ॥ ]

भावार्थ—बकरानु, वेटानुं, गायनुं, भेंसनुं अने मृगलानुं जे चर्म ते चर्मपञ्चक कहेवाय छे । अथवा तळीया, खलको, वाधरी, कोशक अने कृति एम पण चर्मपञ्चक कहेवाय छे ।

उपरोक्त विषयमां सारांश ए छे के संयम बे प्रकारना छे । एक जीवसंयम अने बीजा अजीवसंयम छे । कोइपण जीवने कीलामणा विगेरे न थाय ते रीते जे वर्तवुं तेनुं नाम जीवसंयम कहेवाय छे । आवो अचित्त वस्तुमां चार पञ्चक बताव्या छे । ते चार पञ्चक आ प्रमाणे छे पुस्तकपञ्चक, वस्त्रपञ्चक, तृणपञ्चक अने चर्मपञ्चक ।

आ चालता प्रश्नमां चर्मपञ्चकनो सम्बन्ध छे । माटे तेनो विचार करीए। प्रवचनसारोद्धारना पाठमां गुरु महाराजे स्पष्ट जणावेल छे के चर्मपञ्चकने वर्जन करवाथी अजीवसंयम थाय छे । अर्थात् चर्मपञ्चकना त्याग करो, अने त्याग करवाथी एक जातनो संयमगुण प्राप्त थशे ।

आ उपरथी स्पष्ट समजी शकाय तेम छे के जैनश्वेताम्बर शास्त्रकारो चर्म वापरवानो छडेचोक निषेध करे छे., अने जैन श्वेताम्बर मुनिओ चर्म वापरता पण नथी ते पण प्रत्यक्ष जोइए छीए। श्वेताम्बरदर्शननो आज राजमार्ग छे । आटलुं जो लेखके विचार्युं होत तो आ प्रश्नमां उतरवानो जरुरत पडत नहि. परंतु "वॉ दीन कव" । प्रवचनसारोद्धारमां आगळ जतां जणाव्युं छे के, कारणे अर्थात् अपवादमार्गे चर्मपञ्चकने ग्रहण करे तो पण संयम छे। बस आटलुं वाक्य लेखकने मळयुं एटले आनन्दमां पुछवुं शुं, लखवामां शा माटे कचाश राखे ।

अमो प्रथम कहीगया छीए अने फेर पण कहीए छीए के, अपवाद विनानो उत्सर्ग होतो नथी । आ वात दिगम्बरोने पण प्रेमपूर्वक मानवी पडी छे, जेना पाठो पण अमो पूर्वे बतावी आव्या छीए। उत्सर्गमार्ग ते राजमार्ग छे, अपवादमार्ग ते कारणिक छे । अपवादमार्गने आश्रयीने मूलमार्गपर कटाक्ष होइ शकतो नथी।

જે જડ વસ્તુ વાપરવાથી સંયમમાં હાનિ પહોંચતી હોય તેવી અચિત્ત વસ્તુનો ત્યાગ કરવો તેનું નામ અજીવ સંયમ કહેવાય છે.

અવસ્થાવિશેષમાં ઉત્સર્ગમાર્ગ કરતાં અપવાદમાર્ગ બલવાન્ અને કલ્યાણકારી છે। અપવાદમાર્ગને લાયક દશામાં પણ અપવાદનો ત્યાગ કરીને ઉત્સર્ગમાર્ગનેજ વળગી રહેવામાં આવે તો લાભ કરતા નુકશાન વધારે થઈ પડે છે। આટલાજ માટે દિગમ્બર શાસ્ત્રકારોએ પણ અનેક અપવાદો માન્યા છે। અને તે પણ એવા એવા છે કે મૂલમાર્ગની સાથે મોટો વિરોધ ધરાવતા હોય છે। આ વાવતનો થોડો નમૂનો તો પ્રથમ અમો બતાવી આવ્યા છીએ, અને ફરી પણ પ્રસઙ્ગોપાત બતાવાશે। લેખક ઉત્સર્ગ અને અપવાદની મર્યાદા સમજી જાય અને અમોને આ લખવાના પ્રસગમાં ન ઉતારે એ વધારે ઇચ્છવા જેવું છે।

આ દિગમ્બર લેખકે નથી તો કોઇ પણ એવી ઉત્તમ ગુરુગમતા મેળવી। અથવા નથી તો શ્વેતામ્બરોના સંસ્કૃત સાહિત્યનો તથા પ્રકારનો અભ્યાસ કર્યો। પરંતુ ભાષાન્તરના પુસ્તકોનો મોટે ભાગે આધાર લીધો છે, એટલુંજ નહિ પણ ભાષાન્તરમાં પણ ઉંડા ઉતરીને તથા પ્રકારનો વિચાર કરવાનો અવકાશ મેળવેલ હોય તેમ દેખાતું નથી। કેવલ "મુખમસ્તીતિ વક્તવ્યં દશહસ્તા હરિતકી" આ વાક્યના ભાવને આગલ કરીને દીધે રાખેલ છે। લેખકે ઉછાળેલા ગપગોળાનો એક નમુનો—

'साधु कीसो विशेष समय चमडेकी भी पुस्तक अपने पास रख लेवे। कैसा हास्यकारक विधान है। महाव्रतधारी साधु चमडेकी ओर कोईभी वस्तु नहीं किन्तु पुस्तक जिसमे जिनवाणी अङ्कित होगी अपने पास रक्खे।"

લેખકે જેને આધારરૂપે મુકેલ છે તે પ્રવચનસારોદ્ધારગ્રન્થમાં કોઇ પણ ઠેકાણે ચામડાના પાંચ જાતના પુસ્તક સમ્બંધી ઉલ્લેખ નથી છતાં પણ ગમે તે રીતે શ્વેતામ્બરોનું વાટી નાખવું। આવી ધૂનમાં આવા અસમ્બદ્ધ લખાણો લખવામાં પણ લેખકની કલમ વિરામ પામી નથી।

વાત એવી છે કે પાંચ જાતનું પુસ્તક અલગ છે લેખકને આવી દેખીતી વાતનો પણ ખ્યાલ નહિ રહેવાથી પાંચ જાતનું ચામડાનું પુસ્તક લખીને હાસ્યરસ લીધો છે।

પ્રસ્તુતમાં ચર્મપઞ્ચક ઉપયોગી હોવાથી તેનો કાંઇક વિસ્તારથી વિચાર કરીએ। પ્રથમ બે જાતના ચર્મપઞ્ચક બતાવી આવ્યા છીએ, જેમાં પ્રથમ ચર્મપઞ્ચકનો અર્થ સ્પષ્ટ છે માટે તેમાં વિશેષ લખવાનું નથી। બીજા ચર્મપઞ્ચકમાં પ્રથમ તલિયા મુકેલ છે જોડાવાચક ઉપાનહ-વિગેરે શબ્દ નહિ મુકતાં તલિયા શબ્દ મુકેલ છે તે વિશેષતાએ જણાવે છે કે ગૃહસ્થલોકો સામાન્ય રીતે જે જોડા વાપરે છે તે લેવાના નથી પરન્તુ ચામડાના તળીયા વાધરીવાળા પગના અગુઠા વિગેરેમાં ભરાવીને ધારણ કરી શકાય તે લેવાના છે। બીજા ભેદમાં ખલ્લકો શબ્દ મુકેલ છે। આ પણ પગને રક્ષણ કરનાર ખોળા જેવા ચર્મવિશેષને કહે છે. પરંતુ નહિ કે સામાન્ય જોડાને। ત્રીજા ભેદમાં વાધરી બતાવી જે તળિયા વિગેરે તુટેલા હોય તેને સાંધવાના કામમાં આવે છે। ચોથા ભેદમા કોશક બતાવેલ છે, કોશક એટલે અંગુઠા વિગેરેના નખ તુટ્યા હોય અથવા વાગ્યું હોય ત્યારે રુઝ લાવવાનો ખાતર ભરાવવાના કામમાં આવતી ઝોળી। પાંચમો ભેદ કૃત્તી બતાવવામાં આવેલ છે, કૃત્તિ એટલે પૃથ્વીકાયાદિકના બચાવની ખાતર ઉપયોગમાં લેવાતું ચર્મ।

# મથુરાકલ્પ

કર્તા-શ્રીમદ્ જિનપ્રભસૂરી

અનુ૦ મુનિ ન્યાયવિજયજી

## મથુરામાં વીરબિંબની સ્થાપના-

શત્રુંજયમાં[૬] ઋષભદેવજીને, ગિરનારમાં નેમિનાથજીને, ભરૂચમાં મુનિ સુવ્રત

---

સુપાર્શ્વનાથજી સાતમા તીર્થંકર છે, તેમનુ ચ્યવન જન્મ, દીક્ષા, અને કેવલ એ ચ્યારે કલ્યાણક ભદ્દેની (બનારસ)માં થયેલ છે. અને નિર્વાણુ સમ્મેતશિખરજીમાં થયું છે. તેમને થયે અસંખ્ય વર્ષો વ્યતીત થઇ ગયાં છે.

શ્રી પાર્શ્વનાથજી તેવીસમા તીર્થંકર છે. તેમનું ચ્યવન, જન્મ, દીક્ષા, અને કેવલ જ્ઞાન કાશી (વારાણુસી)માં થયેલ છે. તેમના પિતાનું નામ અશ્વસેન રાજા, માતાનું નામ વામાદેવી. ઇ. સ. પૂર્વ ૭૭૬માં તેઓ નિર્વાણુ પામ્યા છે.

**૬ શત્રુંજય તીર્થ**

કાઠિયાવાડમાં ભાવનગર સ્ટેટની નજીકમાં પાલીતાણા સ્ટેટ છે. ત્યાં જૈનોનું આ મહાન્ તીર્થ આવેલું છે. જેમાં પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવજી પૂર્વ નવાણુ વાર પધાર્યા હતા અને બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથજી સિવાયના તેવીસ તીર્થંકરો આ પવિત્ર ભૂમિ ઉપર આવ્યા છે, અને અનેક શ્રમણો, મહર્ષિઓ અહિં નિર્વાણ પામ્યા છે. આજે પણ જૈનોનુ આ મહાન તીર્થધામ છે. જેના ઉપર ચાર હજાર મદિરો છે. આ બધાં મંદિરોમાં ઋષભદેવજીનું મદિર મુખ્ય મનાય છે. પાલીતાણા B S Rનું સ્ટેશન છે અને ત્યાંથી બે માઇલ દુર આ પહાડ આવેલ છે. જેની વ્યવસ્થા હિદુસ્તાનના જૈનસંઘની મુખ્ય સંસ્થા આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે.

**૭ ગીરનાર તીર્થ.**

કાઠિયાવાડમા જુનાગઢસ્ટેટના મુખ્ય શહેર જુનાગઢથી ત્રણ માઇલ દુર આ પહાડ-તીર્થ આવેલું છે. જે પહાડ ઉપર બાવીશમા તિર્થંકર નેમિનાથજી કેવલજ્ઞાન અને નિર્વાણુ પામ્યા હતા. તેમજ બીજા પણ અનેક મુનિવરો અહી મોક્ષે ગયા છે. અહીં આજે પણ જૈનોનાં ગગનચુમ્બી ભવ્ય દેવાલયો વસેલાં છે. તેમાં નેમિનાથજીનું મંદિર મુખ્ય છે. આ સિવાય સંપ્રતિ રાજાનું વિમલમંત્રીનું વસ્તુપાલ તેજપાલનું અને કુમારપાલનાં મંદિરો પણ છે. આ તીર્થની વ્યવસ્થા હિંદુસ્તાનના જૈન સઘની મુખ્ય સંસ્થા આણંદજી કલ્યાણજીની પેઢીદ્વારા લખમીચંદ દેવચંદની પેઢી કરે છે.

**૮ ભરૂચ-ભૃગુકચ્છ.**

ગુજરાતના લાટ દેશની મુખ્ય નગરી છે. અહીં વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત

સ્વામિને, મોઢેરામાં[૯] શ્રી વીરજીનને, મથુરામાં સુપાર્શ્વનાથજી અને પાર્શ્વનાથજીને બે ઘડીમાં નમસ્કાર કરીને સોરઠમાં વિચરીને ગોપાલગિરિમાં જઇ જે અહાર કરે છે અને આમરાજાએ જેમના ચરણકમલની સેવા કરી છે તે બપ્પભટ્ટી[૧૦] સૂરિવરે વિક્રમ સંવત ૮૨૬ માં શ્રી વીર ભગવાનનું બિંબપ્રતિમાની સ્થાપના–પ્રતિષ્ઠા કરી છે.–હતી

## મથુરામાં બનેલા ભવ્ય પ્રસંગોનું સ્મરણ

અહીં વિશ્વભૂતિ નામે ભગવાન મહાવીર[૧૧]

---

સ્વામિના સમયથી અશ્વાવબોધ તીર્થ સ્થપાયું છે. તેમાં મુનિસુવ્રત સ્વામિ મૂળનાયકજી છે. કલિકાળ સર્વજ્ઞ આચાર્ય શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યજી મહારાજાના ઉપદેશથી ગુર્જરેશ્વર કુમારપાલ દેવના મંત્રીશ્વર બાહડમંત્રીએ અહીં સુંદર મંદિર બંધાવી જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આજે પણ મુનિસુપ્રત સ્વામિનું મંદિર ભરૂચમાં છે ભરૂચ B B C A I R નું સ્ટેશન છે. ત્યાં જૈનોની વસ્તી પણ સારી છે.

**૯ મોઢેરા તીર્થ**

ગુજરાતમાં આવેલા પાટણ શહેરથી નજીકમાં–પાટણ અને ચાણસ્માની વચમાં આ તીર્થ છે. ત્યાં બીટભંજન પાર્શ્વનાથ અત્યારે છે. આ પાર્શ્વનાથજીનું તીર્થ કહેવાય છે. ને તેની 'મોઢેરા પાર્શ્વનાથ' તરીકેની ખ્યાતિ છે. પરંતુ મૂલપ્રબધમાં મોઢેરામાં શ્રીવીરજીન લખ્યું છે તેનો અર્થ એ છે કે બાપભટ્ટીસૂરિજીએ શ્રી મહાવીરસ્વામિની સુંદર પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. જે અહીં પધરાવવામા આવી હતી. તેમજ બપ્પભટ્ટીસૂરિના ગુરૂ પણ અહીં જ સ્વર્ગે ગયા હતા, પ્રભાવકચરિત્રમાં ઉલ્લેખ મળે છે કે મોઢેરા ગામમાં શ્રી મહાવીરને વંદન કરવા બપ્પભટ્ટીસૂરિજીના ગુરૂજી ગયા છે. એટલે પ્રાચીન **વીરધાર્થ** હશે.

**૧૦ બપ્પભટ્ટીસુરિ અને આમરાજા**

**બપ્પ ભટ્ટીસુરિ** તેમનુ ગૃહસ્થાવસ્થાનું નામ **સુરપાલ** પિતાનુ નામ **બપ્પ**, માતાનુ નામ **ભટ્ટી** જન્મ સ્થાન પાંચાલદેશનુ ડુવાતિથી (ધાનેરા પાસેનું કુવા) ગામ હતું. તેમનો જન્મ વિક્રમસંવત્ ૮૦૦માં થયો હતો. ૮૦૭માં મોઢેરક ગચ્છના સિદ્ધસેનસૂરિ પાસે દીક્ષા લીધી, ૮૧૫માં ચૈત્ર વદી ૮મે આચાર્યપદ. તેમને સરસ્વની સિદ્ધ હતા આમરાજાને પ્રતિબોધી જૈનશાસનની ખુબ ખુબ પ્રભાવના કરી હતી. ગોપગિરિમાં ૧૦૧ હાથ ઉચું જીન મંદિર આચાર્યશ્રીના ઉપદેશથી રાજાએ બધાવ્યુ હતું. તેમણે આમરાજને, વર્દ્ધનકુંવરને ધર્મરાજને વાક્પતિરાજને પ્રતિબોધ્યા હતા.

**આમરાજા કનોજના** રાજા યશોવર્માના પુત્ર આમરાજા ગ્વાલીયર અને કનોજ આદિ દેશનો રાજા હતો, બપ્પભટ્ટી સૂરિનો પરમ મિત્ર હતો, ને તે જૈનધર્મનો મહાપ્રભાવક થયો છે અને જૈન ધર્મ સ્વકારી બપ્પભટ્ટી સૂરિજીના ઉપદેશથી અનેક ધર્મકાર્યો કર્યા છે તેમનું મૃત્યુ ૮૯૦ના ભાદરવા શુદિ ૫ શુક્રવારે ચિગાનજાતમાં થયું આ માટે વિશેષ જાણુવા ઇચ્છનારે પ્રભાવકચરિત્ર ચતુર્વિંશતિ પ્રબધ વિગેરે ગ્રંથો જોવા.

**૧૧ ભગવાન મહાવીર**

**ભગવાન મહાવીર** ઈ. સ. પૂર્વે **૫૨૬ માં નીર્વાણ પામ્યા** તેમનું જન્મસ્થાન ક્ષત્રિય કુંડનગર. પિતાનું નામ **સીદ્ધાર્થરાજા** માતાનું નામ **ક્ષત્રિશલાયાણી**, અને તેમનુ

દેવના જીવે અપરિમિત બળવાળા થવાનું નિયાણું કર્યું હતું.[૧૨]

અહીં યમુના[૧૩] નદીના કિનારે વંકયમુન રાજાથી હણાયેલા દંડ અણગારને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું હતું અને જેનો ઉત્સવ કરવા ઇન્દ્ર મહારાજ પધાર્યા હતા.

જીતશત્રુ નરેન્દ્રનો પુત્ર કાલવે[૧૪]

---

નામ વર્દ્ધમાનકુમાર ઇ સ. પૂર્વે ૫૯૮ મા તેમનો જન્મ. ઇ. સ. પૂર્વે ૫૬૮માં દીક્ષા. ઇ. સ. પૂર્વે ૫૫૬ માં જ્ઞાન અને ૫૨૬માં અપાપાપુરીમાં નિર્વાણ થયું.

**૧૨ વિશ્વભુતી**

ભગવાન મહાવીરના સત્યાવીશ ભવનો સોલમો ભવ વિશ્વ ભુતિ નામે થયેલ છે. તેમનું એક ક્રોડ વર્ષનું આયુષ્ય હતુ યુવરાજ અવસ્થાંમાં તેમણે સમ્ભૂતિ મુનિ પાસે દિક્ષા ગ્રહણ કરી. એક હજાર વર્ષ સુધી ઘોર તપ કર્યું. છેવટે તપસ્યાના પ્રતાપે શરીર દુર્બલ અને શુષ્ક થયું. એકવાર એક મહિનાના ઉપવાસ હતા અને તેને પારણે મથુગમા ગોચરી ગયા છે તે વખતે તેમને એક ગાયે નીચે પાડી નાખ્યા છે. આ જોઇ ત્યાં પરણવા માટે આવેલા વિશ્વભુતિના પિતરાઇ ભાઇ વિશાખાનંદિએ તેમની મશ્કરી કરી, જેથી વિશ્વભૂતિને ક્રોધ ચઢયો તેથી ગાયને શીંગડા પકડી ઉછાળી અને તે વખતે નિયાણુ બાધ્યું કે આ ઉગ્ર તપના બળે ભવાન્તરમાં હું મહાન્ બલશાળી થાઉં અનુક્રમે ત્યાથી કાળધર્મ પામી સત્તરમા ભવમાં મહાશુક્રમાં દેવ થયા, અને અઢરમા ભવે મહાન બળશાળી ત્રિપૃષ્ટવાસુદેવ થયા છે. એટલે વિશ્વભૂતિના ભવમાં નિયાણું મથુરામાં કર્યું હતું.

**૧૩ યમુનાવકરાજા**

મથુરામાં યમુન રાજા હતો. ત્યાં યમુનાવક્ર નામનું ઉદ્યાન હતુ; એકવાર રાજાએ યમુનાને કિનારે સૈન્યનો પડાવ–ઉતારો રાખ્યો હતો, તે વખતે ત્યાં ધ્યાનમગ્ન દંડ મુનિરાજને જોયા, મુનિરાજને જોતાં તેને ગુસ્સો આવ્યો અને મનિરાજનો તરવાથી (બીજોરાથી) ઘાત કર્યો. શુકલ ધ્યાન ધ્યાવતાં મુનિરાજને ત્યાં કેવલજ્ઞાન પ્રગટ થયુ, ઇંદ્રમહારાજે આવી કેવલ મહોત્સવ કર્યો રાજાએ આ જોઇ ઇંદ્રના ડરથી બચવા દીક્ષા લીધી,

આવશ્યક નિર્યુકિત પૃ ૬૬૭

**૧૪ કાલવેશિમૂનિ**

મથુરામાં જીતશત્રુ રાજાને કાલા નામની વેશ્યા પત્નીથી કાલવેશીકુમાર થયો. તેની બ્હેન મુગ્ગશેલ હતી અને જેને હતશત્રુરાજા સાથે પરણાવી હતી, કાલવેશી કુમારે યુવાવસ્થામાં દીક્ષા લીધી. વિહાર કરતાં કરતાં પોતાની બ્હેનની રાજધાનીમાં પહોંચી ગયા. તે વખતે કાલવેશીને હરસ–મસાનું ભયંકર દરદ થયેલું હતું. બ્હેને મુનિને ભિક્ષામાં દવા વ્હોરાવી મુનિએ દવાને અધિકરણ માની અનશન સ્વીકાર્યું. અહીંઆં આ વખતે પૂર્વ ભવના વૈરી વ્યંતર દેવે શીયાળનું રૂપ કરીને મુનિને ઘણા ઉપસર્ગો કર્યા મુનિરાજે મન વચન મન કાયાની એકાગ્રતાથી નિશ્ચલપણે તે ઉપસર્ગો શાન્તિથી સહન કર્યા.

( ઉત્તરાધ્યયન સૂત્ર અ૦ ૨ સૂ. ૩૩ નિર્યુકિતગાથા ૧૫૫ પૃ. ૧૨૦ )

# दिगम्बर शास्त्र कैसे बनें ?

## २ संघभेद

( गतांकसे चालु )

लेखकः-मुनि दर्शनविजयजी

आचार्यने समय पा कर उस वस्त्र का टुकडा बना कर सब साधुओं को बांट दिया ।

बस ? अब पुछना ही क्या था ? शिवभूतिजीके दिलमें साहसिकता उछल आई, उसे अपमान का ख्याल होने लगा । शिवभूतिने आचार्यसे पूछा ? मेरा रत्नकंबल क्यों फाडा ? आचार्यने फरमाया कि—वस्त्र संयमरक्षाके साधन मात्र हैं, उसमें मूर्छा होते ही परिग्रह -दोष माना जाता है, अपने को परिग्रह त्याज्य है । शिवभूतिने क्रुद्ध होकर सुनाया कि-यदि ऐसा ही है, तो में सर्वथा वस्त्रोंको ही छोड दुं ।

आचार्यने फरमाया कि—यह मार्ग अब उच्छिन्न है,[२३] जो दृढसंघयनवाला है, सर्वसह है, नौ पूर्वोसे अधिक ज्ञानी है, हाथ में डाले हुए पानी का एक-बून्द भी न गिरे यानी पानीकी शिखा उपर बढती रहे ऐसे लब्धिसंपन्न है वो मुनिजी नंगा रहना चाहे तो गुरुकी आज्ञा से नंगा

२३ यहां दिगम्बर लेखकोंकी यह दलील है कि-शिवभूतिने नया क्या किया? जो मार्ग विच्छेद हो गया था उसको फिर से प्रचलित किया, इसमें नाविन्यता क्या है ? । परन्तु इसका उत्तर तो बहुत सरल है—महावीरके पश्चात् तीर्थङ्कर पद विच्छेद हुआ, और जम्बूस्वामीसे केवलज्ञानादि दस वस्तु विच्छेद हुई, भद्रबाहु आदिसे पूर्वोका ज्ञान नष्ट हो गया । यह बात तो हमारे दिगम्बर मित्र भी स्वीकार करते है । अगर कोई नवीन मतप्रवर्तक यों कह दें कि—केवलज्ञानादि विच्छेद हुए हैं उनको मैं पुनः प्रवर्तित करता हुं, तो उसका कथन कोई स्वीकार कर सकता है ! कहना ही होगा कि नहीं ॥

रह सकता हैं। अलावा ऐसा करने से जिन आज्ञाका द्रोह होता है, जिन-शासन की निन्दा होती है। अतः श्री जम्बूस्वामीजी के वाद साधु को नंगा रहना निषिद्ध है। शरीर आहार पुस्तक वस्त्र पीछी पात्र कमण्डलु वगेरह चारित्रके उपकरण ( साधन ) हैं, उन में मूर्छा हो उठे तो वे सव अधिकरण ही हैं। एवं सर्वज्ञ तीर्थंकर की आज्ञा अपेक्षा प्रधान है।

जैसे एक गुस्सेवाज आदमी उसकी मनमानी मगर नुकसान करनेवाली चीज खाने की मना करने के कारण खुनसमें ही उपवास कर ले, वैसा ही शिवभूतिने किया।

आचार्यने सव कुछ कहा, मगर उसने माना ही नहीं। फलस्वरूप शिवभूतिने वस्त्र छोड दिया ओर वो नंगा बन गया।[२४]

( आवश्यक निर्युक्ति–वृत्ति, उत्तराध्ययन सूत्र–वृत्ति, विशेषावश्यक भाष्य टीका )

अव श्रमणी संघको नंगा रहनेका प्रश्न उठा। शिवभूतिने तुर्त ( फोरन ) इन्साफ दे दिया कि–जनाना कभी भी नंगी रह सकती नही हैं, अत एव उनको न

२४ विक्रम संवत् १०९में नंगे साधु निकल पडे। मगर ऐसा साहसिकतासे निकाला नवीन मत कहां तक चले ? शुरुमें ही "श्रमणीसंघ" खारिज हो गया। अव रहे तीन संघ। बादमें दिगम्बर आचार्य स्वामी वसन्तकीर्तिने मांडवगढमें विक्रम की तेरवी शताव्दीमें आम तोरसे वस्त्र धारण किया (षट् प्राभृत टीका)। माने, श्वेताम्वर पना स्वीकारा। अतः उन समय से ही दिगम्बर साधुपनका खात्मा हो गया। तत्पश्चात् तो दिगम्वर साधु संघकी "भवति विनिपातः शतमुखः" दशा हो गई ( दिगम्वर जैन ग्रन्थमालासे प्रकाशित भट्टारक मीमांसा ) )। शेष रहे दो संघ–१ श्रावकसंघ और २ श्राविकासंघ, एवं विना साधु ही गृहस्थोसे दिगम्वर शासन चला। एकान्तवादी मतकी ऐसी ही शोचनिय दशा होती है।

आज कल कई साधुओंने पुनः दिगम्बर मुनिसंघ वनाया है। मगर उनको शहरप्रवेशकी मना होती है, राजाओं की आज्ञा लेनी पडती है, पोलिसकी टयूरमें केदी–सा चलना पडता है। लोगो दिल्लगी करते हैं, जिनशासनकी निन्दा होती है।

अतः प्रत्यक्ष प्रमाण से भी सिद्ध है कि आचार्य कृष्णाचार्यने शिवभूति को जो उत्तर दिया था वो सचमूच ठीक है।

चारित्र है–न मोक्ष है। इस प्रकार श्रमणी संघ–साध्वी वर्ग को उडा दिया और श्रीसंघके साधु श्रावक व श्राविका एवं तीनों अंगोंको जोड कर "मूल संघ" की स्थापना की। [२५]

एक वात ठीक समजमें आती है कि—जो नयी समाज वनती है वो अपने को प्राचीन वताने के लिए वडी गहरी चेष्टा करती है. अपना नाम भी ऐसा ही झमकीला वना लेती है। देखिए—दयानन्द सरस्वतीके अनुयायीओंने अपना नाम रक्खा "आर्य समाज" माने और सव अनार्य हैं, वैसे ही देवसमाज ब्रह्मसमाज व सनातनी इत्यादि नाम रक्खे गये हैं। दिगम्बरोंने भी अपनी प्राचीनता जचाने को "संघ" शब्द से पहिले "मूल" शब्दकी उपाधि लगा दी। मगर क्या नकली चीजकी कृत्रिमता छुप सकती है ? हरगीज नहीं। अस्तु। [२६]

वस्त्र विना पात्रको कैसे समालना ? अतः शिवभूतिने पात्र रखना ही उडा दिया, इतना ही नहीं केवलिभगवान्‌का आहार–पानी उडा दिया, एवं तीर्थंकरोंका आहार–पानीके त्याग रूप अतिशय भी लिख मारा।

भगवान् महावीर स्वामीने दर्शन–ज्ञान–चारित्ररूप भावलिंगमें मोक्ष फरमाया, शिवभूतिने नंगेपनरूप द्रव्यलिंगमें मोक्ष वताया। भगवानने स्याद्वाद धर्म उपदेशा, इसिने एकान्त–आग्रह मत चलाया। [२७]

---

२५ दिगम्बर सम्प्रदायों के मूलसंघ काष्ठासंघ वगेरह नाम रक्खे गए हैं। उन में लगाये हुए "संघ" शब्द उनोंकी असली संघसे वहिष्कृतताके ओर हठात् संघ वनने की मनशाके सूचक है।

२६ पं० नथुराम प्रेमीजीका मत है कि–"मूलसंघ" नांव सातवीं आठवी शताब्दी पहिलेके कोइ लेखमें प्रतीत नहीं होता, माने वो नाम अर्वाचिन है॥

—ता० २१–१०–३० को लिखी हरिवंशपुराणकी प्रस्तावना।

२७ कतिपय दिगम्बराचार्योंने तो स्याद्वादकी रक्षानिमित्त वस्त्र धारण के भी विधान किये हैं—

संघो कोवि न तारइ कट्ठो मूलो तहेव निप्पिच्छो।
अप्पा तारइ अप्पा तम्हा अप्पाओ झायव्वो॥ श्रावकाचारे अमृतचन्द्रः॥
या मूर्छानामेयं विज्ञातव्यः परिग्रहो ह्येषः
**मोहोदयादुदीर्णो मूर्छा तु ममत्वपरिणामः॥ १॥ श्रा० अमृतचन्द्रः॥**

आजीवक मत त्रैराशिक मत व अवद्धिकमतके अनुयायी आज तक भिन्न भिन्न थें, वे सव इसमें शरिक हो गयें. ओर शिवभूति मुनिने भी उन्हींको अपनेमें मिला लिया।

विखरी हुइ छोटी छोटी जातियां सम्मिलित हो कर एक वनें तव ही चीरकाल पर्यन्त जींदी रह सकती हैं, उन मतोनें भी इस इलमको अपने जीवनमें उतार दिया।

आजीवकमतदर्शक वौद्धप्रमाणो, हलायुधकृत अभिधान रत्नमाला

---

सम्यक्त्वज्ञानशीलानि तपश्चेतीह सिद्धये
तेषामुपग्रहार्थाय स्मृतं चीवरधारणम् ॥ १ ॥ वा० उमास्वातिः ।
यदौत्सर्गिकमन्यद्वा लिङ्गमुक्तं जिनैः स्त्रियाः
पुंवत्तदिष्यते मृत्यु—काले स्वल्प कृतोपधेः । श्रावकाचारे, आशाधरः ॥
दुविहो जिणेहिं कहिओ जिणकप्पो तहय थविरकप्पो य
सो जिणकप्पो कहिओ उत्तम संहणणधारिस्स ॥ १ ॥ भावसंग्रह ॥

मोक्षाय धर्मसिद्ध्यर्थं शरीरं धार्यते यथा ।
शरीरधारणार्थं च भैक्षग्रहणमिष्यते ॥ १ ॥
तथैवोपग्रहार्थाय पात्रचीवरमिष्यते ।
जिनैरुपग्रहः साधोरिष्यते न परिग्रहः ॥ २ ॥ वा० अश्वसेनः ।
भावे समणो य धीरो, जुवइजण वेढिओ विसुद्धमई ।
णामेण सिवकुमारो, परित्तसंसारिओ जाओ ॥ १ ॥
भावेण होइ णग्गो, बहिरलिंगेण किं च नग्गेण ।
कम्मपयडीयनियरं, णासइ भावेण ण—दव्वेण ॥ २ ॥

॥ प्राभृते कुंदकुंदः ॥

पिच्छे ण हु सम्मत्तं करगहिए चमर मोर डंवरओ ॥
समभावे जिणदिट्ठं, रागाइदोसचत्तेण ॥ १ ॥ ढाढसीगाथा २८ ॥
लिंगं देहाश्रितं दृष्टं, देह एवात्मनो भवः ॥
न मुच्यन्ते भवात्तस्मात्, ते ये लिंगकृताग्रहाः ॥१॥ समाधितंत्रे, पूज्यपादः॥
स्त्रीचारित्र—स्त्रीमुक्तिके भी प्रमाण मिलते हैं जिनोंको हम आगे लिखेंगे ॥
इसके उपरांत नीम्न लिखित पाठो भी दिगम्वर शास्त्रोंमें उपलब्ध है—

( रचना सन् ९५० इस्वी ), विरंचिपुरमें उत्कीर्ण १३वी शताब्दी का शिलालेख, तामिल साहित्य, तामिल शब्दकोषो, सूत्रकृतांग टीका, दृष्टिवाद अंगका दूसरा सुत्त विभाग के २२ सूत्रोंका वर्णन, और दिगम्बर ग्रन्थ प्रशस्ति[२८] अपने को हठात् मनाते हैं कि—आजीवक त्रिराशिक और दिगम्बर ये सभी एक अर्थके सूचक हैं।[२९]

( जैन साहित्य संशोधक वर्ष ३, पुण्याश्रव कथाकोष, नन्दीसूत्र समवायांग सूत्र )

उन्होंने एक हो कर "मूलसंघ" की वृद्धिमें जोशिले प्रयत्न किये थें।

शिवभूतिको दो शिष्य थे, १-कुंदकुंद, २ कोट्टवीर। उन दोनोंसे

१ मूलाचार परि० १० गाथा १८ में अचेल—कल्पका स्वतंत्र विधान है ? यदि साधुके पांचवे महाव्रतमें वस्त्रोंका निषेध होता तो अचेलकता को भिन्नआचारमें क्यों बताना पडा ?।

यह विधान पाठ आवश्यकनिर्युक्ति गा० १२४६ का अनुकरण मात्र है ॥

२ मूलाचार परिच्छेद १ गाथा १४ में ज्ञानोपधि संयमोपधि और तपउपधि रखने का फरमान है ॥

परिच्छेद ३, गा० ७–११४, प०Xगा० १३८, प० १०, गा० २५–४५ में भी साधुओं की उपधिका जिक्र पाया जाता हैं ॥

३ राजवार्तिक (तत्वार्थ टीका) में " विशेष युक्तोपकरणकांक्षी भिक्षु रुपकरण —बकुशः " पाठसे साधुके उपकरण होना बताया है ॥

४ ज्ञानार्णवमें शय्या—आसन वगेरह मुनियोंके उपकरणकी प्रतिलेखना फरमाई है।

५ तत्वार्थ सूत्र की श्रुतसागरी—टीकामें " कम्वलादिकं गृहित्वा न प्रक्षालंते " इत्यादि वस्त्रों के पाठ हैं। इसके अलावा भगवती आराधनामें भी वो ही कथन है।

६ परमात्मप्रकाश टीकामें लिखा हे कि—" अन्न—पान—संयम शौचज्ञानोपकरण —तृणमय प्रावरणादिकं किमपि गृहणंति, तथापि ममत्वं न करोति ॥

७ दि० आचार्य अमितगति फरमाते हैं ॥

वस्त्र पात्राश्रयादिन्य—पराण्यपि यथोचितं। दातव्यानि विधानेन, रत्नत्रितयवृद्धये ॥

२८ कुन्दकुन्दान्वये ख्याते ख्यातो देशिगणाग्रणीः ॥
बभूव संघाधिपः श्रीमान् पद्मनन्दी त्रि—राशिकः ॥ ४ ॥

२९ प्रोफेसर हीरालालजी दिगम्बर जैन का मत है कि—दिगम्बर और श्वेता-

# તેરમા સૈકાની એક જિનમૂર્તિના પબાસન ઉપરનો લેખ.

લેખકઃ—સારાભાઇ મણિલાલ નવાબ.

[ આર્કિયોલોજીકલ ડીપાર્ટમેન્ટ વડોદરા રાજ્ય. ]

ઈ. સ. ૧૯૩૫ના ફેબ્રુઆરી માસમાં વડોદરા રાજ્યના પ્રાચીન શોધખોળ ખાતાના મુખ્ય અધિકારી ડો. હીરાનંદ શાસ્ત્રી કે જેઓના હાથ નીચે થોડા સમયથી પ્રાચીન શિલાલેખોની લિપિઓ વગેરે ઉકેલવાનો હું અભ્યાસ કરી રહ્યો છું તેઓ પાટણ શહેરની મુલાકાતે ગયા હતા તે વખતે હાલના પાટણ શહેરની નજીકમાંજ આવેલા પ્રાચીન અણહિલપુર પાટણના ખંડિએરો તરફ જતાં આ પબાસન રસ્તામાં રખડતું તેઓના જોવામાં આવ્યું હતું. આ આખુંએ પબાસન સફેદ આરસપહાણનું છે, તેની લંબાઇ ૨૩ ઇંચ તથા પહોળાઇ ૫ ઇંચની છે પબાસન બે વિભાગમાં વહેંચાએલું છે. તેના ઉપરના વિભાગમાં સાત આકૃતિઓ કોરી કાઢેલી છે અને સાત આકૃતિઓની નીચેના વિભાગમાં આ પબાસન તથા તેના ઉપરની નાશ પામેલી બારમા તીર્થંકર શ્રીવાસુપુજ્યની પ્રતિમા ( જેનો ઉલ્લેખ નીચેના વિભાગના લેખમાં કરેલો છે ) બનાવરાવનારા તથા તેની પ્રતિષ્ઠા કરાવનારનો એક લેખ કોતરેલો છે. આ લેખ ત્રણ હારમાં કોતરાએલો છે. તેની પહેલી હારમાં ૩૩, બીજી હારમાં ૩૪ અને ત્રીજી હારમાં ૨૭ અક્ષરો છે. જિનમંદિરોની વિશેષતા તથા જૈનોની વસ્તીનો દિનપરદિન થતો હ્રાસ અને તે પ્રત્યેની બેદરકારીના લીધે આવા તો કેટલાએ લેખોનો નાશ થયો હશે અને થઇ રહ્યો છે. પ્રસ્તુત લેખને આ પ્રમાણે રખડતો જોઇને ડો હીરાનન્દ શાસ્ત્રીએ પોતાની ઓફીસના માણસ મારફતે તે લેવરાવીને વડોદરા સરકારના શોધખોળ ખાતાની ઓફીસમાં લાવીને મુકાવ્યો, અને તે હાલમાં ઓફીસમાંજ છે જેના ઉપરથી આ લેખ મેં તૈયાર કર્યો છે. લેખની ભાષા સંસ્કૃત છે અને તે જૈન દેવનાગરી લિપિમાં કોતરેલા છે.

લેખની અંદર જણાવ્યા પ્રમાણે બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્ય સ્વામીની મૂર્તિની નીચેનું આ પબાસન છે. તેના ઉપરની તીર્થંકરની મૂર્તિ નાશ પામેલી છે. જૈનો ચોવીસ તીર્થંકરોને માને છે, અને તે દરેક તીર્થંકરોની મૂર્તિઓની ઓળખવા માટે તેની પલાંઠી નીચેની બેઠકમાં એકેક ચિન્હ કોતરેલું હોય છે. દરેકના ચિન્હો જુદાંજુદાં છે. બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્ય સ્વામીને ઓળખવાનું ચિન્હ મહિષ—પાડો છે. જેવી રીતે દરેક તીર્થંકરને ઓળખવા માટે એકેક ચિન્હ હોય છે તેવીજ રીતે દરેક તીર્થંકરના પબાસનની જમણી બાજુએ એકેક યક્ષ અને ડાબી બાજુએ એકેક યક્ષિણી હોય છે, તે પ્રત્યેકના જુદાં જુદાં નામો, સ્વરુપો વગેરે જૈન મૂર્તિવિધાન શાસ્ત્રના ગ્રંથોમાં વર્ણવવામાં આવેલાં છે.

પ્રસ્તુત પબાસનના ઉપરના ભાગની સાત આકૃતિઓમાં પણ જમણી બાજુએ એક યક્ષ તથા ડાબી બાજુએ એક યક્ષિણી કોતરેલી છે. જૈન મૂર્ત્તિવિધાનશાસ્ત્રના વર્ણન પ્રમાણે બારમા તીર્થંકરના યક્ષનું નામ સુરકુમાર છે અને યક્ષિણીનું નામ ચંડા છે. પબાસનમાં ૧. આકૃતિ સુરકુમાર યક્ષની છે. બીજી આકૃતિ સિંહની છે. ૩ આકૃતિ એક હાથીની છે. ૪ આકૃતિ એક દેવની છે. ૫ આકૃતિ હાથીની છે. ૬ આકૃતિ સિંહની છે. અને ૭ આકૃતિ ચંડા યક્ષિણીની છે,

**આકૃતિ ૧ : સુરકુમાર યક્ષ:—**

સુરકુમાર યક્ષની આકૃતિ બરાબર સચવાએલી છે. તે ભદ્રાસનની બેઠકે બેઠેલો છે. અત્રે તેના વાહનની રજુઆત શિલ્પીએ કોઈપણ જાતની કરી નથી, તેના હાથ ચાર છે. તે પૈકી ઉપરના જમણા હાથમાં બાણ છે તથા ડાબા હાથમાં ધનુષ છે, વળી નીચેના જમણા હાથમાં માતુલિંગ–બીજોરૂં છે તથા ડાબા હાથમાં કાંઇ સ્પષ્ટ જણાતું નથી 'નિર્વાણકલિકા' ના મત પ્રમાણે તે હાથમાં નકુલ હોવો જોઇએ.

નિર્વાણકલિકાના મત પ્રમાણે:– તેનો વર્ણ શ્વેત, હંસવાહના ચાર ભુજા, ઉપરના જમણા હાથમાં બાણ તથા ડાબા હાથમાં ધનુષ અને નીચેના હાથમાં બીજોરૂં અને ડાબા હાથમાં નકુલ હોવો હોવો જોઇએ[1]

**આકૃતિ ૨. સિંહ:–**

સિંહની આકૃતિના મુખનો ભાગ તુટેલો છે, સિંહનું પુછડું તેની પીઠના ઉપરના ભાગમાં વળેલું છે, દરેક જિનમૂર્તિના પબાસનમાં આવા જ પ્રકારની સિંહની આકૃતિ મળી આવે છે. આ સિંહની આકૃતિ મૂકવાનો ઉદ્દેશ મને લાગે છે કે તીર્થંકરો પુરુષોને વિષે સિંહ સમાન છે અને કર્મ રૂપી હરણોને હઠાવવામાં બલવાન સિંહ જેવા હોવાથી તે દર્શાવવાનો ઉદ્દેશ શિલ્પીનો હોય એમ લાગે છે અને ઇંદ્ર પણ શક્રસ્તવ વડે પ્રભુની સ્તુતિ કરતાં **पुरुषसीहाणं** શબ્દ વડે તેઓને સંબોધે છે.

**આકૃતિ ૩. હાથી:–**

સિંહની માફક હાથીના આગળના બે પગ અને એક પાછળનો કુલ મળીને ત્રણ પગ સિવાયનો બાકીનો બધો શરીરનો ભાગ તુટેલો છે, સિંહની માફક હાથીની આકૃતિ પણ દરેક પબાસનમાં જિનમૂર્તિની નીચે જોવામાં આવે છે હાથીની આકૃતિ મૂકવાનો ઉદ્દેશ મને લાગે છે કે તીર્થંકરો પુરુષોને વિષે ઉત્તમ ગંધ હસ્તી જેવા છે તે દર્શાવવાનો શિલ્પીનો આશય હોવાથી હાથીની આકૃતિ મુકવામાં આવતી હશે અને ઇંદ્ર પણ શક્રસ્તવમાં સ્તુતિ કરતાં **पुरुषवरगंधहत्थीणं** શબ્દ વડે તેઓશ્રીને સંબોધે છે.

---

[1] कुमारयक्षं श्वेतवर्णं हंसवाहनं चतुर्भुजं मातुलिङ्गबाणान्वित दक्षिण पाणिं नकुलधनुर्युक्तवामपाणिं चेति ।

**આકૃતિ ૪. દેવીઃ–**

આ આકૃતિ કઈ દેવીની છે તે બરાબર સમજાતી નથી. દેવીને ચાર હાથ છે તે પૈકીના ઉપરના જમણા હાથમાં વીણા જેવું કાંઇક છે ડાબો હાથ તુટી ગયેલો છે નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ છે જ્યારે ડાબા હાથમાં કમંડલુ જેવું કંઇક છે તેના હાથના આયુધોની રજુઆત ઉપરથી તો કદાચ આ દેવી સરસ્વતી હોય તેમ માનવાને અવકાશ કરે છે.

**આકૃતિ ૫. હાથીઃ–**

આ આકૃતિનો પણ આકૃતિ નં. ૩ ની માફક ત્રણ પગ શિવાયનો શરીરનો સઘળો ભાગ નાશ પામેલો છે.

**આકૃતિ ૬. સિંહઃ–**

આ આકૃતિનો પણ આકૃતિ નં. ૨ ની માફક મુખનો અને વળી શરીરનો ભાગ કાંઇક વધારે પ્રમાણમાં તુટી ગએલો છે.

**આકૃતિ ૭. ચંડા યક્ષિણીઃ–**

યક્ષિણીની આકૃતિ બરાબર સચવાએલી નથી, તેણી ભદ્રાસનની બેઠકે બેઠેલી છે, યક્ષની માફક આ આકૃતિમાં પણ કોઇ પણ જાતના વાહનની રજુઆત શિલ્પીએ કરી દેખાતી નથી, દેવીના મુખનો ભાગ નાશ પામ્યો છે, પરંતુ સ્તનયુગલ ની રજુઆત ઉપરથી આ આકૃતિ સ્રીની જ છે તેમ ખાત્રી થાય છે. તેણીને ચાર હાથ છે, ઉપરના જમણા હાથમાં શક્તિ અને ડાબા હાથમાં ગદા છે તથા નીચેનો જમણો હાથ વરદમુદ્રાએ છે અને ડાબા હાથમાં પુષ્પ છે. આ યક્ષિણીનું વર્ણન નિર્વાણ કલિકામાં નીચે પ્રમાણે મળી આવે છે.

ચંડા યક્ષિણીનો વર્ણ શ્યામ, અશ્વવાહન, ચાર ભુજા, જમણા બે હાથમાં વરદ અને શક્તિ છે તથા ડાબા બે હાથમાં ગદા અને પુષ્પ છે.

પબાસનની નીચેના વિભાગમાં જે લેખ કોતરેલો છે તેની વચ્ચેનો ધર્મ ચક્રનો ભાગ નાશ પામ્યો છે.

લેખની અક્ષરશઃ નકલ નીચે પ્રમાણે છેઃ—

પ્રથમ પંક્તિ—

वि. सं. १२९८ वर्षे माघ सुदि १० सोमे पितृ ठ. आसपाल मातृ ठ पथमी देवि श्रेयो–

બીજી પંક્તિ—

२ र्थं पुत्र ठः वयरसी (सीं)हेन पुत्र धणसी (सीं) ह पेथडादि सहितेन श्रीवास (सु) पूज्य प्रतिमा कारि–

ત્રીજી પંક્તિ—

३ ता। प्रतिष्ठिता। श्री सूरिभिः॥ ह ठ॥ ठ॥ मंगलंमहाश्रीः॥ ठ॥ ठ॥ शुभं भवतु॥ ठ॥ ठ॥ ठ॥

ભાવાર્થઃ–વિ. સં. ૧૨૯૮ (ઇ. સ. ૧૨૪૧) ના માહ સુદિ ૧૦ સોમવારના દિવસે પિતા ઠક્કુર આસપાલ તથા માતા ઠ. પથમિદેવીના કલ્યાણપુણ્ય નિમિતે (તેઓના) પુત્ર ઠ. વયરસીંહે (પોતાના) પુત્ર ધણસીંહ તથા પેથડ વગેરે પરિવાર સહિત (બારમા તીર્થંકર) શ્રીવાસુ પૂજ્ય સ્વામીની પ્રતિમા કરાવી અને

२ चाण्डदेवी श्यामवर्णां अश्वारूढां चतुर्भुजां वरदशक्तियुक्त दक्षिणकरां पुष्पगदायुक्त वामपाणि चेति ।

આચાર્ય પાસે (તેની) પ્રતિષ્ઠા કરાવી તે કાર્ય મહા મંગલકારી અને શુભને માટે થાઓ.

આ આખીયે પ્રશસ્તિમાં પેથડનું નામ જે આવે છે તે કયો પેથડ હોવો જોઇએ તે આપણે શોધી કાઢવું જોઇએ પ્રસ્તુત લેખમાં પેથડ મુખ્ય વ્યક્તિ નથી પરંતુ તે ગૌણ વ્યક્તિ તરીકે છે છતાં આ પબાસન વિ. સં. ૧૨૯૮ નું છે અને તે સમયમાં પેથડ નામની ભિન્ન ભિન્ન નામાંકિત વ્યક્તિઓ થઇ ગએલી હોવાથી તે સંબધી ઉહાપોહ કરવો અત્રે વાસ્તવિક છે.

આ અરસામાં પેથડ નામની ત્રણ પ્રસિદ્ધ વ્યક્તિઓ થએલી જાણવામાં આવી છે.

## ૧. પેથડ

મહામાત્ય વસ્તુપાલના મોટાભાઇ મલ્લદેવ કે જે યુવાન વયમાંજ મૃત્યુ પામ્યો હતો તેને બે પત્ની નામે લીલાદેવી અને પ્રતાપદેવી નામની હતી. તે પૈકી લીલાદેવીથી પૂર્ણસિંહ નામનો પુત્ર થયો હતો. પૂર્ણસિંહને અલ્હણદેવીથી પેથડ નામનો પુત્ર પછી થયો હતો કે જે આબુ ઉપરના દેલવાડાના જિનમંદિરની પ્રતિષ્ઠા સમયે વિદ્યમાન હતો. દેલવાડાના મંદિરની પ્રતિષ્ઠાનો સમય વિ. સં. ૧૨૮૭ થી વિ સં. ૧૨૯૩ નો છે, અને આ પબાસનના લેખનો સંવત ૧૨૯૮ છે એટલે કે સમકાલીન છે, પરંતુ આ પેથડનો સંબધ આપણા આ લેખ સાથે કોઇ પણ રીતે મળતો આવતો નથી કારણ કે લેખમાં ઉલ્લેખેલ પેથડના પિતાનું નામ વયરસીંહ તથા માતાનું નામ પથમી દેવિ છે જ્યારે મહામાત્ય વસ્તુપાલના વંશજ પેથડના પિતાનું નામ પૂર્ણસિંહ અને માતાનું નામ અલ્હણદેવિ છે.

## ૨. પેથડ

સંડેરકપુરમાં પોતાના ધનવડે પોતાની કુલદેવતા અને વીરસેશ નામના ક્ષેત્રપાલથી સેવાએલ અથવા રક્ષિત મોટું ચૈત્ય કરાવ્યું હતું, સંડેરકપુર (હાલનુ સંડેર) પાટણની બહુજ નજીકમાં છે, પરંતુ આ પેથડના પિતાનુ નામ ચંડસિંહ હતું જ્યારે પ્રસ્તુત લેખમાં ઉલ્લેખેલ પેથડના પિતાનું નામ વયરસીંહ ઉલ્લેખેલ છે. વળી આ પેથડને છ નાનાભાઇ હતા. ૧. નરસિંહ ૨ રત્નસિંહ ૩. ચોથમલ ૪. મુંજાલ ૫. વિક્રમસિંહ અને ૬ ધર્મણ નામના હતા.[૩] જ્યારે લેખમાં ઉલ્લેખેલ પેથડના ભાઇનું નામ ધણસીંહ હતું તેથી આ પેથડનો પણ કાંઇ સંબધ લેખમાં ઉલ્લેખેલ પેથડ સાથે હોય એવું લાગતું નથી.

## ૩. પેથડ

સં. ૧૩૨૦ ની આસપાસમાં ઇતિહાસ પ્રસિદ્ધ માંડવગઢના વતની પેથડકુમારે ભિન્ન ભિન્ન ૮૦ જિનમંદિરો બંધાવ્યાં હતાં. પરંતુ આ પેથડના પિતાનું નામ દેદ હતું તેથી લેખમાં ઉલ્લેખેલ પેથડ આ ત્રણે પેથડ કરતાં જુદીજ વ્યક્તિ છે.

---

૩ 'એક ઐતિહાસીક જૈન પ્રશસ્તિ' પુરાતત્ત્વ વર્ષ ૧ પા. ૬૮.

આવતા અંકનો

# રસથાળ

-દિગમ્બરોની ઉત્પત્તિ

આ૦ સાગરાનંદસૂરીશ્વરજી

આગમનું સંદોહન અને અકાટ્ય ઐતિહાસિક સિદ્ધાંતો.

-સંતબાલની વિચારણા

આ૦ વિજયલબ્ધિસૂરીશ્વરજી

લોંકાશાહના અસલી સ્વરૂપને આળેખતો બોલતો જવાબ.

-સ્થંભન પાર્શ્વનાથ

ઉ૦ પદ્મવિજયજી ગણી

ભગવાન્ પાર્શ્વનાથની પ્રતિમાનો ક્રમિક ઈતિહાસ.

-સમીક્ષાભ્રમાવિષ્કરણ

ઉ૦ લાવણ્યવિજયજી ગણિ

દિ૦ પં૦ અજીતપ્રસાદ શાસ્ત્રીના તરંગી વિચારોનો સતર્ક પ્રત્યુત્તર.

-દિગમ્બર શાસ્ત્ર કૈસે બને ?

-જિન-મંદિર

મુનિ દર્શનવિજય

-મથુરા કલ્પ

મુનિ ન્યાયવિજય

મથુરાના ઇતિહાસમાં દીપતા જ્યોતિર્ધરોનો ટુંકો પરિચય.

શ્રીમાન્ સંતબાલજી સે કુછ પ્રશ્ન

મુનિ જ્ઞાનસુંદરજી

લોંકાગચ્છ અને સ્થાનકમાર્ગીમતના ભેદો તથા લોંકાગચ્છ સમ્મત મૂર્તિપૂજાનાં પ્રમાણો.

---

ગતાંકમાં સૂચવેલ કેટલાક લેખો અહીં સ્થાનાભાવે લઇ શક્યા નથી. સાગરનો અંક મેળવવા માટે "વાંચકોને" વાળી સૂચના વાંચો.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ

પ્રકાશક
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશીંગભાઈની વાડી, ઘીકાંટા
અમદાવાદ.
( ગુજરાત )



## એક અભિપ્રાય

“ જૈનદર્શન બહુજ ઉંચી કોટીનું દર્શન છે. આનાં મુખ્ય-તત્ત્વો વિજ્ઞાન–શાસ્ત્ર (Science) ના આધાર ઉપર રચાએલાં છે આ મારું કેવળ અનુમાન જ નથી પણ મારો સંપૂર્ણ અનુ-ભવ પણ છે. જેમ જેમ પદાર્થ-વિજ્ઞાન આગળ પ્રગતિ સાધતું જાય છે તેમ તેમ જૈનધર્મના સિદ્ધાન્તો પણ સિદ્ધ થતા જાય છે ”

—સ્વર્ગસ્થ
ડૉ. એલ. પી. ટેસીટોરી
(ઇટલી)



વાર્ષિક લવાજમ રૂ. ૨
સ્થાનિક રૂ. ૧ાા

# વિષય–દર્શન



## —: પદસ્થ મુનિરાજોને વિજ્ઞપ્તિ :—

¶ આપને આ માસિક, કોઇપણ પ્રકારનુ લવાજમ લીધા સિવાય, મોકલવામા આવે છે તો આશા છે કે આપ આપના વિહાર દરમ્યાન, આ માસિકના ગ્રાહકો વધે અને જનતા વધુ પ્રમાણમા સાહિત્યનો રસ લેતી થાય તેવો ઉપદેશ આપશો

¶ વિહારના કારણે આપનુ સરનામું બદલાયાના સમાચાર દર સુદી બીજ પહેલા અમને જણાવતા રહેશો. જેથી પેપર ગેરવલ્લે ન જતાં આપને વખતસર મળી જાય.

¶ કોઇ પણ પદસ્થ મુનિરાજને સરત ચૂકથી, અથવા એવા કોઇ કારણે, માસિક ન મળતુ હોય તો તેમણે અમને જણાવવા કૃપા કરવી.

## ગ્રાહકોને—

¶ આપને માસિકનો અંક, મોડામા મોડો દર મહીનાની સુદી અગીયારસ સુધીમાં ન મળે તો તે સમાચાર સમિતિની ઓફીસે લખી જણાવશો.

¶ આપના મિત્રો અને સંબંધીઓમા માસિકનો પ્રચાર વધારવા પ્રયત્ન કરશો.

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसंमइयं
पत्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसयं ॥ २ ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ


પુસ્તક ૧ | અંક ૫


अण्णाणग्गहदासगत्थमइणा कुव्वंति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगयं दाउं विसिट्ठोत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसए चे मेऽहिलासा तया
वाइज्जा प्पवरं पसिद्धजईणं सच्चप्पयासंमुदा ॥ १ ॥


વિક્રમ સંવત ૧૯૯૨ | વીર સંવત ૨૪૬૨ | સને ૧૯૩૫
માગશીર્ષ શુક્લા પંચમી


## 卐 | श्री सेरीसापार्श्वनाथाष्टकम् | 卐

कर्ता–उपाध्याय पद्मविजय गणी

( शिखरिणी वृत्तम् )

स्मृतेर्नाम्नो यस्य प्रभवति महासिद्धिरखिला,
प्रभावाढ्या मूर्त्तिः प्रशमविशदास्तिक्यफलदा ।
सदाच्य‍र्या देवेन्द्रैर्नरपतिभिरानन्दनिवहैः,
स्तुवे श्रीसेरीसापतिमहमनन्तार्थकलितम् ॥ १ ॥

( पञ्चचामर वृत्तम् )

वरेण्यलक्षणाञ्चितेष्टवाग्गुणालिभूषितं,
विशुद्धबोधमालिनं प्रशस्तवर्णभासुरम् ।
भवाब्धिपारदायिनं परोपलक्ष्यभावनं,
भजामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ २ ॥

गुणालयक्रमात्तदर्शनादिमुक्तिसाधनं,
सुदृष्टिभावभावितं सुनिश्चितार्थदेशकम् ।
समीष्टदानकल्पपादपं मनोमलापहं,
भजामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ ३ ॥
सदष्टप्रातिहार्यशोभितातिशायिसद्गुणं,
समस्तविघ्नवारकं सुसम्पदालिधारकम् ।
दयासुधर्मदानवीरसात्त्विकप्रमोददं,
भजामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ ४ ॥
समानसं समानमिज्यपाददिव्यदर्शनं,
विशिष्टभावनाबलाप्ततीर्थकृत्त्वसंपदम् ।
चरित्रसाद्यनन्तभंगसिद्धिसौधसंगतं,
भमामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ ५ ॥
विवर्णवर्यमध्यमोरुवैखरीवचोगतं,
वीदेहजीवनं परात्मभावसंपदं गतम् ।
विपत्तिदानवीरमोहवार्धिमग्नतारकं,
भजामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ ६ ॥
विनष्टदोषसंततिं चिताष्टकर्मशोधकं,
जगत्स्वरूपभासकं समोपसर्गवारकम् ।
विनाथनाथलोकबन्धुदेशनोपकारकं,
भजामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ ७ ॥
अहं तवास्मि किङ्करो मम त्वमेकनायकः,
न भास्करादृते यमीश ! वारिजौघबोधनम् ।
यथा तथा त्वयान्तरा ममाऽपि निर्वृतिः कथं ?
भजामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ ८ ॥
जगद्गुरौ विलोकिते त्वयि प्रमोददायके,
चलं मनः स्थिरं भवेत्किमत्र संशयास्पदम् ।
स्वभावसिद्धिलाभदो भवेशपार्श्व ! सर्वदा,
भजामि पार्श्वनाथमिष्टदायिनं तमन्वहम् ॥ ९ ॥

( शार्दूलविक्रीडित वृत्तम् )

॥ प्रशस्तिश्लोकद्वयम् ॥

इत्थं गीतगुणावलिर्विजयते सेरीसकस्थप्रभुः,
स्तोत्रं मंगलसिद्धिवृद्धिकरणं भव्याः पठन्तु प्रगे ।
पूज्यश्रीगुरुनेमिसूरिचरणाम्भोजानुभावाद्वरे,
धोलेराभिधबंदरे प्रविदिते प्राचीनतासुंदरे ॥ १ ॥
नन्दद्वीपनिधीन्दुमानप्रमिते संवत्सरे वैक्रमे,
धन्ये पावनमार्गशीर्षप्रथमाहन्येकभक्त्या मया ।
विज्ञप्त्या विजयोत्तरस्य शमिनोऽर्हद्भक्तवाचस्पतेः,
ध्येयार्हत्पदपद्मपद्मगणिना पार्श्वाष्टकं निर्मितम् ॥ २ ॥

( युग्मम् )

# દિગંબરોની ઉત્પત્તિ

લે. આચાર્ય મહારાજ શ્રીમત્ સાગરાનંદસૂરિજી મહારાજ.

( ગતાંકથી ચાલુ )

## જિનકલ્પ એ એક અઘોર પરાક્રમવાળો કલ્પ છે. નાગા સાધુઓની મર્યાદા સાથે તેનો કંઈ સંબંધ નથી—

જો કે વર્તમાનમાં કેટલાક દિગંબરો તથા અણુસમજુ કેટલાક શ્વેતાંબરો પણ અણુસમજથી એમ બોલવા તૈયાર થાય છે કે દિગંબર મુનિઓના આચાર તે જિનકલ્પ, અને શ્વેતાંબર મુનિઓના આચાર તે સ્થવિરકલ્પ પણ તેવું બોલનારાને જિનકલ્પના આચારની અંશે પણ ખબર હોતી નથી, કેમકે પ્રથમ તો જિનકલ્પવાળા સાધુઓ વજ્રઋષભનારાચ સંઘયણવાળાજ હોય અને તે વજ્રઋષભનારાચ સંઘયણ તો ચૌદ પૂર્વના વિચ્છેદની સાથે વિચ્છેદ થઇ ગએલું છે. વળી જિનકલ્પીઓ આહારની અશુદ્ધિ હોય તો છ છ માસ સુધીના ઉપવાસ કરવાવાળા હોય છે, એટલું જ નહિ પણ જો સ્થંડિલ ભૂમ ગયા હોય અને જો સ્થંડિલ શુદ્ધ ન મળે તો છ મહિના સુધી પણ સ્થંડિલના વેગને રોકી શકે. વળી તે જિનકલ્પી સાધુઓ ગમે તેવો મરણાંત રોગ હોય તોપણ દવા કરાવે જ નહિ. જિનકલ્પી સાધુ સભામાં વ્યાખ્યાન આપે નહિ, અને કોઇને પણ દીક્ષા આપે નહિ જિનકલ્પી સાધુઓને વિહાર કરતાં જે જગ્યોપર ચોથો પહોર બેસી જાય તે જગોપર ચાહે તો તે કાંટામાં હોય કે કાંકરામાં હોય, પણ કાઉસ્સગ્ગ કરી દે, અને બીજા દિવસના બાર વાગ્યા સુધી, ત્યાંથી એક ડગલું પણ ચાલે નહિ. આ બધી જિનકલ્પની સ્થિતિ જો સમજવામાં આવે તો નિરાગ્રહી મનુષ્ય સ્વપ્ને પણ નાગા સાધુઓને જિનકલ્પી ગણવાનો વિચાર કરે નહિ.

## દિંગબરોએ ગોચરી વખતે કરેલ વસ્ત્રનો સ્વીકાર—

જો કે દિગંબરના નાગા સાધુઓએ, ઉત્પત્તિ વખતે, વસ્ત્રના સર્વ ત્યાગ ઉપર જોર દીધું, પણ પાછળથી તેજ સમુદાયને ગોચરી જતી વખતે અર્ધો ભાગ ઢાંકવા જેટલું આચ્છાદન સ્વીકારવાની ફરજ પડી, એટલે એમ કહી શકીએ કે તે દિગંબર સાધુઓને પોતાના આદિ પ્રવર્તક શિવભૂતિની ત્રૂટિ માલમ પડી અને તે સુધારવી પડી.

## પીછી અને કમંડલુનું ધારણ એ નવું ચિહ્ન—

જો કે એ વાત તો દિગંબરોની સામે ચેલેંજ તરીકે કહી શકાય તેમ છે કે–કોઇ પણ જિનકલ્પી પીછી અને કમંડલું રાખેજ નહિ. પીછી અને કમંડલુ રાખનારા થઇને, સર્વથા નિર્ગ્રન્થપણાનો ખોટો ડોળ કરવો તે કોઇ પણ પ્રકારે સજ્જનને શોભતું નથી. અન્ય કોઈ પણ પ્રાચીન શાસ્ત્રોમાંથી જિનકલ્પી સાધુઓ, અગર જૈન સાધુઓ પીછી કે કમંડલુ ધારવાવાળા હતા એમ સાબીત કરી શકાય તેમ નથી.

## નિર્ગ્રંથ સાધુઓ પાત્રવાળા હોવાનો બૌદ્ધમત—

બુદ્ધચર્યાને તપાસનારો મનુષ્ય પણ કહી શકશે કે ભગવાન્ મહાવીર મહારાજના વખતમાં જૈન સાધુઓ પાત્રને ધારણ કરતા હતા, પણ પીછી કે કમંડલ કોઇ પણ જૈન સાધુએ ધારણ કર્યાં હોય એવો કોઈ પણ પ્રાચીન ગ્રંથમાં ઉલ્લેખ મળતોજ નથી. અર્થાત્ કહેવું જોઇએ કે દિગંબરોએ ચિહ્ન તરીકે માનેલાં કે જરૂર તરીકે રાખેલાં પીછી અને કમંડલ, નથી તો જિનકલ્પીનું ચિન્હ કે નથી તો સાધુનું ચિહ્ન.

## નિર્ગ્રંથોને આસન વગેરે હોવાની બૌદ્ધમાન્યતા—

વળી રાજગૃહીના પર્વતો ઉપર બૌદ્ધને અને નિર્ગંથોને જે પ્રશ્નોત્તર થયો છે તે અધિકારમાં પણ નિર્ગંથો પોતાના સ્થાનમાં, આસનો નાખીને પછી તાપના સ્થાને આતાપના લે છે એ અધિકાર વાંચનારને પણ સ્પષ્ટ માલમ પડે તેમ છે કે–આસનાદિકની ઉપધિ રાખનારાજ નિર્ગ્રન્થો હતા. વળી એ પણ વિચારવાની જરૂર છે કે બુદ્ધ પોતે અને તેમના મત વાળા સાધુઓ વસ્ત્ર રાખતા હતા એ સ્પષ્ટ છે અને કોઈ પણ સ્થાને બુદ્ધે કે તેમના સાધુઓએ, નિર્ગંથોની સાથે કે નિર્ગંથોને અંગે બીજા કોઇની પણ સાથે, નિર્ગંથોના વસ્ત્રોના અભાવની ચર્ચા કરીજ ન હતી. જો તે વખતે નિર્ગ્રંથોને સર્વથા વસ્ત્ર, પાત્ર ન હોત તો તે બાબતની ચર્ચા બુદ્ધને કે તેના સાધુઓને જરૂર કરવી પડત.

## નિર્ગંથ નામ શ્વેતાંબર સાધુઓ માટે વપરાતું—

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજથી કેઇ પાટો સુધી, યાવત્ નિયમિતપણે વનમાં વાસ કરવાથી વનવાસીપણે પ્રસિદ્ધિ થઇ ન હતી ત્યાં સુધી, સમગ્ર શ્વેતાંબર શાસન નિર્ગંથ શાસન તરીકે પ્રસિદ્ધજ હતું, અને શ્વેતાંબર શાસ્ત્રોમાં પણ જ્યાં જ્યાં સાધુ અને સાધ્વીનો અધિકાર લેવો હોય છે ત્યાં ત્યાં સર્વત્ર શ્રમણ, ભિક્ષુ અને અણગાર શબ્દોની માફક નિર્ગંથ શબ્દ સ્પષ્ટપણે વપરાયજ છે, અને તેથી જગો જગો પર શ્રી કલ્પસૂત્ર વિગેરેમાં नोकप्पइ निग्गन्थाणं निग्गंथिणं वा० कप्पइ निग्गंथाणं वा निग्गंथिणं वा વિગેરે સેંકડો સૂત્રો સંયમના ઉપકરણોને ધારણ કરવાવાળાને અંગે કહેવાયેલા છે.

## ગ્રંથનો અભાવ કે વસ્ત્રનો અભાવ

વળી એ પણ વિચારવા જેવું છે કે જો વસ્ત્ર અને ઉપકરણથી રહિત ને અંગેજ નિર્ગ્રંથ શબ્દ વપરાતો હોત, અર્થાત્ ઉપકરણ અને વસ્ત્રને ગ્રંથ તરીકેજ ગણવામાં આવ્યા હોત, તો જેમ દિગંબરોને અંગે અર્વાચીન અને પ્રાચીન અન્ય મતવાળાઓએ દિગંબર, વિવસ્ત્ર, વિવસન વિગેરે શબ્દો વસ્ત્રના અભાવને સૂચવી નગ્નપણાને જણાવનાર તરીકે કહ્યા છે, તેવી રીતે બૌદ્ધશાસ્ત્રોમા જૈન સાધુ માત્રને માટે નિર્ગ્રંથ શબ્દ નહિ વાપરતાં નિર્વસ્ત્ર એવો સીધો શબ્દ વાપરત દિગંબરોએ જેમ શાસનથી જુદા પડયા પછી પોતાના નગ્નપણાને સૂચવનાર તરીકે દિગંબર શબ્દ રાખ્યો છે. (જો કે દિગંબરોએ પોતાને માટે રાખેલા "દિગંબર" શબ્દથીજ તેઓ કોઇ વસ્ત્રવાળા શાસનથીજ જુદા પડેલા છે અને તેથી અમારે બીજાં વસ્ત્ર નહિ તો દિશારૂપી વસ્ત્ર તો છે એમ સમાધાન કરવું પડેલું છે) તવી રીતે કોઇ પણ પ્રાચીન શાસ્ત્રોમાં જૈન સાધુઓને માટે દિગંબર એવો શબ્દ કોઇ પણ જગો પર જોવામાં આવતો નથી.

## ક્ષપણક શબ્દથી થતી ભ્રમણાનો નિરાસ—

જો કે કેટલાકો ક્ષપણક શબ્દ, કે જે માત્ર કર્મને ખપાવવાની તપસ્યામાં લીન રહેનારા હોઇને ક્ષપણ એટલે ઉપવાસ અને તેને કરનારા તે ક્ષપણક કહેવાય, અને જે ક્ષપણક શબ્દમા વસ્ત્ર તથા ઉપકરણના અભાવની કોઇ પ્રકારે છાયા પણ નથી, તેવા ક્ષપણક શબ્દને દેખીને કેટલાક દિગંબરો પોતાની મનમાનીતી નગ્નતા સિદ્ધ કરવાને તૈયાર થાય છે, તેઓએ **नग्नक्षपणके देशे रजकः किं करिष्यति** એવી ચિરપ્રરૂઢ કહેવતને બરોબર વિચારવી જોઇએ, કેમકે ક્ષપણક શબ્દથી જો નગ્ન અવસ્થા આવીજ જતી હોત તો નગ્ન એ વિશેષણ લગાડવું પડતજ નહિ, અર્થાત્ એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ક્ષપણક એટલે વસ્ત્ર રહિત હોય તેવોજ સાધુ કહેવાય એવો અર્થ થઇ શકે નહિ.

## દિગંબરોને વસ્ત્રના પ્રતિષેધમાં આગ્રહ કેમ ?—

સામાન્ય રીતે જનસમૂહમાં એ વાત તો પ્રસિદ્ધ છે કે જે મનુષ્ય જે બાબતનો મત જુદો કાઢે છે, તે બાબતમાં તે બદ્ધાગ્રહ જ રહે છે પોતાના કાઢેલા નવા મતમાં જો તે કાઢનારો શિથિલ આગ્રહવાળો હોય તો તે મત કાઢી શકેજ નહિ અને કાઢે પણ નહિ શાસ્ત્રીય નિયમ પણ એજ છે કે વૈકલ્પિક વ્યાખ્યાનમાં મતસ્થાપન હોય જ નહિ એ વસ્તુ ધ્યાનમાં રાખીને સમજુ મનુષ્યો જો વિચારશે તો માલમ પડશે કે શ્વેતાંબર શાસ્ત્રો વસ્ત્રનો આગ્રહ રાખતાજ નથી શ્વેતાંબરો તો બે પ્રકારના સાધુઓ માને છે, જેમાં કેટલાક શુદ્ધ એટલે ઉપચાર વગરના અચેલકપણાવાળા હોય અને કેટલાક સાધુઓ ઉપચારથી અચેલકપણાવાળા હોય, એટલે સર્વથા વસ્ત્ર સહિતપણારૂપ ઉપચરિત અચેલકતા

સહિતપણાનો આગ્રહ શ્વેતાંબરોમાં કે તેમના શાસ્ત્રોમાં છેજ નહિ, અર્થાત્ જો દિગંબરો પ્રાચીન હોત અને તેમાંથી માત્ર વસ્ત્રસહિતપણાને લીધેજ શ્વેતાંબરો જુદા પડયા હોત તો શ્વેતાંબરોના સર્વ શાસ્ત્રોમાં વસ્ત્રસહિતનેજ મોક્ષમાર્ગે પ્રયાણ કરનારા અને મોક્ષને પ્રાપ્ત કરનારા માનત. પણ સચેલકપણા કે અચેલકપણા એટલે વસ્ત્રસહિતપણા કે વસ્ત્રરહિતપણાને મોક્ષનું સાધન ન માનતાં માત્ર સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્રનેજ મોક્ષનું સાધન માન્યું, એટલું જ નહિ પણ સચેલક અને અચેલકપણામાં રહેવાવાળા મોક્ષે ગયા એમ જે શ્વેતાંબર શાસ્ત્રોમાં મનાએલું છે તેજ સ્પષ્ટપણે જણાવી દે છે કે તેઓ દિગંબરમાંથી નીકળ્યા પણ નથી અને નવું શ્વેતાંબરપણું સ્થાપવાવાળા પણ નથી. પણ દિગંબરોએ, શ્વેતાંબર કહો કે સવસ્ત્ર કહો પણ, ઉપકરણવાળા શાસનથી જુદા પડી પોતે દિગંબરપણું નવીન કાઢેલું હોવાથી તેને દિગંબરપણાનો આગ્રહજ કરવો પડયો. તેમના હિસાબે તો ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીએ **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः** એવું સૂત્ર કરવામાં મોટી ભૂલ કરી, અને દિગંબરના હિસાબે તો ઉમાસ્વાતિ વાચકજીએ **सम्यग्दर्शनज्ञानचारित्राणि निर्वस्त्रत्वानि मोक्षमार्गः** એમ કહેવું જોઇતું હતું. કદાચ કહેવામાં આવે કે નિર્વસ્ત્રત્વ એટલે વસ્ત્રરહિતપણું તો જાનવર વિગેરેમાં અને બાલક વિગેરેમાં પણ હોય છે, તેથી તે લક્ષણ અતિવ્યાપ્ત થઈ જાય માટે નિર્વસ્ત્રત્વ એમ કહ્યું નથી, પણ આવી રીતનું તેઓનું કહેવું થાય તો તે પણ યોગ્ય નથી. કેમકે જેમ ચારિત્ર શબ્દ કહેવા છતાં સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનસહિતપણું જોડે રાખેલું છે, તેવી રીતે વસ્ત્રરહિતપણાની અતિવ્યાપ્તિ થવાનો વખત આવત નહિ. વળી દેશવિરતિવાળાના ચારિત્રને સાક્ષાત્ મોક્ષમાર્ગ તરીકે ન માનવાને માટે જેમ ચારિત્રની સાથે સમ્યક્ શબ્દ જોડાય છે, તેવી રીતે નિર્વસ્ત્રત્વની સાથે પણ સમ્યક્ શબ્દ જોડી શકાત, અને તેથી દિગંબરોના માનેલ નગ્નપણાની એટલે નિર્વસ્ત્રપણાની બરોબર સિદ્ધિ થાત.

## શ્રી ઉમાસ્વાતિ વાચકના આદ્ય સૂત્રનો વિચાર—

ખરી રીતે શ્રી ઉમાસ્વાતિ વાચકજીએ તો દિગંબરના આગ્રહને હિસાબે નિર્વસ્ત્ર શબ્દ પણ નહિ રાખતાં **सम्यग्दर्शनज्ञानदिगबरत्वानि मोक्षमार्ग.** એમ કહેવું જોઇતું હતું જો કે દિગંબરોએ પોતે દિગંબર શબ્દ પસંદ કરેલો હોવાથી દિગંબર શબ્દ વપરાય તેમાં દૂષણ દઇ શકાય તેવું નથી, પણ કોઈ તટસ્થ સમીક્ષક મનુષ્ય હોય તે તો કદાચ એમ કહી શકે કે–દિગંબરપણું તો સામાન્ય નગ્ન માત્રમાં છે એટલે જગતનો વ્યવહાર વસ્ત્રસહિતપણાનો છે, અને તેથી તે વસ્ત્રસહિતપણાના વ્યવહારમાંથી નીકળેલા સર્વ નગ્ન મનુષ્યોને દિગંબર કહી શકાય.

છેવટે ખુદ મહાદેવ કે જેઓ સ્ત્રી, પુત્ર, ધનુષ વિગેરે સહિત છે છતાં પણ તેમનું દિગંબરપણું મનાય છે અને તેમનું નામ પણ દિગંબર છે, તેથી દિગંબર શબ્દને વિશેષણ લગાડવાની જરૂર છે, તો તે તટસ્થની શંકાના સમાધાનમાં એવી રીતે ચોકખું કહી શકાય તેમ છે કે જેમ દર્શન અને જ્ઞાન શબ્દની સાથે સમ્યક્ શબ્દ જોડવામાં આવે છે તેવી રીતે દિગંબરપણાની સાથે સમ્યક્ શબ્દ જોડવામાં આવત અને તેથી તટસ્થની જણાવેલી દિગંબરપણાની અતિવ્યાપ્તિ રહેત નહિ, અને તેથી સ્પષ્ટ કહેવું જોઈએ કે–દિગંબરોના આગ્રહ પ્રમાણે **सम्यग्दर्शनज्ञाननग्नत्वानि, सम्यग्दर्शनज्ञान निर्वस्त्रत्वानि** કે **सम्यग्दर्शन ज्ञान दिगंबरत्वानि** એમ જણાવીને જ મોક્ષમાર્ગપણું જણાવત. કદાચ એમ કહેવામાં આવે કે શ્વેતાંબરોના મત પ્રમાણે **सम्यग्दर्शनज्ञाननिर्ग्रथत्वानि मोक्षमार्गः।** એમ કેમ ન કહ્યું? એના ઉત્તરમાં જણાવવાનું કે નિર્ગ્રન્થત્વ એ માત્ર મુખ્યતાએ નિષ્પરિગ્રહપણાને જણાવવાને માટે છે, અને કોષકારો પણ ગ્રંથ શબ્દથી ધન, ધાન્યાદિક પરિગ્રહનો અર્થ લે છે, અને તેથી એકલું પરિગ્રહરહિતપણું જ આવે, પણ પાંચ મહાવ્રતો સમગ્ર ન આવે માટે સામાયિકાદિ ભેદને જણાવવાવાળા ચારિત્ર શબ્દને જ શાસ્ત્રકારોએ અને ઉમાસ્વાતિ વાચકજીએ માનેલો છે. પણ દિગંબરોને તો દિગંબરપણાનોજ એટલે વસ્ત્રરહિતપણાનોજ આગ્રહ છે અને તેમને મતે કોઇ પણ સવસ્ત્ર મનુષ્ય ચારિત્રવાળો હોઈ શકે જ નહિ અને તેથી તે કેવળ દિગંબરપણાના આગ્રહવાળા છે. (વિચક્ષણ પુરૂષો આ તેમના વસ્ત્રરહિતપણાના આગ્રહથી જ સમજી શકે તેમ છે કે–તે દિગંબરોએ વસ્ત્રરહિતપણાનો નવીન જ મત કાઢેલો છે. કેમકે જો એમ ન હોય તો સ્યાદ્વાદપ્રધાન જિનશાસનમાં, વસ્ત્રસહિતપણામાં ચારિત્રનો સર્વથા નિષેધ અને વસ્ત્રરહિતપણામાં જ ચારિત્રનો આગ્રહ માની દિગંબરપણે પ્રસિદ્ધ થવાનું તેઓ ઉચિત ન ગણત.)

(અપૂર્ણ)

# શ્રી તપાગચ્છ પટ્ટાનુક્રમ ગુર્વાવલી છંદ

કર્તા—શ્રી વિબુધવિમલ શિષ્ય

( ત્રીજા અંકથી ચાલુ )

સેજવાલાં પાલાં નહીં પાર લહલહઈ ધજા અંબરિ ઉદાર
પાલખી સુખાસણુ સુઘટસાર કુજંત કૂમેલક ભરીય ભાર ॥ ૯૮ ॥
રથવાહણિ જૂયઇ વૃષભ તુરંગ વેગવતી રવકિ દ્રય દુરંગ
પરદલ પંચાનન સુહડ સૂર સાથિ છઇ વરણાવરણુ ભૂરિ ॥ ૯૯ ॥
સરણાઇ સીંગા ઢોલ ઢક્ક દડવડી દમામાં દમદમક્ક
તૂતૂરણુકિ તૂરકિ રણરણુતિ નફેરિ નદ્ગિ કાયર ધ્રુણંતિ ॥ ૧૦૦ ॥
નીસાણુ પ્રસૂક્કઈ નવલ નાદિ ભંભારવ વજ્જઈ ગુહિર સાદિ
વરતતિ તાલ વાજઇં મૃદંગ તિમતિમ સંઘાહિવ ધરઈ રંગ ॥ ૧૦૧ ॥
પીંપરાલી ઉછવ ઘણુ કિધ સંઘાહિવ પદવી સુગુરિદિદ્ધ
સિરિ વિમલાચલ શ્રૃંગારહાર રિસહેસર વંદઇ વારવાર ॥ ૧૦૨ ॥
જિન પૂજી પરમાનંદપૂરિ, શ્રી સંઘભગતિ તિહાં કિધ ભૂરિ,
અગ્યાર ગણાધિપ મુનિ ન પાર, સંઘપુજ સુપરિકિધિય ઉદાર. ॥ ૧૦૩ ॥
કબાહિ કનક ટંકા પ્રવાહિ કે કાંણદાણુ પંચવિધ ચાહિ
મગ્ગણુ જણપૂરિ અતુલ આસ તિમતિમ સંઘાહિવ મનિ ઉલ્લાસ ॥ ૧૦૪ ॥
ગયગમણી રમણી રાસાદિંતિ....ગછનાયક ગાઇં એક ચિંતિ
આચારિજ દોઈ થાપ્પય સુજાંણુ મહીમંડલિ વરતઇ સુગુરૂ આંણુ ॥ ૧૦૫ ॥
શ્રી હેમવિમલ ગછપતિ તણી દહદિસિ પસરી હૂક
વાદિ વિડંબન બિરૂદ બલિ વાદી કીધા મુંક ॥ ૧૦૬ ॥
હેમસરિસ્સ અમરસ ધરઇ તિહાંપ સુણપડઈ બહુચૂક
દુમન નયન નવિ ઊથડઈ જિમ રવિ દિઠઇ ઘૂક ॥ ૧૦૭ ॥
હરાંમખોર ઘૂકઘોર છડિજોર છપ્પએ....
સુગામિ (૨) ઠાંમિ (૨) હેમનાંમ દિપ્પએ
મહવ્વયાંણુ પચપંચ, તચ, દોસ ટાલએ,
તિકરણુ ચરણુ, સત્તરીતિ સુત્તરીતિ, પાલએ ॥ ૧૦૮ ॥

તિકિદ્ધ ઘાણુ પંચ બાંણુ સૂરિરાંણુ સોહએ,
સુધાસમાંણિ સુદ્ધવાણિ મહીઅ લોઅ મોહએ,
તિકોહ લોહ મોહ જોહમાંણુ આંણુ વારએ
તિપાય પઉમ ચંચરીક સાવયાણુ તારએ ॥ ૧૦૯ ॥
તિગો અમાઇ બહુઅભાઇ વીરસીસ ત્રિન્નિયા
સુરાસુરાધિપત્તિ ચિત્ત ભત્તિભાવિ નમ્મિયા
અપુવ્વ પુવ્વ ચંગ અગ સુત્તતત્ત પારયા
અતુચ્છ સચ્છ ચંદ્રગચ્છ સારભાર ધારયા ॥ ૧૧૦ ॥
વિદેશ દેશ સન્નિવેસ ગાંમ ઠામ નયરએ
સોહમ્મ સમ્મ સૂરિરાય જત્થ જત્થ વિહરએ
ચકોર ચકિખ ચંદમુકિખ દેઅતી આસીસએ
શ્રી સુમતિસાધુસૂરિસીસ જીવ કોડિ વરીસએ. ॥ ૧૧૧ ॥
જા સાયરજલપૂર સૂર સુષિત્તપઈ પુરદર
સકલ કલાનિધિચદ દંદશુકાહિવ સુદર
દ્રૂંમંડલ મેદિની જામ થિર રહઇતિ મંદર
પુહવિ પવન સંચરઈ ધરઇ દિગ્ગય દિસિંકદર
એતા જિં અચલતા વિબુધ શ્રી વિમલ સીસ ઈમ ઉચ્ચરઇ
શ્રી હેમવિમલ ગુરૂ પયકમલ સયલસંઘ મંગલ કરઇ ॥ ૧૧૨ ॥

**ઇતિ શ્રી તપાગચ્છ પટ્ટાનુક્રમ ગુર્વાવલી છંદ સંપૂર્ણ.**
**સંવત્ ૧૬૫૩ વર્ષે ભાદ્રપદ વ૦ ૧૩ દિને લિખતં ॥ શ્રીઃ ॥**

( સંપૂર્ણ )



# સંતબાલની વિચારણા
અને
# મૂર્તિપૂજા વિધાન

લે. આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજ

( ગતાંકથી ચાલુ )

આજ સુધીના લેખોમાં સન્તબાલજીએ એક લોંકાશા, બીજા ધર્મસિંહ, ત્રીજા લવજી રીખ. અને ચોથા ધર્મદાસ; એ ચાર નામોનો ઉલ્લેખ કર્યો છે અને તે ચારે જણા મૂર્તિના નિંદકો હતા તે વાત સાચી છે. અને તેવા ચાર માણસો થયા છે એ વાત પણ સાચી છે. માત્ર તેમનો મહિમા વધારવા ખોટી પ્રશંસા કરી તેમનામાં જે પરિબલ ન હતું, જે જ્ઞાન ન હતું અને જે વિજ્ઞાન ન હતું તેવા ગુણોનું કાલ્પનિક વર્ણન કર્યું છે એટલે જ હમોએ તેમના લખાણને નોવેલનું રૂપક આપ્યું છે. જેમકે તા. ૮–૯–૩૫ના "જૈન પ્રકાશ"માં સન્તબાલ લખે છે કે "ધર્મપ્રાણ લોંકાશાહને કોઈ પંથ સ્થાપવાની લેશ માત્ર ઇચ્છા ન હતી................તેમના પીસ્તાલીશ સાધકોએ આ વાત વીસારી ન્હોતી મૂકી ...........એ પીસ્તાલીશ સાધકોમાંના મુનિ સરવાજી, ભાણાજી, નુન્નાજી, અને મુનિ જગમલજી મહાન ઉપદેશકો હતા." વિગેરે બાબત વાંચતા કલ્પનાની કહાણીજ જણાઇ આવે છે. જો લોંકાશાહને નવો પંથ સ્થાપવાની ઇચ્છા ન હતી તો પછી પ્રભુ–મૂર્તિની નિંદાનુ ઘોર પાપ શા માટે વ્હોર્યું ? હમેશાં કોઇ પણ આદમીને કાંઇ નવું કરવું હોય એટલે તે જુનામાંથી, દુધમાં પુરાની જેમ, ખોટા દુષણ કાઢે છે. અને "આંધળાને હયાફુટાઓ મળી આવે છે" એ કહેવત પ્રમાણે તેના અનુયાયીઓ વધે છે. એટલે નવો પંથ નીકળે જ છે. આ રીતે વિચાર કરતાં લોંકાશાહને નવો પંથ કાઢવાની ઇચ્છા ન હતી એમ માની શકાય નહિ. વળી તેમને પીસ્તાલીશ સાધકો મળ્યા એટલે પીસ્તાલીશ જણાઓએ તેમના ચરણમાં શિર ઝુકાવ્યું અને તેમના ધર્મનો પ્રચાર કરવા જુદી જુદી દિશાઓમાં વિહાર ગમન વહેતું મૂકયું. આમ લખતા સન્તબાલે પીસ્તાલીશનો આંકડો લખ્યો છે તે સંકોચથી લખ્યો હોય એમ જણાય છે. કેમકે

ઐતિહાસિક પ્રમાણ સિવાય લખવાનું હતું એટલે પીસ્તાલીશ સોએ લોંકાશાહના ચરણમાં ઝુકાવ્યું એમ લખી માર્યું હોત તે લોંકાશાહનો મહિમા વધારે વધત.

વળી ત પીસ્તાલીશ જણાઓએ લોંકાશાહની આજ્ઞાથી તેમના મતનો પ્રચાર કરવા ભિન્ન ભિન્ન દિશામાં વિહાર ગમન વહેતું મુકયું તે પણ નવીન મત સ્થાપનાની ઇચ્છા નહિ તો બીજું શું કહી શકાય ? વળી પીસ્તાલીશ જણામાંથી ચારનાં સરવાજી નુન્નાજી જેવાં નામ પણ ઉભા કરી શકનાર તુન્નાજી, ભુન્નાજી, મુન્નાજી, ધુન્નાજી વિગેરે નામાવલિ પણ ઉપજાવી શકત. તો પછી તેવાં નામો ઉપજાવી પોતાની કલ્પના શક્તિના વિકાસનો જગતને પરિચય કેમ નહિ કરાવ્યો હોય તે સમજાતું નથી આગળ ચાલતાં તેઓ લખે છે કે ધર્મપ્રાણ લોંકાશાહ પાસે એ પીસ્તાલીશ સાધકો ઉપરાંત પાટણના પ્રતિષ્ઠિત એકસો બાવન શેઠીયાઓએ દીક્ષા લીધી હતી.

એકસો બાવન શેઠીયાઓનું એકી સાથે દીક્ષાનું ગ્રહણ કરવું એ પણ સન્તબાલની ગપલીલાનો પ્રકાશ કરે છે આ વાત વાંચીને નીચેની કહેવત યાદ આવે છે, “ ગપ્પીને ઘેર ગપ્પી મલ્યા, બોલો ગપ્પીજી બાર હાથનું ચીભડું અને તેર હાથનું બી ”

**મૂલં વિના કુતઃ શાખા** એ વાકયાનુસાર જ્યારે લોંકાશાહ પોતે ગૃહસ્થ હતા અને તેમની આખી ઉમ્મરમાં દીક્ષિત થયેલા જ નથી તો. પછી તેમના હાથે આટલી બધી દીક્ષાઓ થઇ એ હડહડતું જૂઠ નહિ તો બીજું શું ? આવાં આવાં ગપ્પા મારી અજ્ઞાની જીવોને ભ્રમ જાળમાં નાંખવા, તેના જેવી બીજી બાલીશતા કઇ ?

આવી રીતે પંદર સોલ, સત્તર, તથા અઢારમા લેખમાં લવજી રીખ, ધર્મસિંહ, અને ધર્મદાસના વર્ણનો લખતાં લખતાં તા. ૨૯—૯—૩૫ ના “જૈન પ્રકાશ”ના લેખના અન્તમાં લખ્યું છે કે “એ ત્રણે સમર્થ પુરૂષોનો જેમ જેમ જનતામાં પ્રકાશ ફેલાતો ગયો તેમ તેમ યતિ વર્ગનો અને ચત્યવાદી સાધુઓનો મહિમા ઘટવા લાગ્યો “ ઈત્યાદિ લખાણ પણ સ્વમતના અનુરાગથી જ લખાયું છે. કેમકે તે કાળ દરમ્યાન લોંકામતના જબ્બરજસ્ત વિદ્વાન્ સાધુ મેઘજી રીખે, અનેક સાધુઓની સાથે, લુંપક મતને જુઠો જાણી શ્રીમદ્ વિજયહીરસૂરીશ્વરજી મહારાજ પાસે સત્ય શ્વેતાંબર મૂર્તિપૂજક ધર્મની દીક્ષા લીધી હતી. અને તેમનું નામ મુનિશ્રી મેઘવિજયજી રાખવામાં આવ્યું હતું કે જેઓએ પાછળથી ઉપાધ્યાય પદ પામી ઉપાધ્યાયજી શ્રીમદ્ મેઘવિજયજીના નામથી વ્યાકરણ જયોતિષ, યુક્તિવાદના ગ્રન્થો રચી જબ્બરજસ્ત પ્રસિદ્ધિ મેળવી હતી. એટલે જ્યારે અને ત્યારે મહિમા તો ખોટા મત ચલાવનારાઓનોજ ઘટયો છે. કદાચ સત્યના પરીક્ષકો ઓછા પ્રમાણમાં હોય અને ખોટો મત વધારે

પ્રમાણુમાં ધમધોકાર ચાલે, પણ તેથી સત્યનો મહિમા કાંઇ ઓછો થતો નથી. અજ્ઞાની પુરૂષો ગોળને છોડી ખોળને ખાવા લાગે તેથી કાંઇ ગોળનો મહિમા ઘટતો નથી, તેમ પ્રભુ–મૂર્તિની પૂજાના અમૃત ઝરણાં છોડી દઈ તારક દેવની મૂર્તિની નિંદા કરનારા પોતાનો મહિમા વૃદ્ધ્યો એમ માને તો તે તેમને જ મુબારક રહો! બાકી વિદ્વાન્ તો સમજે છે કે–મહિમા વધતો નથી પણ મરણ તો જરૂર વધે છે.

પ્રભુ—મૂર્તિની પૂજા એજ સાચું તત્ત્વ છે. અને તેની સિદ્ધિ કરનારા-ઓમાં જ સાચુ સત્ત્વ છે. આર્યસમાજીષ્ટ આદિ તો ઇશ્વર ને નિરાકાર દશામાં માનીને મૂર્તિથી છૂટી જાય છે પરન્તુ ઢુંઢક સમાજ તો ઇશ્વરની સાકાર દશા માનવા છતાં મૂર્તિથી છુટવા માંગે છે તે કદી પણ છુટી શકશે નહિ. માત્ર હઠવાદે પકડીને "ઉંહું ઉહુ" કરવું હોય તો તે વાત જુદી છે. પરન્તુ યુક્તિથી તથા સિદ્ધાન્તવાદથી તો મૂર્તિ-પૂજાનો સિદ્ધાન્ત ગળે ઉતાર્યે જ છુટકો છે. જ્યારે પ્રભુ–મૂર્તિ–પૂજા એ એક આદરણીય વિષય ઠરે છે ત્યારે નિંદકોની ગમે તેટલી પ્રશંસા સન્તબાલ કરે તેની અસર યુક્તિ અને સિદ્ધાન્ત-વાદને સમજનાર સમાજ ઉપર કશી પણ થઇ શકતી નથી. હમોને અફસોસ થાય છે કે જે લોકો પ્રભુનું નામ જડ હોવા છતાં તેનો અહર્નિશ જાપ કરે છે, તે જ પ્રભુની મૂર્તિને જડ કહી દૂર ભાગી જાય છે. જંબુદ્વિપનું નામ લેતા જેટલો બોધ નથી થઇ શકતો તેનાથી વિશેષ બોધ તેના નકશાથી થઈ શકે છે, ઠાણાંગજીમાં ઠવણા સચ્ચેનો પાઠ છે, તેથી પણ અરિહંત ભગવાનની મૂર્તિ સાચી છે એમ સિદ્ધ થાય છે નારકીના ચિત્રની સ્થાપના, અઢી દ્વિપની સ્થાપના જંબુદ્વિપના ચિત્રની સ્થાપના, દેશોની સ્થાપના, શ્રેણીની સ્થાપના, ભાંગાની સ્થાપના, ચૌદરાજલોકની સ્થાપના મનાય છે તો પછી જ્યાં પ્રભુની સ્થાપના આવે છે ત્યાં જ કેમ હરકત આવે છે તે સમજાતું નથી. આવા હઠવાદમાં પડેલાઓને ક્રાન્તિકારક કહેવા કે ભ્રાન્તિ-કારક કહેવા એ વાત સન્તબાલે જરૂર વિચારવા જેવી હતી.

એક હઠવાદ પકડાઇ જાય છે, પછી છુટવો મુશ્કેલ થઇ જાય છે. ઘણાએ ઢુંઢીયાઓ કહે છે કે જો મૂર્તિમાં પ્રભાવ હોય તો પછી દ્વિપાયને દ્વારકા બાળી ત્યારે તમારા મદિર અને મૂર્તિ તમારા હિસાબે કાયમ જ હતાં તો પછી દ્વારકા કેમ બળી? જોયું? કેવો કુતર્ક? તે ઢુઢીયાઓને કોઇ પૂછે કે ભગવતિજીના પંદરમા શતકમાં લખ્યું છે કે શ્રી મહાવીર પ્રભુના સન્મુખ ગોશાલે તેજો-લેશ્યા છોડી અને તેમના બે સાધુઓને બાળી નાંખ્યા તો પછી શું મહાવીર પ્રભુના ભાવ નિક્ષેપામાં પણ પ્રભાવ ન હતો એમ કહેશો ખરા કે? અને ભાવ નિક્ષેપાને અત્યારે માની રહ્યા છો તેથી પાછા હઠશો કે? જો અહીં ભાવ-ભાવ કહીને છુટશો તો પછી ત્યાં પણ

ભાવિ ભાવ કેમ માનતા નથી? વળી દ્વારકા બળી ત્યારે તમારા સ્થાનકવાસીના હિસાબે પ્રભુના નામ લેનારાઓ પણ હશે તો પછી દ્વારકા કેમ બળી? કહોને કે નામ પણ નિરર્થક? નહિ નહિ નામને તો નિરર્થક નહિ માનીએ. એમ માનીએ તો મુંગા જ બની જઈએ. જ્યારે નામ છોડવાથી મુંગાપણુ આવી જાય છે એમ જણાતું હોય તો પછી પ્રભુ-મૂર્તિના દર્શન સિવાયનું આંધળાપણું પણ માની લો તો ઘણું સારૂં. જેથી હમારી હમેશાની ખંડન મંડનની મહેનત મટી જાય.

દુનિયાનો કોઇ પણ પંથ મૂર્તિ-પૂજા વગરનો નથી, એ પણ લાંબી વિચારણા કરવાથી સિદ્ધ થાય છે અને મૂળ સિદ્ધાન્તોની પણ એમાં પુરતી સાક્ષી મળે છે. એ વાત એક રાજાના કલ્પિત દૃષ્ટાંતને અહીં દાખલ કરી બાળક પણ તે વાતને સારી રીતે સમજે તેવા ઢંગથી અત્રે સમજાવવામાં આવે છે. તે પાઠકજન ધ્યાન આપી સમજે અને હમારા સ્થાનકવાસી ભાઇઓને સમજાવે તો હમારો પરિશ્રમ સફળ થયો માનીશું.

એક નગરમાં અત્યંત ધર્માત્મા, જિજ્ઞાસુ અને સમદર્શી એક રાજા હતો એ રાજાને બે મન્ત્રી હતા. તેમાંથી એક મૂર્તિ-પૂજાને માનનાર હતો જ્યારે બીજો મન્ત્રી તેનો વિરોધી હતો તે ધર્મી રાજા હમેશા નિયમિત પૂજા કર્યા કરતા હતા. એટલે પ્રતિદિન પ્રાતઃ કાલમાં ઇષ્ટ દેવની ભક્તિ પૂજા કરીનેજ ન્યાયાલયમાં (કોર્ટમા) આવ્યા કરતા હતા, અને તેથી જ કોઇ વખત આવવામાં વિલંબ થઇ જતો હતો. એક દિવસ મૂર્તિ પૂજાના કટ્ટર વિરોધી મંત્રીએ હાથ જોડીને કહ્યું કે મહારાજ, આપ બહુ મોડા ન્યાયાલયમાં પધારો છો એનું કારણ શું છે? રાજા સાહેબે કહ્યું કે હું પ્રભુ પૂજા કરીને આવું છું એટલે આવવામાં પ્રાયે વિલંબ થઇ જાય છે. ત્યારે મંત્રીએ કહ્યું કે મહારાજ, આપ ખોટું નહિ લગાડશો, આપ આવા બુદ્ધિશાલી થઇને પણ મૂર્તિ-પૂજા કરો છો. મૂર્તિ-પૂજાથી કોઇ પણ જાતનો લાભ થઇ શકતો નથી. વળી જડ વસ્તુને ઈશ્વર માનીને પૂજવી એ બુદ્ધિમાનોનું કર્તવ્ય નથી. અન્તમાં તે મૂર્ત વિરોધી મંત્રીએ એવી એવી વાતો સંભળાવી કે રાજાની મૂર્તિ-પૂજા ઉપરની શ્રદ્ધા તરત જ નષ્ટ થઇ ગઇ. અને તેણે મૂર્તિ-પૂજા કરવાની છોડી દીધી.

જ્યારે બે ચાર દિવસ વ્યતીત થયા ત્યારે મૂર્તિપૂજક મંત્રીને સમાચાર મળ્યા કે બીજા મત્રીના મૂર્તિપૂજાના વિરોધી ઉપદેશથી રાજાસાહેબે મૂર્તિપૂજન છોડી દીધું છે ત્યારે એક દિવસ તેણે રાજા સાહેબને નિવેદન કર્યું કે હે સ્વામિન્! સંભળાય છે કે આપ સાહેબે શ્રી પ્રભુ-મૂર્તિની પૂજા કરવી છોડી દીધી છે. રાજા સાહેબે જણાવ્યું કે સાચી વાત છે. જડ પૂજા હું હવે કદિ કરીશ નહિ, કેમકે જડ વસ્તુ હમોને કાંઇ આપી શકતી નથી.

ત્યારે મૂર્તિપૂજક મંત્રીએ કહ્યું કે જ્યારે આમ બાબત હતી તો પછી આપ પહેલા શા માટે પૂજા કરતા હતા? મહારાજાએ જવાબ આપ્યો કે પહેલાં હું અજ્ઞાની હતો, પરંતુ હાલ બીજો મંત્રી મને સન્માર્ગમાં લાવ્યો છે તેથી તે તે કાર્ય મેં છોડી દીધું છે. મૂર્તિપૂજક મંત્રીએ જણાવ્યું કે મહારાજ! આ સંસારમાં પ્રાય કરી એવો કોઇ પણ મત નથી જે મૂર્તિપૂજાને નહિ માનતો હોય, અર્થાત્ કોઇને કોઈ પણ પ્રકારે સૌ કોઇ મૂર્તિપૂજાને માને જ છે. રાજા સાહેબે કહ્યું કે તમારૂં કહેવું અસત્ય છે, કેમકે મારો બીજો મંત્રી મૂર્તિપૂજા નથી માનતો એટલું જ નહિ પણ ઢુંઢીયા, યવન, સીખ, ઇસાઇ, અને આર્યસમાજીસ્ટો આદિ મતવાલા પણ મૂર્તિપૂજા માનતા નથી.

મૂર્તિપૂજક મંત્રીએ કહ્યું કે આપના બીજા મંત્રી કયા મતના અનુયાયી છે તે આપને માલુમ છે?

રાજાએ જવાબ આપ્યો કે હું જાણું છું કે તે આર્યસમાજી છે. મૂર્તિપૂજક મંત્રીએ કહ્યું કે આર્ય, સીખ, ઢુંઢક, યવન અને ઇસાઇ આદિ મતાવલંબી મૂર્તિપૂજાને નથી માનતા એ વાતનો આપને ચોક્કસ નિશ્ચય થયો છે? રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે હા, મને બીજા મંત્રીએ તે સમજાવ્યું છે. મૂર્તિપૂજક મંત્રીએ જવાબ આપ્યો કે મહારાજ! આંખ અને કાનના વચમાં ચાર આંગળનું અંતર છે. આપે માત્ર મંત્રી પાસે સાંભળ્યું છે પણ એ પૂજાને માનતા જ નથી એવું ખુદ આપે અવલોકન તો કર્યું નથી ને? જો આપ સ્વયં જોઇ લો તો માલુમ પડશે કે એ લોક શું શું કરે છે? એ લોકો મુર્તિપૂજનથી કદાપિ દૂર રહી શકતા નથી એ વાત આપને હું બહુ જ સારી પેઠે બતાવી શકું છું. રાજાએ કહ્યું કે ઉપર્યુક્ત ધર્માવલંબી મુર્તિપૂજનને માને છે એ વાતને યુક્તિ પ્રમાણથી સિદ્ધ કરી બતાવો તો હર્ષની સાથે હું ભાવથી મુર્તિપૂજા કરવી શરૂ કરીશ. મુર્તિપૂજક મંત્રીએ કહ્યું કે સ્વામિન્! બહુ જ સારી વાત છે. ત્રીજે દિવસે આપ એક સભા બોલાવો અને દરેક મતમાંથી એક એક પ્રતિષ્ઠિત ગૃહસ્થને બોલાવો. રાજાએ આ વાત સ્વીકારી અને નિયત કરેલા દિવસે સભા બોલાવવામાં આવી. જ્યાં સર્વ મતના સજ્જનગણો એકત્રિત થઇ ગયા. તે પછી રાજાએ મુર્તિપૂજક મત્રીને ચારે આદમી સાથે પ્રશ્ન ઉત્તર કરવાની આજ્ઞા આપી, અને કહ્યું કે મુર્તિપૂજા સિદ્ધ કરી બતાવો.

(અપૂર્ણ)

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए " श्वेताम्बरमतसमीक्षा "मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज

( गतांकथी चालु )

## क्या साधु चर्मका उपयोग भी करे ?

आ चालता प्रश्नना संबन्धमां " कांइक सविस्तर संयमनुं स्वरूप, तेमां पण चर्मपञ्चकनुं स्वरूप, उत्सर्ग अने अपवादमार्गनी व्यवस्थानुं दिग्दर्शन तथा लेखके उछाळेला गप्पगोळानो नमुनो विगेरे अमो जे उपर बतावी आव्या तेना उपरथी अमुक अंशे आ प्रश्ननो उकेल आवी जाय छे, छतां पण विशेष प्रकाश पाडवा माटे हवे अमो सविस्तर जवाब आपीशुं।—लेखक

आ प्रश्ननी बाबतमां लेखके जे लेख लखेल छे तेनी तमाम पंक्तिपर विचार नहि करतां, लेखके आखा लेखना जे नव सारांशो तारव्या छे ते सारांशनो आपणे सारांश विचारीए के जेनी अंदर आ चालता प्रश्ननो उत्तर पण गतार्थ थइ जाय।

सारांश–१. चमडा रखनेसे साधुको हिंसाका दोष लगेगा क्यों कि चमडा त्रस जीवकी हिंसासे ही प्राप्त होता है। आमांथी नीचे प्रमाणे बे बाबतो स्पष्ट तरी आवे छे।

१. चामडुं त्रस जीवनी हिंसाथी ज प्राप्त थाय छे, ते सिवाय नहि।

२. जेमां हिंसा थयेली होय ते वस्तु राखवाथी हिंसानो दोष लागे छे।

आ बे बाबतमां प्रथम, पहेली बाबतने माटे लेखकने पुछवामां आवे छे के त्रस जीवनी हिंसाथी ज चामडुं प्राप्त थाय छे, एम जे सूचववामां आव्युं तेनो शो अर्थ? जे जीवनुं चामडुं छे तेनी हिंसाथी के बीजा त्रस जीवनो हिंसाथी? जे जीवनुं चामडुं छे तेनो हिंसाथी एम जो कहेता हो तो तो स्पष्ट ज कही दोने के पञ्चेन्द्रिय जीवनी हिंसाथी प्राप्त थाय छे एटले के पञ्चेन्द्रिय ढोर विगेरेने मारी नांखवाथी ज प्राप्त थाय छे।

हवे आ बाबतमां लेखकने पुछवामां

सारांश—२ चमडा अपने पास रखनेसे साधुको परिग्रहका दोष भी लगता है, क्यों कि—चमडा संयमका उपकरण नहि, उसका ग्रहण शरीरको सुख पहुंचानेके लिये, उसमें ममत्वभावसे, होता है।

आमांथी नीचे प्रमाणे चार बाबतो स्पष्ट तरी आवे छे।—

१ चामडुं चारित्रनुं उपकरण नथी।

२ संयमोपकरण राखवाथी परिग्रहनो दोष लागतो नथी।

३ चामडुं शरीरने सुख पहोंचाडवा माटे छे।

४ शरीरने सुख आपनारी वस्तु ममत्वथी ग्रहण कराय छे।

आ चारमांथी प्रथम बाबतने अङ्गे लेखकने पुछवामां आवे छे के-संयमोपकरण एटले शुं? संयम मार्गमां सहायकारी जे वस्तु ते संयमोपकरण कहेवामां आवे छे आम जो कहेता हो तो चर्म पण संयमोपकरण थइ जशे, कारणके-दशाविशेषमां चर्म-ग्रहण बतावेल छे हंमेश माटे तो नहि ज। दशाविशेषमां एटले शुं? के जे दशामां चर्मथी संयमादिगुणने सहायता मलती होय ते अवस्थामां।

कदाच एम कहेवामां आवे के-कोइ पण अवस्थामां चर्म संयमादिगुणनुं साहायक बनतुं ज नथी तो ए वात पण युक्त नथी। कारणके अवस्था विशेषमां सहायक बनी शके छे। जुओ—कोइ शासननायक श्रुतनिधि मुनिमहात्मा अमुक नगरीमां पधार्या छे। आ मुनिमहात्माना पगनां तळीयां घणां सुकुमाळ छे अथवा तो एमां चांदां पड्यां छे। आ देशना राजाए कोइ निमित्तवशात् कोपायमान थइने आ मुनिमहात्माने हुकम कर्यो के अमुक टाइममां ज मारो देश छोडीने चाल्या जाव, नहितर जानथी मारी नाखीश। अथवा तो देशान्तरमां कोइ मोटो वादी आवेल छे, तेनी सामे त्यां कोइ टक्कर झीली शके तेम नथी। आ मुनिमहात्मानी त्यां तात्कालिक जरुरत छे। न जाय तो जिनशासनना हीलना अने लोको धर्मपतित थइ जाय तेम छे, आ रीते मानील्यो के बेमांथी कोइ कारण उपस्थित थयेल छे। आवा प्रसङ्गमां मुनिमहात्माए शुं करवुं? पगनां तळीयानी उपर्युक्त दशाने लइने खुल्ला पगे थोडा समयमां ते राजानी हदनी बहारना भागमां; अथवा वादी ज्यां छे ते स्थलमां पहोंची शके तेम नथी। हवे जो न जाय तो प्रथम प्रसङ्गमां राजाथी मृत्यु पाछल शासननां अव्यवस्थादिक छे। अने बीजा प्रसङ्गमां परवादिनो जय अने लोकोनुं धर्मथी पतन विगेरे छे। आ बन्ने जातना दोषमांथी बचवानो एक रस्तो छे के चामडानां तळीयां जो पगे बांधी ले तो धार्या टाइमे ते ते स्थले पहोंची शके तेम छे अने संयमगुणधारी श्रुतनिधि मुनिनुं रक्षण, शासननी व्यवस्था, परवादीनो जय अने शासन-प्रभावना विगेरे लाभो थाय छे आवा प्रसङ्गे चर्म उपयोगमां लेवुं ते महान् लाभदायक छे, संयमादिगुणनुं साहाय्यक छे एम कहेवुं पडशे.

परवादीयोना जयने माटे दिगम्बर मुनिओने तेमना शास्त्रकारे चोमासामां जीवाकुल भूमि होवा छतां पण भार दइने विहारो बताव्या छे। शासन-प्रभावना माटे सावद्यांश वोरवा पडे तेनी पण चिन्ता नहि कारणके-सावद्यना अंश

સિવાય ધર્મની પ્રભાવના થતી નથી। આવી રીતે દિગંબર-શાસ્ત્ર બતાવે છે જુઓ-દિગમ્બરશાસ્ત્ર ઉત્તરપુરાણના વર્ધમાનપુરાણમાં—

નાસ્તિ સાવદ્યલેશેન, વિના ધર્મપ્રભાવના।

ભાવાર્થ-પાપના અંશ સિવાય ધર્મની પ્રભાવના હોઇ શકતી નથી। ઉપર્યુક્ત દૃષ્ટાન્તમાં શાસન-પ્રભાવનાદિ કારણ સમાયાં છે તેનું સહાયક ચર્મ બને છે।

અથવા કોઇ મુનિમહાત્મા વિહારક્રમથી ચાલ્યા આવે છે। રસ્તામાં પગના અંગુઠા પર સખત ઘા લાગ્યો છે, જેમ તેમ કરીને રસ્તાના ગામમાં આવી ગયા; અહીંયા સંયમનાં ઘાતક અનેક સાધનો છેઃ આગલ ગયા સિવાય છુટકારો નથી; ચાલવાને માટે પગના અંગુઠાપર ચામડાની ખોળી ચડાવવી આવશ્યક છે: ન ચડાવે તો વિહાર કરી શકાય તેમ નથી: કદાચ સાહસ કરીને કરવામાં આવે તો લડથડીયા આવવાથી રસ્તામાં પડી જવાનો ભય રહે છેઃ આવા પ્રસઙ્ગોમાં પણ ચર્મ સંયમ અને સંયમીનું સહાયક બને છે।

સારાંશ એ છે કે-ચર્મ સંયમનું ઉપકરણ જ નથી એવું જે લેખકનું લખવું તે યુક્ત નથી। કારણકે-દશાવિશેષમાં ઉપકરણ બની શકે। કાયમની પ્રવૃત્તિને માટે નથી એમ જો કહેવામાં આવતું હોય તો અમારે ઇષ્ટ જ છે। અમો પણ કાયમને માટે ચર્મને ઉપકરણ માનતા જ નથી। એટલા માટે તો શાસ્ત્રકારોએ તેનું વર્ણન બતાવેલ છે।

૨. બીજી બાબતમાં સૂચવવામાં આવ્યું જે સંયમોપકરણ રાખવાથી પરિગ્રહનો દોષ લાગતો નથી। આ બાબતમાં લેખકને પુછવામાં આવે છે કે-આનો શો અર્થ કરો છો? શું સંયમોપકરણ રાખવામાં પરિગ્રહનો દોષ નથી, અને અન્યોપકરણ રાખવામાં પરિગ્રહદોષ છે એમ કહેવા માંગો છો? અથવા જેમ અન્યોપકરણ વાપરવામાં પરિગ્રહનો દોષ નથી તેમ સંયમોપકરણ વાપરવામાં પણ પરિગ્રહનો દોષ નથી એમ કહેવા માગો છો? આ બેમાંથી એક પણ વાત યુક્ત નથી, કારણકે-જ્ઞાનોપકરણ પુસ્તક દિગમ્બર મુનિઓએ સ્વીકારેલ છે તે પહેલા અર્થમાં પરિગ્રહ થઇ જશે। બીજા અર્થમાં સંયમોપકરણ સિવાયના બીજા તમામ ઉપકરણમાં પરિગ્રહનો દોષ નથી એમ દિગમ્બરો માની શકશે નહિ।

કદાચ એમ કહેવામાં આવે કે-સંયમોપકરણને રાખવામાં પરિગ્રહનો દોષ લાગતો નથી એટલું જ અમારું કહેવું છે, બીજા ઉપકરણનો અમો અહીંયા ચર્ચા કરતા નથી। આ બાબતમાં પણ લેખકને પુછવામાં આવે છે કે આ વાત દિગમ્બર મતપ્રમાણે કહો છો કે-શ્વેતામ્બર મત પ્રમાણે? દિગમ્બર મત પ્રમાણે જો કહેતા હો તો, વસ્ત્ર પાત્ર વિગેરે પણ સંયમીના સંયમ-માર્ગમાં સહાયક હોવાથી સંયમોપકરણ કહેવાશે અને તેને રાખવામાં પરિગ્રહનો દોષ નથી તેમ માનવું પડશે। અને આ માનવા જતાં દિગમ્બર શબ્દને બાજુપર મુકવો પડશે। કદાચ એમ કહેવામાં આવે કે-શ્વેતામ્બર મત પ્રમાણે કહીએ છીએ, તો એક વાત શ્વેતામ્બરની અનુકૂલતા પડે ત્યાં માનવી અને બીજી ન માનવી એ ક્યાંનો ન્યાય કહેવાય?

(અપૂર્ણ)

# दिगम्बर शास्त्र कैसे बने?

लेखकः—मुनिराज दर्शनविजयजी

( गतांकसे क्रमशः )

आजीवकमतदर्शक बौद्धप्रमाण, हलायुधकृत अभिधान रत्नमाला ( रचना सन् ९५० इस्वी० ), विरंचिपुरमें उत्कीर्ण १३वी शताब्दीका शिलालेख, तामिल साहित्य, तामिल शब्दकोष, सूत्रकृतांग टीका, दृष्टिवाद अंगके दूसरे सुत्त विभाग के २२ सूत्रोंका वर्णन, और दिगम्बर ग्रन्थ प्रशस्ति[२८] अपने को हठात् मनाते हैं कि—आजीवक त्रिराशिक ओर दिगम्बर ये सभी एक अर्थके सूचक हैं।[२९]

( जैन—साहित्य—संशोधक वर्ष ३,

---

२८ कुन्दकुन्दान्वये ख्याते, ख्यातो देशिगणाग्रणीः ।।
वभूव संघाधिपः श्रीमान्, पद्मनन्दी त्रि—राशिकः ।। ४ ।।

२९ प्रोफेसर हीरालालजी दिगम्बरजैनका मत है कि—दिगम्बर और श्वेताम्बर ग्रंथोंमें कई बारीकियोंमें मतभेद है, पर इन भेदोंसे ही मूल बातोंकी पुष्टि होती है क्यों कि उनसे यह सिद्ध होता है कि एक मत दूसरे मतकी नकल मात्र नहीं हैं, व मूल बातें दोनोंके ग्रन्थोंमें प्राचीनकालसे चली आती है।

—( जैन शिलालेखसंग्रह पृष्ठ ६७ )

उपर लिखित प्रोफेसरके मतके अनुसार श्वेताम्बर मत प्राचीन है, एवं दिगम्बर मत भी। दिगम्बर मत की प्राचीनता आजीवक त्रैराशिक वगैरह मतोंको आभारी है।

मतभेदके लिए श्रीयुत नथुरामजी प्रेमी ( दि० जैन ) ने लिखा ह कि—

"सौ दो सौ वर्षो में फिर नई परिस्थितियां और आवश्यकताओं के कारण उसमें भी नया भेद जन्म ले लेता है"

"इस प्रकारके प्रयत्नों से सबसे बडा लाभ यह होता है कि प्रायः प्रत्येक धर्मके अनुयायी अपने धर्मके मूळ और प्राचीन सिद्धांतोंसे बहुत दूर नहीं भटकने पाते,

पुण्याश्रव कथाकोष, नन्दीसूत्र, समवायांग सूत्र )

उन्होंने एक हो कर "मूलसंघ" की वृद्धिमें जोशिले प्रयत्न किये थे।

शिवभूतिको दो शिष्य थे, १-कुंदकुंद, २ कोट्टवीर। उन दोनोंसे दिगम्बर परंपरा चली है। ( आ० नि०, उत्त० )

दिगम्बर ग्रन्थोंमे भी मूलसंघ के नेता कुंदकुदाचार्यको ही बताया है ।

शुरुमें मूलसंघकी सिंहसंघ, नन्दीसंघ, सेनसंघ व देवसंघ ऐसी चार शाखायें थीं; बादमें दिगम्बर सम्प्रदायमें अनेक मत निकले हैं।[३०]

जैसे कि—

संवत् ५२६ विक्रममें द्रविडसंघ निकला, संवत् ७०५ विक्रममें यापनीय संघ निकला[३१] जो केवलिभुक्ति और स्त्री-मुक्तिका स्वीकार करता है।

विक्रम संवत् ७०५में काष्ठसंघ चला, जो स्त्रीओंकी दीक्षामें सम्मत है।

काष्ठासंघसे २०० वर्ष के बाद माथुर संघ ( निष्पिच्छक) चला।

सं० १५७२ विक्रमसे पहिले जिनप्रतिमावरोधि "तारनपंथ" बना।

---

उनके करीब करीब ही बने रहते हैं फिर भी न कहा जा सकता, इस प्रकारके प्रयत्नों से उत्पन्न हुआ कोई सम्प्रदाय अपने धर्मके मूल स्वरूपको जैसे के तैसे रूपमें पा जाता हो ॥ जैनहितैषी, १४-४ पृ० ९७-९८॥

३० दिगम्बर शास्त्रोंके अनुसार विक्रम सं० ५३६ से मतभेद होने लगे, जो करीब करीब २०० या ३०० वर्षोंके फासलेमें अलग अलग फटने लगे थे। किन्तु उनसे पहिले भेद नही हुए, यह नहीं माना जाता। पहिलेके समयमें जमालि वगैरह के निन्हव-भेद हुए हैं, जिसका जिक्र असली जैन-साहित्यमें उल्लिखित है। दिगंबर सम्प्रदायने असली संघसे भिन्न होने के बाद प्राचीन जैन साहित्य को छोड दिया, साथ साथमें गोशाला जमालि गोष्ठामाहिल वगैरह का इतिहास भी छूट गया, और जो नया दिगम्बर साहित्य बना, वो ही उसका प्राचीन जैनसाहित्य माना गया ॥

३१ यापनीय संघ श्वेताम्बर व दिगम्बर के बिचमें मध्यस्थ मत था।

एपिग्राफिका इन्डीका वॉ० ४ पृ० ३२८ अंत्य पारिग्राफ, हर्नेलसम्पादित दि० पट्टावली, इन्डीयन एन्टीक्वेरी वॉ० २१ पृ० ६७ फूटनोट १६-१७, एपिग्राफिका कर्णाटिका वॉ० १२ प्रस्तावना पृ० ५, तत्वार्थ गु० परिचय पृ० ३२.

संवत् १६८० विक्रममें आगरा शहरके लघुशाखीय श्रीमाल खरतर मतानुयायी बनारसीदासने " तेरह पंथ " चलाया।

जो दिगम्बरजैन तेरहपंथमें शरिक न हुए, वे सभी " बीसपंथी " के नामसे प्रसिद्ध हुए।[३२]

संवत् १८१८ विक्रमके बाद पं० गुमानीरामने " गुमानपंथ " चलाया।

दिगम्बरसंघमें आज पंडितपार्टी और बाबूपार्टी की जोशीली खिंचाखिंच हो रही है॥

( जैन हितैषी, वर्ष ८, ९। जैन श्वेताम्बर कोन्फरन्सहेरल्ड वर्ष ११ का इतिहास – साहित्यअंक। युक्तिप्रबोध वगैरह )

जो जिनागम–प्रमाण है, जो जिनागमकी अविच्छिन्न परंपराका धारक है, जो जैनत्वकी प्राचीन जड है, उस जैनसमाजका नाम है श्री संघ ( श्वेताम्बर संघ )। श्वेताम्बर संघ एकांत-आग्रहवादी न था–न है॥

( क्रमशः )

ત્રીજા અંકથી અપૂર્ણ રહેલ " જિન મંદિર "નો, પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી મહારાજનો, લેખ આ અંકમાં સ્થળસંકોચના કારણે લઇ શકાયો નથી

---

३२ श्री सोमप्रभसूरिजीने " सिन्दूर प्रकर " में २० विधिद्वार फरमाये हैं। बीशपन्थी जैन उन सभीको प्रमाण मानते हैं, तेरहपन्थी जैन उनमें से तेरह को मानते हैं॥

# મથુરાકલ્પ

---

કર્તા-શ્રીમદ્ જિનપ્રભસૂરી
અનુ૦ મુનિરાજ ન્યાયવિજયજી
( ગતાંકથી ચાલુ )

જિતશત્રુ નરેન્દ્રનો પુત્ર કાલવેસિત[૧૪]
મુનિ; હરસ અને મસાથી પીડિત એવા
પોતાના શરીરમાં નિસ્પૃહ એવા અને
તેણે મુગ્ગલગિરિમાં ઉપસર્ગ સહન કર્યો.

શંખ રાજર્ષિનો તપ-પ્રભાવ જોઈને,
સોમદેવ વિપ્ર ગજપુરમાં જઈને દીક્ષા
લઈ સ્વર્ગે ગયો. અને કાશીમાં હરિકેશી
ઋષી નામે દેવ પૂજ્ય થયા.[૧૫]

---

**૧૪ કાલવેશિમુનિ**

મથુરામાં જીતશત્રુ રાજાને કાલા નામની વેશ્યા પત્નીથી કાલવેશીકુમાર થયો. તેની બ્હેન મુગ્ગશેલ હતી અને તેને હતશત્રુરાજા સાથે પરણાવી હતી, કાલવેશી કુમારે યુવાવસ્થામાં દીક્ષા લીધી. વિહાર કરતાં કરતાં પોતાની બ્હેનની રાજધાનીમાં પહોંચી ગયા. તે વખતે કાલવેશીને હરસ-મસાનું ભયંકર દરદ થયેલું હતું. બ્હેને મુનિને ભિક્ષામાં દવા વ્હોરાવી. મુનિએ દવાને અધિકરણ માની અનશન સ્વીકાર્યું. અહીંઆ આ વખતે પૂર્વ ભવના વૈરી વ્યંતર દેવે શીયાળનું રૂપ કરીને મુનિને ઘણા ઉપસર્ગો કર્યા. મુનિરાજે મન વચન અને કાયાની એકાગ્રતાથી નિશ્ચલપણે તે ઉપસર્ગો શાન્તિથી સહન કર્યા.

**૧૫ શંખરાજર્ષિ, સોમદેવ અને હરિકેશીબલ**

મથુરામાં રાજકુમાર યુવરાજ શંખકુમારે દીક્ષા લીધી; દીક્ષા લઇ તે હસ્તિનાપુર ગયા. ગામમાં ભિક્ષાને માટે જવા રસ્તો પુછ્યો. સોમદેવ નામના બ્રાહ્મણે જાણી જોઈને સખ્ત ગરમીથી ગરમ થઇ ગયેલો ભયંકર રસ્તો બતાવ્યો. મુનિરાજની તપસ્યાના બળે ગરમ રસ્તો પણ ઠંડો થઇ ગયો. આ જોઇ સોમદેવ ચમકયો અને મુનિરાજને ખોટે રસ્તે ચઢાવ્યા તેના પ્રાયશ્ચિત્તરૂપે તે મુનિરાજ પાસે તેણે સાધુપણું સ્વીકાર્યું. સોમદેવે સાધુપણુ લીધુ ખરૂં પણ તેનું જાતિનું અભિમાન-ગર્વ ગયો ન હતો. જેથી મૃત્યુ પામી કાશીમાં મૃતગંગાને કાઠે ચાંડાલ બલકોટ્ટહરિકેશીની પત્ની ગૌરીની કુક્ષિમાં પુત્રપણે જન્મ લીધો. પિતાએ તેનું નામ બલહરિકેશી ચાંડાલ રાખ્યું. આ ચાંડાલપુત્રને નિર્બલતા અને સબલતાનો વિચાર કરતાં વૈરાગ્ય ઉત્પન્ન થયો; અને તેણે દીક્ષા લીધી. મુનિ બન્યા પછી તિંદુક વનમાં રહી ધ્યાન કરવા લાગ્યા. મુનિરાજનુ ધ્યાન નિરખી વનનો માલિક ગણ્ડિતિંદુક યક્ષ મુનિરાજનો સેવક બન્યો અને નિરંતર સેવા કરવા લાગ્યો.

એકવાર કૌશલિકની રાજકન્યા ભદ્રાએ મુનિરાજનો તિરસ્કાર-અપમાન કર્યું; યક્ષરાજે ભદ્રાને મુનિની આશાતનાનું ફળ ચખાડયું, શિક્ષા કરી. જેથી નગરમાં મુનિરાજનું મહાત્મ્ય ફેલાયું. જાતિથી ચંડાલ હોવા છતાં આ મુનિરાજ ઋષિ, બ્રાહ્મણ, રાજા અને દેવતાથી પણ પૂજિત થયા.

(ઉ૦ સૂ૦ અ૦ ૧૨ સૂ૦ ૧-૩૬ નિર્યુંકિત ગાથા ૩૨૨ થી ૩૨૬ પૃ. ૩૫૫ ૩૬

અહિં ઉત્પન્ન થયેલી નિવૃત્તિ[16] નામની રાજકન્યાને પરણ્યો.
નામની રાજકન્યાનો, રાધાવેધ કરનાર માતા કુબેરસેના અને ભાઇ કુબેર-
સુરિંદદત્તની સાથે, સ્વયંવર થયો. દત્તને [17]કુબેરદત્તાએ, અવધિજ્ઞાનથી
અર્થાત્ સુરેન્દ્રદત્ત રાધાવેધ કરી નિવૃત્તિ અઢાર નાતરાં જાણી, પ્રતિબોધ કર્યો હતો.

---

**૧૬ રાજકુમારી નિવૃત્તિ**

મથુરામાં જીતશત્રુ રાજાને નિવૃત્તિ નામની રાજકુમારી હતી, રાજાએ તેની યુવાવસ્થા જોઈ વરને માટે પૂછ્યુ, રાજકુમારીએ કહ્યું–જે શુરવીર અને બલવાન હોય તે મારો પતિ થાય, રાજાએ કુમારીને અનુજ્ઞા આપી. રાજકુમારી સૈન્ય સહિત ઇન્દ્રપુર જઇ પહોંચી. તે વખતે ઇન્દ્રપુરમા ઇન્દ્રદત રાજા હતો, તેને માનીતી રાણીના બાવીશ કુમારો હતા. જે પઠિત-મૂર્ખ અને અભિમાની હતા. રાજાને અણમાનીતી રાણીથી એક પુત્ર થયો હતો જેનું નામ સુરેન્દ્રદત્ત હતું. અને જેતુ રક્ષણ પણ મંત્રીએ કર્યું હતું. સુરેંદ્રદત્ત બાણકલામાં કુશળ હતો.

જિતશત્રુરાજાની રાજકુમારીએ ઇન્દ્રપુર આવી રાધાવેધ માંડયો રાજાના બાવીશ કુમારો રાધાવેધમાં નિષ્ફળ નિવડયા પરંતુ સુરેદ્રદત્તે રાધાવેધ સફલતાથી કર્યો, નિવૃત્તિરાજ કન્યાને પરણ્યો અને છેવટે મથુરાનું રાજ્ય પણ પામ્યો.

( ઉ૦ સૂ૦ અ૦ ૩ નિં૦ ગાથા ૧૬૦ ટીકાનું દૃષ્ટાંત પૃ. ૧૪૮ )

**૧૭ કુબેરદત્તા**

મથુરા નગરમાં કુબેરસેના નામની ગણિકા રહેતી હતી. તેણીના ગર્ભમાં એક યુગલ-પુત્ર અને પુત્રી એકી સાથે જન્મ્યા તેમનું નામ અનુક્રમે કુબેરદત્ત અને કુબેરદત્તા રાખ્યું, માતાએ દશ દિવસ પાલી તેમને એક પેટીમાં પુરી બન્નેના હાથમાં મુદ્રિકા પહેરાવી પેટી યમુનાના પાણીમાં તરતી મુકી દીધી. પેટી તણાતી તણાતી શૌરિપુરમાં પહોંચી. ત્યા પેટી બહાર કાઢી અને એક ગૃહસ્થે પુત્ર અને બીજાએ પુત્રી લીધી યુવાવસ્થામાં બન્નેનુ લગ્ન થયું. લગ્ન પછીની પ્રથમ રાત્રે રમતાં રમતાં બન્નેએ એક સરખી મુદ્રિકા જોઇ અને વિચારવા લાગ્યાં કે આપણે બન્ને ભાઇ બ્હેન જેવાં લાગીએ છીએ. આ વાતની ખાત્રી બન્નેનાં નવાં માતપિતાને પુછીને કરી લીધી. પછી કુબેરદત્ત પૈસો કમાવા પરદેશ ગયો; અને કુબેરદત્તાને યથાર્થ વાત જણાવી. જેથી તે વૈરાગ્ય પામી દીક્ષિત બની; ઉત્તમ ચારિત્ર પાળવાથી તેને અવધિજ્ઞાન થયુ. પછી પોતાની સ્થિતિ જાણી પોતાનો ભાઇ કયાં છે તે પણ જાણ્યું. તેનો ભાઈ કુબેરદત્ત શૌરિપુરથી નીકળી મથુરા જઈ વ્યાપાર કરવા લાગ્યો અને ત્યાં તેની માતા કુબેરસેના વેશ્યાને પોતાની સ્ત્રી બનાવી પોતાના ઘરમાં રાખી, વિષયસુખ ભોગવતાં તેને એક પુત્ર થયો. કુબેરદત્તાએ અવધિજ્ઞાનથી આ જાણી, સંસારનાટકની વિચિત્રતા જોઇ, ભાઇને પ્રતિબોધવા મથુરા આવી અને તેના ઘરની નજીકમાં એક સ્થાનમાં રહી, ત્યાં કુબેર સેના ગણિકા સાધ્વી પાસે રોજ ભણવા જતી અને પોતાના બાલક પુત્રને પણ સાથે લઇ જતી. એકવાર કુબેરસેના પુત્રને મૂકી ઘરમાં ગઇ હતી ત્યા ને સાધ્વીએ તે પુત્રને ઉદ્દેશી પોતાના તેની સાથેના અઢાર સગપણ સંભળાવ્યાં. નજીકમાં રહેલા કુબેરદત્તે આ સાંભળ્યું અને સાધ્વીજીને

## મથુરાના કંકાલીટીલામાંથી પ્રાપ્તથએલ પ્રાચીન જૈનશ્વેતાંબર અવશેષો [૨]



ખંડિતથયેલ કેશવાળી આદીશ્વર ભગવાનની મૂર્તિ.



શિલાલેખ સહિત–સાધુઓનો પરિચય આપતી પ્રભુ મહાવીરની મૂર્તિ

શ્રી દીક્ષા પ્રિન્ટરી, અમદાવાદ.

અહિં શ્રુત-સાગરના પારગામી આર્ય મંગુ[૧૮] આચાર્ય ઋદ્ધિ શાતાગારવમાં લુબ્ધ બની યક્ષપણું પામ્યા અને જીભ બહાર કાઢીને સાધુઓને અપ્રમાદી થવા માટે પ્રતિબોધ કર્યો.

કંબલ[૧૯] અને સંબલ નામના બે બાલ બળદો જિનદાસ શેઠના સંસર્ગથી પ્રતિબોધ પામ્યા અને મૃત્યુ પામી નાગ-કુમારમાં દેવપણે ઉત્પન્ન થયા. અને પછી

---

પુછ્યું, સાધ્વીજીએ આખી ઘટના હૃદયભેદક શબ્દોમાં સંભળાવી. પુત્ર સાથેનાં પોતાનાં અઢારે સગપણ સંબંધ જણાવ્યા અને મુદ્રિકા પણ બતાવી. કુબેરદત્તે પ્રતીબોધ પામી સાધુપણુ સ્વીકાર્યું. અને મૃત્યુ પામી સ્વર્ગે ગયો.

કુબેરસેનાએ શ્રાવકનાં વ્રત સ્વીકારી જૈનધર્મ આદર્યો અને કુબેરદત્તા સાધ્વીજી ગુરૂણી પાસે ગયાં.

આ આખીએ ઘટના જૈન ગ્રન્થોમાં અઢાર નાતરાને નામે પ્રસિદ્ધ છે. જે મથુ-રામાંજ બનેલ છે.

### ૧૮ આચાર્ય આર્ય મંગુ

આ આચાર્ય નદીસૂત્રની ગુર્વાવલીના અનુસારે શ્રી આર્યસમુદ્રના શિષ્ય હતા. તેઓ આચાર્યપદપર , અધિષ્ઠિત થયા હતા અને યુગપ્રધાન પણ હતા. આ મહાન પદ પામ્યા પછી શાતાઋદ્ધિગારવમા ફસી ગયા. જીહ્‌વેન્દ્રિયના લાલચુ બની ગયા. આનું પ્રાયશ્ચિત લીધા સિવાય કાળધર્મ પામી મથુરા નગરીની નાલ-ગટર ઉપર યક્ષપણે ઉત્પન્ન થયા, અને તેમની મૂર્તિ પણ પુજાવા લાગી. એ રસ્તેથી જતા જૈન શ્રમણોને જોઇને યક્ષરાજ જીભ બતાવવા લાગ્યા. સાધુઓએ પૂછ્યું આ શું છે ? જીભ કેમ કાઢો છો ? પછી યક્ષરાજે જવાબ આપતાં પોતાનુ પૂર્વ સ્વરૂપ સમજાવ્યું અને કહ્યું કે-હું જીહ્‌વેન્દ્રિયનો લાલચુ થવાથી આ દશા પામ્યો છું માટે તમારામાં કોઇ જીહ્‌વેન્દ્રિયના લાલચુ હો તો ચેતી જઇ વધુ ત્યાગી અને વૈરાગ્યમય બનશો.

ગ્રન્થકારના સમયે આ મગુ આચાર્યનુ મદીર હતુ, અત્યારે તે વિદ્યમાન નથી.

### ૧૯ કંબલ અને સંબલ

કંબલ અને સંબલની ઉત્પત્તિ માટે કલ્પસુત્ર સુબોધિકાવૃત્તિમાં આ પ્રમાણે ઉલ્લેખ મળે છે, " મથુરા નગરમાં જીનદાસ શ્રાવક અને સાધુદાસી નામની તેમની સ્ત્રી શ્રાવિકા હતી. બન્ને પરમ ધર્મનિષ્ટ હતાં. તેમણે શ્રાવકનાં બારવ્રત ઉચ્ચર્યા હતાં અને તિથિએ ઉપવાસ, પોષધ આદિ નિરંતર કરતાં. એક વાર તેમને ઘેર દુધ દેનારી ભરવાડણને ત્યાં વિવાહ હતો અને તે વિવાહની શોભામાટેની કેટલીક કિમતી સામગ્રી શેઠ જીનદાસને ત્યાથી આવી હતી, જેથી તેમનો વિવાહ મહોત્સવ બહુજ દીપી ઉઠયો, તેથી તેના બદલારૂપે તેમણે બે નાનાં નાનાં વાછડાં શેઠ જીનદાસને ભેટ ધર્યા. શેઠે ઘણી ના કહી છતા શેઠને આંગણે પરાણે તે બાધી ગયો. શેઠને પાંચમા પરિગ્રહ વ્રતમાં કોઇપણ તિર્યંચ પોતાને ત્યાં ન રાખવાના પચ્ચખ્ખાણ હતાં. શેઠને વાછડાં રાખવાની ઇચ્છા લેશમાત્ર ન હતી, છતાંય ભરવાડને તે પાછા આપવાથી તેને ખસી કરશે; નાથ ઘાલી ભાર ખેંચાવશે વગેરે, તેની દયાથી

ત્યાંથી અહિં આવી નાવમાં આરૂઢ થઇ, નદી પાર કરતા ભગવાન મહાવીરને થયેલો ઉપસર્ગ શાંત કર્યો.

અહિં અર્ણિકાપુત્ર અને પુષ્પચૂલા પ્રતિબોધ પામી દીક્ષિત બની સંસાર-સાગરનો પાર પામ્યા.

પ્રેરાઇ એ વાછરડાંને પોતાને ત્યાં રહેવા દીધાં. રોજ ઘાસ પાણી નાખે છે, પરંતુ શેઠ અષ્ટમી ચતુર્દશીનો પોષધ કરી નિરાહાર રહેતા અને શાસ્ત્ર વાંચતા. આ સાંભળી બળદો પણ શેઠનું અનુકરણ કરી તે દિવસે ઘાસ પાણી ન ખાતાપીતા ઉપવાસ કરતાં. અનુક્રમે શેઠનો તેમના ઉપર સાધર્મિ તરીકે પ્રેમ વધ્યો.

એકવાર શેઠ પૌષધમાં મૌનધારી બેઠા હતા તે વખતે તેમનો મિત્ર તેમને પૂછયા સિવાય ભદીર યક્ષની યાત્રામાં આ બન્ને વાછડાને લઇ ગયો, ગાડીમાં જોડયાં અને એટલા બધાં દોડાવ્યાં કે તેમના સાંધે સાંધા તુટી ગયા. પછી ઘેર લાવી ખીલે બાંધ્યાં. શેઠે આ સ્થિતિ જોઇ તેમનું મૃત્યુ નજીક જાણી અનશન કરાવ્યું. જેથી ધર્મ ધ્યાન કરી મૃત્યુ પામી નાગ કુમારમાં દેવપણે ઉત્પન્ન થયાં. ત્યાં ઉપયાગથી તેમણે જોયું કે—

અન્તિમ તીર્થંકર ભગવાન્ મહાવીર વહાણમાં બેસી ગંગા નદી ઉતરે છે ત્યાં ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં અપમાનિત સિંહનો જીવ સુદષ્ટ દેવ અત્યારે પ્રભુને ઉપસર્ગ કરે છે. એટલે નીચે આવી એક દેવે વહાણનુ રક્ષણ કર્યું અને બીજાએ સુદષ્ટ દેવને હરાવી નસાડી મુક્યો. પછી ભગવાન પાસે આવી વંદન નમસ્કાર મહોત્સવ કરી, સુગંધિ જલ અને ફુલનો વર્ષાદ વર્ષાવી પોતાને સ્થાને ગયા. તેમનો સમય ભગવાન મહાવીરનો સમયજ અર્થાત્ ઇ૦ સ૦ પૂર્વ ૫૯૮થી ૫૨૬ની વચમાં છે.

## ૨૦ અર્ણિકાપુત્ર અને પુષ્પચૂલા

ઉત્તર મથુરાનિવાસિ દેવદત્ત અને દક્ષિણ મથુરાનિવાસિની અન્નિકાના પુત્ર અર્ણિકાપુત્ર થયા. તેઓ જાતિએ વણિક હતા. યુવાવસ્થામાં જયસિંહ નામના આચાર્ય પાસે તેમણે દીક્ષા લીધી. પોતાની તીક્ષ્ણ બુદ્ધિના પ્રતાપે ટુંક સમયમાજ સ્વપરદર્શનના નિષ્ણાત થયા અને આચાર્યપદ પામ્યા. ત્યારથી અર્ણિકાપુત્ર આચાર્ય તરીકે ભૂમંડલમાં પ્રસિદ્ધિ પામ્યા.

પુષ્પભદ્ર નગરમાં પુષ્પકેતુ રાજાને પુષ્પવતી રાણી હતી. તેણે એક યુગલનો જન્મ આપ્યો. જેમાં એક પુત્ર અને પુત્રી હતી. તેમનાં નામ અનુક્રમે પુષ્પચૂલ અને પુષ્પચૂલા હતાં. બન્ને બાળકોનો બાલ્યાવસ્થાથી અપ્રતીમ સ્નેહ હતો. રાજાએ આ જોઇ બન્ને ભાઇ બ્હેનનું લગ્ન કરી આપ્યું. ટુંક સમયમાં રાજા મૃત્યુ પામ્યો. પછી પુષ્પચૂલ રાજા થયો. પછી તેની માતા પુષ્પવતીએ આ અકાર્ય ન જોઇ શકવાથી વૈરાગ્ય પામી દીક્ષા લીધી. પછી કાળ ધર્મ પામી દેવલોકમાં ઉત્પન્ન થઇ, ત્યાં ઉપયોગ મુકી બન્ને ભાઇ બ્હેનને સંસારમાંથી તારવા ખાતર પ્રથમ પુત્રીને નરકનું દશ્ય સ્વપ્નમાં બરાબર બતાવ્યું. તે પણ નરકમાં પડી અને દુઃખ ભોગવે છે એમ બતાવ્યું. નિદ્રામાંથી જાગૃત થઈ સ્વપ્નનું વૃત્તાંત પતિ (પુષ્પચૂલ)ને સંભળાવ્યું. તેણે પંડિતો પાસે શાન્તિ કર્મ કરાવ્યું. પછી નરકનું યથાર્થ વૃત્તાંત જાણવા અનેક ધર્મના ગુરૂઓને બોલાવ્યા, પરંતુ કોઇ યથાર્થ સ્વરૂપ

અહિં ઈન્દ્રદત્ત[૨૧] નામનો મિથ્યાત્વી મસ્તક ઉપર પગ રાખતો હતો, જેથી ગોખમાં બેઠો બેઠો નીચે જતા સાધુના શ્રાવકે ગુરૂભક્તિથી તેના પગ કપાવ્યા.

(અપૂર્ણ)

---

બતાવી શકયું નહિ. પછી રાજાએ અર્ણિકાપુત્ર આચાર્યને બોલાવ્યા તેમણે જૈન સૂત્રના આધારે નરકનું યથાર્થ સ્વરૂપ કહ્યું. રાણીએ જેવું સ્વપ્નમાં જોયું હતું, તેને બરાબર મળતું બ્યાન આચાર્યશ્રીએ જણાવ્યું હતું. પછી રાણીએ પુછ્યું–પ્રભુ, આ દશા કેમ પ્રાપ્ત થતી હશે ? આચાર્યે કહ્યું "હે ભદ્રે ! મહા આરંભ મહા પરિગ્રહથી, ગુરૂને ઓળવવાથી, પંચેન્દ્રિય જીવોનો વધ કરવાથી અને માંસાહાર કરવાથી, પ્રાણીઓ પાપ કરીને નરકમાં જાય છે અને ત્યાં આવાં દુઃખોનો અનુભવ કરે છે.

પછી દેવે (પુષ્પચૂલાની માતાએ) સ્વપ્નમાં સ્વર્ગનું દશ્ય બતાવ્યું. રાણીએ આ વાત પણ રાજાને કહી. તેનું યથાર્થ બ્યાન જાણવા બીજા ધર્મગુરૂઓને બોલાવ્યા; અન્તે અર્ણિકાપુત્ર આચાર્યને બોલાવ્યા. તેમણે સૂત્ર જ્ઞાનને આધારે સ્વર્ગનું યથાર્થ સ્વરૂપ કહી સંભળાવ્યું. રાણીએ પણ આચાર્યશ્રીના કહેવા પ્રમાણે જ સ્વર્ગ જોયું હતું. પછી પુછ્યું પ્રભુ, આ કેવી રીતે પ્રાપ્ત થાય ? ગુરૂએ કહ્યું—સુદેવ, સુગુરૂ અને સુધર્મની યથાર્થરૂચિવાળા જીવને સ્વર્ગ પ્રાપ્તિ દૂર નથી. આથી તેણે પતિની રજા લઇ દીક્ષા લીધી. પછી પોતે ભાઇ (પતિ)ના આગ્રહથી ત્યા જ રહે છે. એકવાર દુષ્કાળ પ્રસગ જાણી આચાર્યે સાધુઓને અન્યત્ર વિહાર કરાવ્યો. પોતાની વૃદ્ધાવસ્થા અને ચાલવાની શકિત ન હોવાથી ત્યાજ રહ્યા. ભકિતવાળી પુત્રી જેમ પિતાની ભકિત કરે તેમ પુષ્પચૂલા ગુરૂની ભકિત કરવા લાગી. ગુરૂની સેવા કરતાં અપૂર્વ કરણના યોગે પુષ્પચુલાને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. પછી લાંબા સમયે ગુરૂને ખબર પડી. પુષ્પાચૂલાએ કહ્યુ કે આપને પણ ગંગાપાર કરતાં કેવળજ્ઞાન થશે. ગુરૂ હોડીમાં બેસી ગંગા પાર કરવા ચાલ્યા. ત્યાં ગંગામાં કોઇ વ્યંતર દેવે ઉપસર્ગ કરવાથી હોડી ડુબવા લાગી. લોકોએ આ સાધુનો પ્રતાપ જાણી તેમને નદીમાં પધરાવ્યા ત્યાં દુષ્ટ દેવે તેમને શુળી ઉપર ચડાવ્યા. ત્યાંજ શુકલધ્યાન ધરતાં તેમને કેવલજ્ઞાન થયું અને મોક્ષે પધાર્યા. **ત્યાં પ્રયાગ તીર્થ સ્થપાયું.**

**૨૧ ઈન્દ્રદત્ત પુરોહિત**

મથુરામાં ઇન્દ્રદત્ત નામનો પુરોહિત (બ્રાહ્મણ) હતો. જૈન શ્રમણોનો તે દ્વેષી હતો. તેણે વિચાર્યું કે હું જૈન સાધુઓના મસ્તકપર પગ રાખું તો સારૂં; આમ વિચારી બારીમાં પગ લાંબા કરી બેઠો અને નીચેથી જતા સાધુઓના માથા ઉપર પગ રાખ્યો. આ દશ્ય એક ભકત શ્રાવકે—શ્રમણોપાસકે–જોયું. તેણે મનમાં પ્રતિજ્ઞા કરી કે જે પગ આ દુષ્ટ પુરોહિતે સાધુના માથા ઉપર રાખ્યો છે તે પગ કાપું તો જ તેને ખબર પડશે કે સાધુઓના માથા ઉપર પગ રાખ્યાનું શું ફળ મળે છે. આ પ્રતિજ્ઞા તેણે ગુરૂ મહારાજને સંભળાવી; ગુરૂ મહારાજે તેને સમજાવ્યો કે ભાઇ તુ રહેવા દે અને તેના કર્મનું ફળ તેને મળી રહેશે. પરન્તુ શ્રાવકે તે ન માન્યું અને એ પુરોહિતને રાજાના ગુન્હામાં લાવી રાજા પાસે તેનો પગ કપાવ્યો.

( ઉ. સૂ. અ, ૨—સૂ. ૩૯ નિં. ગા ૧૧૯ ટીકા પૃ. ૧૨૫ )

# श्रीमान् सन्तबालजीसे कुछ प्रश्न

लेखक—मुनिराज श्री ज्ञानसुंदरजी महाराज

श्रीमन्!

आपने "जैन प्रकाश" नामक पत्र में "धर्मप्राण लोकाशाह" नामकी जो लेखमाला प्रकाशित कराई है, उसमें भगवान् महावीरसे लोकाशाह, और लोकाशाहसे आजतकके स्थानकवासी समाजका इतिहास (उपन्यास) लिखकर स्थानकवासी समाजको विश्वास दिलाया है कि लोकाशाहका चलाया हुआ मत सत्य है। अब किसी स्थानकवासी साधु या श्रावकको स्थानकवासी मतका त्यागकरमूर्ति-उपासक बननेकी आवश्यकता नहीं है, इत्यादि—परन्तु आपकी इस सत्यतापर तो तभी प्रकाश पडेगा जब कि-कोइ निष्पक्ष दृष्टिसे आपकी लेखमाला पर योग्य समीक्षा करेगा। पर आज तो मैं आपकी लेखमालामें रही हुई कतिपय न्यूनताके विषयमें ही प्रश्न करनेको यह लेख लिख रहा हूँ कि आपने अपनी लेखमालामें साधारण बातोंको स्थान देते हुए निम्नलिखित महत्वपूर्ण बातोंको क्यों नहीं स्थान दिया, और इस उपयुक्त इतिहासविषयको कैसे भूल गये? जैसेकि—

(१) "भगवान् महावीरके बाद २००० वर्षोंसे लोकाशाह हुआ, और उसने प्रचलित मूर्तिपूजाका विरोध किया, अर्थात् लोकाशाहकी यह मान्यता थी कि "जैनागमों एवं ३२ सूत्रोंमें मूर्त्तिपूजाका उल्लेख नहीं है. इत्यादि।" पर आपने यह नहीं बतलाया कि मूर्त्तिपूजा कबसे शुरु हुई, किसने चलाई, और इस प्रवृत्तिमें उनका क्या हेतु था?। इससे तो यही सिद्ध होता है कि-महावीर प्रभुके समय मूर्तिपूजा विद्यमान थी और महावीरसे २००० वर्ष बाद तक भी अविच्छिन्न रूपसे चली आ रही थी, और इन २००० वर्षों में अनेक पूर्वधर, श्रुतकेवली, एवं बड़े धुरंधर आचार्योंने इस प्रथाका खूब पोषण किया, बीच बीच में जैन-शासनमें कई भेद भी हुए, जैसे श्वेताम्बर, दिगम्बर। और अनेकानेक गच्छ भी पैदा हुए। पर मूर्त्तिपूजाके विषयमें तो सबका एक ही मत था। कारण, मूर्त्तिपूजा जनकल्याण के लिए सर्व व्यापिनी थी, पर वीरात् २००० वर्षांमें केवल लोकाशाहने ही इसका विरोध क्यों किया?।

(२) लोकाशाहकी परम्परामें जो साधु (यति) हुए उन्होंने अपने उपाश्रयमें जैनमूर्त्तियोंको स्थापना कर सेवा पूजा प्रारंभ की जो आज तक भी विद्यमान

है। परन्तु इस विषयके इतिहास के बारेमें तो आपने एक अक्षर भी नहीं लिखा कि-लौकाशाह के बाद किसने, किस समय मूर्त्ति-पूजाको स्वीकार किया और बाद में आपके पूर्वजोंने मूर्त्ति मानना कब छोडा। लौकों के साधु जो मूर्त्ति मानने वाले हैं वे भी अपने को लौकाशाहके अनुयायी बताते हैं और आप भी लोकाशाहको अपना धर्म-संस्थापक और धर्मगुरु मानते हो तो आपमें और उन लोकोंके साधुओंमें फिर यह मतभेद क्यों ?।

(३) लौकाशाहकी परम्पराके लुंपकाचार्योंने तो कई एक जैन मन्दिरोंकी प्रतिष्ठा कराई, जिनके शिलालेख आज भी विद्यमान हैं, देखिये श्रीमान् पूर्णचंद्रजी नाहर संपादित "प्राचीन शिलालेख संग्रह" खण्ड प्रथम लेखाङ्क १४८, १६८ और १८४ में क्रमशः "रत्नचद्र सूरिणा लुंपकगच्छे" "बृहत् गुजराती लुंकागच्छे × × अजयराजसूरि" और "अमृतचंद्रसूरिणा लुंकागच्छीयेन × × × इत्यादि" में लुपकाचार्योंने जैन मन्दिर मूर्त्तियोंकी प्रतिष्ठा कराने के शिलालेख उपलब्ध हैं, और पूर्वोक्त प्रतिष्ठाकार अपने को लौकाशाहके अनुयायी बताते हैं। तो आपके गुरु लौकाशाह और प्रतिष्ठाकार व्यक्तियों के गुरु लौकाशाह एक ही व्यक्ति है या भिन्न भिन्न ?। यदि एक ही व्यक्ति है तो फिर एक गुरुकी परम्परा मे यह भेद क्यों ?-कि वे लोक तो मूर्त्ति पूजा स्वीकार करते हैं और आपलोक मूर्त्ति-पूजा का विरोध करते हो।

(४) लौकाशाहके अनुयायी साधु आज पर्यन्त डोरा डाल मुँह पर मुँहपत्ती नहीं बांधते हैं, वे हमेशांसे मुँहपत्ती हाथमें रखते ही चले आए है, पर आप मुँह पर मुँहपत्ती बांधते हो, यह प्रवृत्ति कबसे और किसने चलाई ?। आपने अपनी लेखमालामें इस बात का जिक्र तक नहीं किया, क्योंकि-जैसा मूर्त्तिपूजाका विरोध वैसा मुँहपत्ती बांधने का भी तो विवाद है, फिर आप इसका इतिहास लिखना क्यों भूल गए ?। लौकाशाह तथा उनके अनुयायी लौकामतके साधुओंने न तो मुँह पर मुँहपत्ती बांधी और न आज भी बाँधते हैं। तो क्या लौकाशाहका सिद्धान्त भी आपको मान्य नहीं है ?

(५) आज जो लौकामत कहा जाता है उनके उपाश्रयोंमें जैनमूर्तियाँ विद्यमान हैं। लुकागच्छके आचार्योंने जैन मन्दिर मूर्त्तियोंकी प्रतिष्ठा कराई। लौकामत के साधु आज पर्यन्त भी मुँहपत्ती हाथमें रखते है और वे अपनेको लौकाशाहका अनुयायी भी बताते हैं, फिर आप इनसे विपरीत मान्यता रखते हुए लौकाशाहको अपना धर्म-संस्थापक और धर्मगुरु समझते हो तो आप दोनोंका ( विरुद्ध पक्ष होते हुए भी ) लौकाशाह एक ही व्यक्ति है या भिन्न भिन्न ?। यदि एक ही है तो आपस में विरोधभाव क्यों ? और भिन्न है तो प्रमाण बतावें।

शेष फिर कभी समय मिलने पर।

મહાપ્રભાવશાલી પુરૂષાદાનીય

# શ્રી સ્તંભન પાર્શ્વનાથ

લેખક—ઉપાધ્યાય શ્રી પદ્મવિજયજી ગણી

શ્રી તંબાવતી નગરી (સ્તંભતીર્થ; ખંભાત, લઘુલંકા) માં કલ્પવૃક્ષ, ચિંતામણિ, કામકુંભ, કલ્પલતા વિગેરે પદાર્થો કરતાં પણ અધિક પ્રભાવવાળા શ્રી સ્તંભન પાર્શ્વનાથનાં દર્શન કરનાર ભવ્ય જીવોના હૃદયમાં એ જ વિચારો પ્રકટે છે કે-આ પ્રતિમાજી કોણે અને ક્યારે ભરાવી ? કયા કયા ઇંદ્રાદિ ભવ્ય જીવોએ, કેટલા ટાઇમ સુધી, કયે સ્થલે, આ બિમ્બની પૂજા કરી કેવા કેવા લાભો મેળવ્યા ? આચાર્ય શ્રીઅભયદેવસૂરિજીએ આ પ્રતિમાજીને કઇ રીતે ક્યાંથી પ્રકટ કર્યા વિગેરે જણાવવું જરૂરી હોવાથી, શ્રી વિવિધ તીર્થકલ્પ, પ્રભાવક ચરિત્ર, ઉપદેશ પ્રાસાદ, ઉપદેશ સપ્તતિકા આદિ ગ્રન્થોના આધારે તથા અનુભવિ પરમોપકારિ શ્રી ગુરૂ મહારાજ આદિ ગીતાર્થ પુરૂષોના વચનાનુસારે અહિં જણાવું છું.

—લેખક

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

यन्मार्गेऽपि चतुःसहस्रशरदो देवालये योऽर्चितः<br>
स्वामी वासववासुदेववरुणैः स्वर्वार्धिमध्ये ततः ।<br>
कान्त्यामिभ्यधनेश्वरेण महता नागार्जुनेनार्चितः,<br>
पायात् स्तंभनके पुरे स भवतः श्रीपार्श्वनाथो जिनः ॥१॥

## પ્રતિમાના ભરાવનાર કોણ ?

ગઈ ચોવીશીમાં ૧૬ મા તીર્થંકર શ્રીનમિનાથ (નમીશ્વર) ભગવંત થયા. તે પ્રભુના નિર્વાણ સમયથી માંડીને ૨૨૨૨ વર્ષો વીત્યા બાદ આષાઢી નામના શ્રાવક થયા. તેમણે શ્રી પાર્શ્વનાથનાં ત્રણ બિંબો ભરાવ્યાં. હાલ તેમાંના ૧ ચારૂપ તીર્થમાં, ૨ શ્રી શંખેશ્વર તીર્થમાં અને ૩ શ્રી સ્તંભતીર્થ (ખંભાત)માં મોજુદ છે. એમ ત્રણ બિંબની બીના, મુલનાયક શ્રી સ્તંભન પાર્શ્વનાથના નીલમ મણિમય બિંબની પડખેની પાર્શ્વનાથ-ની વિશાળ પ્રતિમાના લેખ ઉપરથી જાણી શકાય છે. આ વર્ણનમાં શ્રી સ્તંભન પાર્શ્વનાથની પડિમાની જેમ

શ્રી [1]શંખેશ્વર પાર્શ્વનાથનું બિંબ, ગઇ ચોવીશીમાં ભરાવ્યું એમ જાણી શકાય છે. બીજી બાજુ નવીન ઉપદેશ —સપ્તતિકામાં એમ પણ કહેલ છે કે— આ પ્રભુના બિંબની આદિ નથી જણાતી. કેટલાએક આચાર્યો એમ કહે છે કે વર્તમાન ચોવીશીમાં થયેલા સત્તરમા તીર્થંકર કુંથુનાથ ભગવંતના સમયે થયેલા મમ્મણ શેઠે પ્રભુને પૂછયું કે— મારી મુકિત કયારે થશે ? જવાબમાં પ્રભુએ કહ્યું કે ભાવિ શ્રીપાર્શ્વનાથના તીર્થમાં તું મુકિત પદ પામીશ. એમ સાંભળતાંની સાથે ખૂશી થઇને તેણે ન્યાયોપાર્જિત દ્રવ્ય વાપરીને આ બિંબ ભરાવ્યું.

## ઇંદ્રાદિકે કરેલી પૂજા—

દુનિયામાં સમુદ્રનું પાણી માપનાર તથા તારક ( તારા ) આદિ જ્યોતિષિ દેવોનાં વિમાનોને ગણી શકનાર જે હોય તેવો દિવ્ય પુરૂષ પણ, આ પાર્શ્વપ્રભુની પ્રતિમાનો મહિમા વર્ણવી શકે જ નહિ. પાર્શ્વ—પાર્શ્વ એવા નામાક્ષરોના જાપથી પણ સર્પાદિનું ઝેર ઉતરી શકે છે. અનેક વિઘ્નોને હઠાવવા માટે જેના અધિષ્ઠાયક સર્વદા જાગતાજ છે એવા આ પ્રભુના બિંબની પૂજાનો પવિત્ર લાભ, અનેક વિદ્યાધર, સુરેન્દ્ર, નૃપતિ આદિ ભવ્યજીવોએ ઘણીવાર લીધો છે. તેમાં વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત સ્વામીના સમયમાં, આ પ્રતિમાજી ચંપા નગરીમાં બીરાજમાન હતા. તે સમયે ગરિક તાપસના પરાભવાદિ કારણથી કાર્ત્તિક શેઠે પરમ પવિત્ર જૈનેન્દ્રી દીક્ષા ગ્રહણ કરી આ જ પ્રભુ બિંબના ધ્યાનથી સેંકડો અભિગ્રહ સિદ્ધ કર્યા છે. તે જ કાર્તિક અનુક્રમે સૌધર્મેન્દ્ર થયો અવધિજ્ઞાનથી આ બિંબનો પ્રભાવ જાણીને પૂર્ણ ઉલ્લાસથી સાત્ત્વિકી ભક્તિ કરી. કેટલોક ટાઇમ વીત્યા બાદ વનવાસના પ્રસંગે ઇંદ્રના આજ્ઞાંકિત દેવોની સહાયથી રામચંદ્રજીએ દંડકારણ્યમાં આ પ્રતિમાને મેળવીને સીતાએ લાવેલા ફુલોથી અપૂર્વ પૂજા કરી છે. એમ ૭ મહિના અને ૯ દિન સુધી આ અલૌકિક પાર્શ્વપ્રભુનું નામ રામચંદ્રજી પાસે રહ્યું.

ત્યાર બાદ રામચંદ્રજીનો કર્મોદયજનિત આપત્તિનો સમય જાણી, અધિષ્ઠાયક દેવોએ એ બિંબ ઇંદ્રને સોંપ્યું. ત્યાં સૌધર્મ દેવલોકમાં શક્રેન્દ્રે [2]અગીઆર લાખ વર્ષો સુધી નિર્મલ ભકિત કરી. આ અવસરે યદુવંશમાં પ્રભુ શ્રી નેમિનાથ, બલદેવ, કૃષ્ણ નૃપતિ એમ ત્રણે શલાકા પુરુષો હયાત હતા. તેમાં બાલબ્રહ્મચારી, સુગૃહીતનામધેય, પ્રાતઃસ્મરણીય શ્રી નેમિનાથ કેવલીપણે વિચરી રહ્યા હતા. અને કૃષ્ણ રાજા હજુ વાસુદેવ

---

૧ ગઇ ચોવીશીમાં થયેલા શ્રીદામોદર નામના તીર્થંકર પ્રભુના શાસનમાં થયેલા આષાઢી—શ્રાવકે, ગણધર થઇને, પોતાની મુક્તિ તે સમયે થશે એમ પૂર્વોકત પ્રભુના વચનથી આ બિંબ ભરાવ્યુ એમ પણ અન્યત્ર કહેલ છે. જે બીના સુપ્રસિદ્ધ છે.

૨ વરૂણદેવે ૧૧ લાખ વર્ષો સુધી પૂજા કરી, એમ જુઓ. ઉપદેશ પ્રા. વ્યા. ૨૬૬ મું.

પદવીને પામ્યા ન હતા, તે સમયે જરાસંઘની સાથે લડતાં કૃષ્ણ વાસુદેવે પોતાના સૈન્યની ઉપસર્ગથી પીડિત દશા જોઇને તેને દૂર કરવાના ઇરાદાથી પ્રભુને ઉપાય પૂછયો. જેના જવાબમાં પ્રભુએ કહ્યું કે–હે કૃષ્ણ! મારા નિર્વાણ કાલથી માંડીને ૮૩૭૫૦ વર્ષો[1] વીત્યા બાદ ઘણા અધિષ્ઠાયક દેવોથી નમસ્કાર કરાયેલા શ્રી પાર્શ્વનાર તીર્થંકર થનાર છે, તે પ્રભુની પ્રતિમાના સ્નાત્ર જલને છાંટવાથી આ ઉપસર્ગ નાશ પામશે. ફરીથી કૃષ્ણ વાસુદેવે પૂછયું કે--તે પ્રતિમાજી હાલ કયાં અને કોની પાસે છે? જવાબમાં પ્રભુએ કહ્યું કે શક્રેન્દ્રની પાસે હાલ તે પ્રતિમા છે. આ બીના શક્રેન્દ્રે અવધિજ્ઞાનથી જાણીને માતલિ સારથિ સહિત રથ અને એ પ્રતિમાજી કૃષ્ણને આપ્યાં. જેના દર્શનથી નૃપતિ ઘણાજ ખુશી થયા. અને બરાસ, કેસર, પુષ્પાદિ પવિત્ર દ્રવ્યોથી પ્રભુ બિંબની સ્નાત્રાદિ પૂજા કરી સ્નાત્રનું પાણી રોગરૂપી ગ્રહથી પીડિત બનેલા સૈન્યની ઉપર છાંટયું.જેથી ઉપસર્ગ શાંત થયો. સંગ્રામમાં પ્રતિવાસુદેવ જરાસંઘનો પરાજય થયો અને કૃષ્ણ નરેશનો વજય થયો. તે જ વિજય પામવાના સ્થલે પ્રભુ શ્રી નેમિનાથની આજ્ઞાથી કૃષ્ણનરેશે બીજું પાર્શ્વનાથનું બિંબ સંખપુરમાં સ્થાપીને શક્રેન્દ્રે આપેલ આ બિંબને સાથે લઇ દ્વારિકા નગરી તરફ પ્રયાણ કર્યું. આટલી બીના વાસુદેવ થયા પહેલાંની સમજવી.

પછી—દ્વારિકામાં સર્વ રાજાઓએ કૃષ્ણ મહારાજાને વાસુદેવપણાનો રાજ્યાભિષેક કર્યો. ત્યારબાદ કૃષ્ણ વાસુદેવે મણિ–સુવર્ણ–રત્ન જડિત પ્રાસાદમાં આ શ્રી પાર્શ્વપ્રભુના બિંબને પધરાવી મહોત્સવપૂર્વક ૭૦૦ વર્ષ સુધી પૂજા કરી. કેટલોક સમય વીત્યા બાદ યાદવોએ દ્વિપાયન ઋષિની હાંસી કરી તેથી ઋષિએ શ્રાપ આપ્યો કે દ્વારિકામાં દાહ લાગશે! પરિણામે તેમજ થયું. પરંતુ આ ચમત્કારિ બિંબના પ્રભાવે જિનાલયમાં બીલકુલ અગ્નિની અસર ન થઇ. દ્વારિકાનો કોટ તૂટી ગયો, સમુદ્રનું પાણી નગરીમાં ફેલાયું, બિંબ સહિત જિનાલયની ઉપર પણ પાણીનો પ્રવાહ ફરી વળ્યો. શ્રી પાર્શ્વપ્રભુનું પવિત્ર બિંબ સમુદ્રમાં હતું તે પ્રસંગે ધરણેન્દ્ર ઇંદ્રાણીગણ સહિત ક્રીડા કરવા ત્યાં આવ્યા. પાપ–પુંજને દૂર કરનાર બિંબને જોતાંજ બહુ હર્ષ પામ્યા. ઇંદ્રાણીઓએ, નૃત્યાદિ કરીને, મહાકર્મનિર્જરાનો લાભ મેળવ્યો. એમ નિશ્ચિત સમ્યગ્દષ્ટિ શ્રી ધરણેન્દ્રે મહોલ્લાસપૂર્વક ૮૦ હજાર વર્ષો સુધી આ સમુદ્રમાં રહેલ શ્રી પાર્શ્વપ્રભુના બિંબની પૂજા કરી. આ તમામ બીના પશ્ચિમ દિશાના લોકપાલ વરૂણ દેવના જાણવામાં આવી. વરૂણ દેવ એજ વિચારવા લાગ્યો કે:—"જેની ઇંદ્ર પણ પૂજા કરે છે તે બિંબની મારે પણ જરૂર પૂજા કરીને આત્મકલ્યાણ કરવું જોઇયે." એમ વિચારીને તે દેવે ૪૦૦૦ વર્ષો સુધી આ શ્રી પાર્શ્વદેવના પરમ પ્રભાવક પવિત્ર બિંબની પૂજા કરી. (અપૂર્ણ)

---

૧. નેમિનિર્વાણ અને શ્રી વીરપ્રભુનું અંતર ૮૪૦૦૦ વર્ષોનું કહ્યું છે. શ્રી પાર્શ્વનાથ અને શ્રી વીરનું અંતર ૨૫૦ વર્ષોનું સુપ્રસિદ્ધ છે. ૮૪ હજારમાંથી ૨૫૦ બાદ કરવાથી ઉપરની સંખ્યા ઘટી શકે છે.

# ગ્રાહક થવાને ઇચ્છનાર ભાઈને—

@ જે ભાઇને ગ્રાહક થવાની ઇચ્છા હોય તેમણે વી. પી ન મગાવતાં માસિકના એક વર્ષના લવાજમના બે રૂપિયા સમિતિના નામે **મનીઑર્ડરથી મોકલી આપવા.** જેથી વી. પી. ખર્ચના ચાર આના બચી જાય.

@ માસિકના જે અંકથી ગ્રાહક થવાની ઇચ્છા હોય તે અંકનો નંબર સ્પષ્ટ લખી જણાવવો.

@ જે ભાઇની માસિકની શરૂઆતથીજ, સંપૂર્ણ ફાઇલ રાખવાની ઇચ્છા હોય તેમણે તરતજ લખી જણાવવું જેથી શરૂઆતના અંકાની બચી રહેલી થોડીક નકલો ખતમ થયા પહેલા તે મોકલી શકાય

## સાથેનું કાર્ડ—

આપ ગ્રાહક ન હો તો સાથેનુ કાર્ડ ભરીને મોકલી આપશો!

અને

ગ્રાહક હો તો આપના મિત્ર કે સંબધી પાસે એ કાર્ડ ભરાવી જરૂર એક ગ્રાહક બનાવી આપશો!

એકી સાથે રુપિયા એકાવન કે તેથી અધિક રકમ આપી કોઇ પણ ભાઇ આ માસિકના સહાયક બની હમેશાને માટે માસિક મેળવવાને હકદાર બની શકે છે

## જાહેર ખબર બાબત—

આ માસિકમા જૈન સાહિત્યના પુસ્તકો, જૈન ધાર્મિક ક્રિયાના ઉપકરણો જૈન સસ્થાઓ તથા જૈન તીર્થો વિગેરે સબધી નાની કે મોટી જાહેર ખબર માટે તથા જાહેર ખબરના દર માટે મળો યા લખો—


**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશ સમિતિ**
જેશિંગભાઇની વાડી, ઘીકાંટા
અમદાવાદ

**સાહિત્ય અને તીર્થો એ ધર્મનાં અગત્યનાં અંગ છે એ વાત આપ માનો છો?**

**આપણા પવિત્ર તીર્થો ઉપર કરવામાં આવતા અણુછાજતા આક્ષેપો અને હુમલાઓનો યોગ્ય ઉત્તર વાંચવાની આપની અભિલાષા છે?**

—તો—

**આ માસિકના ગ્રાહક તરીકે તરતજ આપનું નામ નોંધાવો અને આપના મિત્રોને પણ તે માટે અનુરોધ કરો!**

---

કલકત્તાનિવાસી, વયોવૃદ્ધ વિદ્વાન, બાબુ પૂરણચંદ્રજી નાહર એમ. એ, બી. એલ. પોતાના એક પત્રમાં, માસિક માટે લખે છે—

आपकी समितिकी ओरसे जो पेपर प्रकाशित करनेकी व्यवस्था की गई है वह बहुत ही स्तुत्य है!.... ...मैंने जहां तक दोनों अंक देखा है, **पत्रिका बडी योग्यतासे सम्पादित हो रही है** और मुझे विश्वास हैं कि आप साहब इसी प्रकार खोज और विद्वत्तापूर्ण लेखोंको प्रकाशित करते रहेंगे!

---



મુદ્રક : કાન્તિલાલ વાડીલાલ પરીખ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાનકોરનાકા—અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

( મથુરાના પ્રાચીન શ્વેતાંબર જૈન અવશેષોમાંથી )

વર્ષ ૧

અંક ૬



આયાગપટ્ટ

( જુઓ "ચિત્ર-પરિચય" પૃષ્ઠ ૧૮૨ )

તંત્રી

શાહ ચીમનલાલ ગોકળદાસ

# श्री जैन सत्य प्रकाश

## વિ ષ ય–દ ર્શ ન




પ્રકાશક

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઇની વાડી, ઘીકાંટા

અમદાવાદ (ગુજરાત).

લવાજમ—

સ્થાનિક ૧–૮–૦, બહારગામનું ૨–૦–૦

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसंमइयं
पत्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसदं ॥ २

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ અંક ६

अण्णाणग्गहदासगत्थमइणा कुव्वंति जे धम्मिष,
अक्खेवे खलु तेसिमागममगयं दाउं विसिट्ठोत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसष वे मेऽहिलासा तया
वाइज्जा प्पवरं पसिद्धजईणं सच्चप्पयासं मुदा ॥ १ ॥

---

વિક્રમ સંવત ૧૯૯૨ : વીર સંવત ૨૪૬૨ : સને ૧૯૩૫
પૌષ શુક્લા પંચમી ડીસેમ્બર ૩૦

---

## સ્વામી કર્માનંદજી અને જૈનધર્મ

લેખક -મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

" सर्व सज्जनोंको विदित हो कि-मैंने निरंतर २९ वर्ष तक आर्यसामाजिक क्षेत्रमें कार्य किया है। इतने समयमें मैंने आर्यसमाजकी ओरसे सैंकडों बड़े वडे शास्त्रार्थ किये तथा हजारों व्याख्यान किये, परन्तु अब मुझे पूर्ण विश्वास हो गया है कि आर्यसमाजके सिद्धान्त मिथ्या एवं कपोल-कल्पित हैं। अत सत्यको ग्रहण करने ओर असत्यको त्यागने के लिये प्रत्येक मनुष्यको सर्वदा उद्यत रहना चाहिये। इस उक्तिके अनुसार अब मैं आर्यसमाजके क्षेत्रसे पृथक् होता हूं। अब मैं जैनसमाज एवं जैनधर्मकी सेवा करुंगा। क्यों कि-मैंने उसे सत्य समझा है। जिन समाजोंके निमत्रण आये हुए हैं, उनसे क्षमा मांगता हूं। क्योंकि-मैं वहां नहीं आ सकुंगा। अब मेरा स्थायी पता " जैनशास्त्रार्थसंघ अंबाला छावनी" होगा।"

निवेदक-कर्मानंद

(जैनदर्शन, वर्ष ३, अंक १०)

સ્વામી કર્માનંદજી એ આર્યસમાજના વિદ્વાન્ અને જૂના સંન્યાસી ઉપદેશક. પચીસ વર્ષ સુધી સ્વામી કર્માનંદજીએ આર્યસમાજમાં રહીને, પોતાની વિદ્વત્તાનો ને પોતાની વક્તૃત્વ એવં લેખનશક્તિનો ઉપયોગ બીજા ધર્મોનું ખંડન કરવામાં ખૂબ કર્યો. જૈનધર્મના ખંડન માટે તો વિશેષે કરીને. આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીથી લઇને અત્યાર સુધીના જેટલા આર્યસમાજીઓએ જૈનસિદ્ધાન્તોના ખંડનમાં કલમ ઉઠાવી છે, એ બધાઓએ જૈન સિદ્ધાન્તોનું ખંડન કરવામાં, પોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન કરવા સિવાય બીજું કંઇ પણ કર્યું નથી, એમ કોઇ પણ વાચક કહ્યા સિવાય નહિં રહી શકે. જૈનોનાં સ્યાદ્વાદ, સપ્તભંગી, નય, નિક્ષેપ, ઇશ્વર--અકર્તૃત્વ, એવં જીવાદિ તત્ત્વોનું સ્વરૂપ સમજ્યા વિનાજ આર્યસમાજીઓએ, પોતાની કલમ ચલાવી છે. અમે તો દાવાપૂર્વક કહી શકીશું કે–જૈનધર્મના મહાન્ પૂર્વાચાર્યોની કલમ ઉપર પોતાની કલમ ચલાવવી, એ તો દૂર રહી. પરન્તુ જૈનસિદ્ધાન્તોની વાસ્તવિક ચાવી સમજી લેનાર, એક સામાન્ય બાળકને પણ પરાસ્ત કરવાની હિમ્મત એક પણ આર્યસમાજી કરી શકે તેમ નથી. અસ્તુ!

સ્વામી કર્માનંદજીએ 'જૈનમતદર્પણ' શીર્ષક લેખોનાં અનેક ટ્રેકટો પ્રકાશિત કરાવ્યાં છે. આ લેખોમાં યદ્યપિ વિશેષત: દિગમ્બર સમ્પ્રદાયને ઉલ્લેખી આક્ષેપો કરવામાં આવ્યા છે, તથાપિ તેમાંની કેટલીક બાબત 'જૈનધર્મ' તરીકે લાગુ પડતી હોઇ તેના જવાબો આપવા ઉચિત સમજવામાં આવ્યા હતા.

શ્વેતામ્બર મૂર્તિપૂજક મુનિસમ્મેલન તરફથી નીમાએલી પાંચ મુનિઓની સમિતિ પૈકી, મને આવા–એટલે આર્ય-

સમાજી વગેરે અજૈનોના લેખોના જવાબ લખવાનું કામ સોંપાએલું. હું સ્વામી કર્માનંદજીના લેખોના જવાબ બહાર પાડું, તે પહેલાં તો સ્વામીજીના જીવનની જ કાયા-પલટ થએલી આપણે જોઇ શકીએ છીએ.

એ ખુશી થવા જેવું છે કે-સ્વામી કર્માનંદજી, આર્યસમાજના ૨૫ વર્ષના અનુભવ પછી, આર્યસમાજનો ત્યાગ કરે છે, અને પવિત્ર જૈનધર્મ સ્વીકાર કરે છે. તેમણે પોતાનું જે **આત્મનિવેદન** પત્રોમાં પ્રકટ કર્યું છે, એ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે-તેઓ 'આર્યસમાજ' છોડી જૈનધર્મના શરણમાં આવ્યા છે. તેમનો પ્રકાશિત થએલો પત્ર અક્ષરશ: ઉપર આપ્યો છે.

સ્વામી કર્માનંદજીએ કરેલા એકરાર પ્રમાણે હવે તેઓ આર્યસમાજને પાખંડસમાજ સમજશે, અને જૈનધર્મમાં રહી, જૈનધર્મની સેવા કરશે. આશા છે કે--સ્વામી કર્માનંદજી પોતે લખેલા 'જૈનમતદર્પણ' વાળા લેખોનું પરિમાર્જન પણ પોતાના હાથે જ કરી લેશે. જેથી તેના વાંચનારાઓમાં ઉત્પન્ન થએલી ભ્રમણા દૂર થાય.

ખુશી થવા જેવું છે કે--શ્રી કર્માનંદજીએ 'स्वामीजीका वेदभाष्य' નામક એક લેખ જૈનદર્શનના ત્રીજા વર્ષના દસમા અંકમાં પ્રકટ કરાવ્યો છે. તે ઉપરથી પણ તેમના વિચારોનું પરિવર્ત્તન સ્પષ્ટ દેખાય છે.



# પ્રાસંગિક કથન

આ અંક સાથે "શ્રી જૈન સત્ય પ્રકાશ" પોતાની કાયામાં વધારો કરીને વાચકો સમક્ષ રજુ થાય છે. હવે પછી ૩૨ ના બદલે ૪૦ પાનાં આવતાં રહેશે !

બીજાઓ તરફથી, આપણા પવિત્ર તીર્થો, પૂજ્ય પૂર્વાચાર્યો, પરમ માનનીય સિદ્ધાંતો અને ગૌરવવંતા સાહિત્ય ઉપર થતા અઘટિત આક્ષેપોનો યોગ્ય પ્રતિકાર કરવાના રક્ષણાત્મક ( Defensive ) આશયથી "શ્રી જૈન સત્ય પ્રકાશ" નો જન્મ થયો છે. એવી ટીકાઓનો યોગ્ય ઉત્તર આપવા માટે તે પોતાથી બનતું બધું કરશે ! મિત્રો અને પૂજ્યો એવા આક્ષેપભર્યા લખાણોની અમને જાણ કરવાની કૃપા અવશ્ય કરતા રહે !

"શ્રી જૈન સત્ય પ્રકાશ" દ્વારા, માત્ર આક્ષેપોના પ્રતિકારમાં જ અમારાકાર્યક્ષેત્રને મર્યાદિત ન કરતાં, જૈન તત્ત્વજ્ઞાન, જૈન સાહિત્ય, જૈન ઇતિહાસ, જૈન પુરાતત્ત્વ અને જૈન કલા જેવા અતિ ઉપયોગી અને અતિ વિશાળ ક્ષેત્રને ખેડવાની અમારી ખેવના છે. અમારી અનેક ખામીઓ છતાં ધીમી પણ સાચી ગતિથી અમે એ તરફ પગલાં માંડવાનો પ્રયત્ન કરીશું ! વિદ્વાનો અને તે તે વિષયના નિષ્ણાતોને પોતાના લેખો મોકલતા રહેવાનું આગ્રહભર્યું આમંત્રણ છે !

અત્યાર સુધીમાં જાણેલ અભિપ્રાય પ્રમાણે "શ્રી જૈન સત્ય પ્રકાશ" તરફ જનતાની મમતા વધતી જાણી અમને ઉત્સાહ મળ્યો છે–મળે છે !

"શ્રી જૈન સત્ય પ્રકાશ" સમાજનું છે ! સમાજ એને અપનાવે !

—તંત્રી.

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમત્ સાગરાનંદસૂરિજી

## નિર્ગ્રંથ શબ્દનો વિચાર:—

જૈનદર્શનને અંગે બૌદ્ધઆદિક અન્ય મતોમાં તેમજ ખુદ્ જૈનદર્શનમાં વપરાતો નિર્ગ્રંથ શબ્દ દેખીને દિગંબરો પોતાના કદાગ્રહને પોષણ કરવા માટે તે નિર્ગ્રંથ શબ્દનો અર્થ વસ્ત્રરહિત સાધુ જ એવો થાય એમ કહે છે, પણ પ્રથમ તો તેઓએ ધ્યાન રાખવું જોઇએ કે જો નિર્ગ્રંથ શબ્દથી વસ્ત્રરહિત જ સાધુને લેવા હોત તો અવસ્ત્ર કે નિર્વસ્ત્ર એવા ચોકખા શબ્દો જ વાપરત. પણ વસ્ત્રરહિતપણું જણાવવાને અંગે સંદિગ્ધ તો શું પણ સર્વથા અનુકૂળતા વગરનો નિર્ગ્રંથ શબ્દ શાસ્ત્રકાર વાપરત જ નહિ. લૌકિક કે લોકોત્તર બંનેમાંથી કોઈ પણ પ્રકારના શાસ્ત્રોમાં ગ્રંથ શબ્દનો વસ્ત્ર એવો અર્થ નથી થતો તો પછી નિર્ગ્રંથ શબ્દનો સર્વથા-વસ્ત્રરહિત એવો અર્થ કરવો તે લોકોમાં दुर्गोवाच्च પદનો ' શીકે બેઠેલી બિલ્લી ચણા ચાવે' એવો અર્થ કરવા જેવું જ ગણાય. કોઈ પણ કોષકાર ગ્રંથ શબ્દનો અર્થ વસ્ત્ર થાય એમ કરતો જ નથી, તો પછી નિર્ગ્રંથ શબ્દનો અર્થ વસ્ત્રરહિત એવો સાધુ એવો અર્થ ઉટપટાંગ અર્થ કરવાવાળા સિવાય બીજો કોઇ કરેજ નહિ. વળી જૈનશાસ્ત્રને માનનાર અને વિશેષે કરીને શ્રીતત્ત્વાર્થ-સૂત્રને માનનાર મનુષ્ય पुलाकबकुश कुशीलनिर्ग्रंथस्नातका निर्ग्रंथाः ॥ એ સૂત્રને સમજનારો મનુષ્ય કોઇ દિવસ પણ નિર્ગ્રંથ શબ્દમાં ગ્રંથ શબ્દનો અર્થ વસ્ત્ર છે એમ ગણી વસ્ત્રરહિત હોય તે જ નિર્ગ્રન્થ કહેવાય એવો અર્થ કરવા તૈયાર થાય જ નહિ. જો વસ્ત્રરહિતને જ નિર્ગ્રંથો ગણવા હોત તો ઉપર જણાવેલા પુલાક વિગેરે નિર્ગ્રંથના પાંચ ભેદો બનત જ નહિં અને તેમાં પણ નિર્ગ્રંથ નામનો ચોથો પેટાભેદ તો કોઇ પણ પ્રકારે રહી શકે નહિ. સામાન્ય અક્કલવાળો પણ સમજી શકે તેમ છે કે નિર્ગ્રંથ એટલે વસ્ત્ર રહિત મુખ્ય વસ્તુનો, વસ્ત્ર રહિત એવો પેટાભેદ બને જ કેમ ? વળી નિર્ગ્રંથના પેટા ભેદ કરતાં સ્નાતકના પેટા ભેદનું ચઢિયાતાપણું તથા કુશીલ ભેદ કે જે નિર્ગ્રંથથી ઉતરતો ભેદ છે તેના હીનપણાને વિચારનારો મનુષ્ય કોઇ દિવસ પણ ગ્રંથ શબ્દથી વસ્ત્ર લઇ શકે જ નહિ. વાસ્તવિક રીતે શ્વેતાંબર શાસ્ત્રોમાં લખ્યા પ્રમાણે ગ્રંથ શબ્દનો અર્થ બાહ્યથી ધન, ધાન્યાદિક નવ પ્રકારનો પરિગ્રહ અને અભ્યંતરથી ક્રોધાદિક ચૌદ પ્રકારનો પરિગ્રહ ગણવામાં આવેલો છે, તે જ વ્યાજબી છે. અને તે બાહ્ય અને અભ્યંતર બંને પ્રકારના ગ્રંથ એટલે પરિગ્રહથી રહિતને નિર્ગ્રંથ કહેવા એવો શ્રી ઉત્તરાધ્યયન વિગેરે સૂત્રોમાં જણાવેલો અર્થજ વ્યાજબી છે. અને તેથીજ

નિર્ગ્રંથ નામના ચોથા પેટા ભેદમાં સર્વથા કષાય રહિત થએલા સાધુ કરતાં સ્નાતક એટલે કેવળજ્ઞાન પામેલા સાધુઓ જ્ઞાનાવરણીયાદિ ચારે પ્રકારના ઘાતિ કર્મથી રહિત હોવાને લીધે અધિક હોય તે સ્વાભાવિક જ છે.

### નિર્ગ્રંથ એ મુખ્ય ભેદ તે પેટા ભેદ કેમ ?

એમ શંકા નહિ કરવી કે નિર્ગ્રંથ નામના મુખ્ય ભેદનો નિર્ગ્રંથ નામનો જ પેટા ભેદ કેમ બને ? એ શંકા નહિ કરવાનું કારણ એ જ કે વિભાજ્ય તરીકે માનેલો નિર્ગ્રંથ રૂઢ તરીકે વપરાતા સાધુ અર્થવાળો છે, અર્થાત્ તેમાં સર્વથા બાહ્ય અને અભ્યંતર ગ્રંથ જે પરિગ્રહ અને કષાયાદિ તેના રહિતપણાનો અર્થ જે વ્યુત્પત્તિથી બને છે તે દાખલ કરવાનો નથી; અને તેથી જ સાધુ સામાન્ય રીતે પાંચ પ્રકારના કહેવાની માફક નિર્ગ્રંથો પાંચ પ્રકારના કહે અને તેમાં નિર્ગ્રંથ નામનો ચોથો પેટા ભેદ, કે જે સર્વથા શુદ્ધ વ્યુત્પત્તિ અર્થથી ધન, ધાન્યાદિની મમતા રહિત અને કષાયાદિ રહિત હોય તે, ગણાય.

### બકુશાદિ ક્રમનું કારણ ?

અને આ જ કારણથી નિર્ગ્રંથથી ઉતરતા નંબરે કુશીલ નામનો નિર્ગ્રંથનો પેટા ભેદ રાખેલો છે, અર્થાત્ તે કુશીલ નામના ત્રીજા પેટાભેદમાં મમતા અને જ્ઞાનાદિકના દૂષણોનું સત્ત્વપણું હોવાથી તે નિર્ગ્રંથ કરતાં ઉતરતો હોય એ સહેજે સમજી શકાય તેમ છે, અને તેથી જ નિર્ગ્રંથપણું આવતાં કુશીલપણું કે જે જ્ઞાન અને ચારિત્રના અતિચારવાળું ક્રોધાદિકના પ્રભાવે હોય છે તે ટળેલું હોય છે, અને તેથી તે ટળવાની અપેક્ષાએ નિર્ગ્રંથપણું શુદ્ધ હોઈ ચોથે નંબરે થાપી શકાય. અર્થાત્ વસ્ત્રરહિતપણું જો નિર્ગ્રંથપણું લઈએ તો કુશીલ નામના નિર્ગ્રંથમાં દિગંબરોને બળાત્કારે પણ વસ્ત્રસહિતપણું માનવું જ પડે અને ચોથા નિર્ગ્રંથ નામના પેટા ભેદમાં જો વસ્ત્રરહિતપણું આવી જાય અને તેથી સંપૂર્ણ નિર્ગ્રંથપણું થઈ જાય તો પછી સ્નાતક નામનો પાંચમો ભેદ માનવાનું રહે જ નહિ, અને તેથી સ્નાતક ભેદમાં ચારે ઘાતિ કર્મનો અભાવ, નિર્ગ્રન્થમાં કેવલ મોહનો અભાવ તથા કુશીલમાં મોહનો સદ્ભાવ માનવાથી જ તે ત્રીજા, ચોથા અને પાંચમા ભેદો સાધુઓના જે જણાવ્યા છે તે બરોબર ઘટી શકે પણ તેમ કરવામાં ગ્રંથ શબ્દનો અર્થ 'વસ્ત્ર' મુખ્ય, લક્ષ્ય કે વ્યંગ્ય એ ત્રણ પ્રકારમાંથી કોઈ પણ પ્રકારે કરી શકાય નહિ.

### બકુશના ભેદો અને તેનાથી નિર્ગ્રંથ શબ્દના અર્થની દિશા—

વળી એ સાધુના પાંચે ભેદો જણાવતા બકુશ નામનો જે બીજો ભેદ જણાવ્યો છે તે બકુશ નામના ભેદની જેવી રીતે તત્ત્વાર્થસૂત્રકાર ભગવાન ઉમાસ્વાતિ વાચકજીએ સ્વોપજ્ઞ ભાષ્યમાં વ્યાખ્યા કરી છે, તેવી જ રીતે દિગંબર લોકોને માન્ય એવી સર્વાર્થસિદ્ધિ નામની ટીકા અને રાજવાર્તિક નામની

વ્યાખ્યાની અંદર સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવ્યું છે કે શરીરની શોભા કરનારો સાધુ શરીર--બકુશ કહેવાય અને મહામૂલ્યવાળાં, વિવિધ વર્ણવાળાં અને પ્રમાણથી વધારે ઉપકરણોની ઇચ્છાવાળો તથા ઉપકરણોની શોભા કરનારો સાધુ તે ઉપકરણ બકુશ કહેવાય. જો દિગંબર ભાઇઓ પોતાના જ આચાર્યોની કરેલી આ તત્ત્વાર્થની ટીકાઓનું મધ્યસ્થપણે અવલોકન કરે તો તેઓને સ્પષ્ટપણે માલમ પડે કે ઉપકરણને ધારણ કરવાં તે સાધુઓને લાયક જ છે, પણ માત્ર તે બહુ મૂલ્યવાળાં કે અનેક વર્ણવાળાં રાખવાં તે સાધુતાને દૂષિત કરનાર છે. તેમ જ સાધુતાને સાધવાના ઉપકરણો પોતાની પાસે વિદ્યમાન છતાં જો અધિક અધિક ઉપકરણની ઇચ્છા રખાય તો તે માત્ર સાધુતાને દૂષિત કરનાર છે

## સાધુને ઘણી ઉપધિ હોવાથી ઉપકરણ શબ્દની યોગ્યતા–

આ સ્થાને એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે જો સાધુતાના સાધનોને માટે સાધુઓને ઘણા ઉપકરણની જરૂર ન હોત પણ વર્તમાનમાં દિગંબરો પોતાના સાધુઓને અંગે માને છે તેમ માત્ર કમંડલ અને પીછીની ઉપકરણ તરીકે જરૂર ગણાઇ હોત તો ઉપકરણ બકુશ ગણાવતાં સામાન્ય ઉપકરણ શબ્દ ન રાખતાં તે પીછી અને કમંડલના ચોકખાં નામ જ દઇ દેવાત. તે બેના નામ ન લેતાં ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીએ ભાષ્યમાં અને વીદ્યાનંદ તથા અકલંકજીએ સર્વાર્થસિદ્ધિ અને રાજવાર્તિકમાં ઉપકરણ બકુશને બતાવતાં જે સામાન્ય જાતિવાચક એવો ઉપકરણ શબ્દ વાપર્યો તે જ જણાવી આપે છે કે પીછી અને કમંડળ માત્ર બે જ વસ્તુ ઉપકરણ તરીકે નથી.

## ઉપકરણની શોભા કરતાં પણ નિર્ગ્રંથતાનું નહિ જવું.

વળી એ પણ ધ્યાન રાખવાની જરૂર છે કે પીછી અને કમંડલમાં બહુ મૂલ્યપણું અને અનેક રંગપણું હોવાનો સંભવ તો કોઇ પણ પ્રકારે નથી. બહુ મૂલ્ય અને વિવિધ વર્ણવાળા ઉપકરણ રાખવાનું તો ત્યારે જ બને કે પીછી અને કમંડલ સિવાય બીજાં ઉપકરણો હોય. વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની કે બહુ મૂલ્ય અને વિવિધ વર્ણવાળાં ઉપકરણો ઇચ્છવા અને રાખવા છતાં પણ તે સાધુને દિગંબર શાસ્ત્રકારો પણ બકુશ એવા સાધુ ગણી તે બકુશને નિર્ગ્રંથના ભેદમાં જ ગણાવે છે, અર્થાત્ સદોષ નિર્ગ્રંથતાવાળા જણાવે છે પણ સર્વથા નિર્ગ્રંથતાના અભાવવાળા જણાવતા નથી, કેમકે જો બહુ મૂલ્ય, વિવિધ વર્ણ અને અધિક ઉપકરણ રાખવાથી પણ સાધુતાનો નાશ જ થઇ જતો હોત તો તેવા સાધુઓને બકુશ સાધુ તરીકે ગણવાનો અને તેવા બકુશ સાધુને નિર્ગ્રંથના પેટા ભેદ તરીકે ગણવાનો વખત જ આવત નહિ.

## બકુશ આદિ ક્રમને લીધે નિર્ગ્રંથ શબ્દાર્થની દિશા–

બકુશના જણાવેલા સ્વરૂપ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે નિગ્રંથ અને

કુશીલ કરતાં પણ તે બાહ્ય પૈદ્ગલિક એવા ઉપકરણો અને શરીરની શોભા કરવામાં લીન હોવાથી અધિક કષાયવાળો ગણાય અને તેથી જ તેનો દરજ્જો નિર્ગ્રંથ કરતાં તો શું પણ, કષાય કુશીલ કરતાં પણ ઉતરતો હોય તે સ્વાભાવિક જ છે. પણ તે બધો દરજ્જાનો ક્રમ નિર્ગ્રંથ શબ્દમાં આવેલા ગ્રંથ શબ્દનો અર્થ ધન, ધાન્યાદિ પરિગ્રહ અને ક્રોધાદિ કરીએ તો જ બની શકે. પણ જો ગ્રંથ શબ્દનો અર્થ વસ્ત્ર કરીએ તો ન તો બકુશ નામનો પેટા ભેદ રહે અને ન તો ઉપકરણ બકુશને સાધુના ભેદોમાં દાખલ કરી શકીએ.

## તત્ત્વાર્થસૂત્ર અને દિગંબરાચાર્યકૃત ટીકા પ્રમાણે પણ ઉપકરણ રાખતાં પણ સાધુતા—

જો દિગંબર ભાઇઓ આ પોતાના માનેલા સૂત્રની પોતાના જ માનેલા આચાર્યોએ કરેલી ટીકાને જોશે તો તે કોઇ દિવસ પણ નિર્ગ્રંથ શબ્દનો અર્થ વસ્ત્રરહિત સાધુ કરવો એમ કહેવાને તૈયાર થશે જ નહિ અને જો નિર્ગ્રંથ શબ્દનો અર્થ તેઓના ધ્યાનમાં બરોબર આવશે તો જનશાસ્ત્રમાં અને અન્ય શાસ્ત્રમાં વપરાએલા નિર્ગ્રન્થ શબ્દથી વસ્ત્રરહિત નગ્ન સાધુઓ જ લેવા એમ સમજવા, માનવા, કે કહેવાને સ્વપ્ને પણ તયાર થશે નહિ. ( જો કે તત્ત્વાર્થસૂત્ર કરનારા ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજી શ્વેતાંબર સંપ્રદાયના છે અને તેથી જ તેમને સૂત્રમાં અને સ્વોપજ્ઞ ભાષ્યમાં સામાન્ય સાધુતાને જણાવનાર રૂઢ નિર્ગ્રન્થ શબ્દ વાપરી તેના સૂત્રમાં પાંચ પેટા ભેદો અને સ્વોપજ્ઞ ભાષ્યમાં તે પાંચેના સ્વરૂપો ઘણા સારા રૂપમાં જણાવેલાં છે, અને તે વાત દિગંબરના મતને કોઇ પણ પ્રકારે અનુકૂળ થઇ શકે તેવી નથી. ) દિગંબરો જૈનશાસનથી બહાર થયા પછી ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીએ આ તત્ત્વાર્થનાં સૂત્રો અને ભાષ્ય રચેલાં છે, અને તેથી જ તેમણે **एकादश जिने** એમ કહી, દિગંબરોના ખંડનને માટે જ ખુદ્ કેવલીમાં અગીઆર પરીષહો જણાવવાનું સૂત્ર રચ્યું હોય એમ કેટલાક ગણે છે. વળી તેઓ એમ પણ કહે છે કે ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીએ છદ્મસ્થ વીતરાગને જ્યારે ચૌદ પરીષહો જણાવી દીધા અને મોહનીય, જ્ઞાનાવરણીય વિગેરે કર્મોને અંગે જે જે પરીષહો હતા, તે તે પરીષહો તે તે કર્મોના ઉદયની અપેક્ષાએ જણાવી દીધેલા હોવાથી કેવળ જિનેશ્વરને- કે જે માત્ર સયોગિ ગુણઠાણાવાળા લેવાના છે, નહિ કે અયોગિ ગુણઠાણાવાળા; જેવી રીતે સયોગિ ગુણઠાણે જિનપણું છે, તેવી જ રીતે અયોગિગુણઠાણે પણ જિનપણું છે, છતાં બન્ને ગુણઠાણાને અંગે સાધારણ એવો જિનશબ્દ વાપરીને માત્ર તેરમે ગુણઠાણે જ રહેલા સયોગિ કેવલી લીધા અને તેમને--વેદનીયના ઉદયદ્વારાએ થતા અગીઆર પરીષહો સૂત્રમાં સ્પષ્ટ જણાવેલા છતાં પણ एकादश जिने એમ કહી દિગંબરો જે કેવલી મહારાજને આહાર પાણી નથી માનતા તેનું ચોકખા શબ્દોમાં ખંડન કર્યું છે ( અપૂર્ણ )

# સંતબાલની વિચારણા
## અને
# મૂર્તિપૂજા વિધાન

લે. આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી મહારાજ

( ગતાંકથી ચાલુ )

રાજાને મૂર્તિપૂજા સિદ્ધ કરી બતાવવાની સભામાં મન્ત્રિએ પ્રથમ સ્થાનકવાસી ભાઇને પૂછ્યું કે શું આપ મુર્તિપૂજાને નથી માનતા ?

**સ્થા૦** ના, હમે જડમૂર્તિને માનતા નથી. કારણ કે મૂર્તિપૂજા યુક્તિથી સિદ્ધ થતી નથી તેમ હમારા સૂત્રોમાં પણ તીર્થંકર મહારાજે મૂર્તિ પૂજાના વિષયમાં કાંઇ કહ્યું નથી.

**મં૦** પ્રથમ આપને હું યુક્તિથી સિદ્ધ કરી બતાવું છું તે સાંભળો આપ ખાંડના બનેલા હાથી, ઘોડા આદિ રમકડાઓ ખાઓ છો કે નહિ ?

**સ્થા૦** ના, હમો કદી પણ એ ખાતા નથી, પરન્તુ જ્યારથી મૂર્તિનિંદાની વિટંબના હમારે ગળે પડી છે ત્યારથી અમારે "ખાઇએ છીએ" એમ કહેવું પડે છે.

**મં૦** વાહજી વાહ ? મનુષ્યોના ભયથી આપે આપનું મન્તવ્ય પણ છોડી દીધું હ્યો એ વાત જવા દો ! અને કહો કે નવકારવાલીમાં મણકા કેટલા હોય છે ?

**સ્થા૦** એકસો આઠ.

**મં૦** ઓછાં વધતા કેમ નહિ?

**સ્થા૦** મને માલુમ નથી. હું મારા ગુરુજીને પૂછીને નિવેદન કરી શકીશ.

**મં૦** ઠીક પૂછીને આવો

**સ્થા૦** ગુરુજીએ કહ્યુ કે અરિહંત ભગવાનના બાર ગુણ, સિદ્ધ મહારાજના આઠ, આચાર્યના છત્રીશ, ઉપાધ્યાયજીના પચ્ચીશ અને સાધુ મહાજના સત્તાવીશ: એ સર્વેનો સરવાળો કરવાથી ૧૦૮ ગુણ થાય છે. અને તેથી જ મણકા પણ એકસો આઠ રાખેલા છે.

**મં૦**—આપ કઇ એથી સમજ્યા ?

**સ્થા૦** ના, હું કાંઈ સમજ્યો નથી.

**મં૦** જરા ધ્યાન દઇ સાંભળો. પાંચ પરમેષ્ઠીના ગુણો એક સો આઠ હોવાથી માલામાં મણકા પણ એક સો આઠ રાખ્યા છે અને તે એ મહાત્માઓના ગુણોની સ્થાપના ( મૂર્તિ ) છે, તે તો તમારે માનવીજ પડશે.

**સ્થા૦** એ વાત તો ઠીક છે પણ બીજી કોઇ યુક્તિ છે ખરી ?

**મં૦** લ્યો ધ્યાન આપો. આપના ગુરુ અથવા ગુરુણીજીના ચિત્ર ( ફોટો ) હોય છે કે નહિ ?

**સ્થા૦** હા, એવા તો સેકડો ચિત્રો મલી શકે છે. પરન્તુ હમે તો એ ચિત્રોનાં

માત્ર દર્શન જ કરીએ છીએ. ફળફુલ આદિ ચઢાવીને કે કાચા પાણીથી સ્નાન કરાવીને હિંસા કરતા નથી.

મં૦ ઠીક, જો કે આપ હિંસા નથી કરતા તો આપના ગુરુજી કરતા હશે ?

સ્થા૦ તે લોકો શી રીતે કરે ?

મં૦ જે સમયે ફોટો લેવામાં આવે છે તે વખતે કાચા પાણીથી કાચને ધોવો પડે છે અને તેથી અસંખ્યાતા જીવોનો નાશ થાય છે. વળી તે ફોટો આપના ગુરુજી જાણી બુઝીને પડાવે છે. એટલે આપના ગુરુ એ હિંસાથી મુક્ત થઈ શકતા નથી સ્વરૂપ હિંસા સમજીને પરમાત્માની પૂજાથી પાછા હઠવું એ ાગ્ય ન કહેવાય. વળી ફોટો પડાવવાથી મૂર્તિનો સ્વીકાર પ્રત્યક્ષ સિદ્ધ થઈ જાય છે. છતાં અફસોસની વાત છે કે આપ લોક પરમાત્માની મૂર્તિને બનાવતા કે માનતા નથી. ભલા, જ્યાં સ્ત્રીની મૂર્તિ હોય ત્યાં બ્રહ્મચારી સાધુ રહે કે નહિં ?

સ્થા૦ ના. કેમકે જૈન સૂત્રોમાં લખ્યું છે કે જ્યાં સ્ત્રીની મૂર્તિ હોય ત્યાં સાધુએ રહેવું નહિ.

મં૦ ભલા, સૂત્રોમાં નિષેધ કરવાનું કારણ શું ? विना प्रयोजनं मंदोऽपि न प्रवर्तते અર્થાત્ મૂર્ખ મનુષ્ય પણ પ્રયોજન વિના કોઈ કામ કરતો નથી, તો પછી સૂત્રોમાં તીર્થંકર પરમાત્મા જેવા શા માટે નિષેધ કરે છે ?

સ્થા૦ સ્ત્રીના ચિત્રને વારંવાર જોવાથી મનમાં બુરા ભાવ ઉત્પન્ન થાય છે, તેથી જ તેવા સ્થાને રહેવાનો નિષેધ છે.

મં૦ તો પછી વીતરાગ પરમાત્માની મૂર્તિ જોવાથી શું શુદ્ધ ભાવ ઉત્પન્ન નહિ થશે ?

જરા ધ્યાન દઇને વિચારો કે જ્યારે સ્ત્રીની તુચ્છ મૂર્તિ જોઇને સાક્ષાત્ સ્ત્રીનું ભાન થાય છે તો પછી તીર્થંકરની મૂર્તિ જોઈને શું તીર્થંકરનું સ્મરણ નહિ થાય ? વળી આપ સર્વે આપના ગુરુના ચિત્રોનું સન્માન તો કરો છો. જો એમના ચિત્રોનું અપમાન કરો તો એમને બહુજ ખોટું લાગે છે. તો પછી શું પરમાત્માની મૂર્તિ સાથે દ્વેષ છે ? જ્યારે આપની ધાર્મિક યુક્તિથી મૂર્તિનું સન્માન કરવું અને તેને શિર ઝુકાવવું વિરુદ્ધ છે ત્યારે આપ સતી પાર્વતીજી, ઉદયચંદજી, અને સોહનલાલજી આદિ ગુરુઓના ચિત્ર શા માટે બનાવો છો ? જેવી રીતે આપ તીર્થંકરની મૂર્તિને જડ કહો છો તેવી રીતે શાહી અને પત્રથી બનેલી હોવાથી એ પણ જડ છે. અને તેથી અસંખ્યાતા જીવોનો નાશ થાય એવા ચિત્રો પડાવવાં આપના ગુરુજીને યોગ્ય નથી.

સ્થા૦ હમારી ભૂરસુંદરીજી સતી એ મૂર્તિનું ખૂબ ખંડન કર્યું છે. તો શું તે નહિ સમજતાં હોય ? અને ન સમજતા હોય તો "ભૂરસુંદરી વિવેક વિલાસ" શી રીતે લખી શકે ?

મં૦—અરે ભલા ભાઇ, તમો તો કોઈ ભોળા દેખાઓ છો. તમને ખબર નથી કે મિથ્યાત્વના ઉદયથી કેટલીયે ભૂરસુંદરી જેવી વ્યક્તિઓએ શાસનની જડ ઉપર કુઠારાઘાત કરવા પ્રયત્ન કર્યો છે.

જે ધર્મમાં જેના સંસ્કાર પડી જાય અને તેને ન્યાયાંભોનિધિ શ્રીમાન્ આત્મારામજી મહારાજ જેવુ વ્યાપક જ્ઞાન ન થાય અને હઠવાદ ન જાય તો તેમ કરવા પ્રેરાય એમાં આશ્ચર્ય શું? વળી ભૂરસુંદરી વિવેક વિલાસ લખવો તે આ સમયમાં કાંઇ મહત્ત્વની વાત નથી. **कहींकी इंट कहीं-का रोडा, भानुमतिने कुनबा जोडा** આવી રમત કરવી તે તો સામાન્ય જ્ઞાન વાળી વ્યક્તિ પણ કરી શકે છે, અસ્તુ! ભલા, તમે હમોને ભૂરસુંદરીની જે જે દલીલો હોય તે સંભળાવો હમે તેનો વ્યાજબી ઉત્તર આપીશું.

સ્થા૦—તેઓ કહે છે કે જેમ એક વાણીયો પોતાની જુની દુકાન છોડીને બીજા સ્થાને ગયા પછી તે ખાલી પડેલી જુની દુકાને કોઇ પણ માલ લેવા જતું નથી તેમ જે સ્થાનેથી તીર્થંકર ભગવાન્ અથવા મુનિગણ મોક્ષે ચાલ્યા ગયા હોય તેવા પહાડ આદિ સ્થાને જવાથી શો ફાયદો?

સં૦—તેમ કહેવું ખોટું છે. કેમકે તમારા કોઈ પણ સ્થાનકવાસી મોટા સાધુ અગર સાધ્વી કાળ કરી જાય છે ત્યારે તે મૃતક દેહની આગળ વાજાં વગાડો છો. તેના ઉપર બહુ મૂલ્ય સાલ દુસાલા નાખો છો અને તેને અગ્નિ સંસ્કાર કરવા ચંદનનાં લાકડાં વાપરો છો. ભલા, જડ દેહની આગળ આટલી બધી ધમાલ શા માટે? વળી ખાલી દુકાનેથી માલ ન મળે એ ઠીક છે, પણ ગિરિરાજ જેવા પવિત્ર સ્થાને તો આનંદથી હૃદય ઉભરાઇ જાય એટલો માલ મળે છે. પછી એ દૃષ્ટાંત અહિં કેવી રીતે લાગુ પડી શકે? જે સ્થાનેથી ક્રોડો ભાગ્યશાલીઓનું, સઘનપણે મુક્તિગમન નિકટતામાં થયું હોય ત્યાં તેમના પવિત્ર દેહોના પવિત્ર પરમાણુઓથી સંસ્કૃત થયેલ સુરમ્ય વાતાવરણ એવું તો અજબ હોય છે કે ત્યાં જતાંની સાથે જ અંતઃકરણ પવિત્ર બની જાય છે. પંજાબમાં જીરા ગામના બાવીશ સૂત્રના જાણુ અને હોંશિયાર લાલુમલ ઢુંઢીયાને ઘણું ઘણું સમજાવતાં પ્રભુ મૂર્તિના દર્શનની શ્રદ્ધા થઇ, છતાંય પુષ્પપૂજાની શ્રદ્ધા નહોતી થતી. ગિરિરાજ ઉપર પ્રભુના દર્શન કરતાં જ તેની ઉપર શ્રદ્ધાદેવી પ્રસન્ન થયાં અને તેણે એવી તો પુષ્પપૂજા કરી કે જેનું અનુમોદન એમની જીંદગી સુધી થયા કર્યું મિથ્યાત્વથી છકેલ એક વેદાન્તિએ ગિરિરાજના દર્શન કરી એવી તો અપૂર્વ શ્રદ્ધા મેળવી હતી કે જે જૈન માર્ગનો કટ્ટર વિરોધ કરતો હતો છતાં તેની પ્રભુપૂજા સુધીની ભાવના થઇ ગઇ. આવા તો સેંકડો અનુભવો સ્મરણપથમાં તાજા જ રમ્યા કરે છે.

વળી "દુનિયામાં સર્વ ઠેકાણે સિદ્ધ થયા છે તો પછી અમુક ઠેકાણે જ જવાની શી જરૂર?" એ પણ ખોટો સમજ્યા વિનાનો કુતર્ક છે. જે ઠેકાણેથી વધારે મોક્ષે ગયા અને ત્રણે કાળમાં વધારે પ્રવાહ જારી રહે તે ઠેકાણે વધારે ભાવનાશુદ્ધિ થાય તે સ્વાભાવિક છે. અને તેથી જ તેવા સ્થળે જવાય છે. ભૂરસુંદરી વિલાસ તો કેવળ કુયુક્તિમય જ છે કેમકે **नमो बंभीए लिवीए** આ ભગવતીજીના પહેલા શતકના પહેલા ઉદ્દે-

શોનો જે પાઠ અક્ષરાત્મક લિપિને નમસ્કાર કરવાથી પ્રભુમૂર્તિને પણ નમસ્કાર કરવાની સિદ્ધિ કરે છે, તેનો પણ મનઃકલ્પનાથી ખોટો અર્થ કરી બંભી લિપિ એટલે ઋષભદેવ ભગવાનને સુધર્મા સ્વામીએ નમસ્કાર કર્યો છે એવી ગપ હાંકી છે અને આવી ગપ હાંકતા ત્યાર પછીના **नमो सुअस्स** એ સૂત્રના અર્થ ઉપર દૃષ્ટિપાત પણ કર્યો નથી કે ત્યાં શો અર્થ થાય? ત્યાં શું અજીતનાથ ભગવાનને નમસ્કાર કરવાનું કહેશે? ખરેખર **दृष्टिरागोहि पापीयान्।** "તીર્થયાત્રા કરવાથી સમકીતની શુદ્ધિ થાય છે." એમ શ્રી 'ભદ્રબાહુ સ્વામી ચૌદ પૂર્વી કહી ગયા છે. તે વાત એને નથી ગમતી લાગતી અને તેથી "અધિકાર પરત્વે સંયમ, તપ, શ્રુત આદિને પણ યાત્રા લખી શકાય છે" તેવા પાઠને આગળ કરી પ્રભુના, મુનિજનોના નિર્વાણ આદિ સ્થાનોએ જવારૂપ યાત્રાનો નિષેધ કરે છે. તેને ખબર નથી કે સૂત્રમાં ઠેકાણે ઠેકાણે લખ્યું છે કે "**तं से यं खलु तहा रूवाणं अरहंताणं भगवंताणं नाम गोयस्सवि सवणयाए किमं पुणं वंदणनमसणयाए**"

ભાવાર્થ—તેવા સ્વરૂપવાળા અરિહન્ત ભગવન્તોનાં નામ તથા ગોત્ર શ્રવણ કરવાથી પણ કલ્યાણ થાય છે. તો પછી વંદન નમસ્કાર કરવાથી તો પૂછવુંજ શું? જે પ્રભુનાં સૂત્રો, તેમનાં નામ અને ગોત્ર જેવી જડ વસ્તુના શ્રવણમાં કલ્યાણ કબુલે છે તે પ્રભુના સૂત્રના નામે જડ જડ કરી પોતે જડ જેવા થઇ પ્રભુની મૂર્તિની ભક્તિથી તથા પ્રભુના ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળ અને નિર્વાણ સ્થાનોની યાત્રાથી ભાગવું તે ભાગ્યહીનતા નહિ તો બીજું શું? **नमो बंभीए लिवीए** ના તેણે કરેલ અર્થ માટે જો સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપા ન મનાય તો ઋષભદેવજીનો ભાવ નિક્ષેપો હતો જ કયાં? તેઓ તો સિદ્ધ થયા છે. એટલે ઋષદેવજીને સુધર્મા સ્વામી નમસ્કાર કેવી રીતે કરી શકશે? અને સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપાને માન્ય રાખી તેવો અર્થ કરશે તો પછી જુઠો અર્થ કરવાની જરુરત નથી રહેતી, કેમકે જે વસ્તુથી વિરોધ હતો તે જ વસ્તુ ગળે પડી. અસ્તુ! હવે બીજી કઇ યુક્તિ ભૂરસુંદરી બતાવે છે?

સ્થા૦—તેઓ લખે છે કે શત્રુંજયને તમો શાશ્વત માનો છો તો પછી તેનું વર્ણન સૂત્રોમાં લખેલા શાશ્વત નામોમાં કેમ નથી આવતું? વળી શંખેશ્વરજીની મૂર્તિને, ગઇ ચોવીશીની હોવાથી અમૂર્તિને, ગઇ ચોવીશીની હોવાથી અસંખ્યાત વર્ષની કહો છો તો કૃત્રિમ પદાર્થ સંખ્યાત વર્ષથી વધુ ટકી શકતો નથી, તો પછી તે મૂર્તિ કેવી રીતે ટકી શકી?

મં૦—શત્રુંજય પ્રાયઃ શાશ્વતો છે અને સુત્રોમાં નિતાન્ત શાશ્વતી વસ્તુનાં નામો આવે છે એટલે તેમાં તેનું નામ ન આવે એ સ્વાભાવિક છે. વળી શંખેશ્વરજીની મૂર્તિ અદ્યાવધિ ટકી છે તેનું દૈવી કારણ માની શકાય છે. અને જ્યાં દેવતાધિષ્ઠિત વસ્તુ થઇ એટલે તે કૃત્રિમ હોય તો પણ અસંખ્યાતો કાળ ટકી શકે છે. એટલે સૂત્રપાઠનો વિરોધ આ-

વતો નથી. સૂત્ર સામાન્ય કૃત્રિમ સ્થિતિનું વર્ણન કરે છે. જ્યારે આ વિશિષ્ટ કૃત્રિમ વસ્તુ છે એટલે તેવી માન્યતામાં કોઇ જાતની હરકત આવી શકતી નથી.

**સ્થા૦** તેઓ તો ઋષભ, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન એ નામની ચાર શાશ્વતી અરિહંત દેવની મૂર્તિઓ પણ સૂત્રમાં નથી એમ કહે છે.

**સં૦** તેણીનું તે કહેવું સર્વથા વિરુદ્ધ છે. આજ સુધી થયેલા કેટલાક ઢુંઢીયા સાધુ તથા સાધ્વીઓ આ વાતને તો માની જ રહેલ છે કે શાશ્વતી અરિહંતની મૂર્તિઓ છે. વળી જીવાભિગમ આદિ સૂત્રોમાં જેમનો સારી પેઠે વિસ્તાર આવે છે. તેવી "બે દુ ચાર" જેવી સહેલી વાતને પણ નહિ માનનાર વ્યકિત જગતમાં ઉપહાસને પાત્ર બને છે. આ વાતનો વિશેષ ખુલાસો આગળ પર થશે.

**સ્થા૦** તેઓ કહે છે કે ચાર નિક્ષેપામાં માત્ર ભાવ નિક્ષેપો જ વંદ્ય છે. અને તે બાબત તેઓ અનુયોગદ્વારની સાક્ષી આપે છે તો તે ખરી છે ?

**સં૦** તે તદ્દન ખોટી સાક્ષી છે. તેમ જો અનુયોગદ્વારમાં હોય તો તો પછી ઘોડા, ગધેડા, આદિ બધાને નમસ્કાર કરવો પડશે, કેમકે તે બધી સાક્ષાત વસ્તુઓ ભાવ નિક્ષેપા છે. શું તેને વંદના કરાય છે ? અગર નહી તો પછી ભાવ નિક્ષેપો જ વંદ્ય છે એ વાત કયાંથી આવી ?

नामजिणा जिणनामा,
ठवणजिणा पुण जिणंद पडिमाओ ।
दव्वजिणा जिणजीवा,
भावजिणा समवसरणथ्था ॥

જો આ પાઠના અનુસારે જિનેશ્વર પ્રભુનો ભાવ નિક્ષેપો જ વંદ્ય છે એમ કહેતી હોય તો ભલે છે, કેમકે અરિહંતના તો ચારે નિક્ષેપા વદ્ય છે મતલબ એ છે કે જેનો ભાવ નિક્ષેપો વંદ્ય હોય તેના બાકીના બીજા નામ નિક્ષેપો સ્થાપના નિક્ષેપો અને દ્રવ્ય નિક્ષેપો એ–ત્રણ નિક્ષેપોઓ પણ વંદનીય જ હોય છે, અને જો એમ ન હોય તો ભૂરસુંદરી ચોવીશ તીર્થંકરોના ભૂરિ ભૂરિ નામ ગ્રહણ કરી જે પૂજ્ય બુદ્ધિ બતાવે છે તે ન જ બતાવી શકે. આવી જ રીતે (નામ નિક્ષેપાની જેમ ) જો દ્રવ્ય સ્થાપનાનો પ્રેમ આવી જોય તો ભૂરસુંદરી હમારે મન એક ધર્મ સુંદરી છે, અને જ્યાં સુધી આ નિક્ષેપાઓનું ખંડન કરે છે ત્યાં સુધી ભવાભિનન્દિની છે

( અપૂર્ણ )

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज

( गतांकथी चालु )

## क्या साधु चर्मका उपयोग भी करे ?

प्रसङ्गोपात आपणे कांइक विचार करी लइए के परिग्रहनी बाबतमां दिगम्बर-दर्शन क्यां सुधी पहोंच्युं छे। जे नग्नपणुं देखीती रीते लोक-विरुद्ध छे, जेमां अनेक अनर्थ समायेल छे, जेने माटे आ लेखक ज आगल जणावे छे के नग्नदिगम्बर मुनिने देखीने एक स्त्री डरी गइ, अने अकस्मात् गर्भपात थयो, अने हाहाकार मची गयो तथा गोचरीमां गयेला दिगम्बर मुनिना लिङ्गोत्थानने अंगे प्रायश्चित्तो पण बताववां पडयां छे। आवा नग्नपणानो पण आग्रहवशात् दिगम्बरोए तमाम मुनिने माटे स्वीकार कर्यो अने वस्त्रत्यागना सूचक दिगम्बर, आशाम्बर विगेरे बोर्डो लगाव्यां।

एवी रीते हस्त भोजन के जेमां अन्न पाणी विगेरेना कणीया अने बिन्दुओनुं नीचे पडवुं विगेरे अनेक अनुचित समायेल छे, आवा करपात्रीपणाने स्वीकार्युं, अने पात्रनो त्याग बताव्यो। अमो पहेरवाने वस्त्र पण नथी राखता, खावाने पात्र पण राखता नथी विगेरे उत्कृष्टतानी बहादुरी तो घणी बतावी पण वस्तुतः गमे तेटली नहि; कारण के शक्तिबहारनी वस्तुमां माणस क्यां सुधी टकी शके? कदाच अमुक बाबतमां आग्रह पकडी राखे तो बीजुं वेठवुं पडे, बलाबलनो विचार कर्या सिवाय आग्रहथी, कोइ वात छोडीने नवी पकडवामां आवे तो एमां फायदो नीकलतो नथी, परंतु अमुक अंशे नुकशान वेठवुं पडे छे "भेंस वेचीने लीधी घोडी, ज्यां उतरतो माखणनो पींडो त्यां उतरवा मांडयो लादनो लोंडो"

दिगम्बर-शास्त्रमां परिग्रहना स्वरूप माटे जुओ मूलाचारः-

जीवणिबद्धाबद्धा
परिग्गहा जीवसंभवा चेव।
तेसिं सक्कच्चागो
इयरम्हि य णिम्मओऽसंगो ॥१॥

[ जीवनिबद्धाबद्धाः
परिग्रहा जीवसंभवाश्चैव।
तेषां शक्यत्याग
इतरस्मिश्च निर्ममोऽसङ्गः ॥१॥]

भावार्थ—जीवने आश्रीने रहेला एवा देह मिथ्यात्व, वेद, राग, हास्य, रति, अरति, शोक, भय, जुगुप्सा, क्रोध, मान, माया, लोभ विगेरे, अथवा दास, दासी, गाय, घोडा विगेरे जीवनिबद्ध

કહેવાય છે। જીવથી જુદાં એવાં ક્ષેત્ર, વાસ્તુ, ધન અને ધાન્ય વિગેરે તે અજીવપ્રતિબદ્ધ કહેવાય છે। પરિગ્રહ એટલે મૂર્છા। જીવથી જેની ઉત્પત્તિ છે એવા જે મોતી વિગેરે તે જીવસમ્ભવ કહેવાય છે। આ દરેકમાં શક્તિ પ્રમાણે ત્યાગ કરવો તે પાંચમું મહાવ્રત કહેવાય છે। તથા સંયમોપકરણ, જ્ઞાનોપકરણ, અને શૌચોપકરણમાં અતિ મૂર્છા ન રાખવી, અર્થાત્ આ ત્રણ જાતના ઉપકરણ રાખવાં પણ તેમાં બહુ આસક્તિ ન રાખવી આવું નામ પણ પાંચમું અસંગ નામનું મહાવ્રત કહેવામાં આવે છે। આ ઉપર જણાવેલ અર્થ તે સ્થલની દિગમ્બરાચાર્યકૃત ટીકાને આધારે લખેલ છે।

આજ મૂલાચારમાં આદાનનિક્ષેપસમિતિની બાબતમાં જુઓઃ—

> ણાણુવહિં સંજમુવહિં
> સઉચુવહિં અણ્ણમુવહિં વા।
>
> પયદં ગહિણિક્ખેવો
> સમિદીઆદાણણિક્ખેવા ॥૧૪॥
>
> [ જ્ઞાનોપધિં સંયમોપધિં
> શૌચોપધિમન્યમુપધિં વા।
> પ્રયતં ગ્રહનિક્ષેપૌ
> સમિતિરાદાનનિક્ષેપા ॥૧૪॥

ભાવાર્થ—જ્ઞાનના કારણભૂત એવા જે પુસ્તક વિગેરે તે જ્ઞાનોપધિ કહેવાય છે, પ્રાણીઓની દયા માટે જે મોર-પિચ્છી વિગેરે તે સંયમોપકરણ કહેવાય છે, મલમૂત્રાદિક ધોવાને માટે કમણ્ડલ વિગેરે જે દ્રવ્ય તે શૌચોપધિ કહેવાય છે। આ ત્રણ પ્રકારની ઉપધિ તથા સંથારો વિગેરે અન્ય જે ઉપધિ તેનું ઉપયોગપૂર્વક જે લેવું મેલવું આનું નામ આદાનનિક્ષેપસમિતિ કહેવાનાં આવે છે।

દિગમ્બર મુનિઓ પુસ્તક પાના રાખે એટલું જ નહિ પરંતુ પાછળથી તે પુસ્તક પાનાનો હકદાર કોણ બને પણ દિગમ્બર શાસ્ત્રકારોને વ્યવસ્થા બતાવવી પડી છે। જુઓ ગુરુદાસ-વિરચિત પ્રાયશ્ચિત્તચૂલિકા તથા તેનાપરની શ્રીનન્દીગુરુકૃત ટીકા—

> આચાર્યસ્યોપધેરર્હા
> વિનેયાસ્તાન્ વિના પુનઃ।
>
> સધર્માણોઽથ ગચ્છશ્ચ
> શેષસંઘોઽપિ ચ ક્રમાત્ ॥૧૯॥
> સર્વે સ્વામિવિતીર્ણસ્ય,
> યોગ્યો જ્ઞાનોપધેરપિ।
>
> સ્વામિના વા વિતીર્યેત,
> યસ્મૈ સોઽપિ તમર્હતિ ॥૨૦॥

ટીકા—આચાર્યસ્ય ગણિનઃ। ઉપધેઃ પુસ્તકાદ્યુપકરણસ્ય અર્હા યોગ્યા। વિનેયાસ્તચ્છિષ્યાઃ। તાન્ વિના પુનઃ, શિષ્યૈર્વિના તુ સધર્માણો ગુરુભ્રાતરઃ। અથ અનન્તરમ્, સધર્મણો વિના। ગચ્છ સ્વગણોઽપિ ત્રિપુરુષાન્વયોઽપિ અર્હઃ। ગચ્છં વિના શેષસંઘોઽપિ ચ, શેષોઽવશિષ્ટઃ સંઘશ્ચ સપ્તપુરુષાન્વયોઽપિ યોગ્યઃ। ક્રમાત્ ક્રમેણ યથાન્યાયં યથાક્રમં પરિપાટ્યા ॥૧૯॥ સર્વે નિરવશેષાઃ સાધવઃ શિષ્યાદયોઽન્યસમ્બન્ધિનોઽપિ। સ્વામિવિતીર્ણસ્ય પ્રભુણા પ્રવિતીર્ણસ્યોપકરણસ્ય અર્હા ભવન્તિ। યોગ્યો જ્ઞાનોપધેરપિ જ્ઞાનોપધેઃ પુસ્તકસ્ય તુ યોગ્યો ય એવ જ્ઞાની સ એવાર્હઃ। સ્વામિના વા વિતીર્યેત યસ્મૈ વા અથવા, સ્વામિના પુસ્તકપતિના, યસ્મૈ સાધવે વિતીર્યેત દીયેત। સોઽપિ સ ચ તં જ્ઞાનોપધિમર્હતિ ભજતિ ગૃહ્ણાતિ ॥૨૦॥ ભાવાર્થ—આચાર્ય એટલે ગણી, તેમની પુસ્તક વિગેરે જે ઉપધિ, તેને લાયક તેમના શિષ્યો છે શિષ્યો જો

होय तो तेमना गुरु-भाइओ लायक छे। गुरुभाइओ न होय तो गच्छ लायक छे। त्रण पुरुषनो जे वंश ते गच्छ कहेवाय छे। गच्छ न होय तो बाकी रहेल संघ लायक छे। सात पुरुषनो जे वंश ते संघ कहेवाय छे ॥ १९ ॥ दरेक साधुओ एटले पोताना अथवा परना शिष्यादिको मालीके आपेली उपधिने लायक छे। ज्ञानोपधि ते पुस्तक तेने लायक तो जे ज्ञानी होय ते ज छे, अथवा पुस्तकनो मालीक जे साधुने पुस्तक आपे ते साधु ग्रहण करे ॥२०॥

आमां प्रथम श्लोकमां आचार्यनी पासे पुस्तक विगेरे उपधि होय छे, अने तेना बीजा साधुओ बतावेल क्रम प्रमाणे हकदार छे, एम जणाववामां आवेल छे। तेमां पण उपधिथी केवल ज्ञानोपधि ते लेवानी छे एम नहि परंतु संयमोपकरणादि पण लेवानां छे, कारणके उपधिनो अर्थ टीकाकारे पुस्तक विगेरे उपकरण बतावेल छे। अने ज्ञानोपकरणमां तो नीचेना श्लोकनी टीकामां एकलुं पुस्तकज लीधेल छे, माटे आदिपदथी अन्योपकरण लेवुं जोइए, ते अहीं चारित्रोपकरणादि समजवु।

बीजा श्लोकमां तथा तेनी टीकामां सामान्योपधि अने ज्ञानोपधि एम प्रथक् पृथक् ग्रहण करेल छे, तथा ज्ञानोपधि संयमोपधि, शौचोपधि तथा अन्य उपधि तेना मालीक मुनिनी रजा सिवाय बीजा मुनिए वापरी होय तो तेनां प्रायश्चित्त पण बतावेलां छे। जुओ —

दिगम्बरशास्त्र, इन्द्रनन्दिविरचित छेदपिण्ड, गाथा ११७

पोत्थयपिच्छकमंडलुवकलयादि
परेसिमुवयरणं।
तेसिं परोक्खदो णियकज्जेणुवभोगियं जेण ॥११७॥

[ पुस्तकपिच्छीकमण्डलुवल्कलादि
परेषामुपकरणम्।
तेषां परोक्षतो निजकार्येणोपभोगितं
येन ॥११७॥

भावार्थ—पुस्तक, पिच्छी, कमंडलु, वल्कल (वृक्षनी छालनां वस्त्र विगेरे) विगेरे जे अन्य मुनिनी उपधि छे तेनो परोक्षमां एटले गेरहाजरीमां पुछया सिवाय अन्य मुनि जो वापरे तो गुरुमहाराजनी पासे आलोचना प्रायश्चित्तथी शुद्ध थाय छे अर्थात् प्रत्यक्षमां वापरी होय तो वांधो नथी।

आना उपरथी स्पष्ट समजी शकाय तेम छे के दिगम्बर मुनिओ केवी केवी उपधि राखे छे। वळी आ ज ग्रन्थमां लोढानुं उपकरण खोवायुं होय अथवा अन्य उपकरण खोवायुं होय तो तेनां प्रायश्चित्त पण बताव्यां छे। जो उपकरण ज राखवानां न होय तो खोवानी ने प्रायश्चित्तनी वात शानी होय ?

दिगम्बर मुनिओ संथारा पण राखे छे ए वातने आ ज ग्रंथ पुरवार करे छे। जुओ-गाथा १९९-२००

उज्जोए पडिलिहियं दाउं संथारयं
निसि पसुत्तो।
उव्वत्तणपरियत्तणणिग्गमणविवज्जिओ
पयदो ॥१९९॥

जदि संथारसमीवे पेच्छइ पंचिंदिय
मुहं सरुदये।
तो तस्स हवे छेदो
पंचविउस्सग्गपरिमाणो ॥२००॥

[ उद्योते प्रतिलिखितमादाय
संस्तारकं निशि प्रसुप्तः ।
उद्वर्तनपरिवर्तननिर्गमनविवर्जित-
प्रयतः ॥१९९॥
यदि संस्तारसमीपे पञ्चेन्द्रियं
मृतं सूर्योदये ।
तर्हि तस्य भवेच्छेदः
पञ्चव्युत्सर्गपरिमाण ॥२००॥]

ભાવાર્થ—પ્રકાશમાં પડિલેહેલા સંથારાને લઇને રાત્રે સુતેલા થકા, ઉદ્વર્તન, પરિવર્તન અને નિર્ગમન ક્રિયાથી રહિત મુનિ, સૂર્યોદય થયે છતે સંથારાની પાસે મરેલા પઞ્ચેન્દ્રિયને દેખે તો પાંચ વ્યુત્સર્ગપ્રમાણ પ્રાયશ્ચિત્ત લાગે છે । હવે જો સંથારો જ ન રાખવાનો હોય તો પડિલેહણ શાનું, તેના પર સુવાનું શાનું અને પ્રાયશ્ચિત્ત શાનું હોય ? અને વતાવેલ છે, માટે દિગમ્બર મુનિ સંથારા પણ રાખે છે।

ઉપરના પાઠો પરથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે દિગમ્બરોએ સર્વથા વસ્ત્ર અને પાત્રના ત્યાગો જે બતાવ્યા તે અમુક જાતના આવેશને લઇને છે, પરંતુ અમારે શરીર સિવાય કોઇ વસ્તુ પાસે રાખવી જ નથી આવો ત્યાગ ભાવનાથી નહિં । જો ત્યાગ ભાવના જ હતી, શરીર સિવાય પાસે કાંઇ રાખવું જ ન હતું તો પછી વલ્કલના ને તટ્ટીસાદરના વસ્ત્ર, કમણ્ડલુ, મોરપિચ્છી, પુસ્તક પાના, સંથારો વિગેરે શા માટે રાખ્યાં ? કદાચ એમ કહેવામાં આવે કે ઉપર્યુક્ત વસ્તુ માર્ગમાં સાહાયક છે માટે રાખવામાં આવે છે તો શું વસ્ત્ર અને પાત્ર સાહાયક નથી? કેવો કદાગ્રહ !

અમારા શ્વેતામ્બર દર્શનના પ્રવર્તક સર્વજ્ઞ દેવોએ તો પ્રથમથી જ દ્રવ્ય ક્ષેત્ર, કાલ અને ભાવની સુન્દર ઘટના સાથે ભિન્ન ભિન્ન અવસ્થામાં જિનકલ્પ અને સ્થવિરકલ્પ વિગેરે વતાવ્યા છે, માટે વસ્ત્રાવસ્ત્ર વિગેરેની વ્યવસ્થા અનેક રીતે લાભ દ્રષ્ટિએ નિર્ભર રહે છે । આ સમ્બન્ધમાં ઘુંચવણ તો તે જ સમ્પ્રદાયને છે કે જેઓ ઉદ્ઘોષણા કરી રહ્યા છે કે વસ્ત્ર અથવા પાત્ર રાખવા નહિ, જો રાખ્યા તો સાધુપણું ચાલ્યું જશે વિગેરે ।

દ્રષ્ટાન્ત તરીકે જેમ શ્વેતામ્બર સમ્પ્રદાયમાં અમુક કાલ થયો હતો કે આગમના પુસ્તકથી નિરપેક્ષ રીતે વચનદ્વારા જ શાસ્ત્ર ભણાતાં ભણાવાતાં હતાં, તે સમયે પુસ્તક રાખવામાં અસંયમ ગણાતો હતો અને તેવા ધારણા કુશલ જીવોના અભાવમાં પુસ્તક રાખવામાં મહા સંયમ ગુણ છે । જુઓ-શ્વેતામ્બરદર્શનમાં દશવૈકાલિકચૂર્ણિઃ—कालं पुण पडुच्च चरणकरणट्ठा अव्वोच्छित्तिनिमित्तं च गेण्हमाणस्स पोत्थए संजमो भवइ । [कालं पुनः प्रतीत्य चरणकरणार्थमव्युच्छित्तिनिमित्तं च गृह्णानस्य पुस्तकानि संयमो भवति ]

ભાવાર્થ-કાલને આશ્રીને, અર્થાત્ જે કાલમાં, મેધા, આયુ, ગ્રહણશક્તિ અને ધારણાશક્તિની હાનિ હોય તે કાલમાં ચરણસિત્તરી અને કરણસિત્તરીને માટે, તથા આગમનો પ્રવાહ વહેતો રાખવા માટે પુસ્તકોને ગ્રહણ કરવામાં મુનિઓને સંયમ-ગુણ છે । તથા જુઓ-નિશીથના વારમા ઉદ્દેશામાં ભાષ્યગાથા અને તેના પરની ચૂર્ણિનો પાઠઃ

घेप्पति पोत्थयपणगं
कालियणिज्जुत्तिकोसट्ठा ॥
[ गृह्णाति पुस्तकपञ्चकं कालिकनिर्युक्तिकोशार्थम् ॥ ]

मेहाउग्गहणधारणाद्दिपरिहाणिं
जाणिऊण कालियसुयट्ठा
कालियसुयणिज्जुत्तिनिमित्तं
वा पोत्थयपणगं घेप्पति ।

कोसोत्ति समुदायो [ मेधायुर्ग्रहणधारणादिपरिहाणिं ज्ञात्वा कालिकश्रुतार्थं कालिकश्रुतनिर्युक्तिनिमित्तं वा पुस्तकपञ्चकं गृह्णाति, कोश इति समुदायः ]

भावार्थ-मेधा, आयुष, ग्रहणशक्ति अने धारणशक्तिनी हानी जाणीने कालिकसूत्र अने तेना परनी निर्युक्तिना संरक्षणने माटे मुनि पांच प्रकारना पुस्तकने कोशने माटे ग्रहण करे, अने तेमां संयमगुण छे ।

आ पुस्तक भण्डारना साचवनार पण मुख्यतया त्यागी, संयमी वर्ग छे, परंतु लक्ष्मीनो उपासक गृहस्थवर्ग नहि। एटला ज माटे दर्शन-सप्ततिकानी वृत्तिमां मल्लवादीजी महाराजना दृष्टान्तमां जणावेल छे के आचार्य महाराजे दुर्लभदेवी साध्वीने भण्डार भळावीने अन्यत्र विहार करेल छे, परंतु गृहस्थ-वर्गने नहि। दिगम्बरोए पण साधुना पुस्तकना हकदार मुख्यतया साधुवर्गने ज मानेल छे।

आ रीते श्वेताम्बरदर्शन स्याद्वादमय छे, लाभालाभनी तुलना पर तेनी सुन्दर व्यवस्थाओ दरेक बाबतमां बतावबामां आवेल छे।

हवे आपणे प्रस्तुत विषय उपर आवी जइए। प्रस्तुत ए छे के चर्म संयमोपकरण नथी एम लेखकनुं जणाववानुं छे, आनो जवाब उपर सविस्तर आवी गयो छे। दिगम्बरोए उपर्युक्त पाठ प्रमाणे अनेक जातनी उपधि मानी छे, तो पछी शुष्क, निर्जीव जीवोत्पत्तिरहित अने साफ करेल चर्मने कोइ प्रबल कारणे लेवामां आवे तो तेमां शु लेखकने वांधो आवे छे, ते जोवा जेवुं छे।

[ अपूर्ण ]

[ १७७ मा पानानुं अनुसंधान ]

રૂપિ પર્વત, શિખરી પર્વત, વિગેરે વિગેરે.

આ દરેક પહાડોમાં સિદ્ધાયતન કૂટોમાં સિદ્ધાયતનો છે. વૃક્ષ તથા વનોમાં પણ જૂદા જૂદા સિદ્ધાયતનો છે. પ્રત્યેક સિદ્ધ-મંદિરોમાં તીર્થંકરોની પ્રતિમાઓ અને પૂજાની સામગ્રી વિગેરે છે.

જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વક્ષસ્કાર ૪ માં જંબૂવૃક્ષના વર્ણનમાં પાઠ છે કે-જંબૂ-સુદર્શનાની ચાર દિશામાં ૪ શાખાઓ છે, જેના મધ્ય ભાગમાં ૪ સિધ્ધાયતનો છે. મણિપીઠ પર દેવછંદામાં જીનેશ્વરોની પ્રતિમાઓ છે.

( જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, પૃષ્ઠ-૩૩૧ )

જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વક્ષસ્કાર ૪, સૂત્ર ૮૮ માં જિન-દાઢાઓનો પાઠ છે. પછી જિનપ્રતિમાઓ માટે અધિકાર છે કે—

तासिणं उत्तरपुरत्थिमेणं सिद्धायणा,
एस चेव जिणघराण वि गमोत्ति ॥
+ + देवछंदया पण्णत्ता ॥
+सव्वरयणामया जिणपडिमा,वण्णओ ॥

અર્થાત્—તેનાથી ઈશાન કોણમાં સિદ્ધાયતનો છે. જિનઘરો માટે પણ આવો જ પાઠ સમજવો + + દેવછંદા છે.

સર્વરત્નમય જિન-પ્રતિમાઓ છે. જેનું વર્ણન આગળના પાઠો પ્રમાણે જાણવું.

( અપૂર્ણ )

# જિન–મંદિર

લેખક—મુનિરાજ શ્રી દર્શનવિજયજી

( ત્રીજા અંકથી ચાલુ )

**રાયપસેણી** સૂત્રમાં પૂજા–વિધેયતાનો પાઠ છે કે–

**एवं खलु देवाणुप्पियाणं सूरियाभे विमाणे सिद्धायतणंसि जिणपडिमाणं जिणुस्सेहप्पमाणमित्ताणं अट्ठसयं संनिक्खित्तं चिट्ठति, सभाए णं सुहम्माए माण वए चेइयखंभे वइरामएसु गोलवट्ट समुग्गएसु बहुओ जिणसकहाओ सन्निक्खित्ताओ चिट्ठन्ति । तओणं देवाणुप्पियाणं अन्नेसिं च बहु वेमाणियाणं देवाण य देवीण य अच्चणिज्जाओ जाव पज्जुवासणिज्जाओ । तं एयं णं देवाणुप्पियाणं पुव्विं करणिज्जं तं एयं देवाणुप्पियाणं पच्छा करणिज्जं, तं एयं णं देवाणुप्पियाणं पुव्विं सेयं, तं एयं णं देवाणुप्पियाणं पच्छा सेयं तं एयं णं देवाणुप्पियाणं पुव्विं वि पच्छा वि हिआए सुहाए खमाए निस्सेसाए आणुगामियत्ताए भविस्सइ । सूत्र ४१ ।**

અર્થાત્–તમારા સૂર્યાભ–વિમાનના સિદ્ધાયતનમાં તીર્થંકરની સમાન ઉંચાઇ વાળી ૧૦૮ જિન–પ્રતિમા છે. તેમ જ માણવક ચૈત્યમાં જિનેશ્વરોની દાઢાઓ છે. જે અર્ચનિક છે. પૂજનિક છે. આ જ નીત્યકર્મ છે જે તમોને આગળ પાછળ શ્રેયરૂપ છે, હિતકર છે, સુખકર છે, ક્ષમા (શાંતિ) કર છે અને મોક્ષપ્રદ છે. (ભાવાર્થ)

**રાયપસેણીજી** સૂત્ર ૩૯, ૪૩, તથા ૪૪ માં જિનેન્દ્રની પૂજાની **વસ્તુઓની** યાદી, પુસ્તક રત્નમાં દર્શાવેલ **ધાર્મિક** વ્યવસાય અને જિનેન્દ્ર **પૂજાનો** વિધિ ઘણા વિસ્તારથી દર્શાવેલ છે.

**જીવાજીવાભિગમ** સૂત્ર ત્રિજી પ્રતિપત્તિના **સિદ્ધાયતનોના** અધિકારમાં બીજા ઉદ્દેશામાં જિનમન્દિરના વર્ણનના અનેક પાઠો છે જે પૈકીના કેટલાક પાઠો નીચે પ્રમાણે છે:—

૧—સુધર્મા સભાના ઈશાન ખુણામાં એક મોટું સિદ્ધાયતન છે, જે સાડા બાર યોજન લાંબુ, સવા છ યોજન પહોળું અને નવ યોજન ઉંચુ છે. યાવત્ ગોમાનસિક વિગેરે છે, જેનું સમ્પૂર્ણ વર્ણન સુધર્મા સભાની જેમ સમજવું. આ જ રીતે દરવાજા, મુખમંડપ, પ્રેક્ષાઘરમંડપ, ધ્વજ, સ્તૂપ, પ્રતિમાયુક્ત ચૈત્ય–સ્તૂપ, ચૈત્યવૃક્ષ, મહેન્દ્રધ્વજ, સ્નાન–પુષ્કરિણી ઉલેચ તથા મણિથી બાંધેલ ભૂતલ વિગેરેનું વર્ણન સમજવું. સિદ્ધાયતનના મધ્ય ભાગમાં બે યોજન લાંબી–પહોળી મણિમય **વેદી** છે જેની ઉપર રત્ન નિર્મિત **દેવછંદો** છે આ દેવછંદાની ઉપર જિનેન્દ્રની સમાન ઉંચાઈ વાળી ૧૦૮ જિનેશ્વરોની પ્રતિમાઓ છે. (સૂત્ર ૧૩૯)

( આ પાઠ આપ્યા પછી અહિં શ્રી જિનેન્દ્રની **પ્રતિમાનું નખશિખ વર્ણન**

આલેખ્યું છે. ત્યાર બાદ જિનપ્રતિમાની સન્મુખ રહેલ ૧૦૮ ઘંટ વિગેરે પૂજન સામગ્રીનો ઉલ્લેખ છે. જે પાઠો જનતા સન્મુખ પ્રસંગે રજૂ કરવામાં આવશે)

સિદ્ધાયતનની ઉપર સંખ્યાબંધ અષ્ટ માંગલિકો, ધ્વજો, તથા છત્રો છે, જે સુંદર રચનાવાળાં અને સોળ જાતિના રત્નોથી સુશોભિત છે. (સૂત્ર ૧૩૯)

૨—પુસ્તકમાં દર્શાવેલ ધાર્મિક વ્યવસાય, અને જિનેન્દ્રની સત્તર ભેદી પૂજાનો અધિકાર (સૂત્ર ૧૪૧-૧૪૨)

આ પાઠો જિનેન્દ્ર-પૂજા-વિધિમાં અક્ષરશઃ બતાવીશું.

૩—સિદ્ધાયતનમાં ૧૦૮ જિનેન્દ્રની પ્રતિમા છે, ચૈત્યસ્તંભમાં જિનેન્દ્રની દાઢાઓ છે, જે અર્ચનિક છે, પૂજનિક છે. અને એ જ વિધિ દેવાનુપ્રિયને પ્રથમ કરવાનો છે, પછી પણ કરવાનો છે, ત્રણે કાળમાં શ્રેયસ્કર છે. અત્યારે અને પછી પણ હિતકર, સુખકર, શાંતિપ્રદ, અને મોક્ષપ્રદ છે ( સૂત્ર ૧૩૮-૧૪૧, જુઓ રાયપસેણી સૂત્ર ૪૧ )

૪—સુધર્મા સભામાં ચૈત્ય સ્તૂપો પર ઋષભ, ચંદ્રાનન, વારિષેણ તથા વર્ધમાનની પ્રતિમાઓ છે. ( સૂત્ર ૧૩૭, પત્ર ૨૨૫ )

૫-रायपसेणी सूत्र—तत्थणं जे से उत्तरिम विडिमे एत्थणं एगे महं सिद्धायतणे। कोसं आयामेणं अद्धकोसं विक्खंभेणं, देसूणं कोसं उड्ढं उच्चतेणं, अनेकखंभ सतसन्निविट्ठे, वण्णओ। तिद्दिसिं तओ दारा पंचधणुसता अड्ढाइज्जंधणुसयविक्खंभा-मणिपेढिया पंचधणुसत्तिया देवछंदो पंचधणुसतविक्खंभो सातिरेग पंचधणुस उच्चत्ते॥

तत्थणं देवछंदए अट्ठसयं १०८ जिणपडिमाणं जिणुस्सेध पमाणाणं।

एवं सव्वा सिद्धायतण वत्तवया भाणियव्वा जाव...धुवकडुच्छुया॥ (सूत्र-१५२, जम्बूसुदंसणा अधिकार।

અર્થ—તેનો જે ઉપરનો મધ્ય ભાગ છે ત્યાં એક મોટું સિદ્ધાયતન ( જિન-મંદિર ) છે, જે એક કોશ લાંબુ, અર્ધો કોશ પહોળું અને એક કોશથી ઓછું ઉંચુ છે, સંખ્યાબંધ સેંકડો થાંભલાઓથી સુપ્રતિષ્ઠિત છે. આ મંદિરનું સંપૂર્ણ વર્ણન પહેલાના અધિકારોમાં કરેલ વર્ણન પ્રમાણે સમજવું. સિદ્ધાયતનને ત્રણ દિશામાં ( પુર્વ, ઉત્તર તથા પશ્ચિમમાં ) પાંચસો પાંચસો ધનુષ્ય ઉંચાં અને અઢીસો અઢીસો ધનુષ્ય પહોળા ત્રણ દરવાજા છે. તેમાં ૫૦૦ ધનુષ્ય પ્રમાણ મણિ-પીઠ છે. ૫૦૦ ધનુષ્ય પહોળો અને પાંચથી અધિક ધનુષ્ય ઉંચો દેવછંદો છે

આ દેવછંદાની ઉપર તીર્થંકરની સમાન ઉંચાઇવાળી ૧૦૮ જિન-પ્રતિમાઓ છે.

આ પ્રમાણે સમસ્ત સિદ્ધાયતન-વક્તવ્ય કહેવું, યાવત્...ધુપધાણા સુધીનો પાઠ લેવો.

૬—જમ્બૂવૃક્ષની ચારે તરફના કૂટોના વર્ણન-પાઠોમાં ઉલ્લેખ છે કે-

(૧) જમ્બૂવૃક્ષના પૂર્વભુવન અને ઇશાન પ્રાસાદની વચમાં આઠ યોજન

ઉંચો ગાયના પૂંછડાની જેવી આકૃતિ-વાળો મોટો કૂટ છે.

**रायपसेणी सूत्र**—**तस्स बहुसमरमणिज्जस्स भूमिभागस्स बहुमज्झदेसभाए एगं सिद्धायतणं कोसप्पमाणं, सव्वसिद्धायतण वत्तव्वया ।** (सूत्र-१५२)

અર્થાત્—તે કૂટના સરખા ભૂમિ ભાગમાં એકદમ મધ્યમાં એક કોશના પ્રમાણવાળું **સિદ્ધાયતન** છે. જેનું સ્વરૂપ પૂર્વોક્ત સિદ્ધાયતન પ્રમાણે સમજવું.

(૨) જંબૂવૃક્ષના પૂર્વભુવન અને આગ્નેય પ્રાસાદની વચ્ચે આઠ યોજન ઉંચો મોટો કૂટ છે, જેની ઉપર **સિદ્ધાયતન** છે,

(૩, ૪, ૫ ) જમ્બૂદ્વીપના દક્ષિણ-ભુવન અને આગ્નેય પ્રાસાદની વચ્ચે તેમજ પશ્ચિમ ભુવન અને નૈઋત્ય પ્રાસાદની વચ્ચે ઉપર પ્રમાણે એકેક કૂટ છે તથા **સિદ્ધાયતન** છે.

(૬) જમ્બૂવૃક્ષના પશ્ચિમભુવન અને વાયવ્ય પ્રાસાદની વચ્ચે એક કૂટ છે, **સિદ્ધાયતન** છે. જેનું પ્રમાણ ઉપર પ્રમાણે છે.

(૭) જમ્બૂવૃક્ષના ઉત્તર ભુવન અને વાયવ્ય પ્રાસાદની વચ્ચે કૂટ છે, **સિદ્ધાયતન** છે.

(૮) જમ્બુવૃક્ષના ઉત્તરભુવન અને ઇશાન પ્રાસાદની વચ્ચે એક મોટો કૂટ છે, જેનાં પ્રમાણ વિગેરે પ્રથમ લખેલ કૂટ પ્રમાણે છે, તેની ઉપર **સિદ્ધાયતન** છે. ( सूत्र १५२ )

આ રીતે ચાર દિશાના ચાર ભુવનો અને આઠ ખૂણાનાં આઠ પ્રાસાદો તેની વચમાં આઠ કૂટો છે. દરેક ઉપર જિનાલયો છે જેમાં જિનેન્દ્ર પ્રતિમાઓ છે.

૭ **નંદીશ્વર** દ્વીપના વર્ણનમાં જણાવ્યું છે કે[૫]:—

નંદીશ્વર દ્વીપની ચારે દિશામાં ચાર અંજનક પર્વત છે જેના સમાન અને મધ્યભાગમાં એકેક **સિદ્ધાયતન** છે. જે ૧૦૦ યોજન લાંબાં, ૫૦ યોજન પહોળાં, ૭૨ યોજન ઉંચાં અને સંખ્યાબંધ થાંભલાઓથી બનેલ છે, પ્રત્યેક સિદ્ધાયતનમા દેવદ્વાર, અસુરદ્વાર, નાગદ્વાર તથા સુવર્ણદ્વાર; એમ ચાર ચાર દરવાજા (પ્રવેશદ્વાર) છે, જેની ઉપર

---

૫ જીવાભિગમસૂત્ર, પ્રતિપત્તિ ૩, ઉદ્દેશ ૨, સૂત્ર ૧૮૩; જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વક્ષસ્કાર ૨, સૂત્ર ૩૩, તથા વક્ષસ્કાર ૫, સૂત્ર ૧૨૩; સ્થાનાંગ સૂત્ર, સ્થા૦ ૪, ઉદ્દેશો ૨, સૂત્ર ૩૦૭; ભગવતીજી, શતક ૩, ઉદ્દેશો ૨, સૂત્ર ૧૪૨, તથા શતક ૨૦, ઉદ્દેશો ૯, સૂત્ર ૬૮૩; જ્ઞાતાજી, અધ્યયન ૮, સૂત્ર ૬૬, ૭૭, ૭૮, વિગેરે આગમ પાઠોમા નંદીશ્વર દ્વીપના જિનાલયો, યાત્રા, દર્શનવિધિ, પૂજનવિધિ, વિગેરે અધિકારો છે.

દિગમ્બર શાસ્ત્રોમાં પણ સ્થાને સ્થાને નંદીશ્વર દ્વીપ માટે ઉપર દર્શાવેલ અધિકારો છે. તેમની નંદીશ્વર ભક્તિમા નદીશ્વર દ્વીપના શાશ્વતા જિનવરોની સંખ્યા, તથા ત્રણ ચોમાસી અઠ્ઠાઇમાં દેવો વડે કરાતો પૂજા મહોત્સવ વિગેરેના વિસ્તૃત વર્ણન પાઠો છે.

એકેક સંરક્ષક દેવ રહે છે. ચારે દરવાજાથી અંદર અંદર જતાં સુખમંડપ, દરવાજા, પ્રેક્ષામંડપ, અક્ષાટક, મણિપીઠ, સિંહાસન અને સ્તૂપો રહેલ છે. જ્યાં સ્તૂપોની ઉપર જિનેન્દ્રની પ્રતિમાઓ બીરાજમાન છે.

તેની ચારે દિશામાં ચાર નંદા પુષ્કરિણીઓ છે ત્યાં પણ દેવછંદ વિગેરે છે. વૈમાનિક 'સિદ્ધાયતનોની' સમાન સિદ્ધાયતનો છે. ૧૦૮ જિનેન્દ્ર પ્રતિમાઓ છે.

એકેક અંજનકની ચારે તરફ ચાર ચાર પુષ્કરિણીઓ છે, દરેક પુષ્કરિણીની વચ્ચે દધિમુખ પર્વતો છે અને પ્રત્યેક દધિમુખ પર્વતની ઉપર સીદ્ધાયતનો છે.

અહીં ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવો ચૌમાસી, સંવત્સરી, કલ્યાણક દિવસો તથા અન્યાન્ય પ્રસંગે હર્ષિત બની અષ્ટાન્હિકા મહોત્સવ (અઠ્ઠાઇ-મહોત્સવ) કરે છે. ( સૂત્ર-૧૮૩ )

આ પાઠમાં જિનાલયની માંડણીનો સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે, તેમજ તીર્થયાત્રાનું પણ વર્ણન છે. (તીર્થ યાત્રાનો પાઠ યાત્રા-વિભાગમાં અક્ષરશઃ બતાવવામાં આવશે. જૂઓ, જીવાભિગમ સૂત્ર, પત્ર-૩૫૭ )

જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વક્ષસ્કાર ૧, સૂત્ર ૧૨, ૧૩ માં વૈતાઢ્ય પર્વતના અધિકારમાં પ્રથમના સિદ્ધાયતન કૂટમાં સિદ્ધાયતનનું વર્ણન[૬] છે. તે આ પ્રમાણે—

સિદ્ધાયતન કૂટ શાશ્વતો છે, તેમ સિદ્ધાયતન પણ શાશ્વતું (ત્રણે કાળમાં રહેવાવાળું ) છે. કૂટની આકૃતિ ગાયના પૂંછડા જેવી છે. તના બરાબર મધ્ય ભાગમાં ૧ કોષ ઉંચુ, ઘણા થાંભલાથી મંડિત, સાણથી બાંધેલ તળીયાવાળું, મીણાકારીથી શોભતી ભીંતોવાળું, મણિના સ્તૂપોથી યુકત, વિવિધ રંગોથી શોભતું, ઘંટા અને ધ્વજાઓથી મંડિત શિખરવાળું, ત્રણ દરવાજાયુકત અને પ્રકાશથી દીપતું સિદ્ધાયતન છે. જેમાં જિનેન્દ્રની પ્રતિમાઓ બીરાજમાન છે.

जीवाभिगमसूत्रः—तस्सणं सिद्धायतणस्स णं वहुसमरमणिज्जस्स भूमिभागस्स

---

૬ જે વસ્તુની આકૃતિમા કોઇ પણ કાળે ફેરફાર ન થાય, જે ત્રણે કાળમાં સ્વસ્વરૂપે રહે તે વસ્તુ "શાશ્વતી" મનાય છે આવી રીતે અનેક વસ્તુઓ અનાદિ અનત અવસ્થિત હોવાથી "શાશ્વતી" તરીકે પ્રસિદ્ધ છે. સિદ્ધાયતન કૂટો, સિદ્ધાયતનો અને તેમા બિરાજમાન જિનેન્દ્ર-પ્રતિમાઓ પણ શાશ્વતી વસ્તુઓ છે. યદિ પ્રસ્તુત વસ્તુઓ પણ જગતની જેમ અનાદિ અનંત છે, તો પછી જિન-પ્રતિમાઓની માન્યતા અમૂક સમયથી શરૂ થઇ એમ કહેવુ તે કેટલું હાસ્યાસ્પદ છે? જગત્ અનાદિ, જૈનધર્મ અનાદિ, સિદ્ધાયતન-કૂટ અનાદિ, સિદ્ધોના મન્દિરો અનાદિ, જિનેન્દ્રની પ્રતિમાઓ અનાદિ. એટલે ૪૫ કે ૩૨ જિનાગમોને પ્રમાણ માનનાર કોઇ પણ વિદ્વાન પુરૂષ જિનમૂર્તિ અર્વાચીન છે એમ કહેવાની હિંમત બતાવી શકશે નહીં.

बहुमज्झ देसभाए एत्थणं महं एगे देव-च्छंदए पण्णत्ते। पंचधणुसयाइं आयाम-विक्खंभेणं, साइरेगाइं पंचधणुसयाइं उड्ढं उच्चत्तेणं, सव्वरयणामए। एत्थणं अट्ठसयं जिणपडिमाणं जिणुस्सेहप्पमा-णमित्ताणं सन्निक्खित्तं चिट्ठइ। एवं जाव धूव कडुच्छुगा।

અર્થ—તે સિદ્ધ મંદિરના એકદમ સમાન અને શોભનિક ભૂમિ ભાગમાં, બરાબર વચમાં, એક મોટો દેવચ્છંદક છે. જે ૫૦૦ ધનુષ્ય લાંબો–પહોળો, ૫૦૦ ધનુષ્યથી અધિક પ્રમાણમાં ઉંચો અને સર્વથા રત્નમય છે. આ દેવછંદાની ઉપર જિનેશ્વરોની, જિનેશ્વરોની સમાન પ્રમાણવાળી, ૧૦૮ પ્રતિમાઓ બિરા-જમાન છે; તેમ જ (જીવાભિગમ સૂત્ર ૧૩૯, ૧૪૦ ના કથન પ્રમાણે) યાવત્.... ૧૦૮ ધૂપદાન (ધુપધાણાં) વિગેરે છે.

જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વક્ષસ્કાર ૪, સૂત્ર ૭૫ માં લઘુ હિમવાન પહાડના અધિકારમાં અગિઆર કૂટ પૈકીના સિદ્ધા-યતન કૂટના વર્ણનમાં પાઠ છે કે—

तस्सणं वहुसमरमणिज्जस्स बहुमज्झ देसभाए एत्थणं महं एगे सिद्धायणे पण्णत्ते। पण्णासं जोअणाइ आयामेणं पणवीसं जोयणाइं विक्खंभेणं छत्तीसं जोयणाइं उड्ढं उच्चत्तेणं। जावजिणप-डिमा। वण्णओ भाणियव्वो।

અર્થ—તે સિદ્ધાયતન કૂટના એક-દમ સમાન અને શોભનિક ભૂમિભાગની બરાબર વચમાં એક મોટું ૫૦ યોજન લાંબુ, ૨૫ યોજન પહોળું અને ૩૬ યોજન ઉંચું સિદ્ધમંદિર છે. યાવત્.... જિનેશ્વરની પ્રતિમાઓ છે. જેનું વર્ણન ઉપર લખ્યા પ્રમાણે સમજવું.

જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વ૦ ૪, સૂત્ર ૮૦ માં મહા હિમવંત પર્વતના કૂટ પૈકીના પહેલા સિદ્ધાયતન કૂટનુ વર્ણન છે, જેનું સ્વરૂપ પણ ઉપર બતાવેલ લઘુ હેમવંત પર્વતની સમાન આલેખ્યું છે. એટલે કે આ સિદ્ધાયતન કૂટમાં જિનપ્રતિમાઓ છે વિગેરે વિગેરે.

આ ઉપરાંત વક્ષસ્કાર ચોથામાં બીજા અનેક જિનમંદિર-જિન મૂર્તિઓ-ના પાઠો છે જે દરેકની રચના એક બીજાને મળતી હોવાથી અહીં મૂલ પાઠ નહીં લખતાં માત્ર તે પાઠમાં નિર્દિષ્ટ સ્થાનોની યાદી આપીએ છીએ.

સૂત્ર ૮૪ થી ૧૧૧ માં અધિકાર છે કે—

નિષધ પર્વત, યમક પર્વત,[૭] સુદ-ર્શના-જંબૂવૃક્ષ, માલ્યવંત વક્ષસ્કાર, કચ્છ વિજયનો વૈતાઢ્ય, ચિત્રકૂટ વક્ષ-સ્કાર, પદ્મ કૂટ, નલિની કૂટ, એકશૈલ વક્ષસ્કાર. સૌમનસ વક્ષસ્કાર, વિદ્યુત પ્રભવ૦, પદ્માવતી વિગેરે ૩૨ વક્ષસ્કાર, ૪ ભદ્રશાલવનો, નંદનવનના ૪ વિભાગો (દિશા–વિભાગો) સોમનસ વનના ૪ દિશા વિભાગો, ગોપુચ્છ સંસ્થાન સં-સ્થિત મેરૂગિરિની ચૂલિકા, નીલવંત ગિરિ,

[ જુઓ પાનું ૧૭૨ ]

૭-જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ-વ-૪, સૂત્ર ૮૮માં યમક પર્વત, શ્રેષ્ઠ મંડપ, મુખ મંડપ, પ્રેક્ષા મંડપ, મણિપીઠ, ત્રણ સ્તૂપો, જિન—પ્રતિમાઓ, સુધર્મા સભા, માણુવક ચૈત્યસ્તંભ, અસ્થિ, સિદ્ધાયતન, જિનઘર, જિન પ્રતિમાઓ અને પૂજાની સામગ્રીનુ રોચક સ્વરૂપ-દર્શન છે.

# મથુરા કલ્પ

કર્તા—
શ્રી જિનપ્રભસૂરિજી ]

અનુવાદક—
[ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

( ગતાંકથી ચાલુ )

અહિં ભૂત ઘરમાં–ભૂત ચૈત્યમાં રહેલા આર્યરક્ષિતસૂરિજીને[22] ઇન્દ્ર મહારાજે નિગોદનું સ્વરૂપ પૂછ્યું, તથા પોતાનું આયુષ્ય પૂછ્યું; જે સાંભળી પ્રસન્ન થયેલા ઈંદ્રે આચાર્ય મહારાજને વાંદ્યા અને ઉપાશ્રયનું દ્વાર ફેરવ્યું.

---

૨૨ આર્યરક્ષિતસૂરિ—

આચાર્યવર્ય માલવ દેશમાં આવેલા દશપુર (મંદોસર)ના રાજા ઉદાયનના પુરોહિત સોમદેવના પુત્ર હતા. તેમની માતાનું નામ રૂદ્રસોમા. બાવીશ વર્ષની વયે પટણામાં બ્રાહ્મણને ત્યાં વૈદિક ધર્મશાસ્ત્રોનો સંપુર્ણ અને વિશદ અભ્યાસ કરી ઘેર આવ્યા. રાજા અને આખું નગર તેમના આગમનથી પ્રસન્ન થયું. માત્ર જૈનધર્મોપાસિકા આર્યરક્ષિતની માતા રૂદ્રસોમા ખુશી ન થઈ. કારણ પૂછતાં પૂર્વનો અભ્યાસ કરવાનું કહ્યું. આર્યરક્ષિત, માતાના આગ્રહથી, જૈનાચાર્ય તોસલીપુત્રાચાર્ય પાસે પૂર્વનો અભ્યાસ કરવા ગયા. ત્યાં આચાર્ય મહારાજે કહ્યું કે દીક્ષા લીધા સિવાય પૂર્વનો અભ્યાસ ન થઇ શકે. એટલે આર્યરક્ષિતે તોસલીપુત્રાચાર્ય પાસે જૈન દીક્ષા ગ્રહણ કરી, અને તેમની પાસે હતું તેટલુ જૈનસૂત્રોનું બારીક અધ્યયન કર્યું. બાકીનું વધારે મેળવવા ઉજ્જયિનીમાં રહેલ દશપૂર્વધારી વજ્રસ્વામી પાસે ગયા. તેમની પાસે જતાં વચમાં શ્રીવજ્રસ્વામીના વિદ્યાગુરૂ ભદ્રગુપ્તસૂરિના ઉપાશ્રયે ગયા. ત્યાં જઇ તેમની ખુબ વૈયાવચ્ચ કરી અન્તે અણસણ કરાવી આરાધના કરાવી. ત્યાર પછી વજ્રસ્વામી પાસે જઇ સાડા નવ પૂર્વનો અભ્યાસ કર્યો. તે દરમ્યાન તેમના લઘુબન્ધુ ફલ્ગુરક્ષિત માતાના આગ્રહથી ઘેર લઇ જવા આવ્યા, પરંતુ વડીલ બંધુના આગ્રહથી તે પણ દીક્ષિત બન્યા. લાંબા સમયે બન્ને ભાઇ ઘેર આવ્યા અને માતાપિતા વગેરે સમસ્ત કુટુંબી જનોને પ્રતિબોધી જૈન દીક્ષા આપી.

આર્યરક્ષિતસૂરિ ૧૯મા યુગપ્રધાન હતા.

આર્યરક્ષિતસૂરિજીના સમય પર્યંત સાધુઓને એક પાત્ર રાખવાની છુટ હતી. પરંતુ વિશેષ અડચણ પડતી હોવાથી એક બીજું નાનું પાત્ર રાખવાની આજ્ઞા આપી હતી. જેનું વિશેષ વર્ણન વ્યવહારસૂત્રના આઠમા ઉદ્દેશકની ચૂર્ણિમાં આપેલું છે.

તેમ જ ધર્મકથાનુયોગ, ચરણકરણાનુયોગ, દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ; આ ચારે અનુયોગ આર્યરક્ષિતસૂરિજીએ અધ્યાપક વિંધ્યની પ્રાર્થનાથી અલગ કર્યા હતા.

આર્યરક્ષિતસૂરિનું મુખ્ય વિહારક્ષેત્ર માલવા દેશ અને તે ઉપરાંત મથુરા નગરી તથા મધ્યહિંદુસ્તાનના બીજા દેશોમાં પણ હતું.

તેમનો જન્મ વીરનિર્વાણ સંવત ૫૨૨, દીક્ષા વીર સં. ૫૪૪, યુગપ્રધાનપદ વીર સં. ૫૮૪ અને સ્વર્ગવાસ વીર સં. ૫૯૭માં થયો. કુલ આયુષ્ય ૭૫ વર્ષનું હતું. બાવીશ વર્ષ

અહિંયાં લબ્ધિસંપન્ન પુષ્પમિત્ર, વિચર્યા હતા. ૨૩

| ઘૃત પુષ્પમિત્ર, દુર્બલિકા પુષ્પમિત્ર | બાર વર્ષના ભયંકર દુષ્કાલ વખતે |
|---|---|

ગૃહસ્થ દશામાં અને ૪૪ વર્ષ સામાન્ય શ્રામણ્યમા અને ૧૩ વર્ષ યુગપ્રધાન; કુલ ૫૭ વર્ષ સાધુપણુ પાળ્યું તે જૈનશાસનના મહાપ્રભાવક અને યુગપ્રધાન પુરૂષ હતા.

ઇન્દ્રનો નિગોદના સ્વરૂપનો પ્રશ્ન અને તેના ઉત્તરનુ વર્ણન પ્રભાવકચરિત્રમા આવે છે તે પ્રમાણે મહાવિદેહ ક્ષેત્રમાં સીમધર સ્વામીને વદન કરવા શક્રેન્દ્ર ગયો અને તેણે એક મનથી ભગવંતની દેશના સાભળી. તે વખતે પ્રસંગોપાત પ્રભુએ ત્યાં તત્ત્વથી નિગોદની વાત કહી સભળાવી એટલે ઇન્દ્રે પ્રશ્ન કર્યો કે ' હે ભગવાન, ભરતક્ષેત્રમા નિગોદનુ સ્વરૂપ જાણનાર કોણ છે ?

ત્યારે પ્રભુ બોલ્યા—' મથુરા નગરીમાં આર્યરક્ષિતસૂરિ મારી જેમ નિગોદનું સ્વરૂપ સમજાવી શકે છે, એમ સાભળતાં ઇંદ્ર વિસ્મય પામ્યો. ભગવંતના વચનપર જો કે ઇન્દ્રને શ્રદ્ધા હતી, તથાપિ આશ્ચર્યનેમાટે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ કરીને તે તુરત ગુરૂ પાસે આવ્યો.

બ્રાહ્મણના રૂપધારી ઇન્દ્રે તેમને નિગોદના જીવોનો વિચાર પૂછયો એટલે સૂરિ મહારાજે તેને યથાસ્થિત સ્વરૂપ કહી સંભળાવ્યુ. જે સાંભળતાં ઇન્દ્ર ભારે આશ્ચર્ય પામ્યો. પછી તેમના જ્ઞાનનું માહાત્મ્ય જાણવાની ઇચ્છાથી તેણે પોતાનુ આયુષ્ય પૂછયું. શ્રુતના ઉપયોગથી ગુરૂ ચિંતવવા લાગ્યા કે 'આનું આયુષ્ય પક્ષ, માસ, વરસ, સેકડો વર્ષો, હજારોવર્ષો, સેકડો પલ્યોપમ, કે સાગરોપમથી સમાપ્ત થતું નથી. છેવટે બે સાગરોપમથી તેનુ આયુષ્ય જાણવામાં આવતાં ગુરૂ બોલ્યા કે ' તમે સૌધર્મેન્દ્ર મારી પરીક્ષા કરવા ઇચ્છો છો ? એટલે મનુષ્ય જોઈ શકે તેવુ પોતાનુ રૂપ પ્રકાશતાં ઇન્દ્રે યથાસ્થિત-વૃત્તાંત કહી સંભળાવ્યો.

પછી પોતાના સ્મરણરૂપે ઉપાશ્રયનું દ્વાર ફેરવ્યુ

**પ્રભાવક ચરિત્ર ભાષાંતર પૃ૦ ૨૯**

આવો જ પ્રસંગ કાલિકાચાર્ય માટે પણ બન્યો છે. ઇન્દ્ર આવીને નિગોદનું સ્વરૂપ પૂછે છે. અને આચાર્યશ્રી તેને જિનાગમથી બરાબર યથાર્થ ઉત્તર આપે છે ( ઉ. સ. અ. ૨. સૂ. ૪૧. નિર્યૂક્તિ ગાથા ૧૨. પૃ. ૧૨૮ )

**૨૩ વસ્ત્રપુષ્પમિત્ર, ઘૃતપુષ્પમિત્ર અને દુર્બલિકા પુષ્પમિત્ર—**

આ ત્રણે મુનિમહાત્માઓમાટે પ્રભાવકચરિત્રમા નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

" આર્યરક્ષિતસૂરિના ગચ્છમાં ઇન્દ્રસમાન તેજસ્વી, પોતાની પ્રતિભાશકિતથી શાસ્ત્રાર્થને જાણનાર તથા સંતોષના સ્થાનરૂપ ઘૃત—પુષ્પમિત્ર, વસ્ત્ર—પુષ્પમિત્ર, અને દુર્બલિકા પુષ્પમિત્ર એ નામના ત્રણ મુનિ હતા.

ઘૃત—પુષ્પમિત્રને એવી લબ્ધિ હતી કે તેમને ગમે ત્યાથી પણ ઘી મળે.

વસ્ત્ર—પુષ્પમિત્રને એવી લબ્ધિ હતી કે તેમને ગમે ત્યાથી પણ વસ્ત્રની પ્રાપ્તિ થાય. અને દુર્બળપુષ્પમિત્ર પોતાની લબ્ધિથી પુષ્કળ ઘૃત પામે અને મરજી પ્રમાણે તેનું ભક્ષણ કરે છતાં નિરંતર પાઠના અભ્યાસથી તે દુર્બળ રહે. પોતાની બુદ્ધિની વિશેષતાથી તેમણે નવ પૂર્વનો અભ્યાસ કર્યો છતા તે વિસ્મૃત ન થાય એ હેતુથી દિનરાત

સ્કંદિલાચાર્યે,[24] સકળ સંઘને મેળવી, જિનભદ્રગણી [25]ક્ષમાશ્રમણજીએ આગમનો અનુયોગ–વાચના કરી હતી. અહિંયાં દેવનિર્મિત સ્થુભમાં પાસખમણ

એવું રટન કરતા. તેમના કુટુંબીઓ બૌદ્ધ ધર્મના ઉપાસક હતા. તેમના સંબંધીઓએ ગુરૂ પાસે આવી કહ્યુ કે તમારા ધર્મમાં ધ્યાન નથી. ત્યારે ગુરૂ બોલ્યા કે અમારા ધર્મમાં જેવું ધ્યાન છે તેવું બીજે નથી. ધ્યાનથી તો આ તમારો પુષ્પમિત્ર દુર્બળ રહે છે.

પછી તેમના સંબંધીઓ બોલ્યા કે તમારે ત્યાં મિષ્ટ સુંદર આહાર નહિ મળતો હોય એટલે દુર્બળ રહેતા હશે. પછી ગુરૂ–આજ્ઞાથી પરીક્ષા કરવા ઘેર લઇ ગયા. પરંતુ શાસ્ત્રાભ્યાસના પ્રતાપે ગમે તેવો અને ગમે તેટલો પૌષ્ટિક આહાર આપવા છતાંય બધું ભસ્મ થઇ જતું અને સ્નિગ્ધ આહાર મળવા છતાય તે દુર્બળ—કૃશ રહેવા લાગ્યા. પછી તેમને અભ્યાસ કરતાં અટકાવ્યા અને સ્નીગ્ધ આહાર આપવા માંડયો, જેથી પહેલાંના જેવા પુષ્ટ દેખાવા લાગ્યા એટલે તેમના સ્વજનોને પ્રતીતિ થઇ કે ધ્યાન–શાસ્ત્રાભ્યાસથી જ તેમનું શરીર કૃશ રહે છે. પછી બધાને પ્રતિબોધી દુર્બલિકા પુષ્પમિત્ર ગુરૂ પાસે આવ્યા.

આ ત્રણે મહાલબ્ધિસંપન્ન મહામુનિઓ શ્રીઆર્યરક્ષિતસૂરિજીના સમયમાં જ થયા છે. આર્યરક્ષિતસૂરિનો સમય વીરનિર્વાણ સંવત્ ૫૨૨—થી—૫૯૭ છે એટલે આ મુનિમહાત્માઓનો પણ એજ સમય છે.

તેમાં દુર્બલ પુષ્પમિત્ર શ્રીઆર્યરક્ષિતસૂરિ પછી તેમના પટ્ટધર આચાર્ય થયા અને પુષ્પમિત્રસૂરિ તરીકે ખ્યાતિ પામ્યા

( વિશેષ માટે પ્રભાવકચરિત્ર જૂઓ )

૨૪ સ્કંદિલાચાર્યજી—

શરૂઆતમાં સ્કંદિલાચાર્યે મથુરામાં અને શ્રીનાગાર્જુનસૂરિજીએ વલ્લભીપુરમાં (વળામાં) શ્રમણસમ્મેલન મેળવી જૈનાગમને પુસ્તકારૂઢ કર્યા હતાં. આ પ્રસંગ વીરનિર્વાણની નવમી સદીના પૂર્વાર્દ્ધમા બન્યો હતો

આ માટે કલિકાલસર્વજ્ઞ આચાર્યવર્ય શ્રી હેમચંદ્રાચાર્યજી પોતાના યોગશાસ્ત્રમાં આ પ્રમાણે લખે છે.

**जिनवचनं च दुष्षमकालवशादुच्छिन्नप्रायमिति मत्वा भगवद्भिर्नागार्जुन—स्कंदिलाचार्य प्रभृतिभिः पुस्तकेषु न्यस्तम्**

" દુઃષમકાલના પ્રભાવથી જિનવચન—જિનાગમને વિચ્છિન્નપામતું જોઇને આચાર્ય શ્રી નાગાર્જુન અને સ્કંદિલાચાર્ય વગેરેએ જિનાગમને પુસ્તકારૂઢ કર્યું. "

( યોગશાસ્ત્ર પ્રકાશ ૩. શ્લો. ૧૨. પૃ. ૨૦૭ )

૨૫ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ—

આ આચાર્યનું વિશેષ વૃત્તાંત કથાવલીમાં મળે છે. વિ. સં. ૬૪૫ માં તેઓ સ્વર્ગવાસ પામ્યા છે એટલે સાતમી સદીના ધુરંધર આચાર્ય તેઓ છે. તેમની કેટલીક

(પંદર ઉપવાસ) કરી, દેવને આરાધી તેની મદદથી, ઉધેહિથી ભક્ષિત થવાથી ત્રુટિત–ખંડિત થયેલ મહાનિશિથ સૂત્રને સાંધ્યું હતું.

અહિંયાં ક્ષપક–સાધુની તપસ્યાથી પ્રસન્ન થયેલી શાસન દેવીએ બૌદ્ધો (મિથ્યાત્વી)ના તાબામાં (?) ગયેલ તીર્થ, શ્રી સંઘના વચનથી જૈનોના તાબામાં કર્યું–જૈન તીર્થ બનાવ્યું. તેમ જ મનુષ્યોને અતિ લોભી જોઈને સુવર્ણના સ્તુભને ઢાંકીને તેના ઉપર ઈંટનો શુભ બનાવ્યો. પછી બપ્પભટ્ટીસૂરિજીના ઉપદેશથી આમરાજાએ પત્થરનો સુંદર સ્તુપ બનાવ્યો.

અહિં શંખરાજા અને કલાવતીના પાંચમા ભવમાં દેવસીહ અને કનક સુંદરી નામે શ્રાવક–શ્રમણોપાસકે રાજ્ય લક્ષ્મી ભોગવી–રાજ્ય ભોગવ્યું

આવી રીતે આ મથુરા નગરી અનેક પ્રસંગો વિવિધ ઘટનાઓની ઉત્પત્તિ ભૂમિ છે.

અહિં નર–વાહનવાળી કુબેરાદેવી અને સિંહવાહનવાળી અંબિકા દેવી છે. તેમ જ કુતરાના વાહનવાળો ક્ષેત્રપાલ છે જે તીર્થની રક્ષા કરે છે.

આ પ્રમાણે જિનપ્રભસૂરિએ [૬] મથુરાકલ્પ બનાવ્યો. આ લોક અને પર લોકના સુખાર્થી ભવિક જનોએ નિરંતર તેનો પાઠ કરવો.

---

કૃતિઓ બહુ પ્રસિદ્ધ છે: વિશેષણવતી અને વિશેષાવશ્યકભાષ્ય, મહાનિશિથસૂત્ર. વિગેરે. તેઓ સિદ્ધાંતી તરીકે બહુ જ પ્રસિદ્ધ છે. તેમણે સાતમી સદીમા મથુરામાં રહી મહાનિશિસૂત્ર સાંધ્યું શ્રૃંખલાબદ્ધ કર્યું હતું.

**શ્રી જિનપ્રભસૂરિજી**

તેઓ ખરતરગચ્છમાં થયેલા જિનસિંહસૂરિના પટ્ટધર હતા. તેમનો અંગત પરિચય નથી મળતો કિન્તુ ચૌદમી સદીના પૂર્વાર્ધમાં તેઓ વિદ્યમાન હોવાનું જણાય છે. આ આચાર્યે જૈન સાહિત્ય વિપુલ પ્રમાણમા સર્જ્યું છે અને સુંદર રીતે સંસ્કૃત પ્રાકૃત ભાષા--સાહિત્યની સેવા કરી છે.

સૌ પ્રથમ ૧૩૫૨માં યોગીનીપુર (દિલ્હી)માં માથુરવંશીય ઠક્કુર કુલીન કાયસ્થ ખેતલીની અભ્યર્થનાથી કાતંત્રવિભ્રમ (વ્યાકરણ)ની ૫૨૨૬૧ શ્લોક પ્રમાણ ટીકા બનાવી આ વખતે તેમનું વય પચિશ વર્ષનું માનીએ તો વિ. સં. ૧૩૨૫ લગભગમા તેમનો જન્મ થયો હોય અને ૧૩૫૨માં કે તેની પહેલાં આચાર્યપદ ઉપર પ્રતિષ્ઠિત થયા હોય એટલે આ દરમ્યાનમાં વ્યાકરણ, કાવ્ય, ન્યાય તથા જૈનશાસ્ત્રમાં વિદ્વતા મેળવી લીધી હશે. તે ઉપરથી તેમની અપ્રતીમ બુદ્ધિ પ્રતિભા અને અતુલ શકિતનો પરિચય મળી આવે છે.

તેઓએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશાદિ વિવિધ ભાષામાં, વિવિધ છંદોમાં, વિવિધ અલંકારોમાં, ચિત્રમય, મંત્રાદિગર્ભિત કાવ્યોદ્વારા સાતસો સ્તોત્ર રચ્યાં હતા. તેમને એવી પ્રતિજ્ઞા હતી. કે પ્રતિદિન નવીન સ્તવનિર્માણ કર્યા પછી આહાર ગ્રહણ કરવો તેમને પદ્માવતી દેવી પ્રત્યક્ષ થયાં હતાં, અને તે દેવીના વચનથી તપાગચ્છને અભ્યુદયવાળો જાણી તે વખતે વિદ્યમાન પરમપ્રભાવી, શાસનદીપક આચાર્યશ્રી સોમતિલકસૂરિ તથા તેમના શિષ્યો વગેરેને ભણવા જોવા વગેરે માટે યમક, લેષ, ચિત્ર છંદો વિશેષ વિગેરે નવા નવા

મથુરા તીર્થની યાત્રાથી ભવિકોને સાંભળવાથી થાય છે.
જેટલો ઋદ્ધિ-લાભ થાય છે તેટલો મથુરાકલ્પ સમાપ્ત શ્લોક ૧૧૩ અને
લાભ શુદ્ધ મનથી આ મથુરાકલ્પ ૨૯ અક્ષર અધિક. **સમાપ્ત.**

---

પ્રકારોથી સુંદર સાતસો જેટલાં પોતાના નામથી અંકિત કરેલાં સ્તુતિ સ્તોત્રો ભેટ કર્યા હતાં. ઉપદેશસપ્તતિમાં પણ આને મળતો જ ઉલ્લેખ મળે છે. જે ગ્રથ ૧૫૨૩ માં સામગિણિએ બનાવ્યો છે. આમાંનાં કેટલાક સ્તોત્રો નિર્ણયસાગર કાવ્યમાલાના સાતમા ગુચ્છ, પ્રકરણ રત્નાકર ભા. ૨-૪માં, જૈન સ્તોત્રસંગ્રહમા, જૈનસ્તોત્ર સમુચ્ચયમાં પ્રકાશિત થયેલ છે. આ સિવાય તેમણે શ્રેણિક ચરિત્ર (દ્વાશ્રયકાવ્ય), વિધિ પ્રભા, સમાચારી, કલ્પસુત્ર વૃત્તિ, અજિતશાન્તિસ્તવવૃત્તિ, ઉપસર્ગહરસ્તોત્રવૃત્તિ; ભયહર નમોઉિણસ્તોત્રવૃત્તિ, પાદલિપ્તસૂરિકૃત વીરસ્ત્રોત્રવૃત્તિ, દાનાદિરૂઆદિગણવૃત્તિ, સાધુપ્રતિક્રમણવૃત્તિ, સૂરિમંત્રામ્નાય વિવધતીર્થકલ્પ જેનુ બીજું નામ રાજ પ્રસાદ છે આ ગ્રંથની રચનાની શરૂઆત ૧૩૬૪ માં થઇ છે અને ૧૩૮૯ માં ભાદરવા વદિ ૧૦ ને પૂર્ણાહુતિ થઇ છે. લગભગ તીસ વર્ષ થયાં છે. આ ગ્રથમાં ૬૦—૬૧ કલ્પોનો સંગ્રહ છે. ૩૫૬૦ શ્લોક પ્રમાણ ગ્રંથ છે.

શ્રી જિનપ્રભસુરિજીએ ચૌદમી શતાબ્દિમા મહમ્મદ તઘલકના દરબારમા બહુ સુંદર માન ગૌરવ પ્રાપ્ત કર્યું હતું. મુસલમાન પાદશાહોને પ્રતિબોધ કરવાનું સૌથી પ્રથમ માન પ્રાય: તેમને ઘટે છે. ચૌદમી સદીના મહાન પ્રભાવક આચાર્ય થયા

---

## ચિત્ર—પરિચય

—મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

મથુરાના કંકાલી ટીલામાંથી, પુરાતત્ત્વની દૃષ્ટિએ અતિ મહત્ત્વની, અનેક વસ્તુઓ મળી આવી છે. આ અંકના મુખપૃષ્ઠ ઉપર આપેલ **આયાગપટ્ટ** પણ ત્યાંથી જ મળેલ છે. આવા એક નહિ પણ ત્રણ ચાર આયાગપટ્ટ મળેલ છે અને દરેકની રચનામાં થોડો ઘણો ફેરફાર જોવામાં આવે છે. એક ઉપર તો......**आयागपट्टः कारितः** એવો સ્પષ્ટ ઉલ્લેખ હોઈ એનુ નામ આયાગપટ્ટ રાખેલ છે.

એમાં મધ્યમાં તીર્થંકરની મૂર્તિ, ચિત્રની જમણી બાજુએ સ્તંભ ઉપર ધર્મચક્ર ડાબી બાજુએ સ્તંભ ઉપર હાથી અને આસપાસ અષ્ટ મંગલની માગલિક વસ્તુઓનો નિર્દેશ છે. સાથે સાથે જુની લીપીમા એક શિલાલેખ પણ આપેલ છે.

"આયાગપટ્ટ" શું છે એનું શાસ્ત્રીય વર્ણન હજુ સુધી કોઇ પણ ગ્રથમાં જોવામાં નથી આવ્યું તેમ જ "આયાગપટ્ટ" એ યૌગિક શબ્દ છે કે રૂઢ અથવા જૈન પારિભાષિક એ પણ નથી જણાયું જો એ રૂઢ હોય તો કોઇના કોઈ સ્થળે એનો ઉલ્લેખ મળવો જોઇએ તેમજ જો એ જૈન પારિભાષક શબ્દ હોય તો તેનો ઉલ્લેખ જૈનગ્રથોમાં કે શબ્દકોષોમાં પણ મળવો જોઇએ, પણ કોઇપણ ગ્રંથમા કે કોઇ પણ શબ્દકોષમાં એ નથી મળતો. જો એને, "પૂજવુ" એ અર્થમાં વપરાતા **यज्** ધાતુને **आ** ઉપસર્ગ લગાડીને બનેલ **आयाग** એટલે પૂજા અને **पट्ट** એટલે પાટલો એમ, બે શબ્દથી બનેલ યૌગિક શબ્દ માનીએ તો એનો અર્થ "પૂજાનો પાટલો" થાય છે. પણ એને કેવળ યૌગિક શબ્દ માનતા સંતોષ નથી જ થતો.

વળી ત્રણ ચાર આયાગપટ્ટ જોઇને એ પ્રશ્ન પણ થાય છે કે જુદી જુદી ધાર્મિક ક્રિયાઓ માટે વિશિષ્ટ પ્રકારના આયાગપટ્ટો બનાવવાનુ વિધાન તો કોઈ સ્થળે નહિ હોય ?

અત્યારે તો આ બધું અંધારામાં છે. મથુરામાં મળેલ ઉલ્લેખથી જ જાણે એ શબ્દ વિદ્વાનોના ધ્યાન ઉપર આવ્યો હોય એમ લાગે છે. જાણકાર વિદ્વાનો આ વિષય ઉપર પ્રકાશ પાડે તો લોકોને ઘણું જાણવાનુ મળે !

મહાપ્રભાવશાલી પુરૂષાદાનીય

# શ્રી સ્તંભન પાર્શ્વનાથ

લેખક—ઉપાધ્યાય શ્રી પદ્મવિજયજી ગણી

ઘણો સમય વીત્યા બાદ જ્યારે ત્રણે લોકમાં તિલક સમાન—વર્તમાન શાસનાધીશ્વર, શ્રમણ ભગવંત પ્રભુ મહાવીરદેવરૂપિ મેઘ, કેવલી અવસ્થામાં, ભરત ક્ષેત્રમાં, અવિચ્છિન્ન સાતિશય વાણીરૂપિ ઘોઘ--પાણીનો પ્રવાહ ભવ્ય જીવોરૂપિ પ્રધાન ધાન્યરાશિ ઉપર સિંચી રહ્યા હતા ત્યારે એટલે શ્રી મહાવીર પ્રભુના સમયે, મહાપ્રાચીન, પ્રવર જિનાલયાદિ ધર્મસ્થાનોથી શોભાયમાન શ્રી કાંતિપુરીમાં, મહાપરાક્રમી, પ્રચુર વૈભવશાલિ, ધનેશ્વર (અપર નામ સાગરદત્ત) નામનો સાર્થવાહ અનેક વહાણોમાં કરિણાદિ વિક્રેય વસ્તુઓ ભરીને સમુદ્રની મુસાફરી કરતો કરતો અનુક્રમે સિંહલદ્વીપમાં આવ્યો અને અવસરોચિત વ્યાપાર કરતાં ઘણો જ લાભ મેળવીને કેટલોક સમય વીત્યા બાદ સ્વનગરી તરફ પ્રયાણ કર્યું વહાણો વેગથી ચાલી રહ્યા હતાં બરોબર મધ્ય ભાગમાં આવતાં અચાનક વહાણ ચાલતાં બંધ પડી ગયાં. સાર્થવાહ ચિંતામાં પડયો.

આવા સંકટના પ્રસંગે શાસનની અધિષ્ઠાયિકા પદ્માવતી દેવીએ સાર્થવાહને કહ્યું કે હે વત્સ? તું ગભરાઇશ નહિ મેં વહાણ થંભાવ્યાં છે. તેનું કારણ એ છે કે—જે સ્થળે વહાણો થંભ્યાં છે તે સ્થળે નીચે તળીએ મહામોહરાજાના અભિમાનને તોડનાર વરૂણદેવથી વિશેષ મહિમાને પામેલા, શ્રી પાર્શ્વનાથ પ્રભુનું અલૌકિક બિંબ છે તું તે બિંબને તારી નગરીમાં લઇ જા! આવું દેવીનું વચન સાંભળીને સાર્થવાહે દેવીને કહ્યું કે હું સમુદ્રના તળીએથી એ પરમપ્રભાવક પરમાત્માના બિંબને બહાર લાવવાને અસમર્થ છું. ત્યારે દેવીએ કહ્યું કે–હે શ્રાવક! હું નીચે તળીએ જાઉં છુ. મારી પાછળ પાછળ તારે આવવું કાચા સૂતરના સાત તાંતણાથી તે બિંબને બહાર કાઢી વહાણમાં પધરાવી નિર્વિઘ્નપણે તારી નગરીમાં જજે! એમ સાંભળીને સાર્થવાહે તે પ્રમાણે કર્યું. નિષ્કારણ જગદ્બંધુ, ત્રણે લોકના નાથ, પ્રભુના બિંબને, જોઇને શેઠ ઘણો જ હર્ષ પામ્યા.

થોડા દિવસોમાં તે સાર્થવાહે પોતાની કાંતિપુરીના પાદરમાં આવી પડાવ

નાખ્યો. નગરીનો પરિચિત જનસમૂહ સામો આવ્યો. અને મહાપરાક્રમિ સાર્થવાહ, ઉચિત મુહૂર્તે, આ પ્રભાવક બિંબને મહોત્સવપૂર્વક નગરીમાં લઇ ગયો. જે (સામૈયાના) પ્રસંગે ઘણા ગવૈયાઓ વિવિધ ગાયનો ગાતા હતા. વિવિધ વાજિંત્રો પણ ધર્મપ્રભાવનામાં વૃદ્ધિ કરતાં હતાં. સૌભાગ્યવંતી નારીઓ ધવલમંગલ ગાતી હતી.યાચકાદિને દાન દેવામાં આવ્યું ! અને રૂપા જેવો સફેદ પ્રાસાદ બંધાવી તેમાં પ્રભુબિંબને પધરાવી સાર્થવાહ હંમેશા ઉલ્લાસપૂર્વક ત્રિકાલ પ્રભુભક્તિ કરવા લાગ્યો. એમ કાંતિપુરીમાં આ બિંબ બે હજાર (મતાંતરે ૧ હજાર) વર્ષો સુધી રહ્યું

આ પ્રસંગે નાગાર્જુન યોગિનું વર્ણન ખાસ જાણવા યોગ્ય છે. તે આ પ્રમાણે–ક્ષત્રિયોમાં મુકુટ સમાન અને યુદ્ધ કર્મમાં કુશલ એવો સંગ્રામ નામે પ્રખ્યાત ક્ષત્રિય હતો. તેને સુવ્રતા નામે પત્ની હતી. સહસ્રફણા શેષ નાગના સ્વપ્નથી સૂચિત અને પુણ્યના સ્થાનરૂપ એવો નાગાર્જુન નામે તેમનો પુત્ર હતો તે ત્રણ વરસનો થયો ત્યારે એક વખતે બાળકો સાથે રમત કરતાં, એક સિંહના બાલ (બચ્ચા)ને ફાડીને તેમાંથી કંઇ ખાતો ખાતો પોતાને ઘેર આવ્યો બાલકની આ ચેષ્ટા જોઇને ખેદ પામતાં પિતાએ ઠપકો આપ્યો કે— હે વત્સ ! આપણા ક્ષત્રિય કુલમાં નખવાળા સિંહાદિપ્રાણને ખાવાની મનાઇ છે. આ પ્રસંગે ત્યાં આવેલા એક સિદ્ધ પુરૂષે સંગ્રામને કહ્યું કે પુત્રના આ કાર્યથી તું ખેદ ન કર ! જેનું રહસ્ય પામવું અશકય છે એવા સૂત્રના રહસ્યનો પણ, આ બાલક ભવિષ્યમાં જાણકાર થશે. પછી બાલ્યાવસ્થામાં જ તેજ વડે સૂર્ય સમાન, ઉદ્યમી અને સાવધાન એવો નાગાર્જુન અદ્દભુત કલાવાલા વૃદ્ધ પુરૂષોનો સંગ કરવા લાગ્યો. ઘણી કલાઓ જાણેલી હોવાથી પર્વતો અને નદીઓ તેને ઘરના આંગણા જેવી થઇ પડી, અને દૂર દેશાંતર તેને ગૃહાંતર જેવું થઇ પડયું. પર્વતોમાં પેદા થતી વનસ્પતિનો અભ્યાસ કરતાં તે મહા રહસ્યને જાણનારો થયો, અને રસસિદ્ધિ કરવામાં સાધન ભૂત મહાઔષધિઓનો સંગ્રહ કરવા લાગ્યો

એક વખત ફરતા ફરતા, તે નાગાર્જુન પોતાના નગરમાં આવ્યો ત્યારે સમસ્ત સિદ્ધિને જાણનાર અને ત્યાં બિરાજમાન એવા શ્રીપાદલિપ્તસૂરિજી મહારાજ તેના જાણવામાં આવ્યા. એટલે પર્વત ભૂમિમાં નિવાસ કરી પાદલેપને ઇચ્છનાર નાગાર્જુને પોતાના શિષ્યદ્વારા એ આચાર્યને જ્ઞાપન કર્યું. ત્યાં તેના શિષ્યે તૃણરત્નમય પાત્રમાં સિદ્ધરસ લાવીને શ્રીપાદલિપ્તગુરૂની આગળ મૂકયો.

૧. વિવિધ તીર્થકલ્પમાં—પિતા વાસુકી, માતા—ઢંક પર્વતવાસિ રણસિંહરાજપુત્રની પુત્રી ભોપલ એમ કહ્યું છે.

એટલે ગુરૂ બોલ્યા કે–' એ સિદ્ધરસે મને આપવા માટે રસ બનાવ્યો ? અહો ! તેનો કેટલો બધો અપૂર્વ સ્નેહ ' ! એમ કહેતાં તે (ગુરૂ) જરા હસ્યા અને પાત્ર હાથમાં લઈ ભીંતે પછાડી ભાંગીને તેનો ભૂકો કરી નાખ્યો. તે જોતાં આવેલ પુરૂષ મોઢું વાંકું કરીને ખેદ પામ્યો ત્યારે તેને કહ્યું કે—હે ભદ્ર ! તું ખેદ ન પામ તને શ્રાવકો પાસેથી સારૂં ભો(ભા)જન અપાવીશ, એમ કહી તે પ્રમાણે કર્યું. જતી વખતે ગુરૂજીએ તે રસવાદીને મૂત્રથી ભરેલ કાચ પાત્ર (કાચનું બનાવેલું વાસણ) આપ્યું. તેથી તે શિષ્યે વિચાર્યું કે—મારો ગુરૂ ખરેખર મૂર્ખ લાગે છે કે આની સાથે સ્નેહ કરવા ઇચ્છે છે એમ વિચારી તે શિષ્ય નાગાર્જુનની પાસે આવ્યો. અને કહ્યું કે–' આપની સાથે તેની અદ્ભુત મૈત્રી છે. ' એમ કહેતાં તે મૂત્રનું પાત્ર તેણે નાગાર્જુનને આપ્યું. તેણે ખૂલ્લું કરી જોતાં મૂત્રની દુર્ગંધ આવી, જેથી જાણ્યું કે–" અહો તે સૂરિની નિર્લોભતા (મૂઢતા ઠીક લાગે છે. ) !" એમ ધારી ખેદ પામેલા નાગાર્જુને પણ તે કાચ પાત્રને પત્થર ઉપર પછાડી ભાંગી નાંખ્યું. એવામાં રસોઇ કરવા માટે દૈવયોગે શિષ્યે ત્યાં અગ્નિ સળગાવ્યો. તે વખતે અગ્નિનો યોગ થતાં તે મૂત્રથી પત્થરો પણ સુવર્ણ બન્યા. આવી સુવર્ણસિદ્ધિનો પ્રભાવ જોઇને શિષ્યે આશ્ચર્ય પામી ગુરૂને આ બીના જણાવી કહ્યું કે–જરૂર તે આચાર્ય મહારાજની પાસે અદ્ભુત સિદ્ધિઓ છે, કે જેના મલમૂત્રાદિના સંબંધથી પત્થરો પણ સુવર્ણ (સોનું) રૂપ થાય છે.

એ પ્રમાણે સાંભળતાં નાગાર્જુને આશ્ચર્ય પામી વિચાર્યું કે–સૂરિજીની સિદ્ધિઓની આગલ મારી સિદ્ધિ શા હિસાબમાં છે ? ચિત્રાવેલી કયાં અને કૃષ્ણમુંડી (એક જાતની વનસ્પતિ) કયાં ? શાકંભરી (દુર્ગા)નું લવણ કયાં ?–અને વજ્રકંદ કયાં ? દૂર દેશમાં રહેતા અને વનસ્પતિ (ઔષધો)ને એકઠી કરતાં હંમેશાં ભિક્ષા ભોજન કરવાથી મારો દેહ મ્લાન (નિસ્તેજ) થઇ ગયો છે. અને એ આચાર્ય તો બાલપણથી જ માંડીને લોકોમાં પૂજાયા છે. અને આકાશ ગામિની વિદ્યાથી સાધ્ય સાધતાં તે હંમેશાં સુખમાં રહે છે–વળી તેમના શરીરના મલ મૂત્રાદિકના પ્રભાવે માટી અને પત્થર વિગેરે સો ટચના સુવર્ણ સ્વરૂપ બને છે. તે પૂજ્ય સૂરજીનો પ્રભાવ વચનાતીત અને અપૂર્વ છે ! એમ ધારી પોતાના રસ–ઉપકરણ મૂકીને નાગાર્જુન આચાર્ય શ્રી પાદલિપ્ત પ્રભુની પાસે આવી નિરભિમાન બની કહેવા લાગ્યો કે હે નાથ ! દેહસિદ્ધ અને સ્પૃહાને જીતનાર એવા આપ પૂજ્યને જોવાથી મારો સિદ્ધિ ગર્વ સર્વથા ગળી ગયો છે. હું કાયમને માટે આપશ્રીના ચરણકમલની સેવાનો લાભ લેવા ચાહું છું. વ્યાજબી જ છે કે મિષ્ટાન્ન મળે તો તુચ્છ ભોજન કોને ભાવે ? એમ પોતાનો

અભિપ્રાય જણાવીને નાગાર્જુન શ્રી પાદલિપ્તસૂરિજીની, પગ ધોવા આદિથી નિરંતર ભક્તિ કરવા લાગ્યો.

એવામાં મુનિઓ જ્યારે અન્યત્ર (બીજે સ્થલે) વિહાર કરી ગયા, ત્યારે શ્રી આચાર્ય મહારાજ-પૂર્વે કહેલ પાંચ (સિદ્ધગિરિ-ગિરિનાર, સમેતશિખર અષ્ટાપદ, આબુ) તીર્થો પર આકાશ માર્ગે જઈ ત્યાં ભગવંતને વંદન કરી એક મુહૂર્તમાં નિયમપૂર્વક પાછા આવ્યા. કારણ કે કલિયુગમાં તે સૂરિજી વિદ્યાચારણ સમાન લબ્ધિવાળા હતા તે તીર્થ વંદન કરીને આવ્યા ત્યારે ઔષધિયોને જાણવાની ઇચ્છાથી નિર્વિકાર નાગાર્જુને તેમના પગ ધોયા. તેમાં સૂંઘતાં, વિચારતાં, જોતાં, ચાખતાં, અને અડકતાં તેણે પોતાના બુદ્ધિબળથી એકસો સાત ઔષધિઓ જાણી લીધી. પછી તે તે ઔષધિયોને મેળવી, ઘુંટી એક રસ કરીને તેના વતી તેણે પગે લેપ કરી ઉડવા માંડયું, પરંતુ કુકડાની જેમ ઉંચે ઉછળીને તે નીચે પડવા લાગ્યો. એમ ઉંચા ભાગથી નીચે પડતાં તેનાં ઢીંચણને લાગ્યું એવામાં લોહી વ્હેતી તેની જંઘા સૂરિજીએ જોઇને કહ્યું કે અહો, શું ગુરૂ વિના પાદલેપ સિદ્ધ થયો ? ત્યારે નાગાર્જુને કહ્યું કે ગુરૂ વિના સિદ્ધિ ન થાય, પરંતુ આ તો મેં મારા બુદ્ધિબલની પરીક્ષા કરી. આ તેના સરલ અને સાચા વચનો સાંભળી પ્રસન્ન થઇ સૂરિજીએ કહ્યું કે-હે ભદ્ર ! સાંભળ, હું તારી રસસિદ્ધિ કે શુશ્રૂષા (ભક્તિ)થી રાજી થયો નથી, પરંતુ તારૂં અપૂર્વ બુદ્ધિબળ જોઇને રાજી થયો છું. કારણ કે પગ ધોવા માત્રથી વસ્તુઓના નામ કોણ જાણી શકે ? માટે હું તને આકાશગામિની વિદ્યા આપીશ. પરન્તુ તું મને ગરૂદક્ષિણામાં શું આપીશ ? ત્યારે નાગાર્જુને કહ્યું કે-હે ભગવન્ ? આપ જે ફરમાવો તે આપવાને હું તૈયાર છું. એટલે આચાર્ય બોલ્યા કે 'તું વિદ્યાસિદ્ધ થાય તેથી મારા મનને સંતોષ છે. તને સત્ય અને પથ્ય હું કહીશ માટે આ ગાથા સાંભળઃ—

दीहर फणिंदमाले महिहरकेसरदिसावहुदलिल्ले ॥
उप्पियइ कालभमरो जणमयरंदं पुहइपउमे ॥१॥

અર્થ-જેને ફણીન્દ્રરૂપ લાંબા નાળ છે, પર્વતોરૂપિ કેસરાં છે, દિશાઓ રૂપિ પુષ્કલ પાંદડાં છે, એવા જગત્ (પૃથ્વી)રૂપ કમલ પર મોહ પામેલ કાલરૂપ ભમરો મનુષ્યરૂપ મકરંદનુ પાન કર્યા કરે છે. વસ્તુસ્થિતિ એમ હોવાથી હે ભદ્ર ! અવિચ્છિન્ન પ્રભાવશાલિ, ત્રિકાલાબાધિત, ત્રિપુટી શુદ્ર શ્રી જિનધર્મને અંગીકાર કર ! સૂરિજીનું આ વચન સાંભળીને નાગાર્જુને વિનાસંકોચે ઉલ્લાસથી તે પ્રમાણે કર્યું

પછી આચાર્ય મહારાજે કહ્યું કે—કાંજી અને ચોખાના ચોખ્ખા ધોણના પાણીથી ઔષધી ઘુંટીને પગે લેપ કરવાથી આકાશગામી થવાય. એમ સાંભળી, તે પ્રમાણે કરવાથી ગરૂડની પેઠે આકાશ માર્ગે ઉડીને તે યથેચ્છસ્થાને જવા લાગ્યો. કૃતજ્ઞશિરોમણિ, વિદ્યાસિદ્ધ તે નાગાર્જુને તીર્થાધિરાજ, પ્રાતઃસ્મરણીય, શ્રી સિદ્ધગિરિની તળેટીમાં જઇને શ્રી ગુરૂના નામે પાદલિપ્ત (પાલીતાણા) નામે નગર વસાવ્યું. ગિરિરાજની ઉપર શાસનાધિપતિ, ચરમ તીર્થંકર, શ્રમણ ભગવંત શ્રી મહાવીર પ્રભુનું ચૈત્ય કરાવ્યું. ત્યાં ગુરૂ મૂર્તિને પણ સ્થાપન કરી. શ્રી ગુરૂ મહારાજને બોલાવીને તેણે બીજાં પણ જિનબિંબોની ત્યાં પ્રતિષ્ઠા કરાવી. શ્રીપાદલિપ્તસૂરિજી મહારાજે મૂલનાયક પ્રભુ શ્રી મહાવીર દેવની સમક્ષ બે ગાથાથી શ્રેષ્ઠ સ્તુતિ કરી, અને કહ્યું કે એ ગાથાથી સુવર્ણસિદ્ધિ અને આકાશગામિની વિદ્યા અત્યંત ગુપ્ત રહેશે. તે આજકાલના નિર્ભાગિ મનુષ્યો જાણી શકશે નહિ. પછી શ્રી ઉજ્જયંતગિરિની નીચે દુર્ગની પાસે ગુરૂ મહારાજના મુખથી શ્રી નેમિનાથનું ચરિત્ર સાંભળીને નાગાર્જુને સર્વ તેવા પ્રકારના આવાસાદિક કરાવ્યાં. તેમાં શ્રીદશાર્હમંડપ, ઉગ્રસેનનું રાજભુવન, તથા વેદિકા પર વિવાહાદિકની વ્યવસ્થા કરાવી કે જે અત્યારે પણ ત્યાં ગયેલ ધાર્મિક જનોના જોવામાં આવે છે. (અપૂર્ણ)

---

[ ૧૯૪ મા પાનાનું અનુસંધાન ]

પોતે અજ્ઞાત રહેવા ઇચ્છતા હોય તેથી કે પછી અન્ય કોઇ કારણસર કેટલાક ગ્રંથકાર પોતાનું નામ ન સૂચવતાં પોતાના ગુરુનું નામ સૂચવે છે. આવું એક ઉદાહરણ શ્રીજિનપ્રભસૂરિકૃત જિનાગમસ્તવની અવચૂરિનું નીચે મુજબનું પદ્ય પૂરું પાડે છે—

" ध्यायन्ति श्रीविशेपाय गता वेशालयेन यम् ।
स्तुतिद्वाराजयश्रोदः श्रीवीरगुरुगोरवः ॥ "

આ પદ્યમાં "श्रीविशालराजगुरु" એમ પોતાના ગુરુનું નામ ગુપ્ત રીતે સૂચવાયેલાની હકીકત એજ અવચૂરિકારે નીચે મુજબના—

आदिगुप्ताभिधानस्य गुरो· पादप्रसादतः ।
पादविच्छेदरूपेयं विवृत्तिर्लिखिता मया ॥ "

—પદ્ય દ્વારા રજુ કરી છે, પરતુ દરેક ચરણના ચોથા અને પાંચમા અક્ષર એકત્રિત કરવાનું ત્યાં સૂચન નથી એ તરફ મારું ધ્યાન વિદ્વદ્વલ્લભ મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ સૂચવ્યુ હતુ જે બદલ હું એમનો આભારી છું વિવેકવિલાસના નીચે લખેલા—

" जीववत् प्रतिमा यस्य वचो मधुरिमाञ्चितम् ।
देहं गेहं श्रियस्त्वं स्वं वन्दे सूरिवरं गुरुम् ॥ "

—પદ્યમાંના પ્રત્યેક ચરણનો પ્રથમ અક્ષર લેવાથી "જીવદેવ" એવું નામ બને છે.

આ પ્રમાણે આપણા જૈન સાહિત્યની અનેકવિધ વિશિષ્ટતાઓમાથી એકનો ઉલ્લેખ કરી હું હાલ તો વિરમુ છું, જો કે સાથે સાથે એટલું ઉમેરું છું કે બીજી વિશિષ્ટતાઓનો હવે પછી નિર્દેશ કરવા વિચાર રાખું છુ.

# સરસ્વતી-પૂજા અને જૈનો

લેખક-શ્રી સારાભાઇ મણિલાલ નવાબ

( આર્કિઓલોજિકલ ડીપાર્ટમેંટ, વડોદરા )

[ ત્રીજા અંકના પાના ૮૦ થી ચાલુ ]

સરસ્વતી-'सृ' ધાતુની આગળ असुन् પ્રત્યય લગાડવાથી 'सरस्' પદની સિદ્ધિ થાય છે. 'सृ' ધાતુનો અર્થ ગતિ-વેગ થાય છે. જ્યાં કોઇ પણ જાતનુ રોકાણ થાય છે ત્યાં ગતિ થઇ શકતી નથી. તેથી જ ગતિની વચ્ચે કોઇ પણ જાતનું આવરણ હોવું એ આવશ્યક નથી. વિજ્ઞાન પણ આ જ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છેઃ—'Ether at rest is darkness, Ether in motin is light' જ્યાં ગતિનો અવરોધ ત્યા અંધકાર અને જ્યાં ગતિનો અવરોધ નહિ ત્યાં પ્રકાશ. આ ગતિ-વેગની જે અધિષ્ઠાત્રી દેવી છે, જેનાથી સમસ્ત ગતિની શરૂઆત છે, જેનાથી સમસ્ત લોક પ્રકાશમાન થાય છે, અજ્ઞાન દૂર થાય છે, જ્ઞાનનો વિકાસ થાય છે, તે જ સરસ્વતી છે. જગતમાં ગદ્યપદ્યાદિ રૂપમાં જેનો ( અર્થાત્ वाक् શબ્દનો ) પ્રચાર ( सृ ધાતુ ) થાય છે, તે જ સરસ્વતી છે. જ્યાં છન્દ છે, ત્યાં સરસ્વતી-ગતિનું રૂપ છે, જ્યાં છન્દ નથી ત્યાં અજ્ઞાન-અંધકારનું સામ્રાજ્ય છે.

જૈન ધર્મશાસ્ત્રોમાં સરસ્વતી શબ્દને બદલે શ્રુત દેવતા શબ્દ વધારે પ્રચલિત છે; આપણે વિવિધ પુરાવાઓ આપીને સાબિત કરીશું કે શ્રુતદેવતા અને સરસ્વતી બંને એક જ એટલે શ્રુતજ્ઞાન-શાસ્ત્રીય જ્ઞાનની જ અધિષ્ઠાત્રી છે, પરંતુ મિ. બી. સી. ભટ્ટાચાર્ય ઓળખાવે છે તેમ 'Goddess of s'rute' વેદ અગર તે સમયના શ્રુતિ પરંપરાએ ચાલ્યા આવતા સાહિત્યનું મૂળ નિદર્શન કરાવતી નહિ,× જ્યારે તેની કલ્પનાનો ઉત્તરોત્તર વિકાસ થતાં સમગ્ર જ્ઞાન અને કળાનો સમાવેશ સરસ્વતીની કલ્પનામાં થાય છે

## શ્રુતદેવતા યાને સરસ્વતી

વાણીની ઉત્પત્તિ, જૈન ધર્મશાસ્ત્રોના વર્ણન પ્રમાણે, શ્રીજિનેશ્વર દેવના મુખ-કમલમાંથી થએલી છેઃ—'જિનેશ્વર દેવના મુખરૂપી મેઘથી ઉત્પન્ન થએલો વાણીનો વિસ્તાર જેઠ માસમાં થએલી વૃષ્ટિના જેવો શીતળ હોય છે, તેથી તે કષાયરૂપી તાપથી પીડાએલા પ્રાણીઓની શાંતિ કરનાર છે, તે મારે વિષે પણ પુષ્ટિને કરો એટલે કે તે વાણીનો વિસ્તાર મારો પણ અનુગ્રહ કરો !' ૧

'જિનેશ્વર દેવે પ્રસિદ્ધ કરેલા સમસ્ત સાહિત્યરૂપ, વળી ગણધરોના મુખરૂપ મંડપને વિષે નૃત્ય કરનારી તેમ જ ગુરૂના વદન-કમલને વિષે

---

× 'Her name as s'ruta-devi meaning 'Goddess of s'ruti originally refers to the Vedas or 'revealed literature' preserved through hearing.'

—B. C. Bhattacharya
Malavia Commemoration Vol. pp. 291

૧-'कपायतापार्दितजन्तुनिर्वृतिं, करोति यो जैनमुखाम्बुदोद्गतः ।
स शुक्रमासोद्भववृष्टिसन्निभो दधातु पुष्टिं मयि विस्तरो गिराम् ' ॥३॥
—नमोस्तुवर्द्धमानाय स्तुतिः

ક્રીડા કરનારી હંસિકા એવી શ્રુતદેવતા વિશ્વમાં વિજયી વર્તે[1] છે ।–૩

આપણે ઉપર જણાવી ગયા કે જૈન ધર્મશાસ્ત્રોમાં શ્રુતજ્ઞાનની અધિષ્ઠાત્રી તરીકે શ્રુતદેવતાને કલ્પી છે જેનો ઉત્તરોત્તર વિકાસ થતાં સમગ્ર જ્ઞાન સાથે કળાનો સમાવેશ કરીને જ્ઞાન અને કળા બન્નેની અધિષ્ઠાયિકા તરીકે સરસ્વતીની કલ્પના કરવામાં આવી છે. અહીંયાં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે શ્રુતજ્ઞાન એટલે શું? અને જ્ઞાનની અધિષ્ઠાત્રી તરીકે બે સ્વરૂપો કલ્પવાનું શું કારણ?

શ્રુતજ્ઞાન--જૈન ધર્મશાસ્ત્રોમાં જ્ઞાનના પાંચ પ્રકારો પાડવામાં આવેલા છેઃ—૧. મતિજ્ઞાન, ૨. શ્રુતજ્ઞાન, ૩. અવધિજ્ઞાન, ૪. મનઃપર્યવ જ્ઞાન અને ૫. કેવલજ્ઞાન[2] આ પાચ પ્રકારો પૈકી મતિપૂર્વક, શાસ્ત્રશ્રવણ અથવા તેના ઉપર આધાર રાખનારૂં, પરોક્ષ પ્રમાણરૂપ; ત્રિકાલ વિષયક તેમ જ અગબાહ્ય અને અંગપ્રવિષ્ટ એમ બે મુખ્ય ભેદોવાળું શ્રુતજ્ઞાન છે. શબ્દ શ્રવણથી ઉપજતો જે બોધ યાને શબ્દબોધ તે શ્રુતજ્ઞાન છે

પ્રાચીન સમયમાં ત્યાગધર્મની ઉચ્ચ કક્ષાને સાધનાર જૈન શ્રમણો પરિગ્રહભીરૂ હોઇ જેમ બને તેમ ઓછામાં ઓછી વસ્તુના પરિગ્રહથી અથવા સાધનોથી પોતાનો નિર્વાહ કરી લેતા હતા; તેમ જ તે જમાનામાં પ્રત્યેક વિષયને મુખપાઠ રાખવાની ને મુખપાઠ ભણવા–ભણાવવાની પદ્ધતિ સમગ્ર ભારતવર્ષમાં હોવા ઉપરાંત જૈનશ્રમણોની પારગ્રહને લગતી વ્યાખ્યા અતિ ઝીણવટભરી હતી કે અધ્યયન અધ્યાપન માટેનાં પુસ્તકાદિ સાધનો જેવાં સાધનો લેવાં એ પણ અસંયમરૂપ અર્થાત્ ત્યાગધર્મને હાનિ પહોંચાડનાર તેમ જ પાપરૂપ[3] મનાતું, તેનું મુખ્ય કારણ એ હતું કે જૈન

---

૧–' जिनपतिग्रथिताखिलवाङ्मयी गणधराननमण्डपनर्तकी ।
गुरुमुखाम्बुजखेलनहंसिका विजयते जगति श्रुतदेवता ॥ ३ ॥

૨. 'જ્ઞાનના આ પાચે પ્રકારોના વિસ્તૃત વર્ણન માટે જૂઓ '**नन्दीसूत्र**' વગેરે ગ્રન્થો.'

૩. (क) **निशीथ भाष्य** તથા **कल्प भाष्य**માં જણાવ્યું છે કેઃ—
' **पोत्थग जिण दिट्ठंतो, वग्गुर लेवे य जाल चक्के य ।** '

અર્થાત્—' શિકારીઓની જાળમાં સપડાએલું હરણ, તેલ વગેરેમા પડેલી માખ, જાળમાં પકડાએલાં માછલા વગેરે તેમાથી છટકી જઇ બચી શકે છે, પણ પુસ્તકના વચમાં ફસાઈ ગયેલા જીવો બચી શકતા નથી. તેથી પુસ્તક રાખનાર શ્રમણોના સંયમને હાનિ પહોંચે છે.'

આ પછી આગળ ચાલતાં કેવળ મોહને ખાતર પુસ્તકનો સંગ્રહ કરનાર જૈન શ્રમણો માટે પ્રાયશ્ચિતો કહેલાં છે

' **जत्तियमेत्ता वारा, मुंचति बंधति व जत्तिया वारा ।
जति अक्खराणि लिहित व, तति लहुगा जं च आवज्जे ॥** '

(ख) '**दशवैकालिकचूर्णी**' માં જણાવ્યુ છે કેઃ 'પુસ્તકો રાખવાથી અસયમ થાય છે.'
**पोत्थएसु घेप्पंतएसु असंजमो भवइ ।**'—पत्र · २१.

શ્રમણો બુદ્ધિસંપન્ન તેમ જ અદ્ભુત સ્મરણ-શક્તિવાળા હોઈ તેમને પુસ્તકાદિનો પરિગ્રહ કરવાનું કશું જ કારણ નહોતું.

**શ્રુતદેવતા—**

જ્યાં સુધી જૈન શ્રમણો બુદ્ધિશાળી અને યાદશક્તિવાળા હતા તેમ જ તેઓને પુસ્તકોનો પરિગ્રહ કરવાની લેશ પણ જરૂરિયાત જણાઈ નહોતી એટલે કે ત્યાં સુધી જ્ઞાન કર્ણ પરંપરાએ ચાલ્યું આવતું હતું એટલે કે શ્રુતિ–શ્રવણ દ્વારાએ ચાલ્યું આવતું હતું અને શ્રવણથી ઉપજતો જે બોધ યાને શબ્દબોધ તે શ્રુતજ્ઞાન છે અને શ્રુતજ્ઞાનની આધિષ્ઠાયિકા તરીકે શ્રુત-દેવતાની કલ્પના કરવામાં આવી છે.

**શ્રુતદેવતાની માન્યતા—**

શ્રુતદેવતાની માન્યતા ઘણા જ પ્રાચીન સમયથી પ્રચલિત હોવી જોઈએ; કારણ કે જૈન ધર્માનુયાયી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી ચતુર્વિધ સંઘના દરરોજના આવ-શ્યક–અવશ્ય કરવા યોગ્ય કર્તવ્યો પૈકીનું છ આવશ્યકરૂપ પ્રતિક્રમણ પણ ઉભય કાળ–સવાર અને સાયંકાળના સમયે કરવાનું વિધાન છે. પ્રતિક્રમણનો સામાન્ય અર્થ પાપથી પાછા વળવું એવો થાય છે. આ પ્રતિક્રમણ છ આ વશ્યક રૂપ છે. ૧ સામાયિક, ૨ ચતુર્વિંશતિ સ્તવ, ૩ વંદનક–ગુરુવંદન, ૪ પ્રતિક્રમણ, ૫ કાયોત્સર્ગ અને ૬ પ્રત્યાખ્યાન. આ છ આવ-શ્યક પૈકીના ચોથા આવશ્યક પ્રતિક્રમણ સૂત્રનો પાઠ કરી ગયા પછી રત્નત્રયીરૂપ દર્શન, જ્ઞાન, ચારિત્રનો કાયોત્સર્ગ પાંચમા આવશ્યક તરીકે કરવામાં આવે છે અને તે કાયોત્સર્ગ પછી જ્ઞાનાવરણીય-જ્ઞાનને આવરી રહેલાં કર્મોના ક્ષય નિમિતે દરરોજના સાયંકાળના પ્રતિક્રમ-ણમા શ્રુતદેવતા નિમિતે '**सुअदेवयाए करेमि काउसग्गं**' શબ્દ બોલી એક કાયોત્સર્ગ કરવામાં આવે છે અને તે કાયોત્સર્ગ પુરુષો અને સ્ત્રીઓ જુદી જુદી નીચે પ્રમાણેની એક સ્તુતિ બોલીને પારે છે.

પુરુષો જે સ્તુતિ બોલે છે તે ભાવાર્થ સાથે ત્રીજા અંકના પાના ૮૦ ઉપર અગાઉ જણાવી ગયા છીએ.

સ્ત્રીઓ આ પ્રમાણે સ્તુતિ બોલે છે.

**कमलदलविपुलनयना,**
**कमलमुखी कमलगर्भसमगौरी ।**
**कमले स्थिता भगवती,**
**ददातु श्रुतदेवता सिद्धिम् ॥१॥**

અર્થાત્—કમળના પત્ર સમાન વિસ્તીર્ણ નેત્રવાળી, કમળ સમાન મુખવાળી, કમળના ગર્ભની જેમ ગૌરવર્ણવાળી, (અને) કમળ ઉપર બેઠેલી ભગવતી શ્રુતદેવતા સિદ્ધિને આપો.

ઉપર્યુક્ત પુરુષોને બોલવાની સ્તુતિમાં શ્રુતને સમુદ્રની ઉપમા આપી છે જ્યારે પ્રસ્તુત સ્તુતિમાં શ્રુતદેવતાના શરીરનો વર્ણ ગૌર તથા તેણીને કમળના ઉપર બેઠેલી વર્ણવી છે. આપણે અગાઉ ત્રીજા અંકના પાના ૮૦ ઉપર જણાવી ગયા છીએ તે વાગીશ્વરી–સરસ્વતીનું (**कल्लाणकंदं**'ની સ્તુતિનું) વર્ણન પણ આ શ્રુતદેવતાના વર્ણનને આબેહુબ મળતુ આવે છે.

**શ્રુતદેવતા અને સરસ્વતીની સમાનતા**

ઉપર આપણે જણાવી ગયા તે મુજબ શ્રુતજ્ઞાનની અધિષ્ઠાયિકા શ્રુતદેવતા એકલા નિર્મલ શાસ્ત્રીય જ્ઞાનની જ અધિષ્ઠાયિકા માત્ર હતી પરંતુ જ્યારથી જ્ઞાન પુસ્તકરૂપે લખાવા માંડ્યું ત્યારથી જ તેણીના સ્વરૂપનો વિકાસ ઉત્તરોત્તર થતો ગયો અને તેણીને જ વાગીશ્વરી તથા સરસ્વતીના નામથી સંબોધવામાં આવી હોય તેમ સ્પષ્ટ લાગે છે.

શ્રુતદેવતા અને સરસ્વતી એક જ છે તે સંબંધીના મુખ્ય મુખ્ય પુરાવા નીચે મુજબ છેઃ-

૧ વિદ્યમાન જિનમંદીરોમાં જે જે પ્રાચીન સમયની 'સરસ્વતી દેવી' ને લગતી મૂર્તિઓ મળી આવે છે અને જેની જેની નીચે દેવીનો નામોલ્લેખ કરેલો જોવામાં આવે છે તે સઘળે સ્થળે 'સરસ્વતી' અગર 'શારદા' નો જ ઉલ્લેખ કરેલો મોટા ભાગે મળી આવે છે, પરંતુ મારી જાણમાં છે ત્યાં સુધી એક પણ મૂર્તિની નીચે 'શ્રુતદેવતા'નો નામોલ્લેખ કરેલો મળી આવતો નથી.

૨. પ્રાચીન તાડપત્રના તથા કાગળના હસ્તલિખિત ગ્રન્થોના ચિત્રો પૈકીના જે જે ચિત્રો ઉપર દેવીનો નામોલ્લેખ કરવામાં આવ્યો છે તે તે ચિત્રો ઉપર 'સરસ્વતી'નો જ નામોલ્લેખ જોવામાં આવે છે.

૩. પ્રાચીન જૈનાચાર્યોએ જ્યાં જ્યાં દેવીની આરાધના જિનમંદિર વગેરેમા કરી છે ત્યાં ત્યાં પણ 'સરસ્વતી'ની મૂર્તિની સન્મુખ આરાધના કર્યાના ઉલ્લેખો મળી આવે છે, પરંતુ કોઇપણ સ્થળે 'શ્રુતદેવતા'ની મૂર્તિની સન્મુખ આરાધના કર્યાનો ઉલ્લેખ મળી આવતો નથી.

૪. જૈનાચાર્યોએ જ્યાં જ્યાં સ્તુતિ સ્તોત્રોમાં દેવીના વિવિધ સ્વરૂપોની કલ્પના કરી છે ત્યાં ત્યાં પણ 'સરસ્વતી'ના સ્વરૂપોની જ કલ્પના કરી છે. મુખ્યત્વે કરીને તેઓએ રચેલાં સ્તોત્રોના નામો પણ **१ सरस्वती स्तोत्र. २. सरस्वती स्तव. ३. शारदा स्तव. ४. सरस्वत्याष्टक. ५. शारदाष्टक** વગેરે મળી આવે છે

૫. આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી પણ તા ૧૨-૧૦-૩૫ ના 'સિદ્ધચક્ર' પાક્ષિકમાં મારા પ્રશ્ન નંબર ૭૭૪ ના સમાધાનમાં જણાવે છે કે:—

'શ્રુતદેવતા અને સરસ્વતી એક રૂપે ગણાય; કારણ કે ગ્રન્થકારો એમાંથી એકની સ્તુતિ કરે છે. સરસ્વતીની મૂર્તિઓ બારમી સદીની તાડપત્રની જે હસ્તપ્રતો અમદાવાદના સાહિત્ય-પ્રદર્શનમા આવી હતી તેમાં ઘણે સ્થાને હતી.'

આ વિષયમાં વધારે પુરાવાઓ આપવાની આવશ્યકતા મને નહી જણાવાથી આ ચર્ચા અત્રે જ ટુંકાવી દેવી યોગ્ય લાગે છે.

મારી માન્યતા પ્રમાણે જૈન ધર્મશાસ્ત્રોએ જ્યાં જ્યાં જ્ઞાનની અધિષ્ઠાત્રી દેવીને મૂર્ત સ્વરૂપે કલ્પી છે ત્યાં ત્યાં 'સરસ્વતી' ને જ કલ્પી છે અને 'શ્રુતદેવતા' ને અમૂર્ત સ્વરૂપે જ રહેવા દીધી હોય એમ લાગે છે.

**સરસ્વતીના સ્વરૂપનો ક્રમિક વિકાસ—**

આપણે અગાઉ જણાવી ગયા કે જ્યાં સુધી જૈન શ્રમણો બુદ્ધિશાળી અને યાદશક્તિવાળા હતા ત્યાં સુધી તેમને પુસ્તકોનો પરિગ્રહ કરવાની લેશ પણ જરૂરીઆત જણાઈ ન હોતી; પરંતુ એક પછી એક ઉપસ્થિત થતા બાર બાર વર્ષી ભયંકર દુકાળો[1] ને લીધે જૈન શ્રમણોને ભિક્ષા વગેરે મળવાં અશક્ય થઈ પડયાં અને પરિણામે તેમનામાં પઠન પાઠન આદિ વિષયક મંદતા દાખલ થતાં જૈન આગમોને ભૂલવા લાગ્યા. આ સ્થિતિમાં પણ જૈન શ્રમણોએ સંઘ સમવાય-મંડના મેળાવડાઓ કરી ભૂલાઇ જતાં જૈન આગમોને વાચના દ્વારા કેટલીયે વાર પૂર્ણ કરી લીધાં,

૧ જૈન આગમો પુસ્તકારૂઢ થયા તે પહેલા ચાર બાર વર્ષી દુકાળ પડયાની નોંધ જૈન સાહિત્યમા મળી આવે છે; એક સ્થવિર આર્યભદ્રબાહુના સમયમાં, બીજો સ્થવિર આર્યમહાગિરિ-આર્યસુહસ્તિના સમયમા, ત્રીજો વજસ્વામીના મૃત્યુ સમય દરમિયાન અને ચોથો સ્કંદિલાચાર્ય-નાગાર્જુનાચાર્યના સમયમા.

તેમ છતાં કાળના પ્રભાવે જૈન શ્રમણોની યાદદાસ્તી મોટા પાયા પર ઘસાતી ચાલી, એટલું જ નહિ પણ તે સાથે દૈવની પ્રતિકૂલતાને લઇ તે યુગમાં એક પછી એક એમ અનેક શ્રુતધર આચાર્યો પરલોકવાસી[1] થતા ચાલ્યા. તેથી જૈન શ્રમણસંસ્કૃતિ, જે એકકાળે પુસ્તકાદિનો પરિગ્રહ કરવાની વાતને મહાપાપ તરીકે માનતી હતી અને તે બાબતમાં કડકમાં કડક દંડ–પ્રાયશ્ચિત ફરમાવતી હતી, તે જ સંસ્કૃતિનો વારસો ધરાવનાર તેના સંતાનભૂત સ્થવિરોને નવેસરથી એમ નોંધવાની જરૂર પડી કે 'બુદ્ધિ[2] સમજ અને યાદશક્તિની ખામીને કારણે, તેમ જ કાલિક શ્રુતાદિની નિર્યુક્તિના કોશના માટે પાંચ પ્રકારનાં પુસ્તકો લઇ શકાય છે અને તે લેવામાં સંયમની વૃદ્ધિ છે'

જેવી રીતે પુસ્તકાદિ પરિગ્રહની બાબતમાં સમય જતાં પરિવર્તન થવા પામ્યું તેવી જ રીતે જ્યારથી શ્રુતિપરંપરાએ ચાલ્યું આવતું જ્ઞાન પુસ્તકરૂપે લખાવા લાગ્યુ ત્યારથી 'સરસ્વતી'ના સ્વરૂપમાં પણ ક્રમે ક્રમે વિકાસ થતો ચાલ્યો; જેનો વિચાર આપણે હવે પછી આગળના લેખોમાં કરીશું.

( અપૂર્ણ )

**પૂજ્ય મુનિમહારાજશ્રી દર્શનવિજયજી મહારાજનો, ગયા અંકથી અધુરો રહેલો "दिगंबर शास्त्र कैसे वनें" નો લેખ આ અંકમાં, સ્થળ સંકોચના કારણે, આપી શકાયો નથી.**

---

१. अण्णे भणंति–जहा सुतं णो णट्ठं तम्मि दुभिक्खकाले, जे पहाणा अणुओगधरा ते विणट्ठा ॥'

—नन्दीचूर्णी पत्र ८

२ (क) घेप्पति पोत्थगपणगं, कालियणिज्जुत्तिकोसट्ठा ॥'–निशीथभाष्य उ. १२

(ख) 'मेहा–ओगहण–धारणादिपरिहाणिं जाणिऊण, कालियसुयणिज्जुत्तिणिमित्तं वा पोत्थगपणगं घेप्पति । कोसो त्ति समुदाओ ॥'

—निशीथचूर्णी.

(ग) काल पुण पडुच्च चरणकरणट्ठा अवोच्छित्तिनिमित्तं च गेण्हमाणस्स पोत्थए संजमो भवइ । '- दशवैकालिकचूर्णी. पत्र २१.

# જૈન ગ્રંથકારોએ કરેલો નામ-નિર્દેશ

લે. પ્રો. હીરાલાલ રસિકદાસ કાપાડયા એમ્ એ.

દરેક ગ્રંથનું નામ એના કર્તાએ સૂચવવું જ જોઇએ એવો કંઇ નિયમ નથી; એથી કરીને આજે પણ આપણા ભારતીય સાહિત્યમાં એવા અનેક ગ્રંથો મળી આવે છે કે જેમાં એ ગ્રંથનું નામ એના કર્તાએ સૂચવેલુ જણાતુ નથી, કિન્તુ પાછળથી કોઇએ એનું નામ પાડયું હોય એમ જણાય છે આવી પરિસ્થિતિમાં ગ્રંથકાર પોતાનું નામ સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે પોતાની કૃતિમા ન સૂચવે તો તેમાં કંઇ નવાઇ જેવું નથી. નામ નહિ સૂચવવાનું એક કારણ એમ બતાવાય છે કે આપણા દેશના તત્ત્વજ્ઞાનીઓ અને ગ્રંથકારો પોતપોતાના શાસન કે સમ્પ્રદાયની સેવા કરનારા હતા એટલે તેમને પોતાના નામ કરતાં એ શાસન કે સંપ્રદાયની કિમત વધારે હતી. વિશેષમાં તેમનુ માનવું એમ હતું કે પોતાની કૃતિ કઇ સ્વતંત્ર નથી, પરંતુ એ તો પ્રાચીન ઋષિઓ ને મુનિઓ તરફથી વારસા તરીકે જે જ્ઞાન સમૃદ્ધિ મળી છે તેનું એ યત્કિંચિત્ પ્રકાશન છે. અસલના વખતમા ગ્રંથકારો શા સારુ પોતાનું નામ નહિ જણાવતા હશે તેના કારણોમા ઊંડા ઉતરવા માટે આ લેખમાં સ્થાન નથી એટલે પ્રસ્તુતમા જે જૈન ગ્રંથકારોએ પોતાનાં નામો મોટે ભાગે આડકતરી રીતે સૂચવ્યાં છે તેમાંના કેટલાકનો અહીં ઉલ્લેખ કરવામાં આવે છે.

સૌથી પ્રથમ આપણે પ્રાકૃત સાહિત્ય તરફ નજર કરીશું તો જણાશે કે નિસીહસુત્ત (નિશીથસૂત્ર) નામના છેયસુત્ત (છેદસૂત્ર) ની વિસેહચુણ્ણિ (વિશેષચૂર્ણિ) ના રચનારા શ્રી જિણદાસ (જિનદાસ) ગણિ મહત્તરે પોતાનુ નામ એ કૃતિના અંતમાં આડકતરી રીતે દર્શાવ્યું છે. આ રહ્યાં એ પદ્યો:—

" ति-चउ-पण-अट्ठमवग्गा ति-पण-ति-तिगअक्खरा व ते तेसिं ।
पढम-ततिएहिं ति-दुसरजुएहिं णामं कयं जस्स ॥
गुरुदिण्णं च गणित्तं महत्तरत्तं च तस्स तुट्ठेहिं ॥
तेण कएसा चुण्णी, विसेसनामा णिसीहस्स ॥ "

આ પદ્યમા કેવી રીતે 'જિણદાસ' નામ સૂચવાયુ છે તે અત્રે બતાવવુ અનાવશ્યક નહિ ગણાય. અ, ક, ચ, ટ, ત, પ, ય, ને શ, એમ આઠ વર્ગો છે. એમાના ત્રીજા, ચોથા, પાંચમા અને આઠમા વર્ગના અનુક્રમે ત્રીજા, પાંચમા, ત્રીજા અને ત્રીજા અક્ષરો એટલે કે જ, ણ, દ, ને સ, એ અક્ષરો લઇ એમાના પહેલા 'જ' અને તીજા 'દ' સાથે પહેલા વર્ગના ત્રીજા ને બીજા અક્ષર એટલે કે 'ઇ' ને 'આ' ઉમેરવા. આમ કરતાં જિણદાસ એવું નામ બને છે.

પુષ્પમાલા એ નામથી પણ ઓળખાતી અને શ્રીઅભયદેવસૂરિના શિષ્યે રચેલી ઉપદેશમાલાના નીચે મુજબના—

" हेममणिचंददप्पणसूरिरिसीपढमवन्ननामेहिं ।
सिरिअभयसूरिसीसेहिं विरइयं पगरणं इणमो ॥ ५०१ ॥ "

—૫૦૧ મા પદ્યમાં એના કર્તાએ પોતાનુ નામ દર્શાવ્યું છે. આ હકીકત ઉપર્યુક્ત પદ્યના પૂર્વાર્ધગત હેમ, મણિ ચદ, દપ્પણ, સૂરિ ને રિસી શબ્દોના પ્રાથમિક અક્ષર લેતાં જણાઇ આવે છે.

શ્રી જિનવલ્લભસૂરિએ સંઘપટ્ટકના નિમ્નાવતારિત—

" विभ्राजिष्णुमगर्वमस्मरमनास्वादं श्रुतोल्लंघने
सज्ज्ञानद्युमणिं जिनं वरवपुःश्रीचन्द्रिकाभेश्वरम् ।
वन्दे वर्णमनेकधा सुरनरैः शक्रेण चैनश्छिदं
दम्भारिं विदुषां सदा सुवचसाऽनेकान्तरङ्गप्रदम् ॥ ३८ ॥ "

—૩૮ મા પદ્યમા ચક્રબંધ[1] દ્વારા પોતાનું નામ દર્શાવ્યું છે. આ કૃતિની ટીકામાં એવો ઉલ્લેખ છે કે આ ચક્રબંધ કવિરાજ માઘકૃત શિશુપાલવધ ( સ. ૧૯, શ્લો. ૧૩૦)ને મળતો આવે છે અને એમ જેમ "માઘકાવ્યમિદં" એવા અક્ષરો ઉપલબ્ધ થાય છે તેમ અહીં "जिनवल्लभेन" એમ પ્રાપ્ત થાય છે. આ હકીકત ઉપર આપેલા પદ્યના પહેલાં ત્રણ ચરણોમાંથી દરેકના ત્રીજા અને ૧૭ મા અક્ષરો મેળવતાં જણાઇ આવે છે.

શ્રી સોમતીલકસૂરિએ "श्री सोमतिलकसूरिविरचितं" એવો ઉલ્લેખ પોતે રચેલ એક સ્તોત્રના નિમ્ન—લિખિત—

" यस्त्वां श्रीजिन ! सूदितोत्मदमनश्चोरः प्रणौति श्रमं
जित्वा सोढगरिष्ठकष्टदहनं शोचिष्णुभालद्युतम् ।
दत्ताऽमर्त्यपवित्रसंमद ! पठन् कान्तं विशङ्कः स्तवं
वन्द्यान्हाय भवान् जिन· प्रददतामन्येऽपि तस्मै शिवम् ॥ १२ ॥ "

—પદ્યમાં કરેલો છે. આ હકીકત આ પદ્યના પહેલાં ત્રણ ચરણો પૈકી પ્રત્યેકના ત્રીજા, સત્તરમા, છઠ્ઠા અને ચૌદમા અક્ષરો એકત્રિત કરતાં સ્પષ્ટ થાય છે.

કેટલાક ગ્રંથકાર પોતાનું નામ શ્લેષ દ્વારા જણાવે છે દાખલા તરીકે પરમાર્હત ધનપાલ ( ધણહાલ ) કવિએ ઋષભપંચાશિકાના અંતિમ પદ્યમાં એ પ્રમાણે કર્યું છે. આ રહ્યું એ પદ્યઃ—

" इय ज्झाणग्गिपलीवियकम्मिंधण बालवुद्धिणा वि मए ।
भत्तीइ थुओ भवभयसमुद्दबोहित्थबोहिफलो ॥ ५० ॥ "

પોતાનું આખું નામ પદ્યમાં બરાબર સૂચવાય તેમ ન હોય ત્યારે તેને વિભક્ત કરી સૂચવવામાં આવે છે. જેમકે શ્રી સમયસુંદર ઉપાધ્યાએ કપ્પસુત્ત (કલ્પસૂત્ર)ની કલ્પલતા નામની ટીકાના પ્રત્યેક વ્યાખ્યાનના અંતમાં એ પ્રમાણે કર્યું છે, પ્રસ્તુતમાં આપણે અહીં પહેલા વ્યાખ્યાનની પૂર્ણાહુતિરૂપ પદ્યની નોંધ લઇશું. એ પદ્ય નીચે મુજબ છેઃ—

" व्याख्यानं कल्पसूत्रस्य प्रथमं सुगमं स्फुटम् ।
शिष्यार्थं पाठकाश्चक्रुः समयादिमसुन्दराः ॥ " ×

[જુઓ પાનું ૧૮૭]

---

૧ મુંબઇ સરકારની માલિકીની જે હસ્તલિખિત પ્રતિઓ અહીંના "ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિર"માં છે તેમાંની જૈન પ્રતિઓનાં વિસ્તૃત ને વર્ણનાત્મક સુચીપત્ર તૈયાર કરતી વેળા આ ચક્રબંધ તૈયાર કરાયો હતો. તે હાલમાં આ ભાંડારકર સંસ્થા તરફથી ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર ત્રૈમાસિક ( વ. ૧૭, અં. ૧ ) ગત મારા લેખમાં ૮૫ મા પૃષ્ઠની સામે આપેલો છે.

¶ શિકાગો ખાતે ઇ. ૧૯૩૩ ની સાલમાં જેનું પહેલુ અધિવેશન થયું હતું તે સર્વ-ધર્મ પરિષદ્‌નુ બીજું અધિવેશન આવતી-૧૯૩૬ ની સાલમાં ભરવાનું નક્કી થયુ છે. એની તારીખો ૧૯૩૬ ના ૩ જી જુલાઇથી ૧૮ જુલાઇ સુધીની છે. એટલે કે એ પંદર દિવસ ચાલશે.

× × ×

¶ ઇશુખ્રીસ્ત પ્રભુના બાળક હતા એવા બાઇબલના, નિરાકર નિરજન પ્રભુને સંતાન હોવાની સાવ અમગત વાતનું પ્રતિપાદન કરતા, લખાણુને ખોટું માનીને મી. જે. ડબલ્યુ રોબર્ટસ નામના એક યુરોપીયન યુવાને ખ્રીસ્તી ધર્મનો ત્યાગ કરી આર્યધર્મ સ્વીકાર્યો છે. તેમનું નવું નામ જિતે દ્રરાય રાખવામાં આવ્યુ છે.

× × ×

¶ પુનર્જન્મ અને જાતિસ્મરણની વાતને જેઓ પ્રત્યક્ષ પુરાવાથી જ માનવા માગતા હોય તેમણે દીલ્હીમાં ચેરાખાનામા રહેતા મી. રંગબહાદુર માથુરની ૮-૯ વર્ષની પુત્રી શાંતાદેવીને મળવું !

## આટલું કરજો !

¶ શ્રી જૈન સત્ય પ્રકાશના ગ્રાહક થવા ઇચ્છનારે વી. પી ન મગાવતા મનીઑર્ડરથી રૂ. ૨) મોકલી પોતાના ચાર આના બચાવવા !

¶ માસિકની આખી ફાઇલ રાખવાની ઇચ્છા હોય તેમણે પહેલા અંકથી ગ્રાહક થવા માટે તરત જ લખી દેવુ જેથી પહેલાના અકો, ખતમ થયા પહેલા, તેમને મળી શકે

¶ સરનામામાં કઇ પણ ફેરફાર થયો હોય તો તેની સૂચના મોડામાંમોડી દર મહિનાની સુદી ત્રીજ પહેના લખી મોકલવી !

¶ માસિકનો અંક, મોડામાં મોડો સુદી ૧૧ સુધીમાં ન મળે તો તેની ખબર લખી મોકલવી.

મુદ્રક : મગનલાલ [illegible] પટેલ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાનકોરનાકા–અમદાવાદ

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૧ અંક ૭



મથુરામા મળેલ "આયાગપટ્ટ"નો બીજો નમુનો

**—મથુરાના પ્રાચીન અવશેષોનું મહત્ત્વ—**

"મથુરાના આ ખોદકામે એક ભ્રમ ટાળી દીધો જૈનમૂર્તિઓ અને જૈન શિલાલેખોના આધારે, જૈનધર્મ બૌદ્ધધર્મની શાખા નથી. અને જૈનધર્મ બૌદ્ધધર્મ કરતા પુરાતન છે, એ વાત પણ દીવા જેવી દેખાઈ આવી! આજ સુધી જૈનો એકલા જ જૈનધર્મને બહુ પ્રાચીન માનતા પણ એ પછી તો જગત્‌ને એ માનવું પડયુ અને જૈનધર્મ જગત્‌નો એક અતિપૂજ્ય અને પુરાતન ધર્મ છે એ પુરવાર થયુ"

આજ સુધી બૌદ્ધો જે એમ કહ્યા કરતા કે અમારી જ પૂજા–પદ્ધતિ પ્રાચીન છે, અમારી જ ઉપાસ્યમૂર્તિઓ પ્રાચીન છે એ બધુ બધ પડયું. જૈનો પણ બૌદ્ધોના જેવો જ દાવો કરી શકે.

—ભારતીય પુરાતત્ત્વના આચાર્ય

**શ્રીયુત સ્વર્ગસ્થ રાખાલદાસ બેનરજી.**

તંત્રી : શાહ ચીમનલાલ ગોકળદાસ

# श्री जैन सत्य प्रकाश

## વિષય-દર્શન




પ્રકાશક

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા,

અમદાવાદ (ગુજરાત)

લવાજમ—

સ્થાનિક ૧-૮-૦, બહારગામનું ૨-૦-૦

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुममइय पत्त मासियमेयं भव्वाण मग्गय विसद ॥२॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ અંક ૭

अण्णाणग्गहदोसगन्थमइणा कुव्वंति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगयं दाउं विसिट्ठोत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसए चे मेऽहिलासा तया
वाइज्जा प्पवरं पसिद्धजईण सव्वप्पयास मुदा ॥ १ ॥

વિક્રમ સંવત ૧૯૯૨ : વીર સંવત ૨૪૬૨ : સને ૧૯૩૬
મહાશુકલા પંચમી જાન્યુઆરી ૨૮

## श्री कदंबवीराष्टकम्

कर्ता–उपाध्याय श्री पद्मविजय गणी

( पंचचामरवृत्तम् )

अपुव्वकप्पपायवं समिट्ठदाणदंसणं,
परप्पमोयभासुरं सहावसिद्धिसंतियं ।
वरिड्ढिसिद्धिलद्धिकित्तिबुद्धिवुड्ढिकारयं ।
सरेमि वीरतित्थयं कयंबतित्थमंडणं ॥१॥

विसुद्धलक्खसासणं समत्थपावणासणं,
पयासियं किवासएण जेण सुद्धिमासियं ।
दयासुधम्मदाणवीरसत्तियाहिवयतं,
सरेमि वीरतित्थयं कयंबतीत्थमंडणं ॥२॥

जिणेसरं जगप्पहुं सणायणं सिवं परं,
जईसरं णिरामयं पगिट्ठमिट्ठभासणं ।
सहिण्हुसेहरप्पसंत दिव्वपूयसासणं,
सरेमि वीरतित्थयं कयंबतीत्थमंडणं ॥३॥

भवत्थणिप्पिहाहिलत्तिलोयसव्वबावगं,
निरंजणं सलाहणिज्जतित्थतत्तभासगं ।
अणीसरं पसिद्धधिज्जणिक्कलंकणिम्ममं ।
सरेमि वीरतित्थयं कयंबतित्थमंडणं ॥४॥

महोदयं महाबलं महुण्णइं महिड्ढियं,
गरिट्ठपट्ठतित्थवंदवंदणिज्जभूषणं ।
महप्पहावविण्हुजिण्हुभावमोयदायगं,
सरेमि वीरतित्थयं कयंबतित्थमंडणं ॥५॥
अणुत्तरं भवंतणिक्कियं वियोगवम्महं,
णिरक्खभावचित्तपुक्खलेक्खणं महज्जुइं ।
मिउत्तवज्जभिन्नमाणपव्वयं परस्सरं,
सरेमि वीरतित्थयं कयंबतित्थमंडणं ॥६॥
जगप्पहाणभावभावधम्मतित्थपायगं,
विसालतत्तपुण्णबोहणागमप्पयासगं ।
समत्थविस्सपायवप्पयासमेहसंनिहं,
सरेमि वीरतित्थयं कयंबतित्थमंडणं ॥७॥
तुमाण सासणेण णाह मज्ज सव्वया सुहं,
विणा ण जेण णिव्वुई परा कयावि लब्भए ।
पहुज्ज तस्स सेवणा भवे भवेत्ति भावणा
सरेमि वीरतित्थयं कयंबतित्थमंडणं ॥८॥

॥ पसत्थी ॥

( द्रुतविलंबितवृत्तम् )

इय कयंबविहारविहूसणो, चरमतित्थयरो तिसलासुओ ।
सयलसंघसुहत्थविहायगो, परमभत्तिसरेण मए थुओ ॥९॥

( शार्दूलविक्रीडितवृत्तम् )

एवं वीरजिणेसरस्स पहुणो थूत्तं पणीयं मए,
जं कल्लाणविहायगं पइदिणं संघस्स वुड्ढिप्पयं ।
सच्चुल्लासविहाणदक्खमइणो भव्वा भणंतु प्पगे,
जं सिद्धी दुविहा पहुज्ज भणणा णिच्चं तहाऽऽकण्णणा ॥१०॥
जुत्ते जुम्मणिहाणणंदससिणा संवच्छरे विक्कमे,
सुद्धे कत्तियसुक्कपक्खगुरुवारे सव्वसिद्धिप्पए ।
सेत्तुंजे गुरुणेमिसूरिचरणज्झाणाणुभावा कयं,
विण्णत्तीइ धणस्स पोम्मगणिणोज्झाएण वीरत्थुयं ॥११॥

# દિગંબરોની ઉત્પત્તિ



લેખક
આચાર્ય મહારાજ
શ્રીમત્ સાગરાનન્દસૂરિજી

( ગતાંકથી ચાલુ )

## તત્ત્વાર્થ શાસ્ત્ર ઉપર દિગંબરોનો વધારે આધાર કેમ ?

શ્રી ઉમાસ્વાતિ વાચકજીએ કેવળી મહારાજના આહાર પાણીના નિષેધનુ ચોકખા શબ્દોમાં ખંડન કર્યુ છે, છતાં "ગરાસીઓ ઘી ચોરી, માથે ફેંટાને છેડે બાંધે" તેવી રીતે દિગંબરોએ કેવળ, આગળ જણાવીશું તેમ, લશ્કરી મિજાનને લીધે અને ગુરુકુલ વાસમાં વધારે વખત વસવાનુ ન હોવાને લીધે એ પ્રમાણે માન્યું હશે. ઉપર જણાવેલા ગ્રંથરચનાના સમયને નહિ માનીને કહી શકીએ કે તત્ત્વાર્થ જ તે શિવભૂતિને મળેલો હોય અને તે ઉપર તેના મતની જડ રચાઇ હોય, પણ તે તત્ત્વાર્થ માનતાં નિર્ગ્રંથના પાંચ ભેદો માનવાની દિગંબર ભાઈઓને પરાણે ફરજ પડી હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી.

## સર્વાર્થસિદ્ધ વિગેરે દિગંબર ટીકાઓનું ભાષ્યાનુસારિણીપણું

અને આ જ કારણથી તે નિર્ગ્રંથના પાચ ભેદો ઉપર કોઈ પણ તેમના ટીકાકારોએ ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીનુ ભાષ્ય કે જેને દિગંબરો માનવાને તૈયાર નથી તેના વિવરણના વાકયોને માત્ર કેટલાક શબ્દાંતર કરીને જ વિવેચન કર્યું છે, પણ બીજા સૂત્રોની ઉપર જેમ વિશેષ વિવેચનો કર્યાં છે, તેવી રીતે આ સૂત્ર ઉપર તેમના આચાર્યોએ કાંઇ પણ લાબું ચોડુ વિવેચન કર્યું નથી. ( આ તત્ત્વાર્થ કે તેની ટીકા સિવાય દિગંબરના વર્તમાન સાહિત્યમાં પાંચ પ્રકારના નિર્ગ્રથોનું વિવેચન પણ નજરે પડવું મુશ્કેલ જ પડે છે. ) આ સર્વ વિવેચન ઉપરથી નિર્ગ્રથો અને તેમાં પણ વિશેષ કરીને બકુશો ઉપકરણવાળા હતા અને તેથી ઉપકરણો સાધુતાના કે નિર્ગ્રથતાના વ્યાઘાત કરનારાં નથી એમ સ્પષ્ટ થાય છે.

## નિર્ગ્રંથ શબ્દથી નિષ્પરિગ્રહતા આવે પણ નગ્નતા ન આવે

બકુશના બે ભેદોની માફક પુલાકમાં પણ લિંગપુલાક નામનો ભેદ છે, તે પણ જો ઉપકરણ ન માનવામાં આવે તો માનવો મુશ્કેલ જ પડે તેમ છે. આ બધી હકીકત ઉપરથી અમે દિગંબર ભાઇઓને એટલું જ સમજાવવા માંગીએ છીએ કે જૈનશાસ્ત્રોમા, જૈનશાસનમાં અને બૌદ્ધાદિક દર્શનોનાં શાસ્ત્રોમા જે નિર્ગ્રંથ શબ્દ વપરાયો છે તે માત્ર મુખ્યતાએ ધન, ધાન્યાદિક નવવિધ પરિગ્રહરૂપી ગ્રંથથી રહિતપણાને લીધે અને ક્રોધાદિક અભ્યંતર ગ્રંથથી

રહિતપણાને લીધે જ છે, માટે નિર્ગ્રંથ શબ્દ દેખીને વસ્ત્રરહિતપણાના આગ્રહમાં જવું તે કોઈ પણ પ્રકારે સુજ્ઞતાને સૂચવનાર નથી.

**બૌદ્ધાદિ અન્ય મતમાં જૈનમત માટે દિગંબર શબ્દ કેમ નહીં ?**

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું કે જો શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજના નિર્ગ્રંથો સર્વથા વસ્ત્રરહિત જ હોત તો દિગંબર ભાઇઓએ પોતાના વસ્ત્રરહિતપણાના આગ્રહને અંગે જેમ પોતાના મતને દિગંબરમત કહો કે નગ્નમત કહો તેવા રૂપે જાહેર કર્યો, તેવી રીતે બૌદ્ધાદિક મતવાળાઓને પોતાને વસ્ત્ર ધારણ કરવાના હોવાથી અને સામાન્ય જનતા પણ વસ્ત્ર ધારણ કરવાના પક્ષવાળી હોવાથી તે શ્રમણ નિર્ગ્રંથના સાધુઓને સર્વથા વસ્ત્રરહિત દેખત તો તેને નિર્ગ્રંથ શબ્દથી ન બોલાવતાં નગ્ન કે દિગંબર શબ્દથી જ બોલાવત, તેમ જ જૈન જેવો ઉત્તમ શબ્દ તો તેઓ શ્રમણ નિર્ગ્રંથોને માટે લાગુ કરત જ નહિ.

**સચેલકાચેલકતાનો સ્યાદ્વાદ**

એક વાત જરુર છે કે જેમ શ્વેતાંબરનાં શાસ્ત્રો અને તેની શ્રદ્ધાવાળાઓએ વર્તમાનમાં પણ એકાંત સચેલકપણાથી જ મુક્તિ થાય, પણ અચેલકપણાથી મુક્તિ ન જ થાય એવી માન્યતા ધરાવી નથી, તેવી રીતે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજની વખતે પણ ત્રિલોકનાથ તીર્થંકર શ્રમણ ભગવાન્ મહાવીર અને તેમની માફક બીજા પણ શક્તિવાળા જિનકલ્પ વિગેરે કલ્પને ધારણ કરવાવાળા મહાપુરુષો અચેલકપણું પણ ધારણ કરતા હોય અને બીજા સાધુઓ તેવી શક્તિવાળા ન હોઈને સચેલકપણું પણ ધારણ કરતા હોય એ અસંભવિત નથી. પણ સર્વ સાધુઓ અચેલકપણામાં અને યાવત્ નગ્નપણામાં ન રહેતા હોય ત્યાં સુધી આખા મતને કે મતના સર્વ સાધુઓને દિગંબર કે અચેલક એટલે સર્વથા નગ્ન એવા ઉપનામે કોઈ પણ કહી શકે નહિ તે સ્વાભાવિક છે. અને નિર્ગ્રંથપણું એટલે ધન, ધાન્યાદિરહિતપણું તો સર્વ સાધુઓને ફરજીઆત હોય એટલું જ નહિ પણ સંસાર છોડતાં સાધુઓએ જાહેર કરેલી સંસારથી વિરુદ્ધ એવી નિર્ગ્રંથપણાની અવસ્થાને લીધે જગતમાં નિર્ગ્રંથપણું જાહેર થયું હોય, અને તેથી તે નિર્ગ્રંથ શબ્દથી જ અન્ય દર્શનકારોને જૈન સાધુઓને ઓળખવા પડ્યા હોય તો તેમાં આશ્ચર્ય જેવુ નથી.

**નિવસન શબ્દ શારીરિક ભાષ્યકારે કેમ વાપર્યો ?**

જગતમાં જાહેર થએલા ઉત્તમ એવા નિર્ગ્રંથ શબ્દને જ્યારે અન્ય દર્શનકારો, મતની અસહિષ્ણુતાના દાવાનળે ભરેલા છતાં, પણ જો જણાવે તો પછી જો તે જૈન સાધુઓએ ઉપકરણ અને વસ્ત્રરહિતપણાનો જ ઉદ્ઘોષ કર્યો હોત તો અન્ય મતવાળાઓ તે જૈન સાધુઓને ઓળખાવવા માટે મતની અસહિષ્ણુતાની સફળતા કરવા સાથે નગ્ન કે દિગંબર એવા જ શબ્દનો પ્રયોગ કરત, અને

આપણે વર્તમાન સાહિત્યમાં દેખીએ પણ છીએ કે બ્રહ્મસૂત્રના શારીરિક ભાષ્યમાં શ્રી શંકરાચાર્યે સાફ શબ્દોમાં જૈનમતની અસહિષ્ણુતા જણાવતાં **अधुना विवसनः पराक्रियते** એમ કહી જૈનમતના ખંડનના અભિપ્રાયે 'હવે વસ્ત્રરહિત–નાગાના સિદ્ધાંતનું ખંડન કરાય છે' એમ જણાવ્યું. એવી જ રીતે જો ભગવાન્ મહાવીર મહારાજના વખતમાં જૈન સાધુની સર્વથા વસ્ત્રરહિતપણારૂપ અચેલકતા હોત તો તે બૌદ્ધાદિક દર્શનવાળાઓ વિવસન શબ્દની માફક દિગંબર અને નગ્ન મત તરીકે જ જૈનમતને ઓળખાવત. શંકરાચાર્યે મતની અસહિષ્ણુતાને લીધે વાપરેલો વિવસન શબ્દ દેખીને દિગંબર ભાઈઓએ એક અંશે પણ મગરુબી લેવી જોઈએ નહિ, કે શંકરાચાર્યની વખતે એકલો વિવસન એટલે દિગંબર–નાગા જૈન સાધુઓનો જ મત પ્રવર્તતો હતો, કેમકે શંકરાચાર્યનું અધિક પર્યટન ગોદાવરીથી દક્ષિણ ભાગના દેશો કે જેને જૈન શાસ્ત્રકારોએ ક્ષેત્રની અપેક્ષાએ આર્ય દેશોની બહાર એટલે અનાર્ય દેશો તરીકે ગણાવેલા છે તેમા જ હતું, અને દિગંબરો પણ મધ્ય હિંદુસ્તાન વિગેરેના સંઘોથી બહિષ્કૃત થઈને જૈન મતના શ્રમણસઘને વિચરવાના આર્ય દેશરૂપ સ્થાનને છોડીને જ બહુધા તે ગોદાવરીની પેલી બાજુ જ અડ્ડો નાખી બેઠા હતા, અને તેથી જ ગોદાવરીની દક્ષિણ બાજુ રહીને કરેલા ગ્રંથમા તે વિવસનનો જ ઉલ્લેખ હોય તે સ્વાભાવિક છે.

### આર્ય દેશ અને આર્યવર્તથી બહાર દિગંબરોનું મૂલ સ્થાન થયું.

એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે સ્માર્ત અને શ્રૌત લોકોએ પણ વિન્ધ્યાચળ સુધીના દેશો જ આર્ય ભૂમિ તરિકે ગણેલા છે. તે ઉપરથી પણ દિગબરોને તે મર્યાદાની બહાર જઇને રહેવું પડયું હોય અને તેથી તેમના ખંડનને માટે શંકરાચાર્યને વિવસન શબ્દ વાપરવો પડયો હોય તે કોઈ પણ પ્રકારે અસંભવિત નથી.

### શંકરાચાર્ય પહેલાં પણ શ્વેતાંબરો તો હતા જ.

દિગંબરો પોતે પણ એમ તો ચોકખી રીતે કબુલ કરે છે કે શંકરાચાર્યના સત્તા સમયની પહેલાં તો શ્વેતાબરો ભિન્ન પડેલા જ છે ! તો પછી શંકરાચાર્ય એટલી અક્કલ ન પહોંચાડે કે દિગંબરોનુ ખંડન કરવા છતાં આ શ્વેતાંબરોનુ ખડન રહી જશે એમ તો બને જ નહિ, પણ જે ભાગમાં શંકરાચાર્યનુ બહુધા પર્યટન હતું, ત્યાં બહુધા શ્વેતાબરોનો અભાવ હતો, અને દિગંબરોનુ જ ભ્રમણ અને પ્રાબલ્ય હતું અને તેથી તે દેશની અપેક્ષાએ દિગંબરોના ખંડન માત્રથી જૈનમતનુ ખંડન માની મતની અસહિષ્ણુતાથી વિવસન એવો શબ્દ વાપર્યો. શંકરાચાર્યના જ શિષ્યે બનાવેલા 'શંકર દિગ્વિજય' ગ્રંથને બારીક દૃષ્ટિથી જોનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે શંકરાચાર્યની વખતે શ્વેતાંબરોનુ સ્વત્વ ઘણા સારા રૂપે હતું, પણ તે શ્વેતાંબરોનુ સ્વત્વ ગોદાવરીની ઉત્તર તરફ

હોય અને તેથી વિન્ધ્યાચલની દક્ષિણ બાજુ પર્યટન કરનારે કરેલા ગ્રંથમાં તેને માટે હાંસીનો શબ્દ ન વપરાય તે સ્વાભાવિક છે.

### બૌદ્ધાદિ ગ્રંથોમાં વિવસન શબ્દ કેમ નહિ ?

જેવી રીતે શંકરાચાર્યની વખતે દિગંબરોનુ વસ્ત્રરહિતપણું થવાને લીધે જૈનોની વિવસનાદિ શબ્દોથી હાસી થવા લાગી, તેવી જ રીતે જો બૌદ્ધાદિક મતોની વખતે પણ સર્વ જૈનસાધુઓ સર્વથા નગ્નપણામાં જ હોત અને ભોજનના ભાજનો પણ ધારણ કરનારા ન હોત તો તે બૌદ્ધ વિગેરે મતવાળા અને તેના ગ્રંથકારો પણ પોતાની ઈર્ષ્યા સફળ કરવા માટે વિવસન જેવા દુનિયામા બીભત્સ ગણાતા શબ્દ જ વાપરત, કેમકે વિવસન વિગેરે શબ્દો દિગંબરના રિવાજ પ્રમાણે આચારને અનુકૂળ ગણાય, અને તેમાં તેઓ પોતાની પ્રશંસા માને અને બોલનાર વિરોધિને મશ્કરી ઉડાડવાની મજા પડે.

### શાસ્ત્ર અને વ્યવહારથી અચેલકનું સ્વરૂપ

એ પણ ધ્યાનમાં રાખવાની જરુર છે કે એકલા વસ્ત્રથી સર્વથા-રહિતપણાને લીધે જ વિવસન શબ્દ વપરાય છે એમ નહિ, પણ ફાટેલાં તૂટેલાં વસ્ત્રો હોય, તો પણ વિવસન–નગ્ન શબ્દ વપરાય છે. તેમ જ તુચ્છ વસ્ત્રો હોય છતાં અગર દુનિયાદારીના પહેરવાના રિવાજથી વિપરીત રીતે પહેરવામા આવે તો પણ દુનિયાદારીના લોકો વિવસન-નગ્નશબ્દ વાપરે છે. છેવટે પહેરવાને લાયકના વસ્ત્રો પહેર્યા છતાં પણ બીજાં તેવાં વસ્ત્રો પહેરવાનાં ફાજલ ન હોય તો ત્યાં પણ વિવસન એટલે નગ્ન શબ્દનો પ્રયોગ જગતમાં થાય છે. માટે વિવસન, નિર્ગ્રંથ કે નગ્ન વિગેરે શબ્દો માત્ર દેખીને સાધુઓ અસલથી સર્વથા વસ્ત્ર-રહિત જ હતા એવો સિદ્ધાંત કરવો તે બુદ્ધિમાન્ પુરુષોને કોઇ પણ પ્રકારે યોગ્ય નથી.

### ઉપકરણના અભાવે મહાવ્રતોનો અભાવ.

એ પણ વાત ધ્યાનમાં રાખવાની છે કે વસ્ત્ર અને ઉપકરણરહિત જે અવધિ આદિ અતિશય જ્ઞાનરહિત હોય તો તેને મહાવ્રતો પાળવાં જ મુશ્કેલ પડે, કેમકે પ્રથમ મહાવ્રતમાં પાંચ સમિતિઓ મુખ્ય સ્થાન ભોગવે છે, અને તે પાંચે સમિતિઓ વસ્ત્ર અને ઉપકરણ રહિત સામાન્ય સાધુથી પાળી શકાય જ નહિ.

### ઉપકરણ-રજોહરણ વિના ઇર્યાસમિતિનો અભાવ

સાધુ કોઈ પણ જગો પર બેઠો હોય અને શરીર ઉપર કે સ્થાન આગળ જે કોઇ કીડી વિગેરેનું આવવુ થાય, તે વખત વસ્ત્ર કે ઉપકરણ ન હોય તો તે જીવનું પ્રમાર્જન ન થાય તે ચોક્ખું દેખીતું જ છે. વળી ચોમાસાના કાળમાં શરદીને લીધે માત્રાની અધિક શંકા થાય અને તેવી વખતે જો માત્રાનું પાત્ર

ન હોય તો અપ્કાયની વિરાધનાનો પાર રહે નહિ, તેમ જ માત્રું રોકવામાં આવતાં આત્મવિરાધના અને છેવટે વેગ ન રોકાવાથી થતી સંયમવિરાધના, એ ઉપકરણ અને વસ્ત્રરહિતવાળાને માટે અનિવાર્ય જ છે. વળી બારે માસ રાત્રિની વખત સર્વથા માત્રાની શંકા થાય જ નહિ કે માત્રું કરવા જવું પડે જ નહિ એમ માની શકાય નહિ, અને જેઓ ઉપકરણ કે વસ્ત્રરહિત હોય તેઓને મકાનમાંથી બહાર આવવામાં ઇર્યાસમિતિ સાધવાનું બને જ નહિ. વળી સ્તંભ વિગેરેથી આત્મવિરાધના અંધકારમાં ન થાય તેને માટે ઉભાં ઉભાં પ્રમાર્જન થાય, તેવી રીતનું પ્રમાર્જન કરવાનુ સાધન રાખવું એ જીવદયાની લાગણીવાળાને માટે આવશ્યક હોય તે સ્વાભાવિક જ છે વળી રાત્રિની વખત, અંધારા વખત, અંધારાવાળા સ્થાનમાં પણ પગ મેલવા જેટલું પણ પ્રમાર્જન કરવા માટે પગની પરિધિ જેટલું સાધન હોવું જ જોઈએ, તો ઉભાં પ્રમાર્જન થાય તેવું અને પગની પરિધિ જેટલું સાધન અને તે પણ જીવોની વિરાધના ન કરે તેવું કોમળ અને જીવો ચોંટી પણ જાય નહિ તેવું મધ્યમ કોમળતાવાળું સાધન હોવું તે ઇર્યાસમિતિ પાળવાવાળાને માટે આવશ્યક છે આ ઉપરથી સહેજે સમજાશે કે તેવી સ્થિતિના પ્રમાર્જનના સાધન વિનાનો સાધુ જીવની જયણા તરફ બેદરકાર અને વાસ્તવિક સાધુતાએ રહિત છે એમ સુજ્ઞોને સમજવામાં આવે.

## મુખવસ્ત્રિકાના અભાવે ભાષાની સાવદ્યતા

વળી જેઓ મુખવસ્ત્રિકા જેવી ભાષા સમિતિની વખતે ઉપયોગી ચીજ માનનારા નથી, તેઓ વાઉકાયરૂપી એકેંદ્રિયનું રક્ષણ તેમ જ ડાંસ, મચ્છર વિગેરે ઉડતા જીવોરૂપી ત્રસકાયનુ રક્ષણ કેવી રીતે કરી શકશે?

## મુખવસ્ત્રિકા વિના બોલવાથી વાયુ વિરાધના કેમ?

એમ નહિ કહેવું કે ભાષાવર્ગણાના પુદ્‌ગલો ચઉફરસી હોવાથી આઠ સ્પર્શ-વાળા વાઉકાય વિગેરેની વિરાધના કેમ કરી શકે? કેમકે શબ્દ વર્ગણાના પુદ્‌ગલો, જે ભાષાપણે પરિણમે છે તે જો કે ચઉસ્પર્શી છે, તો પણ તેવી રીતે પરિણમવું નાભિથી ઉઠીને કોષ્ઠમાં હણાઇને વર્ણસ્થાનોમાં ફરશીને નીકળતા પવન-દ્વારાએ જ બને છે, અને એ વાત બોલતી વખત મોઢા આગળ રાખેલા હાથ કે વસ્ત્રના સ્પર્શ કે ચલનાદિથી અનુભવ સિદ્ધ છે. તો તેવી રીતે ભાષાની વખતે નીકળતો વાયુ બહાર રહેલા સચિત્ત વાઉકાયની વિરાધના કરે તેમાં શંકાને સ્થાન હોઈ શકે નહિ. એ વાત પણ શાસ્ત્રસિદ્ધ છે કે શરીરમા રહેલો વાયુ બહારના વાયુને શસ્ત્રરૂપ છે. શાસ્ત્રને મુખ્યતાએ નહિ માનતાં. શોધકપણાની જ દૃષ્ટિને મુખ્યતાએ માનવાવાળા લોકો પણ શરીરથી નીકળતા વાયુને ઝેરી હવા તરીકે જ ઓળખાવે છે. જો કે મુખ આગળ વસ્ત્ર રાખવાથી ભાષાની સાથે નીકળતો વાયુ શરીરમાં

પાછો પ્રવેશ કરતો નથી, પણ મુખમાંથી નીકળતા વાયુના વેગને જરૂર તોડી નાખે છે. અને તે વેગરહિત થએલો વાયુ બહારના વાયુને આઘાત કરનાર ન થાય કે ઓછો થાય તે સ્વભાવસિદ્ધ જ છે. અને તેથી જ શાસ્ત્રકારોએ પણ સાધુઓને ફુંક દેવાની મનાઈ કરી.

### નિરવદ્ય ભાષાની પ્રતિજ્ઞાવાળા છતાં જો મુહપત્તિને ન માને તો મિથ્યાત્વી બને

આ ઉપરથી સમજાશે કે મુહપત્તિને રાખ્યા સિવાય બોલનારા ભાષાનું નિરવદ્યપણું રાખનારા કહેવાય જ નહિ, તો પછી જેઓ નિરવદ્ય ભાષાને માટે સૂત્રસિદ્ધ વસ્ત્રની જરુર છતાં તે વસ્ત્રની જ જરુરીઆત ન માને તેઓ પોતાના આત્માને ભાષાસમિતિથી ચૂકવે છે, એટલું જ નહિ પણ સમ્યગ્ શ્રદ્ધાનરૂપી સમ્યક્ત્વથી પણ ચૂકવે છે. અર્થાત્ ઉઘાડે મુખે બોલવાવાળો ભાષાસમિતિથી ચૂકેલો અને અસંજમમાં પેઠેલો ગણાય પણ ભાષાસમિતિને અંગે જરુરી એવી મુહપત્તિ જેવી ચીજને ઉપકરણ તરીકે નહિ માનનારો મનુષ્ય તો મિથ્યાત્વના ઘરમાં જ પેઠેલો ગણાય.

(અપૂર્ણ)

---

[ "વર્તમાન મથુરા"નું અનુસંધાન ]

ગુર્વાવલીમાંના આચાર્યોનો-ગણ-કુલ-વંશ શાખા–સહિત ઉલ્લેખ મળે છે. અને અહીંની પ્રતિમાઓ બહુધા જે વખતે શ્વેતાંબર દિગંબરના ભેદ ન્હોતા પડ્યા તે સમયની છે અને તેના પ્રતિષ્ઠાપક શ્વેતાંબર આચાર્યો છે.

જે નગર સત્તરમી શતાબ્દિપર્યંત ઉત્તર ભારતની તેજસ્વી જૈનપુરી હતી ત્યાં આજે બહારગામનાં, વ્યાપારઅર્થે આવીને વસેલાં, ૩–૪ ઘર શ્વેતાંબર છે. અહીં શ્વેતાંબર જૈન યાત્રુઓને કે સાધુ સાધ્વીઓને ઉતરવાને એક પણ સારી ધર્મશાળા નથી. શ્વેતાંબર મંદિર પાસે (તદ્દન લગોલગ) એક નાની પરસાળ ધર્મશાળારૂપે છે. પણ આપણા સાધુઓ કે શ્રાવકો તેમાં કેમ ઉતરી શકે કે રાત રહી શકે? ધર્મવીર અને દાનવીર જૈન સમાજ મથુરા જેવા પ્રસિદ્ધ જૈન તીર્થમાં એકાદી સુંદર ધર્મશાળા નહિ બંધાવે? ત્યાં અમારા જેવા સાધુઓને ઉતરવાની પારાવાર મુશ્કેલીઓ પડે છે. જૈનોને પણ મુશ્કેલી પડે છે. કોઈ દાનવીર અને ધર્મવીર આ મુશ્કેલીનો જરુર અંત લાવશે એમ ઈચ્છું છું.

મથુરા પાસે જ વૃન્દાવન છે. ત્યાં એક શ્વેતાંબર જૈનનું ઘર છે. અહીંનુ વૈષ્ણવોનું પ્રસિદ્ધ સુવર્ણના લઠ્ઠાનું મંદિર એક જૈને જ બંધાવ્યું છે. આજે એનું કુટુમ્બ વૈષ્ણવ ધર્મની છાયામાં આવી ગયું છે. મથુરામાંથી કંકાલી ટીલામાંથી જે જૈન સ્મારકો નીકળ્યાં છે તે લખનૌના કેસરબાગના મ્યુઝીયમમાં સાચવીને રાખેલ છે. અને થોડી વાનકીરૂપે મથુરાના મ્યુઝીયમમાં સંગ્રહ રાખ્યો છે. મથુરા જનાર દરેક જૈન આ મ્યુઝીયમ જરુર જુવે!

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—**उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज**

( गतांकथी चालु )

## क्या साधु चर्मका उपयोग भी करे ?

त्रिजी वात ए सूचववामां आवी हती के—चामडु शरीरने सुख पहोंचाडवा माटे छे। आना जवाबमां जणाववानुं जे वस्त्र करतां चामडु वधारे सुखकारी छे, आ वात कोइ पण अक्कलवाळो मानी शके तेवी नथी। कदाच भाग्ययोगे लेखकनी आ वात जो साची पडी जाय तो तो कापडीयाना बार ज वागी जाय अने चर्मकारने तो फुरसद ज मळे नहि।

कदाच लेखक एम कहे के—वस्त्र करतां चामडु वधारे सुखकारी छे एवुं अमे कहेता ज नथी, अमारुं तो कहेवुं मात्र एटलुं ज छे के चामडु शरीरने सुख पहोंचाडनार छे। आ बाबतमां पण लेखकने पूछवामां आवे छे के—शुं चामडु वस्त्रथी वधारे सुख आपनार छे? अथवा वस्त्रना जेटलुं ज सुख आपनार छे? अथवा तो वस्त्र करतां ओछुं सुख आपनार छे? वस्त्रथी वधारे सुख आपनार छे एम जो कहेता हो तो ते व्याजबी नथी। कारण के जो तेमां वधारे सुख होय तो जगतना सुख-प्रधान जीवो वस्त्र छोडी छोडीने चर्म पहेरवानी प्रवृत्तिवाळा थइ जवा जोइए, अने थयेला देखाता नथी।

कदाच एम कहेवामां आवे के—चर्म वस्त्र करतां वधारे सुखकारी ज छे परंतु हिंसाना भयथी लोको वापरता नथी तो आ वात पण व्याजबी नथी, कारण के जे लोको हिंसाने मानता नथी अथवा हिंसको छे ते केम वस्त्रनो त्याग करीने चर्मने वापरता नथी?

वस्त्रना जेवुं ज चामडामां सुख छे एम जो कहेता हो तो ते पण व्याजबी नथी, कारण के वस्त्रनी जेम चामडु पहेरवामां पण लोकोनी प्रवृत्ति थइ जवी जोइए, अने छे नहि।

कदाच एम कहो के—वस्त्र करतां चामडामां ओछुं सुख छे तो एना जवाबमा जणाववानुं जे औत्सर्गिक वस्त्रनुं विधान छे

तेने छोडीने अल्प सुखवाळा आपवादिक चर्ममां कया लाभनी खातर प्रवृत्ति करे?

वस्तुतः आ चर्मनुं प्रयोजन अपवाद दशामां बतावेल छे, परंतु नहि के शरीरना सुखने माटे। उत्सर्गमार्गथी शास्त्रकार भगवान् स्पष्ट तेनो निषेध ज करे छे। सारांश ए छे के चर्म शरीरने सुख पहोंचाडवा माटे छे, आवु जे लेखकनुं लखवुं ते बिलकुल व्याजवी नथी।

चोथी बाबतमां एवु सूचववामां आव्युं हतुं के शरीरने सुख पहोंचाडनारी वस्तु ममत्वभावथी ग्रहण कराय छे। आना जवाबमां जणाववानुं जे शरीरने सुख पहोंचाडनार वस्तु, जो ममत्वभावथी ग्रहण करावी होय तो अनाज विगेरे पण शरीरने सुख पहोंचाडनार छे, एने तमारा दिगम्बर मुनिओ ममत्वभावथी ज ग्रहण करता हशे के केम?

**सारांश–२,** "चमडेका जूता पहननेसे साधुकी ईर्यासमिति नहि बन सकती . . ."

आना जवाबमां जणाववानुं जे अमारा जैनश्वेतांबर मुनिओने बिल्कुल जोडा पहेरवा कल्पता नथी, अने अमारा शास्त्रकार भगवानो पण स्पष्ट निषेध करे छे आ अमारो राज-मार्ग छे। आ बाबतना दशवैकालिक सूत्र विगेरेना पाठो अमो प्रथम आपी गया छीए।

अपवाद-मार्गमां पण तळीया अने खल्लको बतावेल छे, परंतु नहि के सामान्य-रीते गृहस्थ लोको जोडाना तळ विगेरे जेमां जडया होय छे, एवा जे जोडा वापरे छे ते। आटला ज माटे उपानह शब्द आपवाथी सामान्य जोडामात्र आवी जात छतां पण तेम नहि आपतां चर्मपञ्चकमां तलियां अने खल्लको एम अलग अलग आपवामां आवेल छे। आ वातने खास ध्यानमां राखवानी जरुरत छे। चामडाना जोडानी वात तो बाजु पर रहा परंतु चाखडी (काष्टपादुका)नो पण श्वेतांबर शास्त्रकारोए निषेध करेल छे।

कोइ प्रबल कारणे कदाचित् तलिया पगे बांध्या होय तो पण उपयोगवन्त मुनि ईर्यासमिति पाळी शके छे।

ईर्यासमिति एटले शुं? "ईरणमीर्या गतिः; तस्यां समिति–सं सम्यक् प्रशस्ता अर्हत्प्रवचनानुसारेण, इतिश्चेष्टा: ईर्यासमितिः"।

भावार्थ–गमन करवुं तेनुं नाम ईर्या कहेवाय छे, तेमां जे समिति ते ईर्यासमिति कहेवाय। समिति एटले शुं के–अरिहंत परमात्माना वचनने अनुसारे रुडी चेष्टा। अर्थात् अरिहंत परमात्माए जे रीते मुनिओने चालवानुं बतावेल छे ते प्रमाणे जे चालवुं तेनुं नाम ईर्यासमिति कहेवाय छे। अरिहत परमात्माए मुनिओने कई रीते चालवानुं बतावेल छे तेने माटे जुओ–दशवैकालिकसूत्र, अध्ययन पांचमुं, गाथा त्रीजी –

पुरओ जुगमायाए पेहमाणो महिं चरे।
वज्जंतो बीअहरियाइं पाणे अ दगमट्टिअं ॥३॥

[पुरतो युगमात्रया प्रेक्षमाणो महीं चरेत्।
वर्जयन् बीजहरितानि प्राणांश्च दकमृत्तिकाम् ३]

भावार्थ—बीज, वनस्पति, बेइन्द्रियादिक, मृत्तिका अने अग्नि विगेरेना परिहारपूर्वक पगना अग्र भागथी आगल धोसरा प्रमाण भूमिनु अवलोकन करतां करतां मुनि विहार करे। कोइ प्रबल कारणे कदाचित् तलियां पगे बांध्यां होय तो एमां ईर्यासमितिमां शो वांधो आवे छे? शुं आखो विंचाइ जाय छे के जेने लइने धोंसरा प्रमाण जग्या जोइ शकाती नथी? अथवा तो शुं जीवजन्तुवाळा स्थान पर पग नहि मुकता बीजे जे पग मुकवानो छे तेने रोके छे? आना जवावमां कहेवुं पडशे के नथी आंखो वींचाइ जती अथवा नथी तो उचित स्थाने पग मुकवामां वांधो आवतो।

कदाच एम कहो के पग नीचे जीवजन्तु आवी जाय तेनु शुं थाय? आना जवावमां जणाववानु जे उघाडा पग होय अने जीवजन्तु आवी जाय तेनु शुं करशो? उपयोग राखे तो न आवे एम कहेता हो तो अहींया पण उपयोग विशेष राखशे।

कदाच एम कहो के अजाणमां आवी जाय तो शु थाय? आना जवाबमां जणावानु जे खुल्लापगवाळाने अजाणतां आवी जाय तेनु शुं करशो? उपयोगशून्यने दोष लागे छे अने अहींया तो उपयोग छे माटे दोष न लागे, एम जो कहेता हो तो, अमो पण कहीशुं के उपयोग छे माटे दोष लागे नहि।

कदाच एम कहो के मुनि उपयोगवन्त होवाथी भले तेमने अध्यवसायकृत दोष न लागे परन्तु कचराता जीवने खुल्ला पग करतां चर्मवाळा पगथी कांइक वधारे कीलामणा थशे। आना जवाबमां जणाववानुं जे कांइक वधारे कीलामणानो संभव छे माटे तो उत्सर्गमार्गथी त्याग बतावेल छे। परन्तु खुल्ला पगमां एनाथी कांइक उतरता दरज्जानी कीलामणानो सभव छे तो पछी खुल्ला पगे पण चालवुं न जोइए। कारणे ज चालवानुं छे, कारण सिवाय नहि एम कहेता हो तो तळियां वांधवानुं पण कारणे ज छे, कारण सिवाय नहि। ज्यां उघाडा पगथी निर्वाह न थतो होय तेने माटे ज लाभालाभनी तुलनाए छे।

कदाच एम कहो के, अमारुं कहेवुं एवुं छे के उघाडा पग करतां चामडाना तळियावाळा पगथी कचराता जीवने विशेष कीलामणा थवा सम्भव छे, माटे ईर्यासमिति बनी शके नहि। आना जवाबमां जणाववानुं जे शुं कीलामणामात्र ईर्यासमितिनी बाधक छे, अथवा तो कीलामणाविशेष बाधक छे?

कीलामणामात्र ईर्यासमितिनी बाधक छे एम जो कहेता हो तो, एवो अर्थ थशे के, मुनिने गमनमां नानी मोटी कोइ पण जातनी कीलामणा थती होय तो ईर्यासमितिनो नाश थाय छे। आवु मानवा जतां, खुल्ला पगमां भले ओछी किलामणा थइ होय तो पण किलामणा तो छे ज, माटे खुल्ला पगवाळाने पण ईर्यासमितिनो नाश थइ जशे।

कदाच एम कहो के—कीलामणा विशेष ईर्यासमितिनी बाधक छे तो एवो अर्थ थशे

के तमाम जातनी कीलामणा ईर्यासमितिनी बाधक नथी परंतु मोटी जे कीलामणा ते बाधक छे। आना जवाबमां जणाबानुं जे, एक ज जीवमां अनेक जातनी कीलामणाओ सम्भवे छे तेमां कोने मोटी गणवी अने कोने नानी गणवी एनो अनुगम करवो मुश्केल थइ पडशे। तथा हल्का दरज्जानी जे कीलामणा ते ईर्यासमितिनी बाधक नथी एवो अर्थ पण थइ जशे। आथी करीने उघाडा पगवाळा ईर्यासमिति नहि पाळे तो पण तमारा कहेवा प्रमाणे दोष लागी शकशे नहि, कारण के—तळीया बांधेला पग करतां एमां ओछी कीलामणा छे, तेथी ते कीलामणाविशेष न थइ, अने ईर्यासमितिनी बाधक तो कीलामणा-विशेष छे।

कदाच एम कहो के सामान्य अने विशेष एम बन्ने जातनी कीलामणा ईर्या-समितिनी बाधक छे। तो चर्मवाळाने तथा खुल्ला पगवाळाने बन्नेने उपयोग छतां पण आ दोष आव्यो। आनो परिहार बन्नेने करवो आवश्यक छे। तमे कहेशो के उपयोगवन्त छे माटे दोष न लागे तो अमो पण कहीशुं के—उपयोगवन्त छे माटे दोष लागे नहि। जेने माटे शास्त्रीय प्रमाण पण जुओ :—

उच्चालियम्मि पाए ईरियासमियस्स संकमट्ठाए।
वावज्जेज्ज कुलिंगी मरीज्ज तं जोगमासज्ज ॥१॥
न य तस्स तन्निमित्तो सुहुमो वि देसिओ समए।
अणवज्जो उवओगेण सव्वभावेण सो जम्हा ।२।

[उच्चालिते पादे ईर्यासमितस्य संक्रमार्थम्।
व्यापद्येत कुलिङ्गी (द्वीन्द्रियादिः) म्रियेत तं योगमासाद्य ॥ १ ॥
न च तस्य तन्निमित्तो बन्धः सूक्ष्मोऽपि दर्शितः समये।
अनवद्यउपयोगेन सर्वभावेन स यस्मात् ॥२॥]

भावार्थ—ईर्यासमितिमां रुडी रीते उपयोग वाळा मुनिए चालवाने माटे पग उपाड्यो होय, अने कदाच तेमां कोइ पण बेइन्द्रिय विगेरे जीव ते पगनी क्रियाने अंगे मृत्यु पामी जाय तो पण ते सम्बन्धी मुनिने सूक्ष्म पण कर्मनो बन्ध शास्त्रमां कहेल नथी, कारण के पोते तो दरेक रीते उपयोगवाळा होवाथी शुद्ध छे।

हवे खुल्ला पगमां अने चर्मना तलिया-वाळा पगमां केटली विशेषता छे एनो आपणे विचार करीए। पगनां तळियां पण चर्ममय छे, अने आ चामडानां तळीयां पण चर्ममय छे। फक्त पगनां तळियां आत्मप्रदेशथी युक्त छे माटे तेमां कांइ कोमलता होय अने चर्मनां तळीयां आत्मप्रदेशथी रहित छे, माटे तेमां तेवा प्रकारनी मृदुता होय नहि। आने अंगे कचरता जीवने कांइक अधिक कीलामणानो संभव होवाथी तथा बीजा अनेक कारणने लइने शास्त्रकार भगवन्तोए मुख्य मार्ग तरीके तेनो स्पष्ट निषेध करेल छे। आ तो अपवाद मार्गे तळीयां बतावे छे। उत्सर्गमार्ग करतां अपवादमार्गमां तो जरुर कांइ विशेषता होय ज छे, नहितर तो ए अपवादमार्ग ज शानो कहेवाय?

(अपूर्ण)

## સંતબાલની વિચારણા
અને
## મૂર્તિપૂજા-વિધાન

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**સ્થા૦**—મંત્રી સાહેબ, યુક્તિથી તો મૂર્તિ સિદ્ધ થઈ ચૂકી પરંતુ સૂત્રના પાઠ વિના હમો માની શકતા નથી.

**મં૦**—જૈન સૂત્રોથી મૂર્તિ સિદ્ધ થઇ જાય તો તમો માનશો ?

**સ્થા૦**—હાં, જરૂર.

**મં૦**—લ્યો સાંભળો ! આવશ્યક સૂત્રની નિર્યુક્તિમાં લખ્યું છે કે ભરત ચક્રવર્તીએ અષ્ટાપદ પર્વત ઉપર જિનમંદિર બંધાવી તેમાં ચોવીશે તીર્થંકરોની મૂર્તિ બીરાજમાન કરી છે.

**સ્થા૦**—શ્રીમાન્જી, હમે નિર્યુક્તિ, ચૂર્ણી, ટીકા, ઇત્યાદિ માનતા નથી. હમોને તો સૂત્રના મૂલ પાઠ જ માન્ય છે.

**મં૦**—ઠીક, હમો આગળ તમોને મૂળ પાઠ પણ બતાવી શકીશું. પણ જરા સાંભળો ! ભગવતી સૂત્રમાં સાફ લખ્યું છે કે નિર્યુક્તિને માનવી જ જોઇએ. જે નથી માનતા તે સૂત્રના તથા અર્થના શત્રુઓ છે. જો આ વાતનો સંદેહ હોય તો ભગવતીજી સૂત્રનો નીચે લખેલો પાઠ જુઓઃ—

सुत्तत्था खलु पढमो
बीओ निज्जुत्ति मिस्सओ भणाओ
तइओ य निव्विसेसो
एस विही अणुओगो ॥

**અર્થ**—પ્રથમ સૂત્રનું કથન કરવું, પછી નિર્યુક્તિની સાથે બીજીવાર અર્થ કરવો, અને ત્રીજીવાર નિર્વિશેષ અર્થાત્ પુરેપુરો અર્થ કરવો.

આ પાઠથી નિર્યુક્તિને માનવાનુ ચોકખું સિદ્ધ થાય છે.

**સ્થા૦**—ભરત મહારાજાએ ધર્મથી નહિ પરંતુ પોતાના પિતાના મોહથી મંદિર અને મૂર્તિ બનાવ્યાં છે.

મં૦—તમારું એ કહેવું તદ્દન મિથ્યા છે. કારણ કે ભરત મહારાજાએ માત્ર ઋષભદેવની જ નહિ પરંતુ બીજા ત્રેવીશ તીર્થંકરોની પણ મૂર્તિઓ પધરાવી છે. તમોએ તો સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકા; એ પાંચ અંગમાથી માત્ર સૂત્રને જ માની બાકીનાને છોડી દીધાં એ કારણથી તમો શ્વેતાંબર ધર્મના ખરા અનુયાયી ગણી શકાતા નથી. જેવી રીતે વૈદિક ધર્મમાં સ્વામી દયાનંદજીએ વેદના મૂલ પાઠને માની ટીકા અને ભાષ્ય છોડી દીધાં, અને નવો મત ખડો કર્યો; મુસલમાન મતમાં જેમણે કુરાનને માન્યુ

અને હદીસને ન માન્યું તે શફ્જી મતથી પ્રસિદ્ધ થયા તેવી રીતે તમે પણ સાચી વાતને ન માનના ઉલટી વાતનો સ્વીકાર કર્યો અને ઢુંઢીયા કહેવાયા.

શ્રી સૂયડાંગ સૂત્રના બીજા શ્રુત સ્કન્ધની નિર્યુક્તિમા લખ્યું છે કે આર્દ્ર કુમાર જિનમૂર્તિને જોઇને પ્રતિબોધ પામ્યા. તમોને મૂળ પાઠની જરુર છે તો હવે તે જુઓઃ—

૧. आयारवन्त चेइय विविह सन्निविट्टवहुला ।

ચંપાનગરી સુંદર ચૈત્યોથી–જિનમંદિરોથી, સુંદર સ્ત્રીઓથી, અને વિવિધતાવાળા અનેક સન્નિવેશોથી અલંકૃત છે. આ પાઠ તમારા સ્થાનકવાસી સાધુના જોવામાં નહિ આવતો હોય, કે જે જિનમંદિરને સ્પષ્ટપણે સિદ્ધ કરે છે. અરિહંત ચેઈઅ એટલે અરિહન્તનુ મંદિર, આવો સ્પષ્ટ અર્થ થાય છે, છતાં ય સન્તબાલ મૂર્તિનિંદક લોંકાશાહને વખાણે છે. જો સન્તબાલ તત્ત્વદૃષ્ટિથી વિચાર કરે તો તુરત સમજી જાય કે લોંકાશાહ કેવળ સૂત્રોની આજ્ઞાનો લોપ કરી ભોળા-અજ્ઞાન આત્માઓમાં પૂજાયા છે, અને જ્ઞાનીઓએ તેમનો બીલકુલ અસ્વીકાર કર્યો છે. તમારા સિદ્ધાંતની કલ્પિતતા તો તમે લોંકાશાહની જયન્તી ઉજવવા તૈયાર થયા છો એટલે ખુલ્લી થઈ જાય છે. કારણ કે લોંકાશાહનો અત્યારે કયો નિક્ષેપો માની બહુમાન કરી રહ્યા છો ? તમારા ભાવ લોંકાશાહ તો અત્યારે વિદ્યમાન નથી જ ! તો પછી તમો ગમે તેટલી તેમની પૂજા કરો તેથી કશો લાભ નથી. વળી તમો લોંકાશાહના ભાવ નિક્ષેપાના અભાવે પણ સ્તવન–પૂજન સ્વીકારો છો અને ત્રણ લોકના નાથ તીર્થંકર પ્રભુની સ્થાપનાનો અનાદર કરો છો એનો અર્થ શું ?

૨. उववाइ सूत्रमां બીજો પાઠ આવે છે તે સાંભળો. कल्लाणं मंगलं देवयं चेइयं (विणएणं) पज्जुवासामो ।

**અર્થ**—જે રીતે ચૈત્યની (ઈષ્ટ દેવની પ્રતિમાની) ઉપાસના કરાય છે, તેવી રીતે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની ઉપાસના કરીશું.

આ બધા પાઠો લોંકાશાહને નથી સુઝયા. અને તેથી જ તેમણે મૂર્તિના વિરોધની શરુઆત કરી.

**સ્થા૦**—પણ તમો જે ચૈત્ય શબ્દનો અર્થ મૂર્તિ કરો છો તે જ શબ્દનો હમારા સાધુ, સાધુ અથવા જ્ઞાન એવો અર્થ કરે છે.

**સ૦**—તમારા સાધુ તત્ત્વના જ્ઞાનના અભાવથી જ એવો અર્થ કરતા હશે. બાકી એવો અર્થ કોઇ રીતિએ થઇ શકતો નથી કારણ કે આચારાંગજી આદિમાં સાધુ શબ્દના એકાર્થમાં અનેક શબ્દો મૂકયા છે, પરંતુ ચૈત્ય શબ્દ કોઈ પણ ઠેકાણે સાધુ શબ્દના એકાર્થમા મૂકયો નથી. વળી ઋષભદેવ ભગવાનના ચોરાશી હજાર, મહાવીરસ્વામીના ચૌદ-હજાર સાધુ એમ લખેલુ છે; પરંતુ કોઈ ઠેકાણે ચોરાશી હજાર ચૈત્ય, ચૌદ હજાર ચૈત્ય એમ લખ્યું નથી. વળી સાધુઓને ચૈત્ય કહેશો તો સાધ્વીઓને ચૈત્યી અગર ચૈત્યા એમાથી શુ કહેશો એ પણ

વિચારવા જેવું છે. માટે લાંબો વિચાર કરતાં કહેવું જ પડશે કે લોંકાશાહને ક્રાંતિકાર નહિ પરંતુ ભ્રાંતિકાર જ કહી શકાય. જો આ વસ્તુસ્થિતિનો વિચાર કરીને સન્તબાલ લખવા પ્રેરાયા હોત તો તેઓ એક અક્ષર પણ ન લખત.

રાયપસેણી સૂત્રનો ઉલ્લેખ તપાસો.

३. एथ्थणं अठ्ठसयं जिणपडिमाणं जिणुस्सेहप्पमाणमित्ताणं संनिखित्तं सन्निठ्ठन्ति।

અર્થ—સૂર્યાભદેવના વિમાનમાં તીર્થંકરોના શરીર પ્રમાણે ઉંચી અને સારી રીતે બિરાજમાન એકસો આઠ જિનેંદ્ર પ્રતિમાઓ છે.

આવા પાઠો હોવા છતાં લોંકાશાહ, લખમશીને કેવી રીતે કહી શકયા હશે કે જૈન આગમમાં પ્રભુમૂર્તિનું વિધાન બીલકુલ છે જ નહિ. આ ઉપરથી લખમશી અને લોંકાશાહનો સંવાદ તદ્દન કલ્પનાજન્ય છે એમ હમો આગળ લખી ચૂકયા છીએ એ સારી પેઠે સિદ્ધ થાય છે. વળી બીજું સાભળો! ભગવતીજીના દશમા શતકના પાંચમાં ઉદ્દેશામાં ગૌતમ સ્વામીજીએ પ્રભુ વીર પરમાત્માને પ્રશ્ન કર્યો છે કે ભગવન્! ઇંદ્ર. સુધર્મા સભામાં ભોગ સુખ ભોગવી શકે? પ્રભુએ ઉત્તર આપ્યો કે હે ગૌતમ! એ અર્થ સમર્થ-યુક્ત નથી. કારણ કે ત્યાં પરમાત્માની દાઢાઓ રાખેલી છે; તે દેવતાઓને—अच्चणीज्जाओ, वदणीज्जाओ, पुअणीज्जाओ, सक्कारीज्जाओ सम्माणिज्जाओ, સ્તવવાલાયક, વાદવાલાયક, પૂજવાલાયક, સત્કાર કરવા લાયક અને સન્માન કરવા લાયક છે જ્યારે પ્રભુની દાઢ જડ હોવા છતાં પૂજનીય છે તો પછી મૂર્તિ પૂજવા યોગ્ય કેમ નહિ ગણી શકાય?

**સ્થા૦**—બીજી વાત છોડી દઇ બીજા જેટલા મૂળ પાઠો આપની પાસે હોય તે જ બતાવો!

**સં૦**—લો ત્યારે હવે સઘળા પાઠોની જ નોંધ આપું છું. સાભળોઃ—

४. अंबडस्स णं परिव्वायगस्स नो कप्पइ अण्ण उथ्थिएवा अण्णउथ्थिय देवायणि वा अण्णउथ्थिय परिग्गाहियाइं अरिहंतचेइयाइं वा वदत्तिए वा नमंसित्तए वा णणथ्थ अरिहते वा अरिहतचेइआणि वा ॥ —(उववाइसूत्र)

અર્થ—અન્ય તીર્થીઓ, તથા અન્ય તીર્થીઓના દેવોનો અથવા અન્ય ધર્માવલંબી લોકોએ અરિહંતની મૂર્તિ લઇ જઇ પોતાના દેવ તરીકે માની હોય તે મૂર્તિઓને વંદના નમસ્કાર કરવો મારે કલ્પે નહિ; પરંતુ અર્હન્તને અગર અરિહંતની મૂર્તિને વંદન નમસ્કાર કરીશ

આ પ્રમાણે મહાવીર સ્વામી પાસે અંબડ પરિવ્રાજકે સ્વીકાર કર્યું છે

५. नो खलु मे भंते कप्पइ अज्जप्पभिइ च्चण अन्नउथ्थिया वा अन्नउथ्थियदेवयाणि वा अन्नउथ्थिय परिग्गहाइं अरिहंतचेइआइ वा वंदित्तए वा नमंसित्तए वा पुव्विं अणालित्तेणं आलवित्तए वा सलवित्तए वा तेसिं असणं वा पाण वा खाइमं वा साइम वा दाउ वा अणुप्पदाउ वा णणत्थ रायाभिओगेणं इत्यादि

—(श्री उपासक दशाङ्गसूत्र)

ઉપરના પાઠથી પ્રત્યક્ષ ભાન થાય છે કે આનંદ શ્રાવક મહાવીરસ્વામી પાસે ગયા અને તેમણે એવો નિયમ સ્વીકાર કર્યો કે મારે આજથી અન્ય તીર્થીઓને તથા દેવોને અને અન્ય દર્શનીયે અરિહંતની મૂર્તિને પોતાના દેવ તરીકે માની હોય તેમને વંદન નમસ્કાર કરવો નહિ. ઇત્યાદિ.

૬. तएणं सा दोवइ रायवरकन्ना जेणेव मज्जणघरे तेणे व उवागच्छइ मज्जणघरमणुप्पविसइ ण्हाया कयवलिकम्मा कयकेउय मंगलंपायच्छित्ता सुद्धपावेसाइ वत्थाइ पगिहियाइ मज्जणघराओ पडिणिक्खमइ जेणेव जिनघरे तेणेव उवागच्छइ जिनघरमणुप्पविसइ पविसइत्ता आलोए जिणपडिमोणं पणाम करेइ इत्यादि

—(श्री ज्ञातासूत्र)

દ્રૌપદીએ જિનમંદિરમાં જઇ પ્રભુની પૂજા કરી અને નમુત્થુણંનો પાઠ કહ્યો ઇત્યાદિ પાઠથી જિનમૂર્તિ-પૂજા સિદ્ધ થાય છે. કામદેવની પૂજા હોત તો **पुत्तदयाणं पतिदयाणं** એવો પાઠ કહેત.

શ્રી મહાનિશીથ સૂત્રમાં લખ્યું છે કે જે પુરુષ જિનમંદિર બંધાવે છે તે બારમાં દેવ લોકે જાય છે, એથી પણ મૂર્તિ સિદ્ધ થાય છે.

**સ્થા૦**—હમે મહાનિશીથ સૂત્રને માનતા નથી.

**મં૦**—તમો નંદિસૂત્રને માનો છો કે નહિ?

**સ્થા૦**—હા જરૂર માનીએ છીએ.

**મં૦**—એ જ નંદિસૂત્રમાં શ્રી મહાનિશીથનું નામ લખ્યું છે. છતાં અફસોસની વાત છે કે નંદિસૂત્રને તમો માનો છો અને તેના જ મૂલ પાઠમાં મહાનિશીથનું નામ લખ્યું છે તેને નથી માનતા.

૭. से भयवं तहारुव समणं वा माहणं वा चेइयघर गच्छेज्जा? हता गोयमा दिणे दिणे गच्छेज्जा! से भयवं जत्थदिणे ण गच्छेज्जा तवो किं पायच्छित्तं हवेज्जा? गोयमा पमाय पडुच्च तहारूवं समण वा माहणं वा जो जिणघरं न गच्छेज्जा तओ छट्ठ अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा। से भयव समणो वासगस्स पोसहसालाए पोसहिए पोसहवभयारि किं जिणहरं गच्छेज्जा? हंता गोयमा गच्छेज्जा! से भयव केणठेणं गच्छेज्जा? गोयमा णाणदंसणचरणट्ठाए गच्छेज्जा। जे केइ पोसहसालाए पोसहबंभयारी जओ जिणहरे न गच्छेज्जा तओ पायच्छित्तं हवेज्जा? गोयमा जहा साहू तहा भाणियव्व छट्ठं अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा॥

**સ્થા૦**—મહાનુભાવ, એ સૂત્ર બત્રીશ સૂત્રોમાં નથી એટલે હમો મનતા નથી.

**મં૦**—અરે ભાઇ, શ્રી નંદીસૂત્રના મૂલ પાઠમાં એ સૂત્રનુ નામ છે કે નહિ?

**સ્થા૦**—હા, શ્રી નંદીસૂત્રના મૂલ પાઠમાં તો છે જ!

**મં૦**—તમો નંદીસૂત્રને માનો છો કે નહિ.

**સ્થા૦**—હમે માનીએ છીએ.

**મં૦**—તો પછી મહાકલ્પસૂત્રને કેમ નથી માનતા? લો આગળ બીજા પાઠો તો સાંભળો.—

८. ण्हाया कयवलिकम्मा कयकोउय-मंगल पायच्छित्तसुद्धप्पावेसाइं मंगल्लाइं वत्थाइं पवराइं परिहिया अप्पमहग्घाभरणालंकिय सरीरासएहिं सएहिं गेहेहिन्तो पडिनिक्खमंति।

—(भगवतीजी)

ઉપરના સૂત્રમાં તુંગીયા નગારીના શ્રાવકોએ જિનપ્રતિમા પૂજી છે તેનો ચોકખો પાઠ છે

९. तासिणं जिणपडिमाण इमेया रुवे वण्णावासे पण्णते। त जहा—तवणिज्जमया-हत्थतलपायतला अंकामयाइं नक्खाइं, अंतोलो-हियक्खपडिसेगाइं कणगामइओ जंघाओ कण-गामया जाणू, कणगामया उरू कणगामईओ गायलट्ठिओ इत्यादि।

—(रायपसेणीसूत्र)

અર્થ—તે જિનપ્રતિમાઓનો વર્ણ આ પ્રમાણે છે:—લાલ સોનામય હાથપગનાં તલીયાં. અંદર લાલ છાંટાવાળા અંકમય નખો, કનકમય જંઘા કનકમય જાનુ, કનકમય ઉરૂ, કનકમય શરીર ઇત્યાદિ.

१०. उवागच्छित्ता जिणपडिमाणं आलोए पणामं करेति, लोमहत्थग गिण्हन्ति, जिणपडिमाणं लोमहत्थएणं पमज्जइ जिणपडि-माओ सुरभिणा गंधोदएणं ण्हाणेइर सरसेणं गोसीसचन्दणेण गायाइं अणुलिम्पइ सुरभिगंध कासाइएणं गायाइ लुहेति॥ इत्यादि

—(रायपसेणीसूत्र)

અર્થ—ગભારામાં આવી જિનપ્રતિમાને જોતાં પ્રણામ કરે છે. ત્યાર પછી મોરપીંછ લઈ જિનપ્રતિમાને પ્રમાર્જે છે. સુગંધી ગંધોદકથી અભિષેક કરે છે. ગોશીર્ષ ચંદનથી શરીરના ઉપર વિલેપને કરે છે. કાષ્ટાયવસ્ત્રોથી શરીરને પૂછે છે. ઇત્યાદિ.

૧૧ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની નિર્યુક્તિના દશમા અધ્યાયમાં લખ્યું છે કે ગૌતમ-સ્વામી અષ્ટાપદની જાત્રા કરવાને ગયા.

મહાવીર પ્રભુના વજીર અને તદ્ભવ મોક્ષગામી પણ પ્રભુપ્રતિમાનાં દર્શનાર્થે જાય છે તો પછી બીજાએ તો જરુર જવું જ જોઈએ એ નિઃશંક છે

૧૨. આવશ્યક સૂત્રની નિર્યુકિતમાં લખ્યું છે કે વગ્ગુર શ્રાવકે શ્રી મલ્લી-નાથજીનું મંદિર બંધાવ્યું. વળી એમાં જ લખ્યું છે કે જે ફુલોથી ભગવાનની પૂજા કરે છે તેનું સંસારમાં આવાગમન ફરી થતું નથી ઉદાયન રાજાની રાણી પ્રભાવતીએ જિનમંદિર બંધાવ્યું, અને જિનપ્રતિમા આગળ નાટક કર્યું તથા શ્રેણિક રાજા હંમેશા સોનાના જવ બનાવીને સાથીઓ કરતા હતા. મૂર્તિને સિદ્ધ કરનારા આ બધા પાઠો આ જ સૂત્રમાં આવે છે.

૧૩. શ્રી પ્રથમ અનુયોગમાં અનેક શ્રાવકોએ તથા શ્રાવિકાઓએ જિનમંદિર બંધાવ્યાં અને જિનપ્રતિમાઓ પૂજી એવું વૃત્તાંત આવે છે.

(સંપૂર્ણ)

—.૦:—

# दिगम्बर शास्त्र कैसे बने?

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

( पांचवे अकसे क्रमशः )

## प्रकरण ३—मूलं नास्ति कुतः शाखा?

शुभचंद्रकी अंगपन्नति, पञ्चास्तिकाय गाथा ४५वीं की वृत्ति ब्र० शीतलप्रसादकी हींदी टीका, ब्रह्म हेमचन्द्रका सूअखधो, हरिवंशपुराण सर्ग १०वा और सोमसेनका 'त्रिवर्णाचार' वगैरह डिगम्बर ग्रन्थो में प्राचीन जिनागम—अंग-१२ व प्रकीर्णक १४-का निरूपण इस प्रकार है—

१. आचारांग—मुनिआचारका कथन ।

२. सूत्रकृतांग—ज्ञानक्रिया इत्यादिका विचार, पाखण्डी के क्रियाभेद ।

३. स्थानांग—अनुक्रमसे १ से १० संख्यावाले पदार्थोंका वर्णन ।

४. समवायांग—पदार्थों के समानधर्मका परिचय । जैसे कि धर्मास्तिकाय एव अधर्मास्तिकाय प्रदेश मे समान है वगैरह ।

५. व्याख्याप्रज्ञप्ति — गणधर के ६०००० प्रश्नोंका उत्तर ।

६. ज्ञातृकथा—अनेक धर्मकथाओंका संग्रह ।

७. उपासकाध्ययन—श्रावकधर्म का निरूपण ।

८. अंतकृत् दशांग—मोक्षमें गये हुए दश दश मुनिओंके चरित्र ।

९. अनुत्तरोपपातिकदशांग—विजयादि ५ अनुत्तरविमानमें उत्पन्न हुए दश दश मुनिओंके चरित्र ।

१०. प्रश्नव्याकरण—धन्य धान्य जय विजय वगैरह प्रश्नोंके उत्तर, व आक्षेपणी प्रमुख ४ अनुयोगोंके स्वरूप ।

११. विपाक — उदयप्राप्त कर्मोंके विपाक-फलका कथन ।

१२. दृष्टिवाद—१. परिकर्म, २. सूत्र, ३. प्रथमानुयोग, ४. पूर्वगत व ५. चूलिका ऐसे ५ अधिकार है ।

(१) परिकर्ममें—चंद्रप्रज्ञप्ति, सूर्यप्रज्ञप्ति, जम्बूद्वीपप्रज्ञप्ति, द्वीपसागरप्रज्ञप्ति और व्याख्याप्रज्ञप्ति ।

(२) सूत्रमें—३६३ पाखंडीओं के एकान्तवाद ।

(३) प्रथमानुयोगमें—६३ शलाका पुरुषोंके चरित्र ।

(४) पूर्वगतमें—१४ पूर्व ।

(५) चूलिकामें—जल स्थल मायारूप व आकाशगता ।

ये उपर कहे १२ अंग हुए । अब १४ प्रकीर्णक इस प्रकार है—

१. सामायिक—सामायिक भेदकथन।

२. चतुर्विंशतिस्तव—२४ तीर्थंकरों की स्तुति।

३. वन्दना—किसी भी एक तीर्थंकर को विशेष वन्दन।

४. प्रतिक्रमण — रात्रिक, दैवसिक, पाक्षिक, चातुर्मासिक, सांवत्सरिक, इर्यापथिक व उत्तमार्थ प्रतिक्रमण।

५. वैनयिक—पांच प्रकारके विनय[33]

६. कृतिकर्म—आगम, धर्म, चैत्य व गुरुको वन्दन, ३ प्रदक्षिणा, ३ नमस्कार (४-सरसु) १२ आवर्त वन्दनविधि वगैरह।

७. दशवैकालिक — गोचरीविधि व पींडविशुद्धि के १० काल अध्ययन [कर्ता श्रीशय्यंभवसूरि]

८. उत्तराध्ययन—२२ परीसह, उपसर्ग सहनविधि, प्रश्नोत्तर।

९. कल्प-व्यवहार—कल्पअकल्पनिर्णय एवं ऋषिआचार।

१०. कल्पाकल्प—द्रव्यक्षेत्रकाल ओर भावसे कल्पविचार।

११. महाकल्प—जिनकल्पि व स्थविरकल्पिका कल्प—अकल्प।

१२. पुंडरिक—देवगतिके निमित्तरूप दान—पूजाका स्वरूप।

१३. महापुंडरीक—इंद्रादि पदके हेतुरूप महातपका स्वरूप।

१४. निशीथ—प्रायश्चित्त व १० छेदका निरूपण।

दिगम्बरमान्यतानुसार आगमप्रवाह का काल नीम्न प्रकार है—

केवली—१ गणधर सुधर्मास्वामी, २ जम्बूस्वामी। स० ६२ पर्यन्त।

१४. पूर्वधारी—३ विष्णुकुमार,[34] ४

---

३३. दिगम्बर शास्त्रोंमें इस पांचवे प्रकीर्णक यानी पांचवे आवश्यकके निमित्त भिन्न भिन्न मान्यतायें है, जो हम प्रकरण २ की टिप्पणीमें बता चुके है।

दिगम्बर आचार्य देवसेनसूरिके दर्शनसारकी गाथा १८ के अनुसार दिगम्बर आचार्य भिन्न भिन्न वैनयिक मतों की उत्पत्ति मानते है।

३४. श्रीजम्बूस्वामीके प्रधान शिष्य श्री प्रभवस्वामीजी है। इनका दूसरा नाम विद्युच्चर है, (आचार्य गुणभद्रकृत उत्तरपुराण, पर्व ७६, श्लोक ११७ से १२०), तीसरा नाम भव है (उत्तरपुराण, पर्व ७६, श्लोक १२०)। ये गच्छनायक थे, एवं वाचनाचार्य भी थे। किन्तु दिगम्बर शास्त्रोंमें विष्णुकुमारको वाचनाचार्य माना है। संभव है कि विष्णुकुमार भिन्न आचार्य हो या आजीवक मतसे आए हुए मुनिके शिष्य हो या बिलकुल कल्पित हो।

नंदिमित्र, ५ अपराजित, ६ गोवर्धन, ७ प्रथम भद्रबाहुस्वामी[३५]। सं० १६२ पर्यंत।

१० पूर्वी—८ विशाख, ९ प्रोष्ठिल, १० क्षत्रिय, ११ जय, १२ नागसेन, १३ सिद्धार्थ, १४ धृतिसेन, १५ विजय, १६ बुद्धिल्ल (बुद्धिमान), १७ देव (गगदेव) १८ धर्मसेन। सं० ३४५ पर्यन्त।

११ अंगधारी—१९ नक्षत्र, २० जयपाल, २१ पांडु, २२ ध्रुवसेन, २३ कंस। सं० ५६५ पर्यंत[३६]।

आचारांगवित्—२४ सुभद्र, २५ यशोभद्र, २६ द्वितीय भद्रबाहु, २७ लोहार्य सं० ६८३ पर्यन्त[३७]।

३५. सामान्यतया जैन आगमोंमें अंतिम पूर्ववित्के लिए "भद्रबाहु" नाम रक्खा गया हो, ऐसा नन्दीसूत्रसे सिद्ध होता है। मगर अंतिम दशपूर्ववित्को भी "लघु-भद्रबाहु" कहने की प्रथा, दिगम्बर सम्प्रदायमें प्रचलित होगी, इसी कारण उस सम्प्रदायमें श्री वज्रस्वामीको (जिनका चरित्र गत प्रकरणमे बताया है) द्वितीय भद्रबाहु मान लिया है।

३६. यहां बताया है कि—दशपूर्वके वेदी तेरह आचार्योंका समयकाल १८३ वर्ष है ओर अंगवित् पांच आचार्योंका शासनकाल २२० वर्ष है। इन दोनों समयकालमें बडा फर्क है, इसीसे पूरातत्ववित् विद्वान् मान सकते है कि—यह आचार्य परम्परा बिलकुल कल्पित है, अथवा बिलकुल संदिग्ध है।

३७. दि० पट्टावली, सूअखंधो, श्रुतावतार, नीतिसार, अंगपन्नति, द्वि० श्रुतावतार, आदिपुराण, उत्तरपुराण, हरिवंशपुराण और स्वामी समन्तभद्रके ग्रन्थोंके अनुसार यह यादी दी है। मगर उन ग्रन्थोंमें एक दुसरेसे बडा पाठ भेद है। जैसा कि—पट्टावलीमे नागसेन के स्थानमें सागरसेन नाम है। अंगपन्नतिमें नागसेन, सिद्धार्थ व धृतिसेनके नाम नहीं है। सेनसंघकी पट्टावलीमे जयपालके बाद मुनीन्द्र नाम अधिक है। रामनाथ दीनानाथ संपादित दिगम्बर पट्टावलीमें नक्षत्रसे लोहाचार्य तकके ९ आचार्योको "एकादशांगवित् वर्ष २२०" लीखे है। नन्दीसंघकी (प्राकृत) पट्टावलीमें भी ९ आचार्योंको अधिक अंगवित् लीखकर और ४ आचार्योंको आचारांगवित बताया है। नन्दिसंघ गुर्वावलीमें माघनन्दीको पूर्वपदांश-वेदी माना है। श्रुतावतार श्लोक—८५, १०२, १०४, १०५, १५०में—अर्हद्वली, माघनन्दी, धरसेन व गुणधरको अंगपूर्वदेशैकदेशवेदी माना है। हरिवंशपुराणमे लोहाचार्यके पीछे विनयंधर, गुप्तगुप्ति, शिवगुप्त व अर्हद्वलीको, सूअखंधमें विनयज्ञ, श्रीदत्त, शिवदत्त व अर्हद्-दत्तको; तथा श्रुतावतारमें विनयधर, श्रीदत्त, शिवदत्त व अर्हद्दत्तको अंगपूर्वज्ञानके देश-ज्ञानी माने है।

महत्त्वकी बातमें सभी ग्रन्थकार एकमत नहीं है। जितने ग्रन्थ है इतनी ही कल्पनायें है। इतने मतभेद, जैसे कैसे भी "आगमप्रवाहकी कल्पना" खडी करनेकी धूनका परिणाम

इसी प्रकार सं० ६८३ वीरनिर्वाणमें ११ अंगोंका, १४ पूर्वोका, ६३ शलाका पुरुषचरित्रका और समूल जिनागम साहित्यका विनाश हो गया। भगवान् महावीरदेवने कहा हुआ एक हरफ भी न बचा, ऐसी दिगम्बर मान्यता है।

यहां एक सच्ची बात जाहिर करनी होगी कि—उपर में दिगम्बर—सम्मत जिनागमोंकी जो तालिका लिखी है, वैसी ही परिस्थितिमें आज भी उपर बताए हुए विषयोंसे परिपूर्ण आगम सुरक्षित है। जिसका विवरण हमने प्रकरण १में लिख दिया है। यहां पर पाठक प्रश्न करेंगे कि—उन आगमो के मौजूद होत हुए भी दिगम्बर संप्रदाय उनका उच्छेद क्यों मानता है? उत्तर स्पष्ट है कि—विद्यमान जैन आगम प्राचीन है। उनमें भगवान् सुधर्मास्वामीने कहे हुए वचनों का सग्रह है। मगर उनमे साधुओं को वस्त्र पहेनना, पात्र रखना, केवलिभुक्ति, स्त्रीचारित्र, स्त्रीमुक्ति के पाठ स्थानस्थान में उल्लिखित है। दिगम्बर समाज उनको प्रमाण माने तो अपनी कल्पना कल्पना ही बन जाय। इसी लिए उन्होंने बडे चावसे आगमवेदीओं की परपरा खडी कर जिनागमो का ही खातमा बता दिया, एवं बिना जिनागम ही जैनधर्म फैलाना चाहा।

आगे बढकर उन्होंने नया साहित्य बनाया और अपने मत को पुष्ट करनेवाली पहेलु को पकड कर और और पहेलु को काट दिया जिससे श्वेतांबरों की प्राचीनता सिद्ध न हो। देखिए—जिनागम साहित्य और बौद्ध साहित्यमें गोशालाका परिचय मिलता है, जिसके साथ दिगम्बरों की नग्नता का काफी सम्बन्ध है। और उसका अस्तित्व बतलानेमें भी श्वेतांबरों को लाभ है। इसीसे गोशालाका नाम तक दिगम्बर साहित्यमे से गुम कर दिया गया है। वीर निर्वाणसे १७ वर्ष पूर्वमें गोशाला का मृत्यु समय है। गोशालाके निर्वाण (मृत्यु) से ४७० वर्षोंके बाद विक्रमका जन्म हुआ, और वीर निर्वाणसे ४७० वर्षोंके बाद विक्रम का राज्य हुआ। इसी प्रकारके १७ वर्षका अंतर दिगम्बर ग्रंथोमें उल्लिखित है। मगर सभी स्थानमे "गोशालानिर्वाण" एवं "महावीरनिर्वाण" एक कर दिया है। इसी गडबडमें आज भी कइ दिगम्बर पंडित महावीरनिर्वाण संवतको १७–१८ वर्ष पीछे हटानेका आग्रह करते है।

दिगम्बर साहित्यमें कुन्दकुन्द स्वामीका नाम सर्वश्रेष्ठ है। मगर उनके गुरुजी शिवभूतिजीके नामका पता भी नहीं है। यदि उनके गुरुजीका नाम लिखे तो श्वेतांबर है। इस विषयमे अधिक देखनेकी इच्छा हो तो हमारा "दिगम्बर वाड्मय" देखो। दिगम्बराचार्य देवसेनसूरि तो साफ साफ बताते है कि—कुन्दकुन्द आचार्यने दैवी ज्ञानसे ही सारा धर्ममार्ग फरमाया है। याने उन आचार्यने कल्पनासे ही धर्मपद्धति—ग्रन्थरचना—की है।

साहित्यको ही सम्मत होना पडे। अत एव अच्छा हुआ कि उनके गुरुका नाम न लिखा[३८]।

स्वामी समन्तभद्रजीके गुरुका नाम भी दिगम्बर साहित्यमें कहीं नहीं है। यदि लिखते तो श्रीचंद्रसूरिका ही नाम लिखते। इसीसे यही बेहत्तर माना कि उनका नाम न लिखा जाय।

ऐसी अनेक घटनायें है जिनका भ्रम-स्फोट आगे आगे लिखा जायगा।

सारांश यह है कि—दिगम्बर आचार्योंने आगमोंका अस्तित्व अपने लिये नुकसानकारक माना और इसलिये उनके उच्छेदका इतिहास बना लिया।

कोइ भी समाज जगतमें सात्यिके विना जीवन्त नहीं रह सकता। दिगम्बर समाजके पास अपना स्वतंत्र साहित्य न रहा इसीसे अपना विनाश दिखाने लगा। और जिसके पास मौलिक साहित्य नहीं, उसको किसीकी इंट और किसीका रोडा उठाकर अपने साहित्यकी दिवाल खडी करना अनिवार्य होता है। उस समयमें दिगम्बर ग्रंथकारोंके सामने जिनागम साहित्य, बौद्ध साहित्य एवं वैदिक साहित्य मौजुद था। दिगम्बर आचार्योंने बडी चालकीसे उनका लाभ उठाया।

दिगम्बर आचार्योंने अपने ग्रथनिर्माणमें नीम्न लिखित पद्धतिसे काम लिया है[३९]।

१. श्वेतांबर सम्मत आचार्योंको अपना लेना (अपने मान लेना), उनके ग्रंथोंको अविकलरूपसे या विकलरूपसे दिगम्बर ग्रन्थ मनाना, उन आचार्योंकी गुरुपरम्पराके नाम-निशान उडा देना।

२. श्वेतांबर सम्मत भिन्न भिन्न ग्रन्थोंके सारे अध्ययनके अध्ययन, नहीं तो परिवर्तन करके, उठा लेना और उसकी रचनामें अपना नाम जोड देना।

३. नया कल्पित ग्रन्थ बनाकर दिगम्बर सम्मत पूर्वाचार्यके नाम पर चडा देना।

४. दूसरोंके ग्रन्थोंके भिन्न भिन्न श्लोक उठाकर नया ग्रन्थ खडा कर देना।

५. जैनसमाजमें अपरिचित जैनेतर ग्रन्थोंके पाठ उठाकर दिगम्बर ग्रन्थके रूपमें जोड देना।—इत्यादि इत्यादि।

(क्रमशः)

---

३८. कुन्दकुन्द आचार्यका सारा परिचय, उनके कतिपय ग्रन्थोंकी रचनाका इतिहास और उनके लिए ऐतिहासिक दिगम्बर ग्रन्थोंकी शहादते इत्यादि सब ७वे प्रकरणमें बताया जायगा। और स्वामी समन्तभद्रजीका परिचय दशवे प्रकरणमें लिखा जायगा।

३९. ग्रन्थरचनामें ही नहीं वरन् जिनमंदिरोंके शिलालेखोंमें भी यही पद्धति काम में ली है। कइ स्थानोंमें प्राचीन संवत्‌वाले नए शिलालेख बनाकर चिपटा दिए हैं।

इस ग्रन्थके पहिले भागमें भिन्न भिन्न ग्रन्थकारोंका परिचय दिया जायगा, दूसरे भागमें औरोंके ग्रन्थोंसे उठाए पाठोंका स-प्रमाण लिस्ट दीया जायगा।

# વર્તમાન મથુરા

લેખક–મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

આપણે વિવિધ તીર્થકલ્પના આધારે પ્રાચીન જૈન તીર્થધામ શ્રી મથુરાજીનું અવલોકન કરી ગયા હવે ત્યારપછીની પરિસ્થિતિ પણ નિહાળી લઈએ.

હીરસૌભાગ્ય મહાકાવ્યમાં દેવ-વિમલગણિ મથુરાનો ઉલ્લેખ કરતાં લખે છેઃ—

जम्बुप्रभवमुख्यानां,
मुनोनामिह स प्रभुः ।
आमप्तर्विंशतिपञ्च—
शतीस्तूपान् प्रणेमिवान् ॥
સર્ગ ૧૪-શ્લો ૨૫૦

( ટીકાકારે ખુલાસામા પ્રભવાદિ પાંચસો ચોર, જંબુસ્વામિ, તેમના માત-પિતા આઠ સ્ત્રીઓ અને તેમનાં માતપિતા એમ પાંચસો ને સત્યાવીશની સંખ્યા ગણાવી છે. )

જંબુસ્વામિ, પ્રભવસ્વામિ આદિ મુનિયોના પાચસો સત્યાવીશ સ્તૂપોની તે સૂરિવરે વંદના કરી

ત્યાર પછી ૨૪ શ્લોકમાં મથુરામાં પાર્શ્વનાથજી અને સુપાર્શ્વનાથજીની પ્રતિમાનાં વંદન કર્યાનુ પણ જણાવ્યું છે. અર્થાત્ શ્રી હીરવિજયસૂરિજીના સમયમાં એટલે કે સત્તરમી શતાબ્દિના મધ્યાન્હકાલ સુધી તો મથુરામાં ૫૨૭ સ્તૂપો વિદ્યમાન હતા. જૈનધર્મની પ્રભા અને પ્રતિભા ત્યાં સૂર્યની આભાની માફક ચમકી રહી હતી.

આ મંદિરો અને સ્તૂપોનો વિનાશ ઔરંગઝેબના અમલ દરમ્યાન જ થયો લાગે છે અને તે જ વખતે ત્યાંના વૈષ્ણવાચાર્યને ઔરંગઝેબ સાથે ઝઘડો થયો છે એ ઇતિહાસ પ્રસિદ્ધ છે ત્યાર પછી મથુરા ધ્વસ્ત થયું છે જૈન મંદિરો અને જૈનો વિનાશની છાયામાં લુપ્ત થયાં. ઉત્તર ભારતની એ જૈનપુરીમાં આજે એક પણ જૈનનુ ઘર ત્યાંનું અસલ વતની નથી.

**વર્તમાન પરિસ્થિતિ.—**

આજે મથુરા વૈષ્ણવોનું મોટું ધામ મનાય છે જૈનો પણ યાત્રાએ તો સારી સંખ્યામાં આવે છે ત્યાં એક ચોરાશી મંદિર છે. ચોરાશી આગમો અહીં લખાયાં તેના સ્મરણરૂપે ચોરાશીનું મંદિર બંધાયુ છે. તેમાં મૂળ વેદી ઉપર ભગવાન જંબુસ્વામિની પાદુકા છે. તેની પ્રતિષ્ઠા જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજીના પરિવારમાં શ્રી વિવેકહર્ષ ઉપાધ્યાયજીએ કરી છે. પાદુકા ઉપરનો લેખ અમે

નજરે જોયો છે–વાંચ્યો છે. યદ્યપિ અહિયાં દિગંબર મહાનુભાવોએ તીર્થના મિથ્યા મમત્વને અંગે પાદુકા ફરતો લેખ ઘસી નાખવાનો ધૃષ્ટતા ભર્યો પ્રયત્ન કર્યો છે. કિન્તુ उपाध्यायत्रिवेक्रहर्षेण प्रतिष्ठापिता આટલું વંચાય છે. તેમાં નામ તો સાફ વંચાય છે.*

આજે આ મંદિરનો વહીવટ દિગંબર ભાઇઓ કરે છે. આ મંદિરને દિગંબર મંદિર કરવાના ભરચક પ્રયત્નો દિગંબરોએ કર્યા છે. ત્યાં નવી વેદી કરી દિગંબર મૂર્તિ બેસારી છે, પરંતુ એટલું છતાંય તેમની એ કૃત્રિમતા તો ભયંકર હાસ્ય કરતી પ્રગટ રૂપે જણાય છે. ભમતીમાં પણ શ્વેતાંબર પ્રતિમાઓ છે. તેમ જ ત્યાં વૃન્દાવનવાસિ શ્વેતાંબર જૈન ગૃહસ્થે બંધાવેલ ધર્મશાળા-મકાનો બન્યાં છે ત્યાં ઋષભ બ્રહ્મચર્યાશ્રમ (દિગંબરોનો) ચાલે છે.

દિગંબરોની તીર્થરક્ષક કમિટી અહીંજ સ્થપાએલી અને શ્વેતાંબર તીર્થમાં હિસ્સો-ભાગીદારીનો ઠરાવ પણ અહીંજ થયેલો.

મથુરામાં ઘીયામંડિમાં પ્રાચીન જૈનમંદિર હતું, પરંતુ તે બહુ નાનું હતું. આગ્રાના સંઘે પ્રયત્ન કરી નાણું મેળવી ત્યાં સુંદર જિનમંદિર બંધાવ્યું અને વિક્રમ સંવત્ ૧૯૮૮મા વૈશાખ શુદિ સાતમે પૂ. પા શ્રી દર્શનવિજયજી મહારાજ સાહેબના ઉપદેશથી ત્યાં પ્રતિષ્ઠા થઇ. પ્રતિષ્ઠા તેમના જ શુભ હસ્તે કરાવવામાં આવી હતી. તે ઉત્સવમાં ભરતપુરના શ્વે. મૂ. જૈન પલ્લીવાલો, શ્રીમાલો, ઓસવાલો તથા આગ્રા, લખનૌ આદિના જૈનો આવેલ હતા.

પ્રતિષ્ઠા સમયે અમે અહિનું પ્રસિદ્ધ મ્યુઝીયમ પણ જોયું. જેમાં મથુરાના સુપ્રસિદ્ધ ઐતિહાસીક કંકાલી ટીલામાંથી નીકળેલ જૈનમંદિર–સ્તૂપનાં સ્મારકો જોયાં હતાં. ત્યાં એક મોટા વિશાળ સ્થંભ ઉપર ૧૪૧૨ની સાલનો સુપાર્શ્વ નાથજીનો સ્તૂપ છે × આ સિવાય ભગવાન મહાવીર દેવનું દેવાનંદાની કુક્ષીમાંથી અપહરણ કરનાર હરિણૈગમેષી દેવનું સુંદર ચિત્ર તથા આમલકીક્રીડાનું મનોહર ભાવાવહી ચિત્ર પથ્થર ઉપર આલેખેલ છે, જે અત્યારે મથુરાના મ્યુઝયમમાં વિદ્યમાન છે.

તેમ જ અહીંથી નીકળેલ આયાગ પટ્ટો અને સ્તૂપો તથા મૂર્તિઓના શિલા-લેખોમાં શ્રીનંદિસૂત્ર અને શ્રી કલ્પસૂત્રની [જૂઓ પાનું ૨૦૨]

* અમે થોડા સમય પછી સાંભળ્યુ કે એટલો બાકી રહેલો લેખ પણ દિગંબરોએ ઘસી નાંખ્યો છે. અને શ્વેતાંબર મૂર્તિઓ પણ હટાવી દીધી છે. રે, સાંપ્રદાયિકતા! રે, પક્ષવ્યામોહ!

× આ સ્તૂપ પહેલા પણ, મથુરાના સ્તૂપો જૈન જગતમાં બહુ જ પ્રાચીન કાલથી પ્રસિદ્ધ છે ચૌદ પૂર્વધર શ્રીભદ્રબાહુ સ્વામિ ઓઘનિર્યુક્તિમાં સાધુઓ વિહાર કર્યાં ક્યાં કરે તેનાં સ્થાનો જણાવતાં લખે છે ચાર ઘુમે ટીકાકાર આનો ખુલાસો કરતાં લખે છે 'स्तूपो मथुरायां' આ ઉપરથી ખાત્રી થશે કે મથુરા જૈનો માટે કેટલું પ્રાચીન અને મહત્ત્વનું સ્થાન છે.

# સ્યાદ્વાદ અને સર્વજ્ઞતા

લેખક
શ્રીયુત પ્રભુદાસ બેચરદાસ પારેખ

"જૈનદર્શન બહુ જ ઉંચી કોટીનું દર્શન છે. આનાં મુખ્ય તત્ત્વો વિજ્ઞાન-શાસ્ત્ર [ સાયન્સ–Science ] ના આધાર ઉપર રચાયેલાં છે. આ મારું કેવળ અનુમાન જ નથી, પણ મારો સંપૂર્ણ અનુભવ પણ છે. જેમ જેમ પદાર્થ વિજ્ઞાન આગળ પ્રગતિ સાધતું જાય છે, તેમ તેમ જૈન ધર્મના સિદ્ધાંતો પણ સિદ્ધ થતા જાય છે."

—સ્વર્ગસ્થ ડૉ૦ એલ૦ પી૦ ટેસીટેરી [ઇટલી]

"જૈનધર્મ એક વૈજ્ઞાનિક ધર્મ છે."

—દરબારી લાલજી.

ઉપર જણાવેલા બન્નેય જૈનધર્મના અભ્યાસીઓના અભીપ્રાય કરતાં જૈનધર્મના એક અભ્યાસી તરીકે મારો અભીપ્રાય કંઈક જુદો પડે છે. તે આ લેખમાં વિદ્વાનો સમક્ષ નમ્રતા પૂર્વક રજુ કરવા રજા લઉં છુ.

જૈનધર્મને એક સામાન્ય આચાર વિચારવાળો ધર્મ માની લઈ જેઓ તેને જગતનો એક અમૂલ્ય વારસો નથી સમજતા, તેઓને તે બન્નેય લેખકો સમજાવવા માગે છે કે— જૈનધર્મ એક સામાન્ય વસ્તુ નથી, પરંતુ તેનું ચણતર વિજ્ઞાનના વિચારો ઉપર રચાયેલુ છે. પરંતુ, આ સ્વરૂપ પણ જૈનધર્મ માટે ન્યૂનોક્તિવાળું જણાય છે. જૈનધર્મ વિજ્ઞાન શાસ્ત્રસિદ્ધ નથી એટલે વૈજ્ઞાનિક નથી, પણ તત્ત્વજ્ઞાનશાસ્ત્રસિદ્ધ છે; તત્ત્વજ્ઞાનમય છે.

તત્ત્વજ્ઞાન શબ્દ અને વિજ્ઞાન શબ્દ નીચે પ્રમાણે જુદા જુદા અર્થમાં પ્રચલિત છે. એટલે બન્નેયમાં અર્થ ભેદ છે તે નીચે પ્રમાણે :—

વિજ્ઞાન શબ્દનો અર્થ કોઇ પણ એક સાયન્સ—કોઇ પણ એક વિષયનું પદ્ધતિસર શાસ્ત્ર એવો થાય છે. દાખલા તરીકે:—યંત્ર વિજ્ઞાન, શબ્દ વિજ્ઞાન, ભૂમીતિ વિજ્ઞાન, ભૂસ્તર વિજ્ઞાન, ભૂતલ વિજ્ઞાન, ભૂગર્ભ વિજ્ઞાન, ભૂગોળ વિજ્ઞાન, ખગોળ વિજ્ઞાન,

સુતારી શિલ્પ વિજ્ઞાન, બાંધકામ શિલ્પ વિજ્ઞાન, ચિત્ર વિજ્ઞાન, આરોગ્ય વિજ્ઞાન, પ્રમાણ વિજ્ઞાન, માનસ વિજ્ઞાન, અધ્યાત્મ વિજ્ઞાન; વિગેરે નાના મોટા વિજ્ઞાનોનું એક મોટું લિસ્ટ થવા જાય પરંતુ આમાં દરેક વિજ્ઞાન મુખ્યપણે સ્વતંત્ર હોય છે. અને એવા સંખ્યાબંધ વિજ્ઞાનો હોય છે.

તત્ત્વજ્ઞાન જગતમાં એક જ હોઇ શકે, કેમ કે—તત્ત્વજ્ઞાન વિષય જ એટલો બહોળો છે કે જે આખા વિશ્વ ઉપર ફરી વળે છે તત્ત્વજ્ઞાન જગતના સર્વ વિજ્ઞાનોનો પરસ્પર સંબંધ, સમન્વય, અને ગૌણ મુખ્ય ભાવનું પ્રતિપાદન કરે છે. સંપૂર્ણ વિશ્વદર્શનનું નામ તત્ત્વજ્ઞાન [ ફીલોસાફી--Philosophy ] છે.

આ ઉપરથી સમજી શકાશે કે--તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનમાં મોટો તફાવત છે, તત્ત્વજ્ઞાન વ્યાપક છે, અને વિજ્ઞાનો તેના પેટામાં સમાય છે.

હાલના સંશોધકો અનેક વિજ્ઞાનોની શોધો ચલાવી રહ્યા છે. અને દરેકમાં દરરોજ નવું નવું શોધ્યાની જાહેરાત કરે છે, છતાં એટલું તો કહે જ છે કે--"હજુ કોઈ પણ વિજ્ઞાન પૂરું શોધી શકાયું નથી. દરેકમાં નવી શોધ થાય છે કે જુની શોધ ખોટી થાય છે. અથવા કેટલીક જુની શોધ વધારે સ્પષ્ટ પણ થાય છે. પરંતુ દરેકનો છેડો આવી ગયો છે એમ સમજવાનું નથી. હજુ પાશેરામા પહેલી પુણી કંતાઈ છે. શોધાયુ માનીએ છીએ તેના કરતાં કંઇક ગણું હજુ અણશોધ્યુ રહ્યુ છે."

આ ઉપરથી આપણે એમ તો સમજી શકીશું જ કે:—જ્યારે એક પણ વિજ્ઞાન સંપૂર્ણ શોધાયું નથી, ત્યારે સંપૂર્ણ વિજ્ઞાનો શોધાવાની તો વાત જ શી? અને જ્યારે સંપૂર્ણ વિજ્ઞાનો શોધાયાં નથી તો તત્ત્વજ્ઞાન શોધાયાની તો વાત જ શી? અને જ્યારે તત્ત્વજ્ઞાનના સંશોધનની વાત પણ થઇ શકતી નથી, તો પછી જગત માટે અબાધ્ય, સાંગોપાંગ અને શુદ્ધ જીવનમાર્ગ શોધી આપવાની તો વાત જ કયાં રહી?

છતાં "કાન્ટ" વિગેરે ફીલસુફોએ તત્ત્વજ્ઞાનના અભ્યાસની પાઠશાળામાં પાટી ઉપર ધૂળ તો નાખી જ છે, એમ તો કહેવુ જ પડશે અને બીજા પણ અનેક આધુનિક વિદ્વાનો એ દિશામાં પ્રયત્નો કરી રહ્યા છે.

પ્રાચીન કાળના દર્શનો અને ધર્મ તરફ જોઇશુ, તો તે પણ બધા વૈજ્ઞાનિક ધર્મો જણાશે. આગળની ભૂમિકા ઉપર કોઇ ચડેલા જણાતા નથી એટલું ખરૂ છે કે કેટલાક ધર્મો સામાન્ય ભૂમિકા કરતાં ઉપરની ભૂમિકા ઉપર હશે ત્યારે કેટલાક એક કરતાં વધુ વિજ્ઞાનોના પાયા ઉપર રચાયેલા માલૂમ પડશે

દાખલા તરીકે—વેદાંત, જગતમાં કેવળ એકલું બ્રહ્મ છે—જગત માત્ર બ્રહ્મમય જ છે, એમ કહીને જગતના એકીકરણનું વિજ્ઞાન પૂરું પાડે છે ત્યારે વૈશેષિક દર્શન વિગેરે પૃથક્કરણ સમજાવે છે. ન્યાયદર્શન પ્રમાણશાસ્ત્રનું વિજ્ઞાન સમજાવે છે ત્યારે મીમાંસકો શબ્દપ્રમાણના વિજ્ઞાનને દૃઢ કરે છે. સાંખ્ય પ્રકૃતિ પુરુષમા જગતને વહેંચે છે. અને યોગદર્શન યોગવિદ્યાનું વિજ્ઞાન પૂરું પાડે છે. બૌદ્ધદર્શન જગતની અનિત્યતા અને

વૈરાગ્ય ભાવનાનું વિજ્ઞાન પૂરુ પાડે છે ત્યારે વેદાન્ત માત્ર જગત નિત્ય જ છે એમ કહીને નિત્યતાનું વિજ્ઞાન પૂરું પાડે છે. ત્યારે ચાર્વાક સાંસારિક જીવનનું વિજ્ઞાન પૂરુ પાડે છે ઝંદ અવેસ્તા મન વચન કાયાની પવિત્રતા ઉપર ભાર મૂકે છે. ત્યારે ખ્રિસ્તીધર્મ સહનશીલતા અને પરદુઃખભંજન થઈ પરોપકારની નીતિનું જ્ઞાન આપે છે. કુરાનેશરીફ શ્રદ્ધા અને મક્કમતા દૃઢ કરે છે.

ચાણક્યનું અર્થશાસ્ત્ર, ચરકનુ આરોગ્યશાસ્ત્ર, પાણિનીનું વ્યાકરણશાસ્ત્ર; મમ્મટનું કાવ્યપ્રકાશ, ભરતનું નાટ્યદર્પણ, વિશ્વકર્માનુ શિલ્પશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર એ વિગેરે પણ જુદા જુદા વિજ્ઞાનો છે એ તો ચોખ્ખું દેખાય જ છે. એક વિજ્ઞાનને બીજા વિજ્ઞાનનો કેટલોક આધાર હોય છે. એક વિજ્ઞાન સાથે બીજુ વિજ્ઞાન અમુક જાતનો થોડો ઘણો સંબંધ ધરાવતુ હોય છે. એક વિજ્ઞાનના પેટા વિજ્ઞાનો ઘણા હોય છે. અને એક મુખ્ય વિજ્ઞાન પણ બીજા કોઇ મોટા વિજ્ઞાનનું પેટા વિજ્ઞાન હોય છે.

પરંતુ જગતમાં કોઈ પણ એવો ધર્મ—એવુ દર્શન, કે એવી શોધ નથી કે જે તત્ત્વજ્ઞાનરૂપે હોય

આ જગતમાં તત્ત્વજ્ઞાન તરીકે કોઈ પણ દર્શન હોય તો તે કેવળ જૈનદર્શન છે. એટલે કે જગતમા સંભવિત સર્વ વિજ્ઞાનોના સમન્વયમય જે તત્ત્વજ્ઞાન છે, તે જિનોએ બતાવ્યુ છે માટે જૈન તત્ત્વજ્ઞાન કહેવાય છે. જૈન શબ્દ કાઢી નાંખીએ તો પણ તે તત્ત્વજ્ઞાન જ છે, તે જ તત્ત્વજ્ઞાન છે. તે સિવાય કોઈ કાળે બીજુ તત્ત્વજ્ઞાન સંભવી શકતુ નથી, સંભવી શકશે નહિ, સંભવી શકયું નથી. આધુનિક વૈજ્ઞાનિકોની શક્તિ બહારનુ એ કામ છે. અને તેને સંપૂર્ણ કરતાં કેટલો વખત જાય તે કહી શકાય તેમ છે જ નહિ. માટે કોઈથી હાલમા સંપૂર્ણ શોધી શકાય તેમ નથી. દુન્યવી સાધનો સંપૂર્ણ શોધને માટે અપૂર્ણ છે

આ બાબતની સાબીતી માટે નીચેની વિચારસરણી ઉપયોગી થશે.

આજે સર્વ વિદ્વદ્ મંડળમાં એ તો પ્રસિદ્ધ છે કે—જૈનોનો સિદ્ધાત સ્યાદ્વાદ છે. સ્યાદ્વાદ એટલે શું? આ જગત્ એવુ અટપટું છે કે—તે કેવુ છે તે સંપૂર્ણપણે કહેવુ મુશ્કેલ છે, એટલુ જ નહિ પણ અશકય જ છે ઉપનિષદ્કારો પણ નેતિ નેતિ કહીને જગત્નુ નિરૂપણ અશકય છે—એમ કહે છે. જૈનો પણ એમ જ માને છે—છતાં તે એટલુ તો કહે જ છે કે જગત્નુ સંપૂર્ણ સ્વરૂપ કહેવાને માટે અશક્ય જ છે, છતાં કેટલુક સ્વરૂપ આપણે સૌ બોલીએ છીએ, માટે તેનો સ્યાદ્વાદ થઈ શકે છે. સ્યાદ્વાદ એટલે કથંચિત્ વાદ અને પક્ષે કથંચિત્ અવાદ રહે છે. અર્થાત્ જગત્ સ્યાદ્ વક્તવ્ય છે, અને સ્યાદ્ અવ્યક્તવ્ય છે. જગત્ સર્વ વિજ્ઞાનોમય કેવી રીતે છે, તે જાણવામા આવવા છતાં સ્યાદ્ [કથંચિત્] વાદ=કહી શકાય છે. જે કાંઈ બોલાય છે તે મૂળ વસ્તુનો કોઇ અમુક જ ભાગ હોય છે. જે કાંઈ બોલાય છે તેના સિવાય પણ એ વસ્તુ વિષે બીજુ કાંઈક હોય છે. ખરું, પણ બોલાતુ નથી. અથવા એ બોલાતુ હોય તે વખતે પણ પ્રથમનુ જે બોલાયેલું

છે તે પણ એ વખતે બોલી શકાયુ નથી. તેથી આ જગતનો સ્યાદ્દથી જ વાદ થઈ શકે છે. અન્યથા થઈ શકતો નથી.

આ રીતે જૈનદર્શનમાં જગતનુ નિરૂપણ સ્યાદ્દથી કરવામાં આવ્યું છે, તે પણ ઘણું જ વિવિધ છે. એકીકરણની દૃષ્ટિથી, પૃથક્કરણની દૃષ્ટિથી, સામાન્ય, વિશેષ, નિત્ય, અનિત્ય, એક, અનેક, ભેદ, અભેદ, સત્, અસત્, વિગેરે અનેક દૃષ્ટિબિંદુ. એ ઉપરાંત એક રીતે, બે રીતે, ત્રણ રીતે, ચાર રીતે, પાંચ રીતે, છ રીતે, સાત રીતે, આઠ રીતે, નવ રીતે, એમ અનેક રીતે જગત સમજાવ્યું છે. અને તે દરેક રીતમાં પરસ્પર એક બીજી પદ્ધતિને ગૌણ મુખ્ય ભાવ આપેલો છે. ઉપરાંત ચૈતન્ય વિજ્ઞાન, પ્રાણી વિજ્ઞાન, પરમાણુ વિજ્ઞાન, ભૂતલ, ભૂસ્તર, વિગેરે વિજ્ઞાનો, રાજ્યનિતિ, શિલ્પ, જ્યોતિષ, ગણિત, શબ્દશાસ્ત્ર, યોગ, વિગેરે લાખો વિજ્ઞાનો બતાવવા સાથે તેનો પરસ્પર સંબંધ બતાવી જીવનમાં ઉપયોગ અને તત્ત્વજ્ઞાનમાં સમન્વય બતાવેલો છે. માટે બહુ જ સારી રીતે અભ્યાસ કરનારને આ દર્શન તત્ત્વજ્ઞાન દર્શન લાગશે, જ્યારે બીજુ કોઇ પણ દર્શન જ્ઞાન સંગ્રહે વિજ્ઞાનરૂપ ભાસશે, વેદાન્ત એટલે વેદોનો સાર, પણ વેદો તત્ત્વજ્ઞાનમય નથી. મીમાંસકો પણ માત્ર વિચારકો જ છે, તત્ત્વ પ્રાપ્ત કરી શકયા નથી. વિગેરે.

જૈનોના નયો તે તે વિજ્ઞાનના અભિપ્રાય વ્યકત કરે છે. અને જૈનોનું પ્રમાણ તત્ત્વજ્ઞાનદૃષ્ટિનો અભિપ્રાય વ્યક્ત કરે છે. બીજાની પ્રમાણ વ્યવસ્થા કરતાં જૈનોની પ્રમાણ વ્યવસ્થા આ રીતે જુદી પડે છે. આ ઉપરથી જોતાં વેદાન્ત દર્શન, ન્યાય દર્શન વિગેરે દર્શન શબ્દો નય દૃષ્ટિથી એકાદ બે કે તેથી વધારે વિજ્ઞાનો સૂચવે છે. ત્યારે સ્યાદ્‌વાદ શબ્દ તત્ત્વજ્ઞાન સૂચવે છે. સ્યાદ્‌વાદ શબ્દનો પ્રયોગ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી છે. અને તે દૃષ્ટિથી જ થઈ શકે, માટે સ્યાદ્‌વાદ શબ્દનો પ્રયોગ જ તત્ત્વજ્ઞાનપણું સૂચવે છે.

આ ઉપરથી જુદાં જુદાં વિજ્ઞાનોના જ્ઞાતાઓ સર્વજ્ઞ ન હોઈ શકે એ દેખીતું જ છે. અને જ્યાં સુધી જૈનદર્શનને પણ વૈજ્ઞાનિક માનીએ ત્યાં સુધી તેના પ્રતિપાદક સર્વજ્ઞ હોઇ જ શકે, એમ કહેવું વધારે પડતું છે. થીયરીઓ ( Theory )નો જ્ઞાતા પોતાના વિજ્ઞાન વિષે થીયરી(Theory)થી સૂક્ષ્મ હકીકતો સમજાવી શકે ખરો, પણ એટલા પુરતો તે સર્વજ્ઞ હોય, એમ કહી ન શકાય. અલબત માન આપવા માટે આલંકારિક ભાષામાં તેઓને ઉપમાથી સર્વજ્ઞ કહેવામાં વાંધો નથી. જેમ કે ભાસ સર્વજ્ઞ, કપિલ સર્વજ્ઞ, વિગેરે. અને એટલી વાત સાચી પણ ખરી કે પોતાના વિષયમાં તેઓ બીજા બધા વિદ્વાનો કરતાં વધારે સર્વ જાણનારા માટે સર્વજ્ઞ ખરા.

પરંતુ તત્ત્વજ્ઞાનનું—સ્યાદ્વાદનું—નિરૂપણ સંપૂર્ણ સર્વજ્ઞ વિના થઇ જ ન શકે. જો જૈનદર્શનને વૈજ્ઞાનિક દર્શનને બદલે તત્ત્વજ્ઞાન દર્શન માનીએ તો તેના બતાવનારા સર્વજ્ઞ સિવાય સંભવી શકે જ નહીઃ સર્વ વિજ્ઞાનો ધ્યાનમાં આવે, તેના સંબંધો ધ્યાનમાં આવે અને તે ઉપરથી જીવન માર્ગ સમજાય, ત્યારે તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરી શકાય.

એટલે સર્વ વિજ્ઞાનોના અને તત્ત્વજ્ઞાનના જ્ઞાતા તે જ સર્વજ્ઞ. એટલે કા તો જગતમાં સ્યાદ્વાદ નથી, અનેક વિજ્ઞાનો નથી, તત્ત્વજ્ઞાન નથી, અને સર્વજ્ઞ પણ નથી; અને જો લાખો કરોડો વિજ્ઞાનો હોય, અને તે સર્વનો સમન્વય કરનારુ તત્ત્વજ્ઞાન હોય, અને તે સ્યાદ્વાદથી ગોચર કરાવનાર પણ હોય, તો અવશ્ય જગતમા સર્વજ્ઞ સંભવિ શકે છે.

એટલે કે–તત્ત્વજ્ઞાનને જાણનારા સિવાયના માત્ર વૈજ્ઞાનિકો સર્વજ્ઞ ન જ હોઈ શકે સર્વજ્ઞ હોય તે જ તત્ત્વજ્ઞાની હોઈ શકે અથવા તો તત્ત્વજ્ઞાની હોય તે સર્વજ્ઞ હોય જ. અને તેથી હુ માનું છું કે જૈન દર્શન તત્ત્વજ્ઞાનમય છે; કેવળ વિજ્ઞાનમય નથી.*

સ્યાદ્વાદને આજે ખરા અર્થમાં સમજવો એ સ્યાદ્વાદની પહેલી પૂજા છે. તેમ જ જેમ જેમ આધુનિક વિજ્ઞાન ખીલતું જાય છે તેમ તેમ જૈન સિદ્ધાન્તો સાબિત થતા જાય છે, તે પણ અર્ધ સત્ય છે કેમ કે એક નક્કી થઈ ગયેલી બાબતને ફરીથી શોધવા માટે શક્તિ, ધન અને સમયનો વ્યય કરવો એ જગતને સત્યથી વંચિત રાખે છે. એટલે કે જગતમાં તેટલું નુકશાન થાય છે એ દેખીતું જ છે. એટલે હાલની શોધોથી જૈન સિદ્ધાંતનાં કેટલાંક તત્ત્વો સાબિત થતા હોય, તેટલા ઉપરથી જૈન દર્શનનું–તત્ત્વજ્ઞાન દર્શનનું–માન સચવાતુ નથી. જગતે મિથ્યા પ્રયાસ છોડીને એ સિદ્ધ મતને વળગીને આગળ ચાલવું જોઇએ, તેને બદલે તે ભાંડફોડમાં પડેલું છે. અને તત્ત્વજ્ઞાન–દર્શનને વળગેલાઓને પણ વિજ્ઞાનની આકર્ષક અને ઉત્તેજક વાતો કરીને તત્ત્વજ્ઞાનથી દૂર કરે છે!

---

*આ જ વાત આચાર્ય હરિભદ્રસૂરિ પણ કહે છે —

दृष्टशास्त्राविरुद्धार्थं सर्वसत्त्वसुखावहम् ।
मीतं गंभीरमाह्लादि वाक्यं यस्य, स सर्वविद् ॥ १ ॥

एवं भूतं तु यद्वाक्य जैनमेव, तत स वै ।
सर्वज्ञो, नान्य. एतच्च स्याद्वादोक्त्यैव गम्यते ॥ २ ॥

पक्षपातो न मे वीरे, द्वेषो न कपिलादिषु ।
युक्तिमद्वचन यस्य, तस्य कार्यं परिग्रहः ॥ ३ ॥

જેનું વાક્ય જગત્ અને શાસ્ત્રો (થીઓરીઓ–Theory,) કરતાં વિરુદ્ધ અર્થ ન સમજાવતું હોય, સર્વ પ્રાણીઓને હિતકર હોય, માપસર હોય, ગંભીર અને આનંદદાયક હોય, તે સર્વજ્ઞ સમજવા. ૧.

એવા પ્રકારનું જે વાક્ય, તે તો કેવળ જૈન વાક્ય જ છે, તેથી તે જ સર્વજ્ઞ છે, બીજા કોઈ સર્વજ્ઞ હોઈ શકે જ નહિ. આ વાત સ્યાદ્વાદની ઉક્તિથી જ સાબિત કરી શકાય છે. ૨.

મને મહાવીર ઉપર પક્ષપાત નથી અને કપિલ વગેરે ઉપર દ્વેષ નથી. છતાં એટલું તો ખરું જ છે કે જેની વાત યુક્તિયુક્ત હોય, તેનો સ્વીકાર તો કરવો જ પડે ને? ૩.

# સરસ્વતી-પૂજા અને જૈનો

લેખક–શ્રી સારાભાઈ મણિલાલ નવાબ
( આર્કિયોલોજિકલ ડીપાર્ટમેન્ટ, વડોદરા )

( ગતાંકથી ચાલુ )

## જૈન સાહિત્યમાં વર્ણવેલાં સરસ્વતીનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો

ઈસ્વીસનના ત્રીજા સૈકામાં થએલા પાદલિપ્તસૂરિએ રચેલા[1] 'निर्वाणकलिका' નામના ગ્રન્થમા શ્રુતદેવતા (સરસ્વતી)નુ વર્ણન આ પ્રમાણે કરવામા આવેલું છે:—

૧. श्रुतदेवतां शुक्लवर्णां हंसवाहनां चतुर्भुजां वरदकमलान्वितदक्षिणकरां पुस्तकाक्षमालान्वितवामकरां चेति ।

અર્થાત્—શ્રુતદેવતા ગૌર—ઉજ્જવળ વર્ણી, હંસપક્ષીના વાહનવાળી, તથા જમણા હાથમાં વરદ અને કમળ તથા ડાબા હાથમાં પુસ્તક અને અક્ષમાલાને ધારણ કરેલા ચાર હાથવાળી છે.

વિક્રમના આઠમા સૈકામાં થયેલા યાકિનીમહત્તરાસૂનુના[2] નામથી પ્રસિદ્ધિમા આવેલા વિદ્દદ્શિરોમણિ શ્રીમાન્ હરિભદ્રસૂરિજીએ રચેલી 'संसारदावनल' નામની સ્તુતિમાં દેવીના પાંચ વિશેષણો વર્ણવેલાં છે:—

૨. आमूलालोलधूलीबहुलपरिमलालीढलोलालिमाला—
झङ्कारारावसारामलदलकमलागारभूमीनिवासे ।
छायासंभारसारे ! वरकमलकरे ! तारहाराभिरामे !,
वाणीसंदोहदेहे ! भवविरहवरं देहि मे देवि ! सारम् ॥ ४ ॥

અર્થાત્—હે! (શ્રુત)દેવી ! મને સર્વોત્તમ મોક્ષનુ વરદાન આપો એટલે કે હું સંસારનો પાર ઉતરૂ એવુ વરદાન આપો. આ શ્લોકમા (શ્રુત) દેવીનાં પાંચ વિશેષણો આપ્યાં છે, તેની સમજુતી આ પ્રમાણે છે :—'તે શ્રુતદેવીનો નિવાસ કમળ પર રહેલા ભવનની મધ્યે છે, તે કમળ જળના તરંગોને લીધે મૂળસુધી ચપળ એટલે ડોલતુ છે તથા તેના મકરંદના અત્યત સુગંધમાં લીન થએલા ભમરાઓના સમૂહના ગુંજાર શબ્દથી તે કમળ

---

1. જુઓ :— The Murund Dynasty and the date of Padlipta by K. P. Jayaswal M. A.

2. જુઓ શ્રી પ્રભાવકચરિત્ર ભાષાંતરમા નવમા શ્રીહરિભદ્રસૂરિ પ્રબન્ધ ઉપરનું ઇતિહાસપ્રેમી મુનિમહારાજ શ્રીકલ્યાણવિજયજીનુ પર્યાલોચન. પૃષ્ઠ. ૪૮થી ૫૪

શોભાવમાન દેખાય છે અને તે કમળની પાંદડીઓ સ્વચ્છ છે. આવા કમળ ઉપર તે (શ્રુત) દેવીનુ ભવન રહેલુ છે. વળી તે (શ્રુત) દેવી કાંતિના સમૂહથી સુશોભિત છે, તેના હાથમા શ્રેષ્ઠ કમળ રહેલુ છે દેદીપ્યમાન હારથી તે મનોહર દેખાય છે અને તેનું શરીર દ્વાદશાંગીના સમૂહરૂપ જ છે

વિક્રમની નવમી સદીમાં થએલા શ્રીબપ્પભટ્ટિસૂરિવિરચિત શ્રીसरस्वती – स्तोत्र માં આ પ્રમાણે વર્ણન છે:—

३. त्वां मुक्तामयसर्वभूषणगणां शुक्लाम्बराडम्बरां,
गौरिं गौरिसुधातरङ्गधवलामालोक्य हृत्पंकजे ।
वीणापुस्तकमौक्तिकाक्षवलयश्वेताब्जवल्गत्करां,
न स्यात् कः स्फुटवृत्तचक्ररचनाचातुर्यचिन्तामणिः ॥ ६ ॥

અર્થાત્—મોતીનાં બનાવેલાં દરેક ઘરેણાં પહેરેલી; શ્વેત વસ્ત્રને ધારણ કરનારી, ગૌરવર્ણવાળી: વીણા, પુસ્તક, મોતીની અક્ષમાલા અને કમળથી શોભાયમાન હાથવાળી તને હૃદયકમળમાં જોઇને — તારુ ધ્યાન ધરીને કોણ સ્પષ્ટ શ્લોકો રચવામા ચતુર અર્થાત્ કવિ ન થાય?

વળી તેઓશ્રીએ રચેલી चतुर्विंशतिकास्तुति ના ૭૬ મા શ્લોકમા તેણીને બે હાથવાળી વર્ણવી છે:—

४. वाग्देवी वरदीभूत–पुस्तकाऽऽपद्मलक्षितौ ।
आपोऽन्याद् बिभ्रति हस्तौ, पुस्तिकापद्मलक्षितौ ॥ ७६ ॥

અર્થાત્—વરદાન દેનારી પ્રતિમા છે જેની એવી, વળી વિપત્તિરૂપ મલનો નાશ કરવામાં જલસમાન તથા પુસ્તક અને કમળ વડે લક્ષિત એવા હાથને ધારણ કરનારી વાગ્દેવી (હે ભવ્યો! તમારુ) રક્ષણ કરો.

વિક્રમની નવમી સદીમાં જ થએલા શ્રीभैरवपद्मावतीकल्प[3] વિગેરે જૈન મન્ત્રશાસ્ત્રના ગ્રન્થોના કર્તા આચાર્ય શ્રીમલ્લિષેણસૂરિ વિરચિત શ્રीसरस्वतीमन्त्रकल्प ની શરુઆતના બીજા જ શ્લોકમાં દેવીના સ્વરૂપનુ વર્ણન આપેલુ છે —

५. अभयज्ञानमुद्राक्षमालापुस्तकधारिणी ।
त्रिनेत्रा पातु मां वाणी जटाबालेन्दुमण्डिता ॥ २ ॥

અર્થાત્—અભયમુદ્રા, જ્ઞાનમુદ્રા, અક્ષમાલા અને પુસ્તકને ધારણ કરનારી, ત્રણ નેત્રવાળી, મસ્તક ઉપર બાલચન્દ્રથી શોભતી સરસ્વતી મને રક્ષો—મારી રક્ષા કરો.

વિક્રમની તેરમી સદીમા થએલા સિદ્ધસારસ્વત શ્રીબાલચન્દ્રસૂરિએ પોતાને યોગ—નિદ્રામા. દેવી સરસ્વતીના દર્શનરૂપ થએલા અનુભવનુ જે આલંકારિક સ્વરૂપ ગાયકવાડ

૩. ટુંક વખતમા યન્ત્રો, મંત્રો તથા પરિશિષ્ટો સાથે મારા તરફથી પ્રસિદ્ધ થનાર જૈન મન્ત્રશાસ્ત્રનો આ ગ્રંથ હાલ પ્રેસમાં છપાય છે —સારાભાઇ નવાબ.

ઓરિએન્ટલ સિરીઝ તરફથી ગ્રન્થાંક ૭ મા તરીકે પ્રસિદ્ધ થએલા वसन्तविलासमहाकाव्य ના ૫૮માંથી ૭૦ સુધીના શ્લોકોમાં આલેખેલું છે તે નીચે મુજબ છે:—

६. अथैकदा विश्वविहङ्गवंशो–त्तंसेन हंसेन समुह्यमाना ।
भासां भरैः सम्भृतशारदाभ्र-शुभ्रैः ककुब्भासमदभ्रयन्ती ॥ ५८ ॥

तुषारभासाऽऽतपवारणेण, विराजिताऽऽकारवतीव राका ।
संवर्गिता स्वर्गिवधूभिराराद्, ताराभिराराद्धुमुपागताभिः ॥ ५९ ॥

स्ववीरनारीधुतचामराली–मिलन्मरालीकुलसङ्कुलश्रीः ।
गङ्गेव मूर्त्ताऽनिलनर्त्तितोर्मि–चलानि चेलानि समुद्वहन्ती ॥ ६० ॥

नितान्तमन्त्याक्षरिकानवद्यैः, पद्यैश्च गद्यैश्च नवोक्तिहृद्यैः ।
अनुक्रमेणोभयपार्श्वगाभ्यां, संस्तूयमाना शिव–केशवाभ्याम् ॥ ६१ ॥

मुरारिनाभीनलिनान्तराल–निलीनमूर्तेरलिनिर्विशेषम् ।
आकर्णयन्ती श्रुतगुञ्जकुञ्ज–समानि सामानि चतुर्मुखस्य ॥ ६२ ॥

कण्ठाहिफुङ्कारविमिश्रशुण्डा–सुङ्कारचित्रीकृतचित्कृतानि ।
सुचारुचारीणि सुहस्तकानि, गणेशनृत्यानि विलोकयन्ती ॥ ६३ ॥

वीणाक्वणाकृष्टमृगानुरोधान्–मृगाङ्कमायान्तमिवाधिशीर्षम् ।
छत्रीं दधानस्य सुधाशनर्षेः, स्फीतानि गीतानि विचारयन्ती ॥ ६४ ॥

सुरासुरैः स्वस्वमनोमतार्थो–पलम्भसंरम्भकृताभियोगैः ।
तीरावनीकल्पितधोरणीकैः, क्षीरोदवेलेव निषेव्यमाणा ॥ ६५ ॥

शरत्कुहूधिष्ण्यसमूहगौरा–मेकत्र हस्ते स्फटिकाक्षमालाम् ।
दातुं नतेभ्यः कवितालतायाः, सुवीजराजीमिव धारयन्ती ॥ ६६ ॥

करे परस्मिन् प्रणतार्त्तलोक–दारिद्र्यकन्दैकनिषूदनाय ।
प्रसह्य वन्दीकृतपद्मवासा–निवासमम्भोरुहमुद्वहन्ती ॥ ६७ ॥

अन्यत्र पाणौ विकचारविन्द–समापतद्भृङ्गविघट्टनेन ।
वीणां रणन्तीं नमतोऽनुवेलं निवेदयन्तीमिव धारयन्ती ॥ ६८ ॥

विद्यात्रयीसर्वकलाविलास–समग्रसिद्धान्तरहस्यमूर्त्तेः ।
वाग्वीरुधः कन्दमिवेतरस्मिन्, हस्ताम्बुजे पुस्तकमादधाना ॥ ६९ ॥

सारस्वतध्यानवतोऽस्य योग–निद्रामुपेतस्य मुहूर्त्तमेकम् ।
स्वप्नान्तरागत्य जगत्पुनाना, श्रीशारदा सादरमित्युवाच ॥ ७० ॥

(कुलकम्)

અર્થાત્—એક દિવસ સમગ્ર પક્ષીઓના કુળને વિષે શિરોભૂષણ સમાન હંસવડે વહન કરાયેલી શરદ (ઋતુ)ના એકત્રિત થયેલા મેઘના જેવી ઉજ્જવળ એવી પ્રભાઓના સમૂહોવડે દિશાની દ્યુતિમાં વધારો કરનારી, હિમના જેવી કાંતિવાળા છત્રવડે આકારવાળી પૂર્ણિમાની જેમ શોભતી, સેવા કરવાને માટે સમીપ આવેલા તારારૂપ (અથવા મનોહર એવી) દિવ્યાંગનાઓ વડે પાસેથી વીંટાયેલી, સ્વર્ગીય વારાંગનાઓ વડે વીંજાયેલા ચામરોની શ્રેણિના મિલનરૂપ હંસીઓના વંશથી વ્યાપ્ત બનેલી શોભાવાળી, પવને નચાવેલા તરંગોના જેવા ચપળ વસ્ત્રોને ધારણ કરતી મૂર્તિમતી ગંગાજેવી, અન્ય અક્ષરો વડે (સુકન) દોષરહિત તેમ જ નૂતન ઉક્તિઓથી હૃદયંગમ એવા પદ્યો તથા ગદ્યો વડે અનુક્રમે બંને બાજુએ રહેલા શિવ અને કેશવ દ્વારા અત્યંત સ્તુતિ કરાયેલી, મુરારિની નાભિરૂપ કમળના મધ્ય ભાગમાં આસક્ત થએલા દેહવાળા ચતુર્મુખના શ્રુતરૂપ મુજ (એક જાતનું ઘાસ)ના કુંજ સમાન સામ (વેદ) નુ બરાબર ભ્રમરોની જેમ શ્રવણ કરતી, ગળામાં રહેલા સર્પના ફુંકારથી મિશ્રિત એવા સૂંઢના સુકારથી ચિત્રિત ચિત્કારવાળા, અતિશય મનોહર રીતે ફરનારા તેમ જ સુન્દર સુંઢવાળા એવા ગણપતિના નૃત્યોને નિહાળતી, વીણાના ધ્વનિથી આકર્ષાયેલા હરિણના અનુરોધથી આવેલા ચન્દ્રની જેમ મસ્તક ઉપર છત્રને ધારણ કરનાર દેવર્ષિ નારદના સમૃદ્ધ ગીતોનો વિચાર કરતી, પોતપોતાના ચિત્તને વલ્લભ એવા અર્થના લાભના અભિનિવેશથી સાહસ કરાયેલા એવા તેમજ તીરની ભૂમિને વિષે કલ્પિત શ્રેણિવાળા એવા દેવો અને દાનવો વડે 'ક્ષીર' સમુદ્રના કિનારાની જેમ સેવાયેલી શરદની કુહૂ (ચન્દ્રની કળા જેમાં નાશ પામી છે એવી પડવાથી યુક્ત અમાવાસ્યા) ની રાત્રિને વિષે સ્પષ્ટ દેખાતાં નક્ષત્રોના સમૂહના જેવી ગૌરવર્ણી તથા પ્રણામ કરેલા જનોને અર્પણ કરવા માટે કવિતારૂપી લતાનાં સુન્દર બીજોની જાણે માળા હોય તેવી સ્ફટિક (રત્ન) ની અક્ષમાલાને એક હાથમા ધારણ કરતી, નમ્ર પરંતુ દુ:ખી જનોની દરિદ્રતારૂપ કન્દનો અદ્વિતીયપણે વિનાશ કરવા માટે બીજા હાથમા બળાત્કારપૂર્વક બન્દીવાન બનાવેલી લક્ષ્મીના નિવાસરૂપ કમળને ધારણ કરતી, વિકસ્વર—ખીલેલા કમળને વિષે સમકાળે પડતા ભ્રમરોના અથડાવાથી નમનારને પ્રત્યેક વાર જાણે નિવેદન કરતી હોય તેમ રણત્કાર કરતી વીણાને અપર હાથમા ધારણ કરતી, ત્રણે વિદ્યાઓ તથા સમગ્ર કળાઓના વિલાસ તેમ જ સમસ્ત સિદ્ધાન્તના રહસ્યની મૂર્તરૂપ વાણી—લતાના કન્દ સમાન પુસ્તકને અન્ય હસ્ત—કમળમાં ધારણ કરતી તેમ જ વિશ્વને પાવન કરનારી એવી શારદા દેવી આ સારસ્વતનુ ધ્યાન કરતાં એક મુહૂર્ત (બે ઘડી અથવા ૪૮ મિનિટ) પર્યંતની નિદ્રાને પ્રાપ્ત થએલા એવા મારી પાસે સ્વપ્નાંતરમાં આવીને આદર-પૂર્વક એમ વદી.

વિક્રમની પંદરમી સદીમાં થએલા આચાર્ય શ્રીમુનિસુન્દરસૂરિએ રચેલા શ્રીશારદાસ્તવાષ્ટક ના છઠ્ઠા શ્લોકમાં આ પ્રમાણેનુ વર્ણન છે

૭. तादात्म्येन समस्तवस्तुनिकरान् स्याद्व्याप्य या संस्थिता ।
निर्व्यापारतया भवेदसदिवाशेषं जगद् यां विना ॥

वीणापुस्तकभृन्मरालललितं धत्ते च रूपं बहिः ।
पूजार्हं भुवनत्रयस्य विशदज्ञानस्वरूपाऽपि या ॥ ६ ॥

અર્થાત્—જે (સરસ્વતી) સમસ્ત પદાર્થોના સમુદાયને તેના સ્વરૂપે સ્યાત્પદથી વ્યાપીને રહેલી છે, જેના સિવાય આખુંય વિશ્વ અસત્ એટલે ઉત્પન્ન ન થયુ હોય તેની પેઠે નિશ્ચેષ્ટ જેવું થઈ જાય, જે ત્રણ ભુવનને પૂજવા યોગ્ય વીણા અને પુસ્તક સહિત તેમ જ હંસ ઉપર બેઠેલા બાહ્ય રૂપને ધારણ કરે છે અને જે નિર્મલ જ્ઞાન સ્વરૂપિણી છે.

વિક્રમની ચઉદમી સદીમાં થએલા ખરતર ગચ્છાચાર્ય શ્રી જિનપ્રભસૂરીએ રચેલા શ્રીશારદાસ્તવના સાતમા શ્લોકમાં આ પ્રમાણે વર્ણન કરેલું છે:—

૮. मौक्तिकाक्षवलयाब्जकच्छपीपुस्तकाङ्कितकरोपशोभिते !
पद्मवासिनि! हिमोज्ज्वलाङ्गि! वाग्वादिनि! प्रभव नो भवच्छिदे ॥ ७ ॥

અર્થાત્—મોતીની અક્ષમાલા, કમળ, વીણા અને પુસ્તકથી યુક્ત હાથથી શોભતી, કમલવાસિની, હિમ–બરફના સમાન ઉજ્જવળ–શ્વેત વર્ણવાળી, હે વાગ્દેવી (સરસ્વતી!) અમારા ભવના—સંસારના—નાશ માટે થા.

આ ઉપરાંત કર્તાના નામો વાળાં તથા નામો વગરનાં સરસ્વતીના ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વરૂપોનાં વર્ણનો સેંકડોની સંખ્યામાં મળી આવે છે જેમાંથી થોડાંએક નીચે પ્રમાણે છે.

ભક્તામર પાદપૂર્તિ કાવ્ય સંગ્રહ ભાગ બીજાની[4] પ્રસ્તાવના પાના ૩૪ ઉપર છપાએલા सरस्वती-स्तोत्र ના ચોથા શ્લોકમાં તેના કર્તાએ કરેલા સરસ્વતીના સ્વરૂપનુ વર્ણન આ પ્રમાણે આપેલું છે:—

૯. सरस्वति मया दृष्टा, वीणापुस्तकधारिणी ।
हंसवाहनसंयुक्ता, विद्यादानवरप्रदा ॥ ४ ॥

અર્થાત્—વીણા અને પુસ્તકને ધારણ કરતી, હંસના વાહનવાળી, વિદ્યાદાનના વરને આપવાવાળી સરસ્વતીનું મે દર્શન કર્યું.

જૈન સ્તોત્ર સંદોહ (પ્રાચીન સ્તોત્ર સંગ્રહ) ભાગ ૧ લામાં[5] સરસ્વતીના ૧૦૮ નામવાળું ૧૫ પદ્યનું મહામંત્ર ગર્ભિત સરસ્વતી સ્તોત્ર છપાએલું છે જેના ૬–૭મા શ્લોકમાં આ પ્રમાણેનું વર્ણન છે —

१०. चन्द्रानना जगद्धात्री, वीणाम्बुजकरद्वया ।
सुभगा सर्वगा स्वाहा, जम्भिनी स्तम्भिनी स्वरा ॥ ६ ॥
काली कापालिनी कौली, विज्ञा रात्री त्रिलोचना ।
पुस्तकव्यग्रहस्ता च, योगिन्यमितविक्रमा ॥ ७ ॥

---

૪. દે. લા. જૈન પુસ્તકોદ્ધાર ફંડ સુરત દ્વારા પ્રકાશિત.
૫. શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થાવલિ અમદાવાદ દ્વારા પ્રકાશિત.

અર્થાત્—ચંદ્રમુખી, જગન્માતા, વીણા અને કમળયુક્ત બે હાથવાળી, શુભ ગતિવાળી, સર્વવ્યાપિની, સ્વાહા, જંભિની, સ્તંભિની, સ્વશ, કાલી, કાપાલિની, રૌદ્રી, વિદ્યા, રાશી, ત્રિલોચના, પુસ્તકથી યુક્ત હાથવાળી, યોગિની, અમિત વિક્રમા (આ બધા સરસ્વતીના નામો છે).

११. या कुन्देन्दुतुषारहारधवला या श्वेतपद्मासना ।
या वीणावरदण्डमण्डितकरा या शुभ्रवस्त्रावृता ॥
या ब्रह्माच्युतशङ्करप्रभृतिभिर्देवैः सदा वन्दिता ।
सा मां पातु सरस्वति भगवती निःशेषजाड्यापहा ॥ ७ ॥

—श्रीशारदास्तोत्रम्

અર્થાત્—જે દેવી કુંદ, ચંદ્ર, હિમ અને મોતીના હાર સમાન ગૌરવર્ણી છે, જે શ્વેત કમળ ઉપર બેઠેલી છે, જેણીએ હાથમાં વીણા અને વરને ધારણ કર્યાં છે, જેણે શ્વેત વસ્ત્ર પહેરેલુ છે, જેણી બ્રહ્મા, કૃષ્ણ, શંકર આદિ દેવોથી સર્વદા નમાએલી છે, જેણી સંપૂર્ણ જડપણાને દૂર કરનારી છે તે પૂજ્ય સરસ્વતી દેવી મારુ રક્ષણ કરો.

१२. कुन्देन्दुहारघनसारसमुज्ज्वलाभा
विश्राणिताश्रितजनश्रुतसारलाभा ।
मुक्ताक्षसूत्रवरपुस्तकपद्मपाणिः
राज्याय सा कविकुले जिनराजवाणी ॥ २ ॥

—भारतीछन्दांसि

અર્થાત્—મોગરો, ચંદ્રમા, મોતીનો હાર, કપૂરના સમાન પ્રધાન અને ઉજ્જવળ કાંતિવાળી, આશ્રિત એટલે ઉપાસના કરનાર મનુષ્યોને આપ્યો છે શ્રુતનો—શાસ્ત્રનો શ્રેષ્ઠ લાભ જેણીએ એવી, મોતીની અક્ષમાળા વર, પુસ્તક અને કમળ છે હાથમાં જેણીને એવી તે જિનરાજની વાણી કવિકુલને વિષે રાજ્યને માટે—આધિપત્યને ભોગવનારી છે.

१३. नम्रीभूतक्षितीशोद्भटमणिमुकुटोद्घृष्टपादारविन्दे ! ।
पद्मास्ये ! पद्मनेत्रे ! गजपतिगमने ! हंसयाने ! प्रमाणे ! ।
कीर्तिश्रीवृद्धिचक्रे ! जयविजयजये ! गौरिगान्धारियुक्ते ! ।
ध्येयाध्येयस्वरूपे ! मम ! मनसि सदा शारदे ! देवि ! तिष्ठ ॥ ७ ॥

અર્થાત્—નમેલા રાજાઓના કિંમતી મણિ મુકુટોથી શોભિત ચરણ કમળવાળી, કમળમુખી, કમળના સમાન નેત્રોવાળી, ઐરાવણ હાથીના સમાન ગતિવાળી, હંસવાહના, માનનીય, કીર્તિ લક્ષ્મીની વૃદ્ધિ કરનારી, જયા અને વિજયા નામની દેવીઓથી જયવંતી,

ગોરી અને ગાંધારી નામની દેવીઓથી યુક્ત, ધ્યાન કરવા લાયક અને ધ્યાન નહિ કરવા લાયક છે સ્વરૂપ જેનું (અર્થાત્ કેટલુક સ્વરૂપ વિચારી શકાય અને કેટલુક એવું ગંભીર છે કે જે સ્વરૂપ ગંભીર હોવાથી ચિંતવી ન શકાય) એવી. હે શારદા દેવી, તુ મારા હૃદયમાં નિવાસ કર !

विद्युज्ज्वालांशुशुभ्रां प्रवरमणिमयीमक्षमालां सुरूपां
हस्ताब्जे धारयन्ती दिनमनु पठतामष्टकं शारदं च ।
नागेन्द्रैरिन्द्रचन्द्रैर्मनुजमुनिगणैः संस्तुता या च देवी
सा कल्याणिनि देवि! मम मनसि सदा शारदे! देवि! तिष्ठ ॥ ८ ॥
—श्रीशारदाष्टकम्

અર્થાત્—વિજળીના પ્રકાશ સમાન શ્વેતવસ્ત્રથી શોભતી, સુંદર શ્રેષ્ઠમણીની અક્ષમાલાને હાથમાં ધારણ કરતી, પ્રતિદિન પાઠ કરનારાઓને હે કલ્યાણિનિ ! હે શારદા દેવિ ! નાગેંદ્ર, ઇંદ્ર, ચંદ્ર, મનુષ્યો અને મુનિઓના સમૂહવડે સ્તવાયેલી એવી તું મારા હૃદયમાં સદા નિવાસ કર.

१४. सारकर्पूरकस्तूरिकामण्डिता, सर्वविज्ञानविद्याधरी पण्डिता ।
हस्तविन्यस्तदामाक्षमालाम्बुजा, कङ्कणश्रेणिविभ्राजितश्रीभुजा ॥४॥
राजहंसाङ्गलीलाविमानस्थिता, वीणया लालिता पुस्तकालंकृता ।
भास्वरा सुस्वरा पक्वबिम्बाधरा, रूपरेखाधरा दिव्ययोगीश्वरा ॥५॥
सर्वकामप्रदा सर्वगा सर्वदा, कल्पवृक्षस्य लक्ष्मीं हसन्ती सदा ।
त्वत्प्रसादं विना देहिनां का गतिः का मतिः का रतिः का धृतिः का स्थितिः ? ॥ ६ ॥
—श्री भारतीस्तवनम्

અર્થાત્—[હે સરસ્વતી !] ઉત્તમ કર્પૂર અને કસ્તૂરીથી અલંકૃત (મુખ ઉપર વેલ આદિ કાઢવાથી શોભિત), દરેક પ્રકારનાં વિજ્ઞાન અને વિદ્યાને ધારણ કરનારી, પંડિતા, હાથમાં ધારણ કર્યા છે પુષ્પની અક્ષમાલા અને કમળ જેણીએ, કંકણની શ્રેણીથી શોભાયમાન ભુજાવાળી, રાજહંસના અંગના આકારની શોભાને ધારણ કરનાર વિમાનમાં બેઠેલી, વીણા અને પુસ્તકને ધારણ કરનારી, કાંતિવાળી, સુસ્વરા, લાલ હોઠવાળી, ઉત્તમરૂપને ધારણ કરનારી, દિવ્ય યોગિઓની સ્વામિની, સંપૂર્ણ ઇચ્છિતને પૂરનારી, સર્વવ્યાપિની, સૌને દેનારી, કલ્પવૃક્ષની લક્ષ્મી – શોભાને – સદા હસતી, [એવી તું છે] તારી કૃપા સિવાય મનુષ્યોની ગતિ ક્યાં છે ? મતિ–બુદ્ધિ ક્યાં છે ? પ્રસન્નતા ક્યાં છે ? અને સ્થિરતા પણ ક્યાં છે ?

(અપૂર્ણ)

महाप्रभावशाली पुरुषादानीय

# श्री स्तंभन पार्श्वनाथ

लेखक—उपाध्याय श्री पद्मविजयजी गणी

(गतांकथी चालु)

હવે પૃથ્વી પ્રતિષ્ઠાન નગરમાં સાતવાહન નામે રાજા હતો, કે જે ચક્રવર્તિ જેવો અને ગુણવંત હતો. બીજી બાજુ, શ્રી કાલિકાચાર્યનો ભાણેજ અને યશસ્વિ એવો બલમીત્ર નામે રાજા ભરુચમાં રાજ્ય કરતો હતો. એક વખતે સાતવાહન રાજાએ એ નગરને ઘેરા ઘાલ્યો, તેમા બ્હાર રહેતાં બાર વરસ નીકળી ગયા, છતાં તે રાજા નગર લઇ શક્યો નહીં. અને ઘણા ટાઇમે પણ તે કિલ્લો લેવો અશકય જાણી તે કંટાળ્યો. આ પ્રસંગે નાગાર્જુને તે (સાતવાહન) ના મુખ્યમંત્રિને જણાવ્યુ કે ભેદના પ્રયોગથી હું કિલ્લો જપ્ત કરવાની યુક્તિ બતાવીશ, માટે મને નગરમાં મોકલો. ત્યારે મંત્રિએ એ વાત કબુલ કરી. અને નાગાર્જુન સૈન્યમાથી અલગ થઈ ભાગવતનો વેષ પહેરી નગરમાં દાખલ થયો ત્યાં રાજમંદિરમા જઇ તેણે રાજાને કહ્યું કે હે રાજન્! જીર્ણ દેવમંદિરોનો ઉદ્ધાર કરાવતાં અને સત્કાર પૂર્વક મહા દાન આપતાં પુષ્કલ પુણ્ય પેદા કરી શકાય છે. તેથી આ વર્ત્તમાન સંકટ દૂર થશે. એટલે દુર્ગરોધથી કંટાળેલા રાજાએ નાગાર્જુનનું વચન સત્ય માનીને તે પ્રમાણે કરવા માંડયું. કારણ કે આપત્તિકાલે ધર્મોપદેશ કાર્ય સાધનાર થાય છે. પછી તેના ધર્મોપદેશથી રાજાએ બહાર ગોળા સહિત યંત્રો રચાવ્યાં અને ધર્મસ્થાનો ભાંગવાં માંડયાં. એમ વારવાર ભાંગતાં અને તૈયાર કરતા રાજા બલમિત્રનો સર્વ ભંડાર ખાલી થઇ ગયો. પછી મંત્રીની સલાહ પ્રમાણે સાતવાહન રાજાએ કિલ્લો કબજે કરી, બલમિત્રનો નિગ્રહ કરી સ્વનગર તરફ પ્રયાણ કર્યું.

એ પ્રમાણે સાતવાહન રાજા પોતાનુ રાજ્ય ચલાવતો હતો, તેવામા એક વખત રાજમહેલના દરવાજાની પાસે શાસ્ત્રસંક્ષેપથી બોલનારા ચાર કવિ આવ્યા. એટલે પ્રતિહારે રાજાને પૂછી અંદર જવા રજા આપી. રાજાની પાસે આવી આ પ્રમાણે એક શ્લોક બોલ્યા કેઃ—

जीर्णे भोजनमात्रेय, कपिलः प्राणिनां दया।
बृहस्पतिरविश्वासः, पांचालः स्त्रीषु मार्दवम् ॥ १ ॥

અર્થ—આત્રેય ઋષિએ ખાધેલું અનાજ પચ્યા પછી નવું ભોજન કરવુ એમ કહેલું છે; કપિલ ઋષિએ સર્વ જીવોની ઉપર દયા ભાવ રાખવો, એમ

કહેલું છે: બૃહસ્પતિએ સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો એમ કહ્યું છે તથા પાંચાલ કવિ કહે છે કે સ્ત્રીઓની સાથે મૃદુતા (કોમળ સ્વભાવ) રાખવી. આ શ્લોક સાંભળીને રાજાએ ખુશી થઈ ઘણું દાન આપ્યું. ત્યારે તે કવિવરોએ રાજાને પૂછયું કે તમારો પરિવાર અમારી પ્રશંસા કેમ કરતો નથી? એ સાંભળી રાજાએ ભોગવતી નામની વેશ્યાને કહ્યું કે તું આ કવિજનોના વખાણ કર! ત્યારે તે બોલી કે આચાર્ય શ્રી પાદલિપ્ત વિના હું બીજા કોઈની સ્તુતિ કરતી નથી, કારણ કે—પૂજ્ય તે જ સૂરિજી મહારાજ આકાશ માર્ગે ચાલવાને સમર્થ છે, વિદ્યાસિદ્ધ છે, અને મહાક્રિયાયુકત છે.

એવામા સધિ વિગ્રહ કરાવનાર, મહાઅભિમાની અને પાદલિપ્ત-સૂરિજીની પ્રશંસાને સહન નહિ કરનાર શંકર નામનો એક રાજપુરુષ કહેવા લાગ્યો કે જેના પ્રભાવથી મરેલો જીવતો થાય, તેના પ્રકટ પાંડિત્યને અમે માનીએ છીએ. બાકી શુક પક્ષિઓની માફક આકાશમા ગમન કરનારા ઘણા વિદ્વાનો નજરે પડે છે. તે સાભળી વેશ્યાએ કહ્યુ કે એ કલા પણ આચાર્યશ્રીમાં જરુર સંભવે છે, કારણ કે—કંચન કામિનીના ત્યાગી, નિસ્પૃહ શિરોમણિ પરમ પૂજ્ય જૈન મહર્ષિયો દૈવિક શક્તિને હઠાવી દે તેવી શક્તિના ધારક અને લબ્ધિ સિદ્ધિ પ્રભાવવાળા હોય છે

આ કૌતુક જોવાને માટે જ રાજા સાતવાહને કૃષ્ણરાજાને પૂછાવીને પૂજ્ય શ્રીપાદલિપ્તસૂરિજી મહારાજને માનખેટ+ નગરથી બોલાવ્યા એટલે તે જૈનાચાર્ય આવી બ્હારના બગીચામાં ઉતર્યા. આ બીના પંડિત બૃહસ્પતિએ જાણી, આચાર્યની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. તેણે ચાલાક પુરુષને ઓગળેલા ઘીથી ભરેલી કટોરી આપીને આચાર્યની પાસે મોકલ્યો. તેણે આવીને કટોરી સૂરિજીની પાસે મૂકી. ત્યારે ગુરુએ ધારિણી વિદ્યાના બલથી તેમાં સોય ભરાવીને ઉભી રાખી દઈને તે જ કટોરી તેની મારફતે મોકલાવી તે જોઇને પંડિત બૃહસ્પતિ ઘણો જ ખેદ પામ્યો.

પછી રાજાએ સામા આવીને ગુરુમહારાજનો પ્રવેશ મહોત્સવ (સામૈયું) કર્યો. અને ત્યા નિર્દોષ સ્થલે સૂરિજીએ ઉતારો કર્યો. અહીં રાજાની સમક્ષ 'તરંગલોલા નામની નવી કથાનો કહેનાર એક પાંચાલ નામે કવિ હતો. રાજાદિએ કરેલ શ્રીગુરુમહારાજનું અપૂર્વ સન્માન જોઇને તેને ભારે અદેખાઈ આવી. સૂરજીએ તેની કથાના વખાણ કર્યા નહિ. પણ તેમાં ઉલ્ટું દૂષણ કાઢયું અને સ્પષ્ટ કહી દીધુ કે મારા બનાવેલા ગ્રંથોમાંથી અર્થબિંદુઓની ચોરી કરીને તે પાંચાલે કથા નહિ, પણ કંથા (ગોદડી) બનાવી છે. કારણ કે એનું વચન હંમેશા, બાલકોને ગોવાલીઆઓને અને

+ નિજામ રાજ્યમા હાલ માનખેડ નામથી પ્રસિદ્ધ છે.

સ્ત્રીઓને હર્ષ પમાડનાર છે પણ વિદ્વાનોના દીલમાં હર્ષ ઉપજાવે તેવું નથી. આ કથાને ભોગવતી વેશ્યા બરાબર વર્ણવે છે.

હવે એક વખત આચાર્ય મહારાજે કપટથી પોતાનુ મરણ બતાવ્યુ. તે જાણી હા હા ના પોકાર કરતા ઘણા લોકો ત્યાં ભેગા થયા અને પાલખીમાં સૂરિજીના શરીરને પધરાવીને વાજિંત્રોના નાદ સાથે ઉપાડીને ચાલતાં ચાલતાં અનુક્રમે જેવામાં પાંચાલ કવિના ઘરની પાસે આવ્યા તેવામાં ઘરની બહાર નીકળીને તે કવિ અતિશય શોક દર્શાવવા પૂર્વક કહેવા લાગ્યો કે અરે, રે, મહાસિદ્ધિઓના ભંડાર શ્રીઆચાર્ય મહારાજા સ્વર્ગે ચાલ્યા ગયા! સત્પાત્રમાં અદેખાઈ કરનાર મારા જેવાને આ પાપથી મુક્તિ મળે તેમ નથી. કારણ કે તે આચાર્ય રત્નાકરની જેમ સર્વ શાસ્ત્રોના નિધાન હતા. એમ ખેદ પ્રકટ કરતાં તેણે ગાથા દ્વારા જણાવ્યુ કે—

सीसं कहं न फुट्टं—जमस्स पालित्तयं हरंतस्स ।
जस्स मुहणिज्झराओ—तरंगलोला नई वूढा ॥ १॥

અર્થ—જેના મુખરૂપ નિર્ઝરણાથી તરંગલોલારૂપ નદી પ્રકટ થઇ હતી, તે પાદલિપ્તસૂરિજીનું હરણ કરનારા એવા યમનું માથું કેમ ન ફૂટી પડયું?

આ વચન સાંભળીને—'પાંચાલના સત્ય વચનથી હું જીવતો થયો' એમ બોલતા આચાર્ય લોકોના હર્ષનાદ સાથે ઉભા થયા. આ પ્રસંગે ગુણવંતને જોઇને અદેખાઇ ધારણ કરનાર પાંચાલ કવિને રાજાના હુકમથી આક્રોશ અને તિરસ્કાર પૂર્વક લોકોએ નગરની બહાર કહાડી મૂકયો, ત્યારે બંધુ સમાન સુંદર સ્નેહ ધરાવનાર અને મહાવિદ્યા છતાં અભિમાન રહિત એવા સૂરિજીએ તેને બચાવ્યો.

આ શ્રી પાદલિપ્તસૂરિજીએ પ્રતિષ્ઠાના વિધાનવાળો શ્રીનિર્વાણકલિકા અને પ્રશ્નપ્રકાશ નામનો જ્યોતિ શાસ્ત્રનો ગ્રંથ બનાવ્યો છે કારણ કે લાભાલાભદિક પ્રશ્નોમાં સિદ્ધનો આદેશ પ્રવર્તે છે.

એક વખત પોતાનું આયુષ્ય થોડું જાણીને નાગાર્જુન[1]ની સાથે સુરિજી મહારાજ વિમલાચલની ઉપર પધાર્યા, અને ત્યાં શ્રીયુગાદીશને વંદન કરી સિદ્ધશિલાના જેવી એક પવિત્ર શિલાની પાસે ગયા. ત્યાં આદરપૂર્વક અનશન આદરી, આસન લગાવી, ચંદ્રમા જેવા નિર્મળ ધર્મધ્યાનરૂપ પાણીના ધોધ પ્રવાહથી રાગાદિક અગ્નિને શમાવીને, યોગ ક્રિયાઓને અટકાવી, બત્રીશ દિવસ સુધી મનની સ્થિરતાપૂર્વક ધ્યાનલીન બની, જૂની

૧ ધર્મરત્ન પ્રકરણની મોટી ટીકામાં કાંઇક ન્યૂનાધિક બીનાવાળું નાગાર્જુનનું પ્રાકૃત ગાથાબદ્ધ ચરિત્ર આવે છે—તેમાં પાદલિપ્તગુરુએ નાગાર્જુનને ગૃહસ્થધર્મ અંગીકાર કરાવ્યો એમ લખેલ હોવાથી તે બાર વ્રતધારી શ્રાવક હતો એમ કહી શકાય.

ઝુંપડી જેવા ઔદારિક દેહનો ત્યાગ કરીને, તેજસ્વી અને રાજાઓને માનનીય સૂરિજી મહારાજ બીજા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવ થયા.

આકાશગામિની લબ્ધિના પ્રભાવે શ્રીપાદલિપ્તસૂરિજીની માફક ગીરિનાર આદિ તીર્થોની યાત્રા કરીને, સમ્યકત્વ મૂલ બારે વ્રતોની આરાધના કરીને અને પરમ પવિત્ર. ભવોભવ ચાહના કરવાલાયક શ્રી જિનશાસનની પરમ પ્રભાવના કરીને સુશ્રાવક નાગાર્જુન આ લોકમાં અને પર લોકમાં કલ્યાણ ને સાધી સુખી થયો

પરમ પ્રભાવક શ્રી સ્તંભન પાર્શ્વનાથના વર્ણનમાં જેમ નાગાર્જુનના ચરિત્રની અગત્યતા જાણીને તે બતાવ્યું, તેમ પાદલિપ્તસૂરીજીના ચારિત્રની પણ તેટલી જ અગત્ય રહેલી છે, જેનો નિર્ણય આગળ જરૂર થશે. તેમાં સૂરિજીના ચરિત્રનો ઘણો ખરો ભાગ ઉપર જણાવવામાં આવ્યો છે છતાં જન્મભૂમી, માતા પિતાના પવિત્ર નામો આદિ બીના જાણવા જેવી હોવાથી ટુંકામા નીચે પ્રમાણે જણાવીએ છીએ.

## શ્રીપાદલિપ્તસૂરિજીનું સંક્ષિપ્ત વર્ણન

કોશલા નગરીમાં વિજયબ્રહ્મ રાજાના રાજ્યમાં મહાગુણવંત ફુલ્લ નામના શેઠને પ્રતિમા નામની સ્ત્રી હતી તે સ્ત્રીએ પુત્ર પ્રાપ્તિને માટે અનેક પ્રયત્નો નિષ્ફલ નીવડવાથી છેવટે વૈરોટયા નામે શાસનદેવીની આરાધના કરવા માંડી, અષ્ટાન્હિકા મહોત્સવ પણ શરુ કર્યો. આઠમે દિવસે સંતુષ્ટ થયેલ દેવી પાસે પુત્રની યાચના કરી, જેથી દેવીએ કહ્યું કે પૂર્વે નમિ, વિનમિના વિદ્યાધરોના વંશમાં શ્રુતસાગરના પારંગામિ પૂજ્ય શ્રી કાલિકસૂરિ થયા એ વિદ્યાધર ગચ્છમાં ખેલ્લાદિક લબ્ધિસંપન્ન અને ત્રણે ભુવનના જીવોને પૂજનીય એવા આર્યનાગહસ્તિસૂરિજીના પાદશૌચનું પાણી પીવાથી વાંછિતસિદ્ધિ થશે. પાદપ્રક્ષાલનનું પાણી મેળવીને પીધા પછી પ્રતિમા શેઠાણીએ સૂરિજીને વંદન કર્યું. ધર્મલાભરૂપ આશિષ દેતાં નિમિત્ત જોઇએ ગુરુજી હસ્યા અને બોલ્યા કે—તેં અમારાથી દશ હાથ દૂર રહીને જલપાન કર્યું, તેથી તારો પુત્ર દશ યોજનને આંતરે વૃદ્ધિ પામશે મહાપ્રભાવશાલિ તે પુત્ર યમુના નદીના કાંઠે મથુરામાં રહેશે. તેમ જ તારે બીજા મહાતેજસ્વિ નવ પુત્રો પણ થશે. તે સાંભળી પ્રતિમા શેઠાણીએ કહ્યું કે-હે ભગવન્! પ્રથમ પુત્ર હું આપને અર્પણ કરીશ. તે ભલે આપની સેવામાં રહીને જીંદગી સફલ કરે, કારણ કે દૂર રહે તેથી મને શો લાભ? તે સાંભળી ગુરુ કહે કે—તારો તે પ્રથમ પુત્ર શ્રીસંઘ આદિ સકલ જીવોનો ઉદ્ધારક અને બુદ્ધિગુણમાં બૃહસ્પતિના જેવો થશે. એમ ગુરુનું વચન સાંભળી તેણે શકુનની ગાઠ બાંધી. ખૂશી થઈ ઘરે આવી આ વાત ફુલ્લ શેઠને જણાવી. તે જ દિવસે નાગેન્દ્રના સ્વપ્નથી સૂચિત ગર્ભ રહ્યો. ગર્ભને ઉચિત વર્ત્તન કરતાં તેના મનોરથોની સાથે તે વૃદ્ધિ પામ્યો અને અવસરે સુલક્ષણ પુત્રનો જન્મ થયો. (અપૂર્ણ)

મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજનો ગયા અંકથી અધુરો રહેલો "જિન મંદિર"નો લેખ આ અંકમાં, સ્થળ સંકોચના કારણે, લઈ શકાયો નથી.

આપનું સરનામું બદલાય તો તેના સમાચાર સુદી ત્રીજ પહેલાં માસિકની ઑફિસને લખી જણાવશો. જેથી આપનું માસિક ગેરવલ્લે ન જાય.

# આપને સાંભરે છે?—

એ

**અપૂર્વ, ઐતિહાસિક પ્રસંગ**

જ્યારે

શ્રી રાજનગર (અમદાવાદ)ના આંગણે—

અખિલ ભારતવર્ષીય

**શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક મુનિસમ્મેલન**

ભરાયું હતું,

અને

એ મુનિસમ્મેલને

**આપણા ધર્મની રક્ષા માટે એક મુનિ-મંડળ નીમ્યું હતું.**

એ

મુનિમંડળની સમિતિ તરફથી છેલ્લા સાત માસથી

**"શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક નીકળી રહ્યું છે.**

આપ નોંધી રાખો કે—

**"શ્રી જૈન સત્ય પ્રકાશ" એ ભવ્ય મુનિસમ્મેલનનું સંભારણું છે.**

આપ

એ માસિકના ગ્રાહક બનીને હમેશાને માટે

એ

**અપૂર્વ સંભારણાને અપનાવો!**

ગ્રાહક થવા માટે લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા.
અમદાવાદ (ગુજરાત)

મુદ્રક : [illegible] મગનલાલ દેસાઈ, મણિ મુદ્રણાલય, [illegible], અમદાવાદ

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

## વિષય–દર્શન




પ્રકાશક

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા,

અમદાવાદ ( ગુજરાત ).

લવાજમ—

સ્થાનિક ૧–૮–૦, બહારગામનું ૨–૦–૦

છૂટક નકલ—

૦–૩–૦


**સરનામું બદલાયાના સમાચાર તરત જણાવશો !**

णमो त्थु णं भगवओ महावीरस्स
सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसमइयं पत्तं मासियमेय भव्वाण मग्गयं विसद ॥१॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ | અંક ૮

अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वंति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागममगयं दाउं विसिट्ठोत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसए चे मेऽहिलासा तया,
वाइज्जा प्पवरं पसिद्धजईणं सच्चप्पयासं मुदा ॥ २ ॥

વિક્રમ સંવત ૧૯૯૨ : ફાગણશુકલા પંચમી | વીર સંવત ૨૪૬૨ | : સને ૧૯૩૬ ફેબ્રુઆરી ૨૭

## સાધુસેવા : સિદ્ધિસોપાન

પ્ર૦ હે ભગવન્! તેવા પ્રકારના (ઉચિત સ્વભાવવાળા) શ્રમણ કે શ્રાવકની **સેવા** કરનારને તેની સેવાનુ શું ફળ મળે?

ઉ૦ હે ગૌતમ! તેઓની સેવાનું ફળ શ્રવણ છે એટલે કે સત્શાસ્ત્ર સાભળવા મળે છે.

પ્ર૦ હે ભગવન્! તે શ્રવણનું ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેનું ફળ જ્ઞાન છે.

પ્ર૦ હે ભગવન્! તે જ્ઞાનનું ફળ શુ છે?

ઉ૦ હે ગૌતમ! તેનું ફળ વિજ્ઞાન—વિવેચનપૂર્વકનું જ્ઞાન—છે.

પ્ર૦ હે ભગવન્! તે વિજ્ઞાનનું ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેનુ ફળ પચ્ચખ્ખાણ છે.

પ્ર૦ હે ભગવન્! તે પ્રત્યાખ્યાનનુ ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેનુ ફળ સંયમ—સર્વસ્વ ત્યાગરૂપ સર્વવિરતિ—છે

પ્ર૦ હે ભગવન્! તે સંયમનુ ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેનુ ફળ આસ્રવરહિતપણું છે.

પ્ર૦ હે ભગવન્! તે આસ્રવરહિતપણાનુ ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેનું ફળ તપ છે.

પ્ર૦ હે ભગવન્! તે તપનું ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેનું ફળ કર્મરૂપ મળને સાફ કરવાનું છે!

પ્ર૦ હે ભગવન્! કર્મરૂપ મળ સાફ થવાનુ ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેથી નિષ્ક્રિયપણું પ્રાપ્ત થાય છે?

પ્ર૦ હે ભગવન્! તે નિષ્ક્રિયપણાનું ફળ શું છે?

ઉ૦ હે ગૌતમ! તેનું ફળ **સિદ્ધિ છે.**

—**શ્રીભગવતીસૂત્ર**

# श्री आदीश्वर-स्तोत्रम्

कर्ता—उपाध्याय श्री पद्मविजय गणि

(पंचचामरवृत्तम्)

तिलोयपूयणिज्जपायपोम्मजुम्मसीसरं,
मणुस्सचित्तवारियप्पबोहदिव्वभक्खरं ।
पहावपुण्णमुत्तिलद्धिसिद्धिदाणपच्चलं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ १ ॥

अणंतभव्वमुत्तिदाणदक्खठाणसंठियं,
विभत्तसत्तुसम्मभावभूसियंगमंडियं ।
णियस्सहावरत्तचत्तपुग्गलाहिणंदियं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ २ ॥

भवद्धिजाणवत्ततुल्लपुण्णधण्णदंसणं,
मणुण्णसद्दभासणं सुदिट्ठितत्तवासियं ।
पसण्णवत्तपंकयं सुरेसराइसंथुयं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ ३ ॥

अबोहरागदोसबद्धकम्मगंठिभेयगं,
परप्पहावसंसियं महेसरं महस्सयं ।
विसुद्धदंसणाइलद्धसिद्धभावसंपयं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ ४ ॥

विणट्ठसत्तुसंगइं किलिट्ठसत्तुजावगं,
पवित्तसिद्धिमग्गदेसणाविदिण्णणिव्वुइं ।
विभाववण्णवण्णियं ठियं विसुद्धपव्वए,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ ५ ॥

पणट्ठकम्मम्मगं सुणिच्छियत्थदेसगं,
पवित्ततित्थतित्थतिण्णतारगेसणायगं ।
चराचरत्तिलोयवासिदव्वभावजाणगं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ ६ ॥

असंखभव्वबोहगं सिणिद्धकम्मसोहगं,
अणंतणाणदंसणप्पसत्थसम्मसंगयं ।
चरित्तदंसणं य जस्स खाइयं सुणिम्मलं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ ७ ॥

चियाउकम्मणासणा क्खयट्ठिई सिवालए,
अरूवभावपत्तणुच्चणीयभावयंयतं ।
अणंतदाणलाहभोगवीरिओवभोगयं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ ८ ॥

अहं तुवाण दंसणेण पावणत्तसंसिओ,
जिणेस ! पुण्णपुण्णसंचओदया विणिच्छया– ।
इ लद्धसेवणेण जम्मसत्थयत्तभाविओ,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ ९ ॥

तु पायसेवणा भवे भवे पहोउ मज्झ सा,
ण जं विणा कयावि हुज्ज सुद्धसिद्धिसंपया ।
इयप्पमोयमेउरो खणे खणे सरेमि तं,
णमामि सिद्धपव्वयावयंसणाभिणंदणं ॥ १० ॥

॥ पसत्थी ॥

( शार्दूलविक्रीडितवृत्तम् )

एवं सिद्धगिरिप्पहाणपहुणो थुत्तं पणीयं मए,
णिच्चं मंगलसिद्धिलद्धिणिलयाणंदप्पयाणक्खमं ।
सव्वाणिट्ठणिरोहगं पइदिणं भव्वा ! पढंतु प्पगे,
जं कल्लाणपरंपराप्पभणणा सिग्घं तहायण्णणा ॥ ११ ॥

जुत्ते जुम्मणिहाणणंदससिणा संवच्छरे विक्कमे,
मासे मग्गसिरे तहेव धवले पक्खे दिणे भक्खरे ।
सेत्तुंजे गुरुणेमिसूरिचरणज्झाणाणुभावा कयं,
विण्णत्तीइ धुरंधरस्स गणिणोज्झाएण पोम्मेण य ॥ १२ ॥

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમત્ સાગરાનન્દસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**પાત્ર વિના આહારશુદ્ધિનો અભાવ**

ઇર્યાસમિતિ અને ભાષાસમિતિની માફક ત્રીજી સમિતિ જે એષણા નામની છે તેના શબ્દાર્થ તરફ જ જોઈએ તો જુદે જુદે ઘેરેથી આધાકર્મઆદિ દોષ રહિત આહાર પાણીની ગવેષણા કરવી તેવો સ્પષ્ટ ભાવાર્થ જણાઇ આવે તેમ છે. આ વાત તો સ્પષ્ટ છે કે સર્વ કાલમાં સર્વ જીવો ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનોની માફક મોટી મોટી તપસ્યાના પારણે પણ સંપૂર્ણ અશન, પાન ન મળે તો પણ, શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજાએ પાંચ દિવસ ઊન છમાસી તપના પારણે માત્ર થોડા લુખા અડદ મલવા માત્રથી નિર્વાહ કર્યો, તેવી રીતે નિર્વાહ કરી શકે નહિ, અને તેથી એષણાસમિતિ સાચવવાની ગરજવાળા સાધુઓએ આધાકર્મ, તથા પૂર્વકર્મ અને પશ્ચાત્કર્મના દોષના પરિહારને માટે ભિક્ષાને માટે જરુર પાત્ર રાખવું જોઇએ. જેઓ ભિક્ષાની શુદ્ધિ માટે પણ પાત્ર રાખવામાં પરિગ્રહ માને છે, તેવા તે દિગંબરોના સાધુઓ એક જ ઘેરથી અશન અને પાન સંપૂર્ણપણે ગ્રહણ કરે છે, તેઓને આધાકર્મ અને પૂર્વ–પશ્ચાત્ કર્મનો પરિહાર થઇ શકવો સ્વપ્ને પણ સંભવિત નથી. અને જો આધાકર્મઆદિ દોષનો પરિહાર ન થાય, તો ઇંદ્રિનાગના દૃષ્ટાંત મુજબ દિગંબરના સાધુઓને અનેક ઘેરે અનેક જાતની આરંભની પ્રવૃત્તિઓ થવાના કારણભૂત બનવું પડશે, અને તેથી પાત્ર નહિ રાખવાને લીધે તેવા આહારોનો ઉપદેશ દેવાથી અને તેવો આહાર લેવાથી પૃથ્વીકાયાદિ છએ પ્રકારના જીવોની હિંસા કરાવવાનું અને અનુમોદવાનું થશે એ ચોક્કસ જ છે. અને તેમ કરતાં સર્વ મહાવ્રતોની મૂળ જડ જે અહિંસા એટલે પ્રાણાતિપાતવિરમણ તેનો નાશ થશે એટલું જ નહિ પણ પ્રરૂપણાની પદ્ધતિ પલટાવવાથી મિથ્યાત્વનો પણ નિશ્ચય ગણાશે.

**પાત્રના અભાવે ગૃહસ્થો પાસે કોળીયે કોળીયે ખાવાનું થાય જ.**

કોઇ પણ શાસ્ત્રકારે કોઇ પણ મુનિને માટે એકેક કોળીઓ ગૃહસ્થ પાસેથી લેવા માટેનું વિધાન કરેલું જ નથી, અને આ દિગંબરોને ભિક્ષાને માટે પાત્ર નહિ રાખવાનું હોવાથી ગૃહસ્થો પાસેથી એકેક કોળીઆ લેવા પડે છે. અને ગૃહસ્થ સમક્ષ આહાર કરવાથી સાધુઓને દુર્લભબોધિ થવું પડે એ વચનને આધારે ભવાંતરે દુર્લભબોધિ થવાને માટે જ હોય નહિ, એમ તેઓ ગૃહસ્થની પાસેથી એકેક કોળીઓ લે છે અને આહાર

કરે છે. આ વસ્તુ વિચારતાં શાસ્ત્રકારો જે મયૂરનૃત્યનું અનુકરણ શાસ્ત્રનિરપેક્ષોને માટે જણાવે છે તે ખરેખર વ્યાજબી લાગે છે, કેમકે માત્ર બાહ્યથી પરિગ્રહને ગ્રહણકરવારૂપી પાત્રના સંગને ગણીને પાત્ર છોડી દીધું, પણ તેને અંગે હિંસાની પ્રવૃત્તિવાળા થવા સાથે દુર્લભબોધિ થવાનો રસ્તો ગ્રહણ કરવો પડયો.

**પાત્રના અભાવે એઠું પાણી ગૃહસ્થો પાસે પરઠવાવું પડે જ**

વળી એ પાત્ર છોડવાને લીધે દિગંબરોને એકેક કોળીએ ગૃહસ્થો પાણી રેડે અને પોતાને હાથ ધોવા પડે અને તે એઠું અને ચીકટું બધું પાણી નીચે મેલી રાખેલા ગૃહસ્થના પાત્રમાં એકઠું થાય અને તે એઠું અને હાથ ધોયાનુ પાણી તે દિગંબર સાધુને પરઠવવાનું ન બને અને તેથી તે પાણી ગૃહસ્થો કે જેઓ છ જીવનિકાયની હિંસા માટે તપેલા લોઢાના ગોળા જેવા છે તેઓ જ તે પાણીને ફેંકી દે, અર્થાત્ પારિષ્ઠાપનિકાસમિતિનું શાસ્ત્રકારોએ મુનિરાજાઓ માટે જે તત્ત્વ જણાવ્યુ છે, તેનું નામ નિશાન પણ આ સ્થાને રહેતું નથી.

**શૌચને માટે કમંડલુ રાખવાની અને તેની પવિત્રતાની હઠનું કારણ**

વળી એક વાત વિષેશે ધ્યાનમાં રાખવાની છે કે જૈનોને શૌચ કરવાનું વિધાન માત્ર લૌકિક વ્યવહાર પુરતું જ છે, કેમકે જૈનોએ જેમ જેમ શૌચ વધારેને વધારે વખત થાય તેમ ધર્મની કે પુણ્યની વૃદ્ધિ માનેલી નથી અને તેથી જ શૌચને આધારે સદ્ગતિનુ થવું જૈનશાસ્ત્રકારો માનતા નથી. તેમ જ અન્ય મતવાળાઓ પુરીષ (વિષ્ઠા) સહિત જેનું શરીર બળ્યુ હોય તે જીવ બીજા ભવમાં દુર્ગતિ એટલે શિયાળીચાપણું પામે એમ માને છે તેમ જૈનશાસ્ત્રકારો, શૌચથી સદ્ગતિ નહિ માનવાની માફક જ, અશૌચથી એટલે મૂત્ર, વિષ્ઠા વિગેરેથી લેપાએલા શરીરવાળો મરી જાય તો પણ તેની દુર્ગતિ માનતા નથી, અને તે જ કારણથી મનુષ્યની કોઇ પણ અધમ કે અધમાધમ જાતિ હોય, તો પણ તેની દુર્ગતિ જ થાય એવું જૈનશાસ્ત્રકારો માનતા નથી, અર્થાત્ જૈનશાસ્ત્રકારો પરિણામ એટલે ભાવવાદને એકાંતે સદ્ગતિ દુર્ગતિના કારણરૂપે માને છે, અને દ્રવ્યવાદ કે જે અશુચિ કે શુચિ પદાર્થના સંસર્ગરૂપ હોય, કે સામાન્ય વસ્ત્ર, પાત્ર, ધનધાન્યાદિના સંસર્ગરૂપ હોય, પણ તે સર્વને અનેકાંતિક એટલે સર્વથા પોતાનુ કાર્ય કરવાના નિયમ વિનાના જ માને છે. આવી સ્થિતિ છતાં સાધુપણાને અંગે નિયમિત કરવા લાયક ભિક્ષાવિશુદ્ધિનુ ધ્યાન આ દિગંબર ભાઇઓએ ન રાખ્યુ અને પૂર્વકર્મ, પશ્ચાતકર્મ, આધાકર્મના પરિહારની દરકાર છોડવા સાથે ગૃહસ્થ સમક્ષ કોળીએ કોળીએ આહાર કરી, તે એઠા પાણીને પરઠાવવાથી પારિષ્ઠાપનિકાની અસમિતિને સાથે લઇ ભિક્ષાપાત્રનો પરિહાર કર્યો, તે દિગંબર ભાઇઓએ શૌચ કરવા માટે જલનુ પાત્ર રાખવું તે શ્રેયસ્કર ગણ્યુ

વળી લોકવ્યવહારની અપેક્ષાએ શૌચ માટે રખાએલું પાત્ર પવિત્ર ગણાતું નથી, છતાં દિગંબર ભાઈઓ આ શૌચના નામે કમંડલ કે જે વાસ્તવિક રીતિએ પ્રમાર્જન કરવું અશક્ય છે, તે જૈનલિંગ નહિ પણ અન્યલિંગરૂપ પોતે ગ્રહણ કર્યું.

## [કમંડલનું અન્યલિંગપણું અને તેના પ્રવેશથી અર્વાચીનપણું

વિચક્ષણ પુરુષો આ દિગંબરમત જિનેશ્વર ભગવાન્ મહાવીર મહારાજના નિર્વાણ પછી કેટલો બધો પાછળથી નીકળ્યો હશે તે તેમના શૌચને માટે ધારણ કરાએલા કમંડલુ ઉપરથી પણ સમજી શકશે, કેમકે કમંડલુ એ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન કે સમ્યક્ચારિત્ર એ ત્રણેમાંથી કશાનુ સાધન નથી, ચિહ્ન નથી, પણ જૈનોએ જે અહિંસાવાદનો ઝંડો ચઢાવેલો છે, તેનો ઘાત કરનારું, પ્રમાર્જન અને પ્રત્યુપેક્ષણ ન થઇ શકે તેવું એક અન્ય મતમાં માનેલું અને અન્ય મતનુ જ ચિહ્ન છે. અને એવું ચિહ્ન પૂર્વધર મહારાજાઓની ઉન્નતિના એટલે નવમી સદીના કાળ સુધી ન પ્રવેશ કરી શકે તે સ્વાભાવિક છે, એટલે ભગવાન મહાવીર મહારાજના નિર્વાણ પછી પૂર્વસૂત્રની અવનતિનો જે વીસમી સદીનો કાળ છે, તેમાં જ તેઓ જૈનશાસનથી જુદા પડ્યા હોય તે સ્વાભાવિક છે. આવી રીતે અન્ય લિંગોને ધારણ કરીને જુદા પડેલા છતાં જેનું પડિલેહણ અને પ્રમાર્જન થઈ શકે, તથા પડિલેહણ અને પ્રમાર્જનના સાધનો ધરાય તેવા પાત્ર અને પ્રમાર્જનિકાને ધારણ કરનારા શ્વેતાંબરોને નવા નીકળ્યા કહે તે ખરેખર 'ચોર કોટવાળને દંડે' તેના જેવો જ ન્યાય છે.]

## શ્રી જિનમંદિરોમાં શૌચ માટેનું કમંડલ લઈ જવાની હઠનું કારણ

આ કમંડલની પવિત્રતા એટલી બધી એ લોકોએ વધારી છે કે જિનમંદિરમાં જતા તેમના સાધુઓ પણ તેને જિનમંદિરમાં લઇ જાય છે અને તેમાં બાધ ગણતા નથી. વાસ્તવિક રીતિએ જિનમંદિરમાં કાંઇ પણ અશૌચ કરવાનું હોય નહિ અને તેથી ત્યાં શૌચના પાત્રની કોઇ પણ રીતિએ જરુર ન હોય, છતાં 'નવો તરકડો નવ વખત નમાજ પડે' તેની માફક નવું ગ્રહણ કરેલું હોવાથી તે કમંડલ તેમને પવિત્ર ભાજન તરીકે મંદિરમાં લઇ જવા સુધી પણ લાયક ગણવું પડયુ.

## પાત્રના અભાવે બાલ, ગ્લાન, અસમર્થ અને વૃદ્ધના સંયમનો નાશ

આ બધી, પાત્રના અભાવે, સમર્થ અને નીરોગ એવા જુવાન સાધુઓને માટે વિચારણા કરી, પણ બાળ, ગ્લાન, અસમર્થ અને વૃદ્ધ સાધુને અંગે વિચાર કરવામાં આવે તો આ દિગંબર સાધુઓ અને તેમના મતને અંગે ક્રૂર અને ઘાતકી સિવાય પ્રાયે બીજા શબ્દો નહિ જ વપરાય. વિચાર કરો કે—

દિગંબરો પણ પ્રવ્રજ્યા એટલે દીક્ષાની ઉંમર તો આઠ વર્ષથી માને છે, તો તેવા લઘુવયના દીક્ષિતને સમુદાયના સાધુ પાત્રના અભાવે અશન, પાન ક્યાંથી લાવી આપશે? સ્પષ્ટ શબ્દોમાં કહેવું જોઇએ કે કાં તો બાળક સર્વ સમિતિનો લોપ કરતો થકો ગૃહસ્થને ઘેર ખાવા જશે અથવા તો તે બાળસાધુ ટળવળતો રહેશે અને યુવાન અને સમર્થ સાધુ ગૃહસ્થોને ત્યાં જઈ પોતાનું પેટ ભરી આવશે. વળી કદાચ કહે કે અમે તેવા બાળસાધુને દીક્ષિત ન કરીએ તો તે વસ્તુમાં પ્રથમ તો પાત્રના પરિગ્રહપણાના આગ્રહથી મહાવ્રત અને દીક્ષાને, બાળકની અપેક્ષાએ, દેશવટો દેવો પડયો, છતાં પણ આપણે ધારીએ કે તેઓ પોતાના મતના આગ્રહને ખાતર યુવાન થયા પછી જ દીક્ષિત કરે, તો તેમાં પણ સર્વ દીક્ષા લેવાવાળા યુવાનો સરખા સામર્થ્યવાળા અને લબ્ધિવાળા હોય એમ કહી શકાય નહિ, અને તેથી જે યુવાનો અસમર્થ એટલે અસહિષ્ણુ હોય અગર દીક્ષા લેવા પહેલાં તે યુવાન સમર્થ હોય તો પણ દીક્ષા લીધા પછી કોઇ કર્મના ઉદયે અસહિષ્ણુ અને અસમર્થ બને તો તેટલા માત્રથી શું તેણે મહાવ્રત છોડવાં અને ગૃહસ્થ બનવું? વળી સમર્થ જુવાને દીક્ષા લીધેલી હોય, તે શું પાછળ દીક્ષા લીધા પછી રોગે વ્યાપેલા શરીરવાળો ન હોય? અને જો કોઇ પણ અવસ્થામાં રોગની ઉત્પતિનો નિષેધ કરી શકાય જ નહિ, તો પછી પાત્રનો ત્યાગ કરનારા આ દિગંબરો તે રોગી સાધુને વગર મોતે મારી નાખવા તૈયાર થશે કે તેનાં મહાવ્રતો કોરાણે મેલાવી તેની માવજત અવિરત એવા ગૃહસ્થોની માફક કરશે? કેમકે જો એ બેમાંથી એકે ન બને તો રોગી ટળવળે અને કલ્પાંત કરે અને નીરોગી સાધુઓ ગૃહસ્થને ઘેરે બે ઘડી ભવ્ય ભોજનની મજા લઇ આવે.

### પાત્રના અભાવે માધુકરી-વૃત્તિનો નાશ

યાદ રાખવું કે દિગંબરો, શ્વેતાંબરો કે અન્ય મતોના શાસ્ત્રોની માફક, ભોજનની ગવેષણાનુ પાત્ર નહિ રાખતાં હોવાથી, માધુકરીવૃત્તિને મૂળથી મૂકી દઈ એક જ ઘેરે ધામા નાખનારા હોય છે. જૈનમત કે અન્ય કોઇ પણ મતની અપેક્ષાએ એક પણ સાધુને સમગ્ર ભોજન એક ઘરે લેવું કલ્પતું નથી, તો પછી ત્યાં ધામા નાખનારની શી દશા ગણાય? એકને અંગે જો આવો વિચાર થાય તો પછી તે દિગંબરના અનેક સાધુઓ હોય અને દિગંબર સંપ્રદાયનાં ઘર થોડાં જ હોય તો ત્યાં ગણ્યાગાંઠ્યા ઘેરે તે સર્વ સાધુઓને કેવા ધામા નાખવા પડે તે ન કલ્પી શકાય તેવું નથી.

### દિગંબર સાધુઓ અન્ય સંપ્રદાયનો આહાર કેમ ન લે?

જો કે શ્વેતાંબર સાધુઓ અધિક હોય અને શ્વેતાંબર સંપ્રદાયના ઘર

થોડાં હોય એમ ન બની શકે એમ કહેવાય નહિ, પણ શ્વેતાંબર સાધુઓને એકલા શ્વેતાંબર સંપ્રદાયવાળાને ત્યાં જ આહાર—પાણી લેવું એવો નિયમ નથી, કેમકે શ્વેતાંબર સમુદાયવાળા માત્ર આહારના દોષોને ટાળવાની ગવેષણાવાળા હોય છે, અને તેથી તેઓ શ્વેતાંમરોથી ઇતર એવા શુદ્ધ કુળોમાંથી પણ આહારપાણી મેળવી શકે છે, અને દિગંબર સાધુઓ જેમ નગ્ન હોવાથી કોઈ પણ ઈતર સંપ્રદાયના ઘરમાં પેસે નહિ કે પેસી શકે નહિ અને તેમને એટલે તે દિગંબર સાધુઓને તે ઈતર સંપ્રદાયવાળાઓ લોકની ઘૃણાને પાત્ર થયેલા હોવાથી પોતાના ઘરમાં પેસવા દે નહિ, તેમ શ્વેતાંબર સાધુઓને માટે ઈતર સંપ્રદાયવાળાને તેવી ઘૃણા આવતી નથી અને તેથી તે અન્ય મતવાળાઓ શ્વેતાંબર સાધુઓને પોતાના ઘેરે ઘણી વખત અને ઘણે સ્થાને વિજ્ઞપ્તિ કરીને વહોરવા લઈ જાય છે, અને શ્વેતાંબર સાધુઓ તે ઈતર સંપ્રદાયવાળાને ઘેરે આહારપાણી લે છે પણ ખરા. દિગંબર ભાઇઓ તરફથી કદાચ એમ કહેવામાં આવે કે અન્ય મતવાળાઓને ઘેરેથી સાધુઓએ ભિક્ષા લેવી જોઇએ જ નહિ, તો તેમનુ તે કથન પ્રથમ તો પોતે અન્ય સર્વ મતોથી છંડાએલા હોઇ બીજા નહિ છંડાએલાઓને પણ છાંડવાને રસ્તે લઇ જનારું હોવાથી રાંડેલીને પગે પડેલી સોહાગણના આશીર્વાદ જેવું જ થાય.

## ભગવાન તીર્થંકરોને અન્ય સંપ્રદાયને ત્યાં ભોજન

વળી દરેક તીર્થંકર ભગવાનો જ્યાં સુધી કેવળજ્ઞાન પામે નહિ અને શાસન પ્રવર્તાવે નહિ ત્યાં સુધી તો જરુર અન્ય સંપ્રદાયવાળાને ઘેરે જ આહાર લેનાર હોય અને તેમાં વળી યુગાદિદેવની છદ્મસ્થ અવસ્થાને અંગે તો બીજું કહી શકાય જ નહિ, કેમકે તે વખત તો કોઈ પણ જૈનધર્મના સંપ્રદાયવાળું હતું જ નહિ.

## અન્યલિંગે સિદ્ધિને ઉડાડી દેવામાં દિગંબરોની ધારણા

તત્ત્વથી તો ખિભત્સપણાને લીધે અન્ય મતવાળાઓએ આ દિગંબરોને પોતાને ત્યાં આવતા બંધ કર્યા, અને તેથી દિગંબર સાધુઓને આહારપાણી માટે પોતાનો સંપ્રદાય જ લાયક ગણવો પડયો અને અન્ય સમુદાયને અયોગ્ય ગણવા પડયા. આટલા જ માત્રથી તે દિગંબરોના હૃદયની જ્વાળા અટકી નહિ, પણ જે જૈનમતે ભાવની મુખ્યતા માનીને શુદ્ધ ભાવવાળા સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રને પ્રાપ્ત કરે અને કથંચિત્ તેવો મનુષ્ય જૈનસાધુનું લિંગ ગ્રહણ ન કરી શકયો હોય અને અન્ય લિંગમાં રહ્યો હોય, તો પણ વૈકલ્પિક લિંગ તરીકે અન્ય મતનું દ્રવ્ય લિંગ હોઈ મોક્ષના મુખ્ય કારણભૂત ભાવલિંગ મળી જવાથી મોક્ષ પામી શકે અને તે અન્ય લિંગે સિદ્ધ કહેવાય. આ વસ્તુસ્થિતિને તે દ્વેષની જ્વાળાએ સર્વથા બાળી નાખી અને દિગંબર મતવાળાઓએ અન્ય મતના દ્રવ્ય લિંગે સિદ્ધ થઈ શકે જ નહિ એમ પોકાર્યું. (અપૂર્ણ)

# સંતબાલની વિચારણા અને મૂર્તિપૂજા-વિધાન

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

(ગતાંકથી ચાલુ)

**સ્થા૦**—મંત્રીજી, પ્રમાણ તો આપે બહુ જ ઉત્તમ આપ્યાં, પરંતુ ચૈત્ય શબ્દમાં હમોને સંદેહ છે, કેમ કે એનો અર્થ મૂર્તિ અગર ભગવાનૂની પ્રતિમા એવો થઇ શક્તો નથી.

**મં૦**—ત્યારે એનો અર્થ શું થાય છે?

**સ્થા૦**—એ શબ્દનો અર્થ સાધુ થાય છે.

**મં૦**—ચૈત્ય શબ્દનો અર્થ સાધુ થાય છે એવું હમોએ તો કોઈ કોશમાં વાંચ્યુ નથી. કોશમાં તો चैत्यं जिनौकस्तद् बिम्ब चैत्य जिनसभातरुः અર્થાત્—ચૈત્ય એટલે જિનમંદિર અથવા જિનપ્રતિમા અગર ચોતરા બંધ વૃક્ષનું નામ ચૈત્ય કહ્યું છે. તમોએ જે ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કર્યો છે તે કોઇ રીતે બંધ બેસતો નથી, કેમકે સૂત્રોમાં કોઇ પણ ઠેકાણે સાધુ શબ્દને ચૈત્ય કહીને સંબોધ્યો જ નથી. સૂત્રમાં તો "निग्गंथाण वा निग्गथिण वा" "साहु वा साहुणी वा" "भिक्खु वा भिक्खुणी वा" એવા શબ્દો લખ્યા છે, પરંતુ चैत्यं वा चैत्यानि वा એવા શબ્દો તો કોઇ સ્થાન પર લખ્યા નથી. જો ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કરશો તો પછી સાધ્વીને માટે કયો શબ્દ રાખશો? શ્રી મહાવીર સ્વામીના ચૌદ હજાર સાધુઓને સાધુ કહ્યા છે પણ મહાવીર સ્વામીના ચૌદ હજાર ચૈત્ય હતા, એવું તો કોઈ સૂત્રમાં લખ્યું નથી. માત્ર મૂર્તિનો વિરોધ કરવાના ઈરાદાથી ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કરવામાં આવે છે ને તદ્દન મિથ્યા છે. વળી જ્યારે સર્વત્ર "देवयं चेइय" નો અર્થ સાધુ અથવા તીર્થંકર માનો છો તો પછી ભગવતીજી સૂત્રમાં દાઢોના વર્ણનમાં ભગવાને શ્રીગૌતમ સ્વામીજીને કહ્યું કે જિનદાઢા દેવતાઓને પૂજવા યોગ્ય છે એનુ શું? देवयं चेइय पज्जुवासामि આ સ્થાનમાં चेइय શબ્દનો અર્થ શો કરશો? જો સાધુ એવો અર્થ કરશો તો એ દૃષ્ટાંત દાઢની સાથે આવી શકશે નહિ. જો તીર્થંકર એવો અર્થ કરશો તો પછી દાઢાઓ તીર્થંકર દેવની પેઠે સેવાપૂજા કરવા યોગ્ય થઈ ગઈ. જ્યારે તીર્થંકર મહારાજની દાઢા સેવાપૂજાને યોગ્ય થઇ ગઇ તો પછી તીર્થંકર ભગવાનની મૂર્તિ પૂજવા યોગ્ય કેમ ન ગણી શકાય? તેથી ચૈત્ય શબ્દનો અર્થ પૂર્વાચાર્યોની માફક જે હમોએ કર્યો છે તે જ ઠીક છે.

**સ્થા.**—ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન પણ હોઈ શકે છે. મૂર્તિ અગર પ્રતિમા બની શકતો નથી.

**મં.**—એ આપનુ કહેવું બીલકુલ મિથ્યા છે, કેમકે સૂત્રોમાં જ્ઞાનને કોઇ પણ સ્થળે ચૈત્ય કહ્યું નથી. નંદિસૂત્ર આદિ જે જે સૂત્રોમાં જ્ઞાનનુ વર્ણન છે ત્યાં સર્વ ઠેકાણે જ્ઞાન અર્થ વાચક "નાણ" શબ્દ લખ્યો છે અને સૂત્રોમાં જે જે સ્થાને જ્ઞાની મુનિમહારાજનું વર્ણન આવે છે તે "સ્થાને" मइनाणी, सुअनाणी, ओहिनाणी, मनपज्जवनाणी, केवलनाणी એમ તો લખ્યું છે પરતુ मइचैत्यी, सुअचैत्यी આદિ કોઇ પણ સ્થાનમાં લખ્યુ નથી. વળી જ્યાં જ્યાં ભગવાનને અગર મુનિરાજોને अवधिज्ञान, मनःपर्यवज्ञान અને केवळज्ञान ઉત્પન્ન થયાનું વર્ણન આવે છે ત્યાં જ્ઞાન ઉત્પન્ન થયું એમ તો લખ્યુ છે પણ अवधिचैत्य, मनःपर्यवचैत्य अने केवलचैत्य ઉત્પન્ન થયુ એવું તો કોઈ પણ સ્થાને કહ્યું નથી. તેમ જ સમ્યગ્દષ્ટિ શ્રાવક આદિને जातिस्मरणज्ञान, अवधिज्ञान ઉત્પન્ન થયુ એમ તો લખ્યુ છે પરતુ जातिचैत्य અથવા अवधिचैत्य ઉત્પન્ન થયું એમ તો કોઇ પણ સ્થાને લખ્યુ નથી. આથી સિદ્ધ થાય છે કે સૂત્રોમાં કોઇ પણ સ્થળે જ્ઞાનને ચૈત્ય કહ્યું જ નથી. વળી ચમરેન્દ્રના વર્ણનમાં अरिहन्ते वा चेइआइं वा અને अणगारिए वा એવો પાઠ લખ્યો છે. એ પાઠથી चेइय શબ્દનો અર્થ સ્પષ્ટ રીતે પ્રતિમા જ થાય છે. કેમકે એ પાઠમાં સાધુ અને પ્રતિમા પૃથક્ પૃથક્ લખ્યા છે. અને चेइय અથવા जिनप्रतिमा નું વર્ણન પણ જુદું છે. તેથી એ સ્થાનમાં બીજો કોઇ પણ અર્થ થઇ શકતો નથી. તમે જે ત્રણે સ્થાનમાં કેવળ अर्हन्त એવો અર્થ કરો છો તે નરી અજ્ઞાનતા છે, કેમકે શબ્દાર્થ જાણનારો સાધારણ મનુષ્ય પણ નહિ કહે કે ત્રણે સ્થાનમાં अर्हन्त અર્થ થાય છે.

**સ્થા૦**—જો ઉપર કહેલા વૃત્તાન્તમાં ચૈત્ય શબ્દનો અર્થ જિનપ્રતિમા થતો હોય અને ચમરેન્દ્ર પ્રતિમાનું શરણ લઈને સુધર્મ દેવલોક સુધી ગયા હોય તો પછી અધો લોકમાં અને દ્વીપોમાં શાશ્વતી જિનપ્રતિમા હતી, વળી ઉર્ધ્વલોકમાં, મેરુ પર્વત ઉપર, સુધર્મ દેવલોકમાં, અને સિદ્ધાયતનમાં નજીક જ જિનપ્રતિમા હતી, ત્યારે, જે વખતે શક્રેન્દ્રે ચમરેન્દ્રના ઉપર વજ્ર ફેંક્યું તે સમયે તે જિનપ્રતિમાના શરણે ન જતાં મહાવીર સ્વામીના શરણે શા માટે ગયા?

**મં૦**—એનો ઉત્તર પ્રત્યક્ષ છે કે જે જેનુ શરણ લઇને જાય છે તે પાછો તેના જ શરણમાં આવે છે. ચમરેન્દ્ર મહાવીર સ્વામીનું શરણું લઇને ગયા હતા અને જ્યારે શક્રેન્દ્રે વજ્રપાત કર્યો ત્યારે મહાવીર સ્વામીના શરણે જ આવ્યા. માર્ગમાં નજીકમાં જ શાશ્વતી પ્રતિમા અને સિદ્ધાયતન હતાં છતાં ચમરેન્દ્ર ત્યાં કેમ ન ગયા એમ તમારું પૂછવું હોય તો તે પણ ઠીક નથી.

શું માર્ગમાં સિમંધર સ્વામી અગર બીજા વિહરમાન જિન હાજર ન હતા ? એમના શરણમાં ચમરેન્દ્ર કેમ ન ગયા ? આથી તમારી મતિ અનુસાર તો વિહરમાન તીર્થંકર શરણ લેવાને યોગ્ય ન કહેવાય.

**સ્થા૦**—વન આદિને પણ ચૈત્ય કહી શકાય છે.

**મં૦**—જે વનમાં યક્ષઆદિનાં મંદિર હોય છે તે વનને સૂત્રોમા ચૈત્ય કહ્યું છે. બીજા કોઈ વનને સૂત્રમાં ચૈત્ય કહ્યું નથી.

**સ્થા૦**—યક્ષ ને પણ ચૈત્ય કહેલ છે.

**મં૦**—જૈન સૂત્રોમાં કોઈ પણ સ્થાને યક્ષને ચૈત્ય કહેલ જ નથી. જો કહેલ હોય તો તમો સૂત્રના પાઠ બતાવો. વળી જો તમો મૂર્તિને માનતા નથી તો તમારે કોઈ પુસ્તક પણ ભણવું ન જોઇએ, કેમકે પુસ્તક પણ જ્ઞાનની સ્થાપના છે. અરૂપી જ્ઞાન આત્માનો ગુણ છે. તેની क ख ग अ ब આદિ અક્ષરોમાં સ્થાપના બનાવી છે. તેથી એને પણ જૈનશાસ્ત્રમાં અક્ષરશ્રુતજ્ઞાન માન્યુ છે એ વાતને તમો પણ માનો જ છો. હવે જ્યારે પત્ર અને શાહી જેવા જડ પદાર્થોને અક્ષરજ્ઞાન માનો છો તો પછી ભગવાનની મૂર્તિને ભગવાન્ તરીકે કેમ ન મનાય ? અને શાસ્ત્રની જેમ યથા-શક્તિ સન્માન, પૂજા આદિ કેમ ન કરાય ?

**સ્થા૦**—અક્ષરને હમે શ્રુતજ્ઞાન માનતા નથી પણ એનાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય તેને શ્રુતજ્ઞાન માનીએ છીએ.

**મં૦**—હમારું પણ એ જ કહેવું છે કે હમો મૂર્તિને જ ભગવાન નથી માનતા, પરંતુ એનાથી જે પદાર્થનુ જ્ઞાન થાય છે તેને ભગવાન્ માનીએ છીએ. તમારે વિચારવુ જોઇએ કે શાસ્ત્રને ભણવાવાલા એવા તમો મૂર્તિ પૂજાથી શી રીતે દૂર થઇ શકો છો ? કેમકે સમસ્ત શાસ્ત્ર જ્ઞાનની સ્થાપના હોવાથી જડ સ્વરૂપ જ છે. પ્રત્યેક ભાષામાં અક્ષરોની બનાવટ ભલે જુદી જુદી હોય પરંતુ અક્ષરના આકારને તો જરુર જ્ઞાનનું કારણ સ્વીકારવું જ પડશે, ચાહે પછી ઉર્દૂ, નાગરી, અરબી આદિ કોઈ પણ ભાષાના અક્ષર હો. એ જ પ્રમાણે મૂર્તિઓ પણ ઋષભદેવજીની, મહાવીર સ્વામીની જુદી જુદી બની છે. એ મૂર્તિઓને પણ જેની એ મૂર્તિઓ છે તેના જ્ઞાનનું કારણ સ્વીકારવું જ પડશે. કેમકે અમે ઇશ્વરને સાક્ષાત્ જોયા નથી તેથી એમની મૂર્તિ વિના ઇશ્વરની પ્રતિ-માના સ્વરૂપનો બોધ અમને કદાપિ થઈ શકે જ નહિ. જે લોક મૂર્તિઓને નથી માનતા તે લોક પરમાત્માનુ ધ્યાન કોઈ પણ પ્રકારે કરી શકતા નથી.

**સ્થા૦**—હમે તો હમારા હૃદયમા પરમાત્માની મૂર્તિની સ્થાપના કરી લઇએ છીએ.

**મં૦**—ઠીક કહ્યું, જ્યારે તમો હૃદયમાં કલ્પના કરી લો છો તો પછી બહાર કરવામાં શી હરકત છે ? અમે મૂર્તિ વિના પણ ધ્યાન કરી શકીએ છીએ એ તો માત્ર કહેવાની જ વાત છે. વળી મૂર્તિનો પ્રભાવ પણ ઘણો ભારી હોય

છે, અને તે બન્ને લોકમાં લાભદાયક છે. જે તેને માને તે સુખી થાય છે અને તેનો દ્વેષ કરે તે પોતાનું સુખ હારી બેસે છે.

**સ્થા૦**—ત્યારે તો સુખ અને દુઃખ દેનાર ભગવાનને વીતરાગ શી રીતે કહી શકાય ?

**મં૦**—પરમાત્માની મુર્તિ તો એક પ્રકારનુ સાધન છે. વસ્તુત. તારવાવાલી તો આપણી પોતાની આન્તરિક ભાવના છે. જે મનુષ્ય પરમાત્માની મૂર્તિને દેખીને પરમાત્મભાવ લાવશે, એમના ઇતિહાસ ઉપર ધ્યાન આપશે, અને શુભ ભાવનાને વિચારશે તે જરુર શુભ ફળને પામશે, અને એથી વિપરીત આચારણ કરનાર જરુર અશુભ ફળને પામશે.

**સ્થા૦**—જડ વસ્તુથી શુભ અને અશુભ ભાવ શી રીતે આવી શકે ?

**મં૦**—એ વાત તમને આ દૃષ્ટાંતથી સમજાશે ! —જ્યારે કોઇ મકાન સંબંધી કંઇ ઝગડો ઉભો થયો હોય તો એ ઘરનો નકશો બનાવીને કોર્ટમાં બતાવવો પડે છે. ન્યાયાલયમાં એ ઘરનુ ચિત્ર બતાવ્યા વિના કાર્ય થઈ શકતું નથી. વળી કોઈને લાંબી યાત્રા કરવી હોય તો પ્રથમ તે રેલ્વેનુ ચિત્ર જોઇ લે છે, જેથી સમજ પડે છે કે અમુક રેલ્વેનો માર્ગ અમુક દિશામાં જાય છે, અમુક નગર અમુક ઠેકાણે છે. સ્કુલોમાં પણ વિદ્યાર્થીઓ નકશાની સહાયથી જ ભૂગોળ (Geography) માં આવતા સ્થાનોનુ જ્ઞાન મેળવી શકે છે. હવે તમો જરા શાંત ચિત્તે વિચાર કરશો તો માલૂમ પડશે કે જ્યારે સંસારી કામ માટે પણ ચિત્રની જરુર પડે છે તો પછી પરોક્ષ પરમાત્માનું ધ્યાન મૂર્તિ વિના શી રીતે થઇ શકે ? વળી આશ્ચર્યની વાત છે કે તમે લોકો તમારા ગુરુની સમાધિને મસ્તક ઝુકાવો છો અને પ્રસાદ વહેંચો છો અને પરમાત્માની મૂર્તિને શીર ઝુકાવવું નિરર્થક માનો છો ! ભલા, એ સમાધિ ઉપર કોઈ જોડા લઇ જઈ શકે ખરો ?

**સ્થા૦**—હરગીજ નહિ ?

**મં૦**—તો પછી વીતરાગ પરમાત્માની મૂર્તિનું સન્માન કરવામાં શું હરકત છે ? તમારા ગુરુ પોતાના ચિત્રનું સન્માન કરાવે છે, અને તમો તમારા ગુરુઓની સમાધિની પૂજા કરો છો. રાયકોટમાં અને જગરાંઓમાં રૂપચંદની, ફરીદકોટમાં જીવણમલની, અમ્બાલામાં લાલચંદજીની સમાધિ વિદ્યમાન છે. ત્યાં સ્થાનકવાસી ભાઇઓ જઇને લાડુ વહેંચે છે અને મસ્તક ઝુકાવે છે. એ મૂર્તિ—પૂજા નહિ તો બીજું શું છે ?

ભાઈ, તમે આ ઉપરથી બરાબર સમજ્યા હશો કે તમારી માન્યતા કેવી એક પક્ષી અને અધુરી છે. તમો એ નબળી માન્યતાને છોડીને પરમતારક પરમાત્માની મૂર્તિની ઉપાસના કરીને આત્માનુ સાધન કરો ! એમાં જ તમારું અને બધાનુ શ્રેય છે. આવા અર્થહીન વિતંડાવાદથી કંઈ નહિં મળે !

(અપૂર્ણ)

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आळेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज

(गतांकथी चालु)

## क्या साधु चर्मका उपयोग भी करे ?

तमारे दिगम्बरोने पण अपवादमार्गे चोमासामां मुनिनो विहार मानवो पड्यो छे। आ बाबतमां तमोने पुछवामां आवे छे के चोमासामां जल, वनस्पति अने त्रस जीवोथी आकुल मार्गो होय छे, छतां पण तमारा मुनिओ तेना पर थइने ग्रामान्तर जाय त्यां तमारी ईर्यासमितिनुं शुं थशे ?

रात्रिना समये दिगम्बर मुनि मात्रादिकनी शङ्कानिवारण माटे फरे हरे त्यां तमारी ईर्यासमितिनुं शुं थतुं हशे ? कदाच एम कहो के दिवसे हालवा चालवानी तथा मात्रा करवानी जग्या जोइ राखेल होय त्यां हरवा फरवानुं होय छे। आ बाबतमां फेर पुछवानुं जे पाछलथी त्यां जीवजन्तु आवी चड्या हशे तेनुं शुं करशो ? कदाच एम कहो के मोरपिच्छीथी पुंजता पुंजता जशे, तो वर्षाद विगेरेने लइने कादववाळी भूमि हशे त्यां शुं करशो ? आ बधो विचार लेखके प्रथम कर्यो होत तो आवुं लखवानी जरुरत पडत नहि।

कदाच एम कहेवामां आवे के चर्मनां तळीयां बांधवाथी मुनिने मार्ग जोवामां बेदरकारी रहेशे, अने खुल्ला पग होय तो कांटा कांकरा विगेरेना भयने लइने नीचे मार्ग जोइने चालशे अने तेनी साथे जीवजन्तुनु पण निरीक्षण थशे, अने ईर्यासमिति पण पळाशे। आना जवाबमां जणाववानुं जे, जीवोना रक्षणने उद्देशीने नहि परंतु कांटा कांकराथी बचवाने माटे ज जो नीचे जोइने चालवामां आवतुं होय तो तेनुं नाम मुनिनी ईर्यासमिति ज होइ शके नहि। मुनिओ जीवना रक्षण माटे पण नीचे जोइने चाले छे एम जो कहेवामां आवे तो प्रबल कारणे तलियां बांध्यां हशे त्यारे पण जीवोनी रक्षा माटे नीचे जोइने चालशे, अने ईर्यासमिति सचवाशे।

कदाच एम कहेवामां आवे के, तलियां वांधेल होवाथी रात्रे अथवा दिवसे उज्जड मार्गे मुनिओ विहार करवा लागशे, अने खुल्ला पग हशे तो, कांटा विगेरेथी वचवानी खातर रात्रे अथवा दिवसे उज्जड मार्गे विहार करशे नहि। आना जवाबमां जणाववानुं जे मुनि कांटा विगेरेथी बचवानी खातर ज रात्रे अथवा दिवसे उज्जड मार्गे विहार नथी करता एम नहि, परंतु जीवोना संरक्षणने माटे पण। भले कदाच प्रवल कारणे तलियां वांध्यां होय तो पण जीवरक्षण तो तेना लक्षमां होवुं ज जोइए। तथा चर्मनां तलियां विगेरे रात्रीगमनना प्रयोजक नथी, कारण के ते सिवाय पण केइ लोको रात्रिगमन करता नथी। कारणता अन्वय–व्यतिरेकगम्य छे, ते अहिं नथी।

कदाच एम कहेवामां आवे के चर्मना प्रयोजनमां रात्रिगमन तथा उज्जड मार्गमां गमन वतावयामां आव्यां छे तेनु शुं करशो? आना जवाबमां जणाववानुं जे, रात्रिगमन अने उज्जड मार्गमां गमन जे वतावयामां आव्यां छे, तेनु प्रयोजक चर्म नथी परंतु शासनना जे कार्य विगेरे तेना साधक तीव्र गमनादिक छे। चर्म तो तेवा पुष्टालम्वनमां पादस्खलनादिकने वचावनार छे। एम समजाने त्यां प्रयोजन तरीके जणावेल छे, वास्तविक कारण नथी, परन्तु कारणना अंगनुं पोषक छे।

सारांश–४, चमडा जीव उत्पन्न होनेका स्थान है, उसपर बैठने सोने आदि से उन संमूर्छन जीवोंकी हिंसा मुनिको लगेगी।

आना जवाबमां जणाववानुं जे, तज्जीवप्रयुक्तार्द्रतारहित शुष्क चर्ममां संमूर्छन जीवोनी उत्पत्ति ज छे नहि तो पछी "नास्ति मूलं कुतः शाखा" आ न्यायने अनुसारे हिंसा ज कइ रीते होइ शके? तज्जीवप्रयुक्तार्द्रतारहित एटले जे जीवना कलेवरनु ते चर्म छे ते जीवे ते शरीर बांधवामां अने पोषवाना समयमां जे जे भिनाश मूकी हती ते चाली गया वाद सुका थइ गयेल अने साफ करेला चर्ममां त्रस जीवनी उत्पत्ति ज नथी, आ वात अमो प्रथम विस्तारपूर्वक चर्ची आव्या छीए माटे वधारे चर्चता नथी।

सारांश–५, चमडेके उठाने, रखने, सुखाने, मरोडने, तहकरने, फाडने, आदिमें असंयम होता है।

आना जवाबमां जणाववानुं जे, वस्तुने उपाडवामां जो असंयम गणवामां आवतो होय तो मोरपिच्छी कमण्डलु विगेरने उठावनार तमारा दिगम्बर मुनिओने पण असंयम थइ जशे। चर्मने सुकाववामां असंयम कह्यो तेना जवाबमां जणाववानुं जे, शुष्क साफ करेल चर्म होय तेने सुकाववानी जरुरत ज शी छे? तथा सुकाववामां जो असंयम थतो होय तो पाणीनुं कमंडलु सुकवनार तमारा दिगम्बर मुनिने पण असंयम थइ जशे। तथा मरडवामां असंयम वताव्यो तेना जवाबमां जणावावानु जे, शुष्क–साफ चर्मने मरडवानी शी जरुरत छे? कदाच एम

कहेवामां आवे के चर्म पाणी विगेरेथी भीजाइ गयुं होय त्यारे तेने सुकाववुं पण पडे अने नीचोववुं पण पडे! आना जवाबमां जणाववानुं जे कदाच मोरपिच्छी विगेरे पाणाथी भींजाइ जाय त्यारे तेने पण सुकाववुं अने नीचोववुं पडशे त्यां असंयम थशे तेनुं शुं करशो? पाछुं तेवुं करवामां अने फाडवामां जे असंयम बताव्यो तेना जवाबमां जणाववानुं जे तहकरवामां अने फाडवामां जो असंयम गणवामां आवतो होय तो पुस्तकना पानाने भेगां करवामां तथा चोंटी गयेलांने जुदां करवामा पण तमारा दिगम्बर मुनिने असंयम थइ जशे।

कदाच एम कहेवामां आवे के चर्म जीववाळुं छे माटे तेमां उपर्युक्त क्रिया करती वखते असंयम थाय, अने मोरपिच्छी विगेरे निर्जीव छे माटे तेमां असंयम न थाय। आना जवाबमां जणाववानुं जे, आ प्रस्तुत चर्म पण निर्जीव छे आ वात अमो पूर्वे अनेक वार कही आव्या छीए।

सारांश—६, मुनिको इच्छानुसार चमडा मिलजाने पर हर्ष, और वैसा न मिलने पर शोक होगा।

आना जवाबमां जणाववानु जे, मुनिने इच्छानुसार चर्म मळवाथी जो हर्ष थतो होय अने तेवुं न मळवाथी जो शोक थतो होय तो तमारा दिगम्बर मुनिने इच्छानुसार मोर-पिच्छी अने कमण्डलु विगेरे मळवाथी हर्ष थशे, अने तेवु न मळवाथी शोक थशे तेनुं शुं करशो? तेनो जेवो जवाब तेवो आनो जवाब छे।

यत्रोभयसमो दोषः परिहारोऽपि वा समः।
नैकः पर्यनुयुज्यः स्यात्तादृशार्थविचारणे॥१॥

सारांश—७, साधुको अपने चमडे या जूतेका चोर आदि द्वारा चोरी होजाने पर या लुटजाने पर साधुका मन मलिन होगा।

आना जवाबमां जणाववानुं जे, अमारा श्वेतांबर मुनिओ चर्म राखता नथी, अने न राखवुं ए ज राज मार्ग छे, परन्तु कोइ प्रबल कारणे कदाचित् अपवाद मार्गे राखवा-मां आवे छे। अने सामान्य रीते गृहस्थ लोको जे जोडा वापरे छे ते तो अमारा मुनिओने वापरवा कल्पता नथी, अपवाद मार्गे पण तलियां अने खल्लको ज छे। हवे मुनिनी पासे रहेली वस्तुनी चोरी थवाथी तमारा दिगम्बर मुनिनुं मन पण मलिन थशे तेनु शुं करशो? वस्तुतः, उपकरणमां राग न राखवो ए मुनिनो धर्म छे, कदाच कोइ चोरी जाय तो पण प्रथम राग न हतो माटे मन मलिन थवानुं कांइ कारण ज नथी।

सारांश—८, हिंसा तथा अपवित्रतासे बचनेके लिये जब कि गृहस्थ मनुष्य भी पहनने, बिछाने के लिये अपने पास चमडा नही रखता है तो महाव्रतधारी साधु उसका प्रयोग करे यह निन्दनीय एवं पापजनक बात है।

आमांथी नीचे प्रमाणे चार वस्तुओ तरी आवे छे:—

१. चर्ममां हिंसा थाय छे ।

२. चर्म अपवित्र छे ।

३. उपर्युक्त बे कारणने लइने गृहस्थ लोको पहेरवामां तथा पाथरवामां चर्मने वापरता नथी ।

४. दशा विशेषमां पण चर्मने वापरवुं ते निन्दनीय अने पापजनक वात छे ।

आ चार बाबतमां प्रथम बाबतने माटे तो प्रथम लखी आव्या छीए के प्रस्तुत चर्ममां हिंसानो लेश पण नथी, माटे अहिंया काइ लखवानी जरुरत जेवुं रहेतुं नथी ।

बीजी बाबतमां एम जणाववामां आव्युं के, चर्म अपवित्र छे । आ बाबतमां अमो तटस्थ भावे रहीने लेखकने ज पुछीए छीए के अपवित्रनी व्याख्या शी करो छो? जे वस्तुनां रूप, रस, गंध अने स्पर्श आ चार गुणो खराब होय तेने अपवित्र कहीए छीए एम जो कहेता हो तो प्रस्तुत चर्ममां आ चारे वानां खराब नथी माटे अपवित्र थइ शकशे नहि ।

कदाच एम कहेवामां आवे के जेनो वर्ण खराब होय ते अपवित्र छे तो ते पण युक्त नथी, कारण के वर्ण पांच प्रकारनो छे, अने पांचे प्रकारना वर्णवाळी वस्तु पवित्र वस्तु तरीके गणी शकाय छे । जेम पांचे वर्णनां मणि रत्नो, तथा पांच वर्णना देहधारी तीर्थंकर देवो विगेरे ।

कदाच एम कहो के जेनो रस खराब होय ते अपवित्र कहेवाय छे तो ते पण युक्त नथी, कारण के दरेक रसवाळा गोचरी मुनिना वापरवामां आवे छे, अने ते पण अपवित्र थइ जशे, अथवा दरेक रसवाळा औषधि होय छे अने ते अपवित्र गणाती नथी ।

कदाच एम कहो के जेनो गन्ध खराब होय ते अपवित्र । तेना जवाबमां जणाववानुं जे, गन्ध बे जातना छे:—सुरभि अने दुरभि, आमां सुरभि गन्धवाळी वस्तु अपवित्र छे एम तो तमे पण कही शकशो नहि । दुरभि गन्धवाळी वस्तु अपवित्र छे एम जो कहेता हो तो दुरभि गन्धनी व्याख्या शी करो छो? जे सुंघवाथी आनन्द न थाय अने कंटाळो उपजे ते दुरभि गन्ध कहेवाय छे एम जो कहेता हो तो आवा प्रकारनां मर्दननां तेल विगेरे पण आवे छे अने ते अपवित्र तरीके गणा शकातां नथी ।

स्पर्श खराब छे माटे अपवित्र छे एम जो कहेता हो तो ते पण व्याजबी नथी, कारण के दरेक स्पर्शवाळी वस्तुओ मुनिओ उपयोगमां ले छे । तथा सारा अने नरसा रूप, रस, गन्ध अने स्पर्शमां मुनिए समभावे रहेवुं जोइए ए हिसाबे पण तेनुं वर्जन करी शको तेम नथी ।

(अपूर्ण)

—:०:—

# જિન-મંદિર

લેખક—મુનિરાજ શ્રી દર્શનવિજયજી

( છઠ્ઠા અંકથી ચાલુ )

### જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ

જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિના આ પાઠ (પૃષ્ઠ ૩૧૮ માં સિદ્ધાયતન, જિન-ઘર (જિન-મન્દિર) તથા જિન-પ્રતિમાનું એકસંગી વિધાન છે.

જૈનઆગમોને નહિં જાણનાર મનુષ્યો કેટલીક વાર કાચું કાપી નાખે છે અને ભ્રમ ફેલાવે છે કે—" સિદ્ધાયતનોમાં રહેલ જિનપ્રતિમાઓ તે શાશ્વતી જિનેન્દ્ર-પ્રતિમાઓ છે એ કબૂલ છે કિન્તુ જિન-ઘર તથા ચૈત્યનો અર્થ જિન-મન્દિર કરવો એ ગેર વ્યાજબી છે. " આ રીતે પોકારનારાઓની ક્યાં ભૂલ થાય છે તે તપાસીએ તો આ તેમની અજ્ઞાનતાનું જ પરિણામ છે, એમ સ્પષ્ટ માનવું પડે છે. જૈનઆગમના જાણકારો આ શબ્દોમાં એકીકરણ હોવાનું આગમના પાઠોથી જ સાબીત કરે છે.

સામાન્ય રીતે તીર્થંકર અને સિદ્ધની પ્રતિમાઓમાં માત્ર પરિકરનો જ ફરક હોય છે. તીર્થંકરની પ્રતિમા પરિકર રહિત રાખવાથી સિદ્ધ-પ્રતિમા કહેવાય. તીર્થંકરત્વનો કાળ મર્યાદિત છે-અસ્થિર છે સિદ્ધત્વનો કાળ અમર્યાદિત છે-અનંત છે. આથી જેમ જગત્ શાશ્વત છે, જૈનધર્મ શાશ્વત છે, તેમ સિદ્ધો—સિદ્ધપ્રતિમાઓ પણ શાશ્વત છે અને તેમના મન્દિરોનું "ગુણ નિષ્પન્ન" નામ સિદ્ધાયતન—સિદ્ધભગવાનોનુ મન્દિર છે, પરમાર્થથી તેમાં જિનેન્દ્રની શાશ્વતી પ્રતિમાઓ છે.

" જિન-ઘર " શબ્દ પણ અર્થ સંગતિ વાળો છે દેવો કે મનુષ્યો જિનેંદ્રના નિમિત્તે કંઇ પણ બનાવે છે તો તેને જિનેન્દ્રના નામ સાથે જોડી સંકેતિત કરે છે, જેમકે-જિનેશ્વરનુ સમવસરણ, જિનાગમ, જિનમન્દિર, જિનપ્રતિમા વિગેરે.

કેટલાએક ઢુંઢક મતાવલંબીઓ માત્ર જિનેન્દ્ર-પ્રતિમાના વિરોધને ખાતર કટાક્ષમાં " જિન " નો અર્થ " યક્ષ " કરે છે, પરંતુ આમ કરવા જતાં તેઓ પોતાને કે પોતાના અનુયાયીઓને કઇ પરિસ્થિતિમાં ઉભેલા જોવા ઇચ્છે છે તે સમજી શકાતું નથી. જ્યારે જિનનો અર્થ યક્ષ કરે, ત્યારે જિન-પુત્ર, જિન-પુત્રી કે જિન-મત નો શો અર્થ કરશે ? શું સ્થાનકમાર્ગી સાધુઓ પોતાના સ્થાનકમાર્ગી સમાજને " જૈની " તરીખે ઓળખાવી, આવા અધમ ગુણવાળો ચિતરવા ઇચ્છે છે ? અને નહિં તો તેઓ પોતાના અનુ-

યાચી વર્ગને શા માટે આવી અર્થ-ફસામણીમાં ઉતારે છે ? સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરીએ તો આમ કરવામાં તેઓ ભૂલને પાત્ર નથી, કિન્તુ પાંચમા આરા સાથે સંકળાએલ વક્રતા અને જડતાનું જ આ પરિણામ છે. ખરી રીતે જિનનો અર્થ તીર્થંકર માની જિન-શાસન, જૈનધર્મ, જિનાગમ, જિન-પુત્ર જિન-મન્દિર, જિન-દાઢા અને જિન-પ્રતિમાનો અર્થ તીર્થંકરનો મત વિગેરે માનવું એ જ સાચી બુદ્ધિમત્તા છે.

ઢુંઢક મતાવલંબીઓ "ચૈત્ય" નો ચિતાના સ્થાને કરાએલ સ્મારક કે જ્ઞાન એવો અર્થ કરી જિનાલયનો અભાવ માને છે. તેઓ એટલું તો આગમ-પ્રમાણ માને છે કે—"અઢી દ્વીપની બહાર મનુષ્ય ક્ષેત્ર નથી, તિર્યંચ ક્ષેત્ર છે. નંદીશ્વર દ્વીપમાં કોઈ મનુષ્ય મરે જ નહિં, ચિતા થાય જ નહિ; એટલે ત્યાં ચિતા-સ્મારક બની શકે જ નહિં. વળી કોઇ સર્વજ્ઞાની કે કેવળજ્ઞાની પણ ત્યાં હોતા નથી. પરંતુ ત્યાં "ચૈત્યો" છે. ભગવતી સૂત્રના આધારે ત્યાં જૈન સાધુઓ જાય છે, ચૈત્ય વંદન કરે છે અને પાછા આવે છે."

સ્થાનકમાર્ગી સાધુઓની ઉપર દર્શાવેલ માન્યતા જ ચૈત્યનો અર્થ જિનાલય કરવા માટે પર્યાપ્ત છે. નંદીશ્વર દ્વીપમાં ચિતા-સ્મારક નથી, જ્ઞાની નથી, છતા ચૈત્ય છે અને તે પણ જૈનસાધુઓને વંદનિક. એટલે સાચી વાત એ છે કે ત્યા ચૈત્યોમાં જિન-પ્રતિમાઓ છે (જીવાભિગમ સૂત્ર, પ્રતિ૦૩, ઉ૦૨, સૂત્ર ૧૮૩. સ્થાનાગસૂત્ર-૩૦૭) એટલા ખાતર દેવસંઘ ત્યાં અષ્ટાન્હિક મહોત્સવ કરે છે (જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વ૦૨, સૂત્ર-૩૩, વ૦૫, સૂત્ર-૧૨૩, જીવાભિગમ, પ્રતિ૦૩, ઉદ્દેશ ૨, સૂત્ર ૧૮૩. જ્ઞાતાસૂત્ર અ૦૮, સૂત્ર ૬૬, ૭૭, ૭૮. ભગવતીજી શ૦૩. ઉ૦૨ સૂત્ર-૧૪૨.)[૮] અને વિદ્યાધારી શ્રમણ-નિર્ગ્રન્થો પણ ત્યાં યાત્રા કરવા જાય છે-જિન-પ્રતિમાઓને વંદન કરે છે (ભગવતી સૂત્ર, શતક ૨૦, ઉદ્દેશો ૯, સૂત્ર ૬૮૩-૬૮૪.)

૮ સ્થાનકમાર્ગીસાધુ હર્ષચંદજી જિન-પ્રતિમાઓની કબુલાત આપતા જણાવે છે કે—

"હવે આપણે જોઈએ કે આગમોમા તે વિષે કેવુ કથન છે. જિનપ્રતિમાઓને માટે—સિદ્ધાયતનો, જમ્બૂદ્વીપ, નદીશ્વરદ્વીપ વિગેરે અનેક દ્વીપોમા, વર્ષધર પર્વતોમા, તિર્યક્ લોકમાં, અને દેવલોકમા પણ પ્રતિમાઓ છે આ સર્વ પ્રતિમાઓ દેવલોકની જેમ શાશ્વત કે સ્થાયી છે. મનુષ્ય લોકના ગૃહોની જેમ તે અશાશ્વત છે એમ નથી. દેવોના રીતિરિવાજમાં તેઓના વર્ણનમાં અનેક સ્થળે પ્રતિમા સંબંધી વાર્તા આવે છે. દેવોનો જન્મ થતાં (પોતાના ઉત્પન્ન થવા) ની સાથે પ્રતિમા તરફ કેવા માનથી, સભ્યતાથી અને વિવેકથી તેઓ વર્તે છે તે વિષય જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (ભગવતીસૂત્ર), જીવાભિગમ ને રાજપ્રશ્નીયસૂત્રોમાં છે

તિર્યક્લોક અને ઊર્ધ્વ (દેવ) લોક શાશ્વત છે અને તેનુ વર્ણન ને તેમા રહેલી અનેક વસ્તુઓનુ વર્ણન જે વખતે શાસ્ત્રકારો કરે છે, ત્યારે અંદર જિનપ્રતિમા

એક વાત નોંધી રાખવી કે–જિનાગમમાં અગ્નિસંસ્કારના સ્મારકને "સ્તૂપ" તરીકે ઓળખાવે છે. (જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વક્ષસ્કાર–૨, સૂત્ર –૩૩) અને જિનાલયોને તથા જિન પ્રતિમાને ચૈત્ય તરીકે ઓળખાવે છે.

**સ્થાનાંગ સૂત્ર**

ભગવાન્ શ્રી સુધર્મા સ્વામી ગણધર પ્રણીત સ્થાનાંગ સૂત્ર, સ્થાન-૪, ઉદ્દેશો –૨ સૂત્ર ૩૦૭ માં ચાર સંખ્યાવાળી વસ્તુઓનુ વર્ણન કરતાં જણાવ્યુ છે કે નંદીશ્વર દ્વીપમાં ૪ અંજન ગિરિ, દધિમુખ પર્વત અને રતિકર પર્વત ઉપર (૫૨) ચૈત્ય છે. જેમાં ઋષભ, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન તીર્થંકરની પ્રતિમાઓ છે.

**સમવાયાંગ સૂત્ર**

સમવાયાંગ સૂત્ર, સૂત્ર ૩૫માં પૂજનિક જિનદાઢાઓના સ્થાનનુ નિદર્શન છે.

**ભગવતી સૂત્ર**

ભગવતી સૂત્ર, શતક ૩, ઉદ્દેશો ૨ માં ચૈત્ય-નિશ્રાનુ સામર્થ્ય વર્ણવ્યુ છે.

एवामेव असुरकुमारा वि देवा। णण्णत्थ अरिहंते वा अरिहंतचेइयाणि वा अणगारे वा भावियप्पणो णिस्साए उड्ढं उप्पयंति, जाव सोहम्मो कप्पोति ॥सूत्र–१४३॥

અર્થ—ગૌતમ! (જેમ ભીલ વિગેરે મનુષ્ય ખાડા કે ઓથની સહાયથી અધિક શકિત–શાળી બને છે) તેમ અસુરકુમાર દેવો પણ ઉંચે જઈ શકે છે. પરંતુ તીર્થંકર, જિનમંદિર (જિન–પ્રતિમા) કે ભાવિતાત્મા અનગારની સહાય વિના તેઓ જઈ શકે નહિ. તેઓ તીર્થંકર વિગેરેની નિશ્રાથી સૌધર્મ દેવલોક સુધી જઈ શકે છે.

णो खलु विसए चमरस्स असुरिंदस्स असुररन्नो अप्पणो णिस्साए उड्ढं उपयित्ता जाव सोहम्मो कप्पो। णण्णत्थ अरिहते वा अरिहंतचेइयाणि वा अणगारे वा भावियप्पणो णिस्साए उड्ढं उप्पयंति, जाव सोहम्मो कप्पो ॥ १४४ ॥

સૌધર્મેન્દ્ર વિચારે છે કે – અસુરેન્દ્ર અસુરરાજ, ચમરેન્દ્રની સ્વેચ્છાએ

[જુઓ પૃષ્ઠ ૨૫૮]

---

[જિનેન્દ્ર–પ્રતિમાના પરિકરમા છત્રધારી કે હાથજોડીને સેવક ભાવે રહેલ] નાગપ્રતિમા ને અનેક દેવ [શાસનયક્ષ, શાસનયક્ષિણી] ની પ્રતિમાઓ છે, તેનુ વર્ણન શાસ્ત્રકારો પણ સાથે સાથે આપે છે

જિનપ્રતિમા, જિનદાઢા વિગેરે પ્રત્યે દેવો બહુમાનથી વર્તે છે.

મનુષ્યલોકમાં પ્રતિમા સંબધી સિદ્ધાયતનની વાર્તા કરી તે પણ શાશ્વત–પ્રતિમા વિષે છે નહીં કે અશાશ્વતી પ્રતિમા વિષે.

દ્રૌપદી, સ્વયંવર મંડપમા જતાં પહેલા, જિનપ્રતિમાનુ પૂજન કરે છે એ વાર્તા છે.

" અન્ય તીર્થિકના ગ્રહણ કરેલા અર્હન્ત ચૈત્યોને વાંદવા પૂજવા નહિ " એમ સમ્યક્ત્વ અંગીકાર કરતા આનંદ શ્રાવક કહે છે"

—શ્રીમદ્–રાજચંદ્ર–વિચાર–નિરીક્ષણ

પૃષ્ઠ –૧૪, ૧૫, ૧૬.

# મહાતીર્થ મોઢેરા

લેખક:
મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

આપણે જ્યારે જૈનઆગમોમાં આવતાં જિન-ચૈત્યોનું વર્ણન વાંચીએ છીએ ત્યારે ઘણી વાર એમ થાય છે કે એવી ઘાટણીના મંદિરો હશે ખરા? એ બાંધણી, એ રચના કૌશલ્ય અને એ લાલિત્યમય કળા વૈભવ ક્યાય જોવા મળશે ખરો? ઘણીવાર એ માટે અનેક તર્ક વિતર્ક થતા. ભારતના ઘણાયે જિનચૈત્યોના દર્શન કરવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થયુ, કિન્તુ જૈનઆગમાનુસાર જિનમંદિરની રચના યથાર્થ સ્વરૂપમા ન દેખાઇ, આ વિધિઅનુસારની બાંધણી માટે વિક્રમની પ્રથમ સહસ્રાબ્દિના સમયના મંદિરો જોવા મળે તો જ સંતોષ થાય. યદ્યપિ પ્રાચીન જિનમંદિરો તો ઘણાયે છે કિન્તુ હમણા હમણા જે જીર્ણોદ્ધારો થાય છે તેમા એ વિધિ જળવાતી નથી કે નથી એવા જાણકાર શિલ્પિઓ।

**મોંઢેરાનું મંદિર**—ગુજરાતના વિહારમાં અચાનક મોંઢેરાના ધ્વસ્ત જિનમંદિરના દર્શન થયા દર્શન થતાં જ હૃદયમા લાગણી થઈ કે જૈનઆગમોના વર્ણન-વિધાન મુજબ વિધિપુરઃસરતું આ જિનમંદિર છે. શ્રી જીવાભિગમસૂત્રજીના વર્ણન મુજબ વિજયદેવતા જિનમંદિરની નજીકની પુષ્કરણીમાં ઉતરી, હાથ પગ ધોઈ, પવિત્ર બની જિનવરેન્દ્રનાં દર્શન પૂજન કરવા જાય છે,[1] બરાબર એ જ પ્રમાણે મોઢેરાના આ ધ્વસ્ત જિનમંદિરની પાસે જ પાણીનો સુદર કુંડ છે; તેમાં ઉતરવાનાં ચારે તરફ (ગોળ ફરતા ચોતરફ) પગથીયાં અને પ્રવેશદ્વાર છે. કુંડમાં ઉતરવાના ચાર ધોરી રસ્તા સુદર પથ્થરના બાંધેલાં છે જાણે પાણીથી ભરેલી સુદર વાવમાં ઉતરતા હોઇએ તેવો ભાસ આપે છે. મારા નમ્ર મત પ્રમાણે ગુજરાતમાં ઐતિહાસિક દૃષ્ટિએ, સૌથી પ્રાચીન જિનમંદિર આ મોઢેરાનુ ધ્વસ્ત મંદિર છે. મોઢેરાના આ પ્રાચીન ગગનચૂમ્બી ભવ્ય જિનમંદિરની કળા આખા ગુજરાતના મંદિરોમા ઓછેવત્તે અંશે જરુર ઉતારવામાં આવી છે.

**જૈનમંદિરોની પાસે જ કુંડ હોય ખરા?**— જિનમંદિર પાસે વાવ-પુષ્કરણી કે કુંડની રચના એ કાંઇ કલ્પિત કે તદ્દન નવીન રચના નથી. ગિરનારજીના વસ્તુપાલ તેજપાલના મંદિર પાસેનો કુંડ, આબુજીના વિમલશાના આદિનાથજીના મંદિર પાસેનુ લલિતાસર, દક્ષિણભારતની વારાણસી–કાશીપુરી–સરખા કુલ્પાકજીના પ્રાચીન જિનમંદિર પાસેની આરસની પુષ્કરણી; કલકત્તાનુ પ્રસિદ્ધ કાચનુ મંદિર જેની પાસે સુદર હોજ-કુવાઓ છે, પાવાપુરીનુ જગપ્રસિદ્ધ, અતીવ પ્રાચીન જલમંદિર, ગુણાયાજીનુ જલમંદિર; રાજગ્રહી તીર્થ પાસેના કુંડો, શિખરજી પહાડ (Parsnath Hill) ઉપરના શામળીયાજી પાર્શ્વનાથજીના મંદિર પાસે અખુટ ભંડાર સમુ ઝરણુ; પરમાત્મા મહાવીર દેવની જન્મભૂમિ ક્ષત્રિયકુંડના મહાવીર સ્વામિના મંદિર પાસેનુ ઝરણુ, અને સૌથી

---

[1] સ્થાનકમાર્ગિઓને પણ માન્ય અને સ્થાનકમાર્ગિ સાધુસંપાદિત જીવાભિગમસૂત્રમાં પણ ઉપર્યુક્ત વિગત એ જ પ્રમાણે મળે છે.

પ્રાચીન મહાતિર્થાધિરાજ શ્રી સિદ્ધાચલજી ઉપરનો સૂરજકુંડ, આ બધા સ્થાનો એક વસ્તુ બરાબર પુરવાર કરે છે કે જૈનમંદિરોની પાસેના જ સ્થાનમાં પુષ્કરણી–વાવ, કુંડ, [2]ઝરણું કે કુવો ઇત્યાદિ હોય છે.

**મોઢેરાના કુંડની વિશેષતા**—આટલુ છતાયે મોઢેરાના આ જિનાલય પાસેના કુંડમા એક વિશેષતા રહેલી છે. તે એ કે કુંડ ઉપર ચોતરફ ફરતી મોટી મોટી દેરીઓ છે. પાછા આમા ત્રણ વિભાગ છે. એક તો તદ્દન મથાળે બાવન જિનાલયના મોટા મંદિરની વચલી મોટી દેરીઓ જેવડી મોટી મોટી દેરીઓ છે, વચમા તેથી નાની નાની દેરીઓ છે, અને તેની બાજુમા તદ્દન નાની દેરીઓ છે આ બધા દેરીઓમા દેવાધિદેવ જિનવરેન્દ્રની મૂર્તિઓ બિરાજમાન હશે આનો આશય મને એમ સમજાય છે કે ત્રણ લોકના નાથને—જિનવરેન્દ્રને જલદેવતા આપો આપ ભક્તિથી જ અભિષેક કરે છે અને નમે છે માટે કલ્યાણના અર્થી મુમુક્ષુ જનો તમે પણ ભક્તિથી નમો

**કુંડનું અનુકરણ**—આવી રીતના સુંદર મનોહર અને ભવ્ય જિન–દેરીઓથી સુશોભિત, વિશાલ કુંડના અનુકરણરૂપે જ ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની માતા મણુયલ દેવીએ વીરમગામનુ પ્રસિદ્ધ મુનસર તલાવ બંધાવી તેના ઉપર ચોતરફ ફરતી મહાદેવજીની દેરીઓ બંધાવી હતી અને ખુદ સિદ્ધરાજ જયસિંહને પણ મોઢેરાનો આ ભવ્ય કુંડ જોઈને જ પ્રેરણા મળેલી કે મોઢેરાના મંદિરની પ્રભા અને પ્રતાપને ઝાંખપ લગાડે તેવું સહસ્રલિંગ તળાવ બંધાવવાના કોડ જાગેલા, પરંતુ ગુજરાતના કમનસિબે સહસ્રલિંગ પુરાઈ ગયુ અને મોઢેરાનુ એ પ્રેરણાબીજસમુ મંદિર અને એ જિન મંદિરોથી અલંકૃત કુંડ ખંડિયેર હાલતમા ગુપ્ત પ્રેરણા આપતા આજે અપ્રસિદ્ધ જેવા થઇ પડ્યાં છે

મોઢેરાના આ જિનમંદિર પાસેના કુંડ ઉપર રહેલી દેરીઓમા ઘણી ખરી ખંડિત જિનપ્રતિમાઓ આજેય વિદ્યમાન છે યદ્યપિ ઉપરની મોટી દેરીઓ તદ્દન ખાલી અને તુટી ફૂટી ગઇ છે. વચલી નાની દેરીઓ ખંડિત તો છે પરંતુ તેમાં કોઈ કોઇ દેરીઓમા દેવ બિરાજમાન છે, પરંતુ એ કયા દેવ છે, કોણ છે એ ઓળખવુ મુશ્કેલ છે. અને તદ્દન નાની દેરીઓમાની પણ ઘણી ખરી તુટેલી ફૂટેલી અને ખાલી છે માત્ર ચારથી પાચ દેરીઓમા પ્રતિમાઓ છે, અને તે બધી જિનવરની પ્રતિમાઓ છે સુંદર, પ્રશાંત, ધ્યાનસ્થ અને પદ્માસનસ્થ મૂર્તિઓ જિનેશ્વર સિવાય બીજા કોઈ પણ દેવની હોતી નથી. તેમાય એકાદ મૂર્તિનો હાથ ખંડિત છે, તો કોઇકનો પગ ખંડિત છે, એકાદ પ્રતિમા તદ્દન અખંડિત છે ખંડિત પ્રતિમાઓ પણ એવી છે કે એક બાલક પણ સ્હેલાઇથી ઓળખી શકે કે આ જિનપ્રતિમા છે

૨ ક્યાંક ક્યાંક જિનમંદિરો પાસે મોટી નદી કે સમુદ્ર પણ હોય છે ગંગા કિનારાની ચંદ્રપુરીનુ મંદિર, કાશીનુ ભદઇની ઘાટનુ ગંગા કિનારાનુ મંદિર, જમુના કિનારાનુ શૌરીપુરનું ચક્રુલતિલક નેમનાથજીનુ મંદિર તેમ જ પ્રભાસપાટણ તથા ખંભાત –કાવિ આદિનાં મંદિરો હીરસૌભાગ્યમા કવિ લખે છે કે જે મંદિરને સમુદ્ર દેવતા ભરતીરૂપે ત્રણ વાર જલ ચઢાવીને નમે છે એટલે જિનમંદિર પાસે જલાશય એ કાઇ નવીન કે કાલ્પનિક પથા નથી, પરંતુ અતીવ પ્રાચીન કાલથી જૈનસૂત્રાનુસાર એ પ્રથા–વિધિ ચાલી આવી છે.

પૂર્ણિમાની ચાદની પુરબહારમા ખીલી હોય, શીતરશ્મિ સુધાકર પોતાની અમૃતવર્ષિણી જ્યોત્સ્નાથી આ જિનમંદિરને ક્ષીરસાગરના જલથી અભિષેક કરી તેનું ન્હવણજલ આ કુંડમા ભરતો હોય તેમ સફેદ દૂધ જેવો લાગતો આ કુંડ માનસ સરોવરની ભ્રાન્તિ કરાવે છે. અને કૃષ્ણ પક્ષમા મંદિરનુ પ્રતિબિંબ અંદર પડયું હોય, હાલતા ચાલતા જલતરંગોમાં ચોતરફ રમતાં તારલાંઓ દેખાતા હોય તે વખતે આ સુંદર કુંડનુ, રત્નાકરની ઉપમાને સફલ કરતુ, દશ્ય કેવુ રમણીય અને મનોહર હશે? આજે તો એ અપૂર્વ દશ્ય નીરખી ઉલ્લાસ પ્રાપ્ત કરનાર કોઈ ભક્તજન ત્યા જણાતો નથી.

**મૂલ મંદિર**—કુંડ અને કુંડ ઉપરની જિનેશ્વરની દેરીઓ જોયા પછી મૂલ મંદિર જોતાં પ્રાચીન શિલ્પગ્રંથોમા ઉલ્લિખિત હંસસ્તર, ગજસ્તર, મનુષ્યસ્તર (કિન્નરસ્તર) અને અશ્વસ્તરના જે પ્રમાણો મળે છે તે સ્તરો એ ગ્રંથોના વિધાન મુજબ યથાર્થ રીતે આ મંદિરમા અવતારિત છે. અને તેની ઉપર જુદા જુદા નાટયના અભિનયો—લલિત કલામય અંગભંગીઓથી સુશોભિત ચિત્રો છે

શ્રી જીવાભિગમસૂત્રજીના વર્ણનાનુસાર મંદિરમા પેસતાં પ્રથમ ચોમુખજીના આકારનુ સુંદર મંદિર છે (અથવા તો એ રંગમંડપ–પ્રેક્ષામંડપ હોય.) જેનો આ ગર્ભગૃહ–મૂલ ગભારો હોય એમ દેખાય છે. અથવા તો ચોમુખજી—ચોતરફ ચોમુખજી અને વચમા ગભારો હોય એવી રચના છે પછી વચમા ત્રણ પબાસન કરી બનાવેલી ગાદી પણ દેખાય છે, અને પાછળના મૂલ ગભારામા તો જિનપ્રતિમાના મૂલ આસન જેવુ આસન અને પ્રતિમાના પાછળના ભાગના ડાઘ–આકાર પણ દેખાય છે તેમ જ મૂલમંદિરના વચ્ચેના ગભારામા ઉપર શિખરના ગુમ્બજમા કોરેલા ચિત્રો, યદુકુલતિલક બાલબ્રહ્મચારી શ્રીનેમનાથજી ભગવાનની જાનનુ દશ્ય અને નાટયશાસ્ત્રના વિધાન અનુસારની રમ્ય આકૃતિઓ પ્રેક્ષકનુ મન આજે પણ લોભાવે છે. એકે એક આકૃતિમા કુશલ કારીગરે જીવંત ભાવ રજુ કર્યો છે જાણે હમણા જ કોઈક આકૃતિ બોલી ઉઠશે, અને સંગીત શાસ્ત્રના આલાપ સાથે સારંગીના સૂર સંભળાશે એમ લાગે છે આવી જ રીતે ચોતરફ ફરતી પુતળીઓ–પુતળા પણ એવા જ સરસ છે મંદિરની બહારની આકૃતિઓ પણ એવી જ કલામય અને મનોહર છે કે ત્યાં ઉભા રહી નિરાંતે જોયા સિવાય આગળ ન વધી શકાય. બસ આ જ કળા ગુજરાતનાં જૈનમંદિરોમા સર્વત્ર પ્રસરેલી જોવાય છે. આબુના વિમલશાહના જગપ્રસિદ્ધ મંદિરો અને પેલું સુંદર નાજુક સલાટોનુ જિનમંદિર કે જેમા આ જ ભાતનાં ચિત્રો અને પુતળીઓ ઉભા છે તે તથા તારંગાનુ મંદિર અને તેના બહારના પુતળાંની રચના તો મને હુબહુ આ મંદિરની નકલ જ લાગે છે. ગિરનારજી અને સિદ્ધાચલજીના મંદિરોમા પણ આવાં પુતળા મંદિરના પાછળના ભાગમા વિદ્યમાન છે. હું તો મોઢેરાનુ આ ધ્વસ્ત મંદિર જોઈ બરાબર એ જ અનુમાન ઉપર આવ્યો છું કે ગુજરાતના પ્રાચીન જિનમંદિરોની કળાની પ્રેરણાનુ જન્મસ્થલ આ મોઢેરાનુ મંદિર છે. જૈન સૂત્રોના વિધાન મુજબ બરાબર આ મંદિરની રચના કરવામા આવી છે.

**આ છે તો જૈનમંદિર જ**—કદાચ વાચકોને એમ થશે કે આ છે તો જૈનમંદિર જ ને? તેના જવાબમા અનેક પુરાવા છે જેથી આ મંદિર જિનમંદિર જ

છે એમ બરાબર સિદ્ધ થાય છે પ્રત્યક્ષ રીત્યા આ મૂલ મંદિરમાં અત્યારે જિનેશ્વરની પ્રતિમા રહેવા દેવામા આવી નથી—આપણા જોવામાં નથી આવતી, કિન્તુ મંદિરના દરેક વિભાગની રચના એમ કહે છે કે નિર્વિવાદ આ જૈનમંદિર છે

(૧) યદિ આ શિવાલય હોત તો પોઠીયો–નાદિ શિવલિગ કે શિવલિંગને બિરાજમાન કરવાનો ખાડો હોત, જલાધારીનું નિશાન પણ હોત. પણ એમાંનું કશુંયે નથી.

(૨) વિષ્ણુ કે રામચંદ્રજીનું પણ આ મંદિર નથી. કોઇ પણ અજૈન દેવ કયાંય બિરાજમાન નથી. યદિ અજૈન મંદિર હોત તો અવશ્યમેવ ગણેશજી, હનુમાનજી કે હરકોઈ અજૈન દેવનુ ચિન્હ હોત.

(૩) જ્યારે તેથી વિપરીત ત્રણ પબાસન ઉપર ગાદી, જૈનમંદિર સિવાય બીજા મંદિરોમા નથી હોતી તેમ જ મૂર્તિની પાછળના આકારો જે આજેય દેખાય છે તેથી એમ બરાબર લાગે છે કે અહીં જૈન-પ્રતિમાઓ જ હશે–હતી.

(૪) આ સિવાય દરેક ગોખલામા **ઉભી બ્રહ્મશાંતિની** ચતુર્ભુજ મૂર્તિ છે. આથી એમ પણ લાગે છે કે આ મંદિર અન્તિમ તીર્થંકર પ્રભુ મહાવીરસ્વામિનુ જ મંદિર હશે અને એ જ કથનને વિવિધતીર્થકલ્પકાર પણ "मोढेरए वीरं"થી ટેકો આપે છે. એ ઉલ્લેખ આ જૈનમંદિર જ છે તેની પણ બરાબર ખાત્રી કરાવે છે.

(૫) અને પાર્શ્વયક્ષ (વામનયક્ષ) ની સુંદર મૂર્તિ મદિરજીમા અદ્યાવધિ વિદ્યમાન છે અને સૌથી સબલ પ્રત્યક્ષ પુરાવો કુંડસાની દેરીઓમાની જિનપ્રતિમાઓ અને મૂલ મંદિરના બહારના વિભાગમા વિદ્યમાન શાસનદેવ અને શાસનદેવીઓની મૂર્તિઓ છે. એટલે આ જૈનમંદિર છે એમાં તો લગારે શકા જેવું નથી. વળી પ્રાચીન, ઐતિહાસિક પ્રમાણો પણ ક્યાં ઓછાં છે?

**ઐતિહાસિક પ્રમાણો**—વાચકો ને કદાચ એમ થશે કે આ બધી નરી કલ્પનાઓ જ છે કે કોઈ પ્રાચીન ઐતિહાસિક પ્રમાણો છે ખરા?

—મોઢારાના આ જિનમંદિરની પ્રાચીનતાના એક નહિ અનેક પ્રમાણો મૌજુદ છે.

શ્રીજિનપ્રભસૂરિજીકૃત વિવિધતીર્થકલ્પમાં[૩] લખ્યુ છે કે મોંઢેરામા શ્રી મહાવીર દેવનુ પ્રાચીન મદિર હતુ અને તેના દર્શન કરવા આમરાજા–ગોપગિરિ–ગ્વાલીયરના આમરાજાના પ્રતિબોધક આચાર્ય શ્રી બપ્પભટ્ટીસૂરિજી નિરતર આવતા.

તેમ જ જિનપ્રભસૂરિજી મોઢેરાને જૈનધર્મનાં પ્રાચીન તીર્થ ધામોમા પણ ગણાવે છે વિવિધ તીર્થકલ્પમા चतुरशितिमहातिर्थनामसग्रहकल्प મા જૈનધર્મના ૮૪ મહાતીર્થો ગણાવે છે જેમા मोंढेरे वीरः લખી મોઢેરાને મહાવીર પ્રભુનુ મહાતીર્થ જણાવે છે એટલે ગુજરાતનુ આ પ્રાચીન મહાતીર્થ છે

---

૩ "શ્રી જૈન સત્ય પ્રકાશ"ના ૪–૫–૬ અકમા જિનપ્રભસૂરિજી કૃત વિવિધતીર્થકલ્પના એક કલ્પ મથુરાકલ્પનો અનુવાદ મેં આપ્યો છે તેમા જિનપ્રભસૂરિજીનો સત્તાસમ, વિવિધતીર્થકલ્પની રચના અને તેનો સમય તેમ જ મોઢેરાના મંદિરવાળી વિગત મેં આપી છે. વાચકો ત્યાથી જોઇ લ્યે. લંબાણના ભયથી તે બધું પુન. અહીં નથી આપ્યું

પ્રભાવકચરિત્રમાં[4] આચાર્ય શ્રી બપ્પભટ્ટીસૂરિજીનું વિસ્તૃત, પ્રભાવપૂર્ણ ચરિત્ર છે. તેમાં ઉલ્લેખ છે કે મોઢગચ્છના આચાર્ય શ્રી સિદ્ધસેનસૂરિજી મોઢેરાના જિનમંદિરમાં દર્શન કરવા ગયા, ત્યાં પંચાલ દેશના રાજા સુરપાલનો પુત્ર ( વનરાજ ચાવડાના મામાનું નામ સુરપાલ હતું એમ ઇતિહાસ કહે છે. કદાચ આ સુરપાલનો પુત્ર કેમ ન હોય ? ) ભદ્રકીર્તિ અહીં તેમને મળ્યો. સિદ્ધસેનસૂરિજીએ આ લક્ષણવંતા રાજકુમારને આ જ મંદિરમાં વિક્રમ સંવત્ ૮૦૭માં દીક્ષા આપી અને ભદ્રકીર્તિ નામ રાખ્યું. તેનો જન્મ ૮૦૦માં થયો હતો. દીક્ષા લીધા પછી ભદ્રકીર્તિ પોતાના આ નામને બદલે બપ્પભટ્ટીના નામથી પ્રસિદ્ધિ પામેલ છે. ૮૧૧મા આ રાજકુમારસાધુ બપ્પભટ્ટીજીની આચાર્ય પદવી ખૂબ મહોત્સવપૂર્વક મોઢેરાના આ મંદિરમા જ થઈ અને પોતાના ગુરુના અંતિમ અનશન સમયે પણ બપ્પભટ્ટીસૂરિ અહીં હાજર હતા. આ સિવાય પણ આ પ્રસિદ્ધ મંદિરનાં દર્શન કરવા બપ્પભટ્ટીસૂરિજી રોજ આવતા. આચાર્ય મહારાજ પોતાની તપોલબ્ધિથી નિરંતર પાંચ મહાતીર્થોની યાત્રા કરતા. પોતે આમરાજાને પ્રતિબોધવા ગ્વાલિયરમાં રહેતા અને લબ્ધિથી નિરંતર પાંચે તીર્થોની યાત્રા કર્યા પછી આહાર લેતા. એ તીર્થોમા મોઢેરાનું આ પ્રસિદ્ધ મંદિર પણ ગણાતું. ગુજરાતનાં મંદિરોમાં આ નગરના મંદિરનાં જ દર્શન કરવા પધારતા ત્યારે એમ ચોક્કસ લાગે છે કે આ મંદિર પ્રાચીન અને મહત્ત્વનું હશે સાથે ગુરુતીર્થ તો ખરું જ.

બપ્પભટ્ટીસૂરિજીના ગુરુ ભ્રાતા શ્રીનન્નસૂરિજી પ્રાય અહીં જ રહેતા તેમણે નાટ્ય-શાસ્ત્ર અહીં જ બનાવેલું બપ્પભટ્ટીસૂરિજી તથા શ્રીનન્નસૂરિજી અહીંની જ ગાદીના આચાર્ય હતા

( અપૂર્ણ )

[4] આ ઐતિહાસિક ગ્રંથની રચના સં ૧૩૩૪માં શ્રીચંદ્રપ્રભસૂરિશિષ્ય પ્રભાચંદ્રસૂરિએ કરી છે તેમાં ૧૧મો પ્રબંધ શ્રીબપ્પભટ્ટીસૂરિજીનો છે. જેમાં ઉપર્યુક્ત વૃત્તાંત આપેલ છે.

---

[ ૨૫૩ મા પૃષ્ઠનું અનુસંધાન ]

ઉપર આવી સૌધર્મ દેવલોક સુધી પહોંચવાની શક્તિ નથી. કેમકે તીર્થંકર, જિનમન્દિર કે ભાવિતાત્મા અનગારની સહાય વિના ઉપર સૌધર્મ દેવલોક સુધી આવી શકે જ નહી

આ પાઠ ભાર દઇને જાહેર કરે છે કે–તીર્થંકર, જિન–મન્દિર ( જિન–પ્રતિમા ) કે અનગાર આ ત્રણે જગતની વિદ્યમાન વિભૂતિઓ છે. જેનું શરણ પણ નિતાંત સહાયક છે, – પ્રભાવ યુક્ત છે.

ભગવતી સૂત્ર, શ૦૧૦, ઉદ્દેશો–૫, સૂત્ર ૪૦૫–૪૦૬માં પૂજનિક જિન–દાઢાઓનું નિદર્શન અને ચૈત્ય–ચૈત્યની પેઠે પર્યુપાસનાના ફળ વર્ણવ્યાં છે. ત્યાર બાદ ઉ૦૧, સૂત્ર ૪૦૭મા તે જીવાભિગમ સૂત્રની સાક્ષી આપી **જિન–પ્રતિમા** તથા જિન–દાઢાનો અર્ચા–વિધિ આળેખ્યો છે ( આ પાઠ “ પૂજા–વિધિ ” લેખમાં આપીશું.)

( અપૂર્ણ )

# સરસ્વતી-પૂજા અને જૈનો

લેખક-શ્રી સારાભાઈ મણિલાલ નવાબ
( આર્કિયોલોજિકલ ડીપાર્ટમેન્ટ, વડોદરા )

( ગતાંકથી ચાલુ )

## જૈન સાહિત્યમાં વર્ણવેલાં સરસ્વતીનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો (ચાલુ)

૧૫. समञ्जुलं वादयती कराभ्यां, यत् (या) कच्छपीं मोहितविश्वविश्वं ।
शक्तित्रिरूपा त्रिगुणाभिरामा. वाणी प्रदेयात् प्रतिभां भजत्सु ॥ २ ॥

અર્થાત્—જેણે બે હાથ વડે કોમળ રીતે કચ્છપી (વીણા) વગાડી સમસ્ત બ્રહ્માણ્ડને મોહિત કર્યો છે એવી, વળી ત્રણ શક્તિરૂપ તેમ જ ત્રણ ગુણોથી રમણીય એવી સરસ્વતી ભક્તને પ્રતિભા સમર્પો.

सितपतत्रिविहङ्गमपत्रका, दनुजमानुजदेवकृतानतिः ।
भगवती परब्रह्ममहानिधिः, वदनपङ्कजमेव पुनातु मे ॥ ४ ॥

અર્થાત્—શ્વેત પાંખવાળા (રાજહંસ) પક્ષીરૂપ વાહનવાળી તથા દાનવ, માનવ અને દેવવડે પ્રણામ કરાયલી તેમ જ પરબ્રહ્મના મોટા ભંડારરૂપ ભગવતી મારા મુખ-કમલને પવિત્ર કરો.

—श्रीसरस्वतीस्तोत्रम्

૧૬. विशदपक्षविहङ्गमगामिनी, विशदपक्षमृगाङ्कमहोज्ज्वला ।
विशदपक्षविनेयजनार्चिता, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ३ ॥
वरददक्षिणबाहुधृताक्षका, विशदवामकरार्पितपुस्तिका ।
उभयपाणिपयोजधृताम्बुजा, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ४ ॥

અર્થાત્—ઉજ્જવળ પાંખવાળા (હંસ) પક્ષી ઉપર સ્વાર થનારી, શુકલ પક્ષના ચંદ્રના જેવી અત્યંત નિર્મળ, તેમ જ વિમળ (માતાપિતાના) પક્ષવાળા શિષ્ય સમુદાયવડે પૂજાયેલી એવી સરસ્વતી મને મનોવાંછિત અર્પો!

વરદાન દેનાર દક્ષિણ હસ્તમાં જપમાળાને ધારણ કરેલી, વળી નિર્મળ ડાબા હાથમાં પુસ્તક રાખ્યું છે જેણે એવી તેમ જ બન્ને કર-કમલ વડે કમલને ધારણ કર્યું છે જેણે એવી સરસ્વતી મને મનોવાંછિત અર્પો!

૧૭. अमरदानवमानवसेविता, जगति जाड्यहरा श्रुतदेवता ।
विशदपक्षविहङ्गविहारिणी, हरतु मे दुरितानि सरस्वती ॥ २ ॥
सकलशीतमरीचिसमानना, विहितसेवकबुद्धिविकासना ।
धृतकमण्डलुपुस्तकमालिका, हरतु मे दुरितानि सरस्वती ॥ ४ ॥

અર્થાત્—દેવો, દાનવો અને માનવોવડે સેવા કરાયેલી, જગતમાં જડતાને હરનારી, તેમ જ ઉજ્જવલ પાંખવાળા પક્ષી (રાજહંસ) ઉપર આરોહણ થઈ ફરનારી શ્રુતની અધિષ્ઠાયિકા દેવી સરસ્વતી મારાં પાપોનો નાશ કરો.

સોળે કળાથી યુક્ત ચન્દ્રના સમાન વદનવાળી, વળી જેણે સેવકની મતિનો વિકાસ કર્યો છે એવી તથા જેણે હસ્તોમાં કમણ્ડલુ, પુસ્તક અને (જપ-)માળા ધારણ કર્યાં છે એવી સરસ્વતી મારાં પાપોનો નાશ કરો.

૧૮. श्वेताब्जनिधिचन्द्राश्म–प्रासादस्थां चतुर्भुजाम् ।
हंसस्कन्धस्थितां चन्द्र–मूर्त्युज्ज्वलतनुप्रभाम् ॥ ८ ॥
वाम–दक्षिणहस्ताभ्यां, बिभ्रतीं पद्म–पुस्तिकाम् ।
तथेतराभ्यां वीणा–ऽक्ष–मालिकां श्वेतवाससीम् ॥ ९ ॥
उद्गिरन्तीं मुखाम्भोजा–देनामक्षरमालिकाम् ।
ध्यायेद् योऽग्रस्थितां देवीं स जडोऽपि कविर्भवेत् ॥ १० ॥

અર્થાત–સફેદ કમળ, નિધિ અને ચન્દ્ર–મણિના મહેલમાં રહેલી, ચાર હાથવાળી, હંસની ખાંધ ઉપર આરૂઢ થએલી, ચન્દ્રની મૂર્તિ જેવી ઉજ્જવલ દેહની કાંતિવાળી, ડાબા હાથોવડે વીણા અને જપ–માળાને ધારણ કરતી, ધવળ વસ્ત્રવાળી, મુખ–પદ્મથી આ અક્ષર–માળાનો ઉચ્ચાર કરતી—આગળ રહેલી (શારદા) દેવીનુ જે ધ્યાન ધરે, તે મૂર્ખ હોય તો પણ કવિ થાય.

શિવા નામનાં એક વિદૂષી સાધ્વીજીએ રચેલી पठितसिद्धसारस्वतस्तव નામની એક સુંદર અપ્રસિદ્ધ કૃતિ મળી આવે છે, તેના સાતમા શ્લોકમાં શ્રુતદેવતાનુ સ્વરૂપ નીચે પ્રમાણે દર્શાવેલું છે:—

૧૯. हस्ते शर्मदपुस्तिकां विदधती सत्पत्रकां चापरे
लोकानां सुखदं प्रभूतवरदं सज्ज्ञानमुद्रं परे ।
तुर्ये बालमृणालकन्दलललल्लीलाविलोलं करे
प्रख्याता श्रुतदेवता विदधती सूक्ष्मं नृणां सूनृतम् ॥ ७ ॥

અર્થાત્–એક હાથમાં કલ્યાણકારિણી પુસ્તિકા–પોથીને ધારણ કરતી, બીજા હાથમાં કમળને, ત્રીજા હાથમાં લોકોને સુખ અને વર આપનાર જ્ઞાનમુદ્રાને અને ચોથા હાથમાં ક્રીડાપૂર્વક બાળ કમલના નવાંકુરને ધારણ કરતી તેમ જ મનુષ્યોના સૂક્ષ્મ સત્યને પોષતી વાગ્દેવી પ્રખ્યાત છે *

આ ઉપરાંત જૈનાચાર્યો વિરચિત સેંકડો પ્રાચીન ગુજરાતી ભાષામાં રચાએલા છન્દો તથા સરસ્વતીનાં સ્તોત્રો મલી આવે છે જેમાં સરસ્વતીના

* આ લેખમા ઉપયોગમા લેવામાં આવેલ સસ્કૃત શ્લોકોનુ ગુજરાતી ભાષાંતર વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજીએ કરી આપ્યુ છે તે માટે હુ તેઓશ્રીનો અત્રે આભાર માનુ છું.
—સારાભાઈ નવાબ

ભિન્ન ભિન્ન સ્વરૂપોનો ઉલ્લેખ જોવામાં આવે છે. વાચકોની જાણ ખાતર એવા એક અપ્રકટ भारतीछन्द નો નમુનો અત્રે આપવો યોગ્ય ધાર્યો છે.

॥ भारतीछन्द ॥

सकलसिद्धिदातारं पार्श्वं नत्वा स्तवीम्यहम् ।
वरदां शारदां देवीं जगदान्दकारिणीम् ॥ १ ॥

[ અડયલ્લ છંદ ]

સરસતી ભગવતી જગવિખ્યાતા, આદિ ભવાની કવિજનમાતા;
સારદ સામિની તુઝ પાયિં લાગું, દોય કર જોડી હિત બુદ્ધિ માગું. ૨
પુસ્તક હાથિ કમડલુ સોહે, ઇક કર કમલ વિમલ મન મોહે;
ઇક કર વિણા બાજે ઝીણા, નાદે ચતુર વિચક્ષણા. ૩
હંસવાહિની હરખે કરી ધ્યાઉં, રાતિ દિવસ તોરા ગુણ ગાઉં;
હું તુઝ સુત સેવક કહેવાઉં, તિણે કારણે નિરમલ મતિ પાઉં. ૪
કાશ્મેરી મુખ દેશની રાણી, હરિ હર બ્રહ્મા ઇંદ્ર વખાણી,
જગદંબા તું વિશ્વ ગુરાણી, ત્રિભુવન કીરતિ તુઝ ગવાણી. ૫
બ્રહ્માણી રૂદ્રાણી રાણી, ગીર્વાણી ભાષા સવિ જાણી;
મુગતિ બીજની તુંહી નિશાણી, તું ત્રિપુરા ભારતી વરવાણી. ૬
ધુરહે થકી તું બાલકુઆરી, તું ચાસુંડા ચોસઠિ નારી;
આદિ શક્તિ આરાસુર બેઠી, પ્રગટપણે સો નયણે દીઠી. ૭
તું તારા તોતલા હરસિદ્ધી, અજ્ઝાહરી તું પુહવી પ્રસિદ્ધી;
જ્વાલામુખી તું જગની માતા, ભરૂઅચ્ચી તું જગવિખ્યાતા. ૮
સોલ સતી તું કમલા વિમલા, વાઘેશ્વરી તોરા ગુણ સબલા;
તું મહાસતી ગુણવંતી ગંગા, શાસનદેવી તું ચતુરંગા. ૯
તું પૌમાવઇ[1] તું સુરદેવી, તું ચક્કેસરી સુરનર સેવી;
બ્રહ્મસુતા[2] તું દુર્ગા ગૌરી, અહર્નિશી આશ કરું હું તોરી. ૧૦
જલ થલ જંગલ વસે કૈલાસા, ગિરિ કંદર પુર પટ્ટણ વાસા;
સ્વર્ગ મર્ત્ય પાતાલે જાણું, નામ અનેકે કવિ વખાણું. ૧૧
ગૌર વરણ તનુ તેજ અપારા, જાણે પુનિમ શશિ આકારા;
શ્વેત વસ્ત્ર પહેર્યા શિણગારા, મહેકે મૃગમદ[3] ને ઘનસારા ૧૨
નિલવટિ[4] ટીલી તેજ અપારા, ઓપ્યા આરીસા દોય ગાલા;
અધર[5] વિદ્રુમ[6] દશનાવલિ[7] હીરા, નાશા દીપશિખા ચંચુ કીરા[8] ૧૩

---

૧ પદ્માવતી. ૨ બ્રહ્માની પુત્રી. ૩. કસ્તુરી. ૪ કપાલ ૫ ઓષ્ટ.
૬. પરવાલા. ૭. દંતપંક્તિ. ૮. પોપટ.

નાકે મોતી મનોહર ઝળકે, અધર ઉપરિ સો ખિણુખિણુ ચળકે;
મૃગલોયણી[9] પીકસ્વર ઝમકે, સુણુતાં ચતુર તણાં ચિત ચમકે. ૧૪
અણીઆલી આંજી આંખડલી, ભમુહ કમાણુ શ્યામ વાંકડલી;
મસ્તક રૂઅડી મણિ રાખડલી, તુઝ કર હીરે જડી મુદરડી. ૧૫
મુખ નિરમલ શારદ શશિ જીપે, કાને કુંડલ રવિ શશિ જીપે;
ઉન્નત પીન પયોધર[10] માતા, કંચૂક કસીઆ નીલા રાતા. ૧૬
ઉર ઓપે મુગતાફલ હારા, તારાની પરે તેજ ઉદારા;
બાજુબંધ બાહલિયા મા(બા)હિં, તે જોવાને સુરનર ચાહિં. ૧૭
કટિમેખલ[11] ખલકે કર ચૂડી, રત્નજડિત સોવનમેં રૂડીઃ
ચરણે ઝાંઝરિ ઘૂઘરી ઘમકે, ઝંઝર પાયે રમઝમ રણકે. ૧૮
હસ્ત ચરણ અલતા સમવાનં, જિમ વલી જંઘા કેલી સમાનં;
અલિ[12] કજ્જલ સમ વેણી લંબી, હરિ[13] લંકી કટિ[14]વિપુલ નિતંબી. ૧૯
હંસગમની ચાલે મલપંતી, મુખ બોલે સદા અમીય ઝરંતી;
નવયૌવન ગુણવંતી બાલા, કદલીદલ તનુ[15]અતિ સુકુમાલા. ૨૦
ત્રિલોચના તુઝ બહુ ઠકુરાઈ, વાણી વિચક્ષણ અતિ ચતુરાઈ;
નહિ કોય જાણપણું તુઝ આગલિ, દૈત્ય અરિ તેં જીત્યા ભુજબલિ. ૨૧
સુરપણે પણ તું પરચંડી, રાય રાણા તુઝ માને ચંડી;
વિદ્યા પરવત સઘલે મંડી, તાહરી હુંડી [16] કિણે ન ખંડી. ૨૨
અલિક ન બોલું એકે માયા, તિન ભુવન સહિ તેં નિપાયા;
તું સાચી ત્રીહૂં જગની માયા, સુર નર કિન્નર તુમ ગુણ ગાયા. ૨૩
તાહરું તેજ તપે ત્રિભુવન્નં, હરિહર બ્રહ્મા સહુ તુઝ મન્નં;
માઈ અક્ખર જે બાવન્નં, તેહિ નિપાયા તું જગ ધન્નં. ૨૪
ભરહ ભેદ પિંગલની વાણી, શાસ્ત્ર સકલ ને વેદ પુરાણી;
નાદ ભેદ સંગીત વખાણી, પરગટ કીધા તેં સુર જાણી. ૨૫
કામિય પુરણ સુરતરૂ સરિખી, વિદ્યાદાન તું આપે હરખી;
પર ઉપગારિણી તું મેં પરખી, તું હી સદા સુખ અમૃત વરખી. ૨૬
જગ સહુ બેઠો તાહરે ખોલે, જીવ સકલની તું આશા પૂરે;
અલિક વિઘન તેહનાં તું ચૂરે, તિણે કારણ વસિ તું મન મોરે. ૨૭
જો તું સ્વામિની સુપ્રસન્ન ઠાણે, તો કવિ ભાવ ભલેરા આણે;
કાવ્ય કવિત ગાહા ગીત વખાણે, રાજસભામાં બોલી જાણે. ૨૮
શારદ માતા જેહને તૂઠી, અવિરલ વાણી લહી તેણે મીઠી;

---

૯. હરણના જેવાં નેત્રવાળી. ૧૦. સ્તન ૧૧. કંદોરો. ૧૨ ભમરો. ૧૩. સિંહ. ૧૪. કમ્મર. ૧૫. શરીર. ૧૬. આજ્ઞા, હુકમ.

માતા તેં સાહમું જવ ભાળ્યૂં, તેહી તણું દાલીદ્ર સવિ ગાળ્યૂં. ૨૯
જે જડ મૂઢમતિ બુદ્ધિ હીણા, તે તેં કીધા નિપુણ પ્રવીણા,
જે મૂગા વાચા નવિ બોલે, તે તેં કીધા સુરગુરુ તોલે. ૩૦
નિરધન ને વલી તે ધન દીધાં, તસ વલી કીધા પુહવી પ્રસિદ્ધા:
રાજ રમણી સુખ ભોગ વિલાસા, તેં આપ્યા શુભ થાનિક વાસા. ૩૧
તાહરા ગુણનો પાર ન જાણું; ગુણ કેતા ઇક જિભિ વખાણું;
શરણાગતિ વછલ કહેવાણી, મે જાણી ત્રિભુવન ઠકુરાણી. ૩૨
આઈ આશ કરું દિન રાતે, સિદ્ધ વટે સહિ તું માહરી માતે;
અખૂટ ખજાનો તાહરો કહિયો, સમુદ્રની પેરે પાર ન લહિયો ૩૩
માતા સાર કરો સેવકની; તુઝ વિણ કુણ ભીડ ભાંજે મનની;
આશ કરી આવ્યો તુમ ચરણે, તું જગ સાચી દીનોદ્ધરણે. ૩૪
વલતું માતા બોલી વયણે, જો તું આવ્યો માહરે ચરણે;
હું તુઠિ સહિ કરી માને, મન કિમપિ સદેહ મ આણે ૩૫
તુઝ ભક્તિ મેં સાચી જાણી, તુઝ ઉપરિ મેં કરુણા આણી;
અહનિશિ કરસ્યુ તેરી સાર, તેં[17] પ્રીતિ છે પરમારથ સાર. ૩૬
વલી આવી માતા સુત પાસે, હિત આણી શુભ વાણી પ્રકાશે;
ઉડું હેયડે કાંય વિમાસે? હુ આવી વશી તુઝ મુખવાસે. ૩૭
માતા વચને પામ્યો ઉલ્લાસ, હવે આણ્યો અમ્હે તુમ્હ વિશ્વાસ;
હવે સફલ ફલી મુજ આસ, હુ તુઝ ચરણ કમલનો દાસ. ૩૮
તાહરો મહિમા મોટો જગમા, તું તુઠી સકલ ઋદ્ધિ દે ખિણમાં,
દેવી અવર નહી તુઝ તોલે, ગુણ છતા કવિયણ સિંધ બોલે. ૩૯
પ્રણવ અક્ષર (ॐ) માયાબીજં (ह्रीं), श्रीं ह्रीं નમો કરી હેજં;
ऐ ह्रीं મહામંત્ર તેજં, વાગ્વાદિની નિત્ય સમરેજં ૪૦
ભગવતી ભાવે તુઝ નમીજે, અષ્ટ મહાસિદ્ધિ શીઘ્ર લહીજે;
મંત્ર સહિત એ કવિત ભણીજે, ભણતાં ગુણતા લીલ કરીજે ૪૧
સવત ચંદ્ર કલા અતિ ઉજ્વલ, સાયર સુદિ આશો સુદિ નિરમલ;
પુનિમ સુર ગુરુવાર ઉદારા, ભગતિ છંદ રચ્યો જયકારા. ૪૨
શારદ નામ જપો જગિ જાણ; શારદ ગુણ ગાઉં સુવિહાણ:
શારદ નામે કોડ કલ્યાણં, શારદ આપો બુદ્ધિ વિનાણં ૪૩

इय बहुभत्तिभरेण अडयलछन्देण संथुआ देवी ।
भगवइ तुज्झ पसाया होउ सदा संघकल्लाणं ॥ ४४ ॥

इति श्रीभारतीछन्दः समाप्तम्

૧૭. તારી.

(અપૂર્ણ)

# વર્ગપરિહારાદિથી વિભૂષિત કૃતિઓ

લે. પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ

**જેમ** આપણા ધર્મની ઉત્પત્તિ તેમ જ આપણા ધર્મના અનેકાંતવાદ અને અહિંસા જેવા મુખ્ય મુખ્ય સિદ્ધાંતોના મૂળ વિષે પણ અનેક વિધ કલ્પનાઓ – ખોટી કે ખરી— કરવામા આવી છે ને આવે છે તેમ આપણા સાહિત્યની ઉત્પત્તિ અને તેના વિકાસ વિષે પણ વિવિધ કલ્પનાઓ ઉદ્ભવેલી જોવાય છે. આવી કલ્પનાઓ પૈકી એક કલ્પના તો એ છે કે આપણુ સાહિત્ય પ્રારંભિક દશામા પ્રાકૃતમા જ રચાયેલુ હતુ ને આપણી પાસે ગીર્વાણ ગિરામા ગુંથાયેલુ સાહિત્ય હતુ જ નહિ. હુ ભૂલતો ન હોઉં તો હજી સુધી કોઈએ ચૌદ પૂર્વના રચના સંસ્કૃતમાં થઈ હતી એ હકીકત પ્રબળ પ્રમાણો આપી સિદ્ધ કરી જણાતી નથી જો આ વાત સાચી હોય તો એ દિશામા યોગ્ય પ્રયાસ થવો ઘટે.

એમ કહેવાય છે કે અજૈનોને હાથે સંસ્કૃત સાહિત્યનુ ક્ષેત્ર ખેડાતુ જોઈ આપણા બહુશ્રુત મુનિવર્ગાદિએ પણ અજૈન સાહિત્ય સાથે ટક્કર ઝીલી શકે તેવુ સાહિત્ય રચવા કલમ હાથમાં લીધી. આ વિવાદાસ્પદ વિષયનુ વિશેષ વિવેચન હાલ તુરત મોકુફ રાખી પ્રસ્તુતમાં એટલું જ કહેવુ બસ થશે કે ગમે તેમ હો, પરંતુ જેમ અજૈન સાહિત્યમા અમુક અમુક અક્ષરો ન આવે એવી એટલે કે અમુક અક્ષરોના પરિહારથી વિભૂષિત કૃતિઓ ઉપલબ્ધ થાય છે તેમ આપણા જૈન સાહિત્યમા પણ એવી કૃતિઓ મળી આવે છે, અહીં એમાની કેટલીકનો નિર્દેશ કરવામા આવે છે.

કવિ **દંડીએ** રચેલા **દશ[1]કુમારચરિતનો** સાતમો **ઉચ્છ્વાસ પ, ફ, બ, ભ,** અને **મ** એ પાચ ઓષ્ઠસ્થાનીય અક્ષરોના પરિહારનુ સુંદર ઉદાહરણ છે.[2] **દંડીનો** સમય ઈ. સ. ૭૦૦ ની આસપાસનો મનાય છે. એની પૂર્વે કોઇએ અમુક વર્ગના પરિહાર વાળી સળંગ કૃતિ રચી હોય તો તે તરફ મારુ લક્ષ ખેચવા તજ્જ્ઞો ને વિજ્ઞપ્તિ છે.

આપણા જૈન મુનિવરોએ કેવળ એક જ વર્ગના પરિહાળવાળી કૃતિઓ ન રચતા ત્રણ ત્રણ ને પાચ પાચ વર્ગના પરિહારવાળી પણ કૃતિઓ રચી છે. **શ્રીપૃથ્વીચંદ્રસૂરિકૃત કલ્પસૂત્રટિપ્પણકની**[3] પ્રશસ્તિના ત્રીજા પદ્યમાં સૂચવાયું છે તેમ 'શાકંભરી' ના ભૂપને પ્રતિબોધ પમાડનારા **શ્રીધર્મઘોષસૂરિના** શિષ્યશેખર તેમ જ **શ્રીદેવસેન ગણિના** ગુરુ એવા **યશોભદ્રસૂરિએ** ત્રણ વર્ગના અક્ષરોના પરિહારથી મંડિત કૃતિ રચી હતી.

---

૧ આની પૂર્વ પીઠિકા— બીજા ઉચ્છ્વાસ (પૃ ૨૭) માં જૈનધર્માદિનો ઉપહાસ કરાયેલો જોવાય છે

૨ આવા એક બીજા ઉદાહરણ તરીકે શ્રીરામકૃત કંસનિધન મહાકાવ્યના ૧૭મા સર્ગનો નિર્દેશ થઈ શકે તેમ છે એ નિરીક્ષ્ય છે અહીંના ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિરમા એની એક હસ્તલિખિત પ્રતિ છે અને તે મુજબ આ સર્ગમાં ૭૨ પદ્યો છે

૩ આની સંપૂર્ણ પ્રશસ્તિ ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિર (પૂના) તરફથી ટૂંક સમયમા પ્રસિદ્ધ થનાર "જૈન હસ્તલિખિત પ્રતિઓનુ વિસ્તૃત અને વર્ણનાત્મક સૂચીપત્ર" (પુ. ૧૭, ભા ૨) ના ૧૯૭માં પૃષ્ઠમા મે આપેલી છે આની અપૂર્ણ પ્રશસ્તિ પ્રો પિટર્સનના ત્રીજા રિપોર્ટ (પૃ. ૧૫-૧૬) મા નજરે પડે છે.

આ ઉલ્લેખના સંબંધમાં **શોભન-સ્તુતિની** સંસ્કૃતમાં લખેલી ભૂમિકા (પૃ ૧૫)માં મેં એવી સંભાવના સૂચવી છે કે કવર્ગ, ચવર્ગ અને ટવર્ગ એમ પ્રથમના ત્રણ વર્ગોના વ્યંજનોના પરિહાર પૂર્વક પ્રત્યક્ષાનુમાનાધિક પ્રકરણ તેમણે રચ્યું છે તે આ ઉલ્લેખથી સૂચિત હશે આથી આ દિશામાં સબળ પ્રમાણની આશા રાખવામાં આવે છે. પછી એ પ્રમાણ ઉપર્યુક્ત સંભાવનાનું સમર્થન કરતું હો કે એથી વિરુદ્ધ જતું હો.

કવર્ગ, ચવર્ગ, ટવર્ગ, તવર્ગ અને પવર્ગ એમ પાંચે વર્ગોના વ્યંજનોના પરિહાર પૂર્વકની અને એથી 'નિર્વર્ગ્ય' તરીકે ઓળખાતી જે વિવિધ કૃતિઓ જૈન સાહિત્યને શોભાવે છે તેમાંના થોડીકનો અત્ર સંક્ષેપમાં નિર્દેશ કરાય છે

(૧) **શ્રીસૂરચંદ્ર** મુનિવરે રચેલો **શ્રીમહાવીરસ્તવ.** આ સ્તવમાં એકંદર આઠ પદ્યો છે, અને એમાં **ય, ર, લ, વ, શ, ષ, સ** અને **હ** એમ આઠ અક્ષરો વપરાયેલા છે. આ સ્તવ **સ્તોત્રરત્નાકરના** દ્વિતીય ભાગમાં પ્રસિદ્ધ થયેલો છે

(૨) શ્રીજયશેખરસૂરિએ રચેલો **શ્રીનેમિનાથસ્તવ.** આ ૧૧ પદ્યવાળો સ્તવ છે.

(૩) **શ્રીજિનપ્રભસૂરિએ** રચેલું શ્રીવીરસ્તવન આમાં પાંચ પદ્યો છે અને એ સમગ્ર સ્તવન **પ્રકરણરત્નાકરના** બીજા ભાગ (પૃ ૨૪૨) માં પ્રસિદ્ધ થયેલું છે

(૪) **શ્રીઅમરચંદ્રસૂરિ**કૃત **પદ્માનંદમહાકાવ્યના** ૧૪મા સર્ગના[૪] શ્લો. ૧૦૫-૧૦૯.

(૫) **વિજ્ઞપ્તિત્રિવેણીની** બીજી વેણી (પૃ ૫૩-૫૪) માં **શ્રીપાર્શ્વનાથનું** જે સ્તવન છે તેમાંના પાંચ પદ્યો તેમ જ ત્રીજી વેણી (પૃ. ૬૨) માંનું એક પદ્ય[૫] નિર્વર્ગ્ય કૃતિનાં ઉદાહરણો પૂરાં પાડે છે

આ તો મુદ્રિત કૃતિઓની વાત થઈ હવે એકાદ અમુદ્રિતનો ઉલ્લેખ કરું છું ત્રણેક મહીના ઉપર, મહાપંડિત યશઃકીર્તિકૃત **પ્રબોધસારની** હસ્તલિખિત પ્રતિ તપાસતાં એમાં ફક્ત ૧૮ અક્ષરોવડે કૃતિ રચવાની પ્રતિજ્ઞા કરેલી જોવામાં આવી એ કૃતિનો પ્રારંભિક ભાગ મેં તૈયાર કરેલા સૂચીપત્રના આધારે અહીં નીચે મુજબ સૂચવું છું:—

(પત્રાંક ૧)

"ए र्द० ॥ ॐ नमः सर्व्वविदे ॥

अकारादिणकारान्तान् मुक्त्वा वर्णान् निरूप्यते। ग्रन्थः **प्रबोधसारो**ऽयं शेषैरष्टादशाक्षरैः ॥१॥

नमः श्री**वीर**नाथाय भव्याम्भोरुहभास्वते । परानन्दसुधास्यन्दस्वादसंवेदनात्मने ॥ २ ॥

नमो धर्म्माय शर्म्मश्रीरम्यहर्म्याय सर्व्वदा । ससारदुस्तराम्भोधिसेतवे शिवहेतवे ॥ ३ ॥

वन्दे रत्नमय शुद्धगानौपम्यमनश्वरम् । भव्या विभूषिता येन वल्लभाः स्युः शिवश्रियः ॥४॥

विना तीव्रव्रतायासैर्देवेन्द्रादिविभूतयः । सम्पद्यन्ते सता येन तद् वन्दे शुद्धदर्शनम् ॥ ५ ॥

देशसयमिनां धर्म्मो देशतः प्रतिपाद्यते । धर्म्मव्याख्यानार्थसारम्भो न सतां हास्यहेतवे ॥ ६ ॥

**અંચલમતદલનપ્રકરણના** કર્તા **શ્રીહર્ષભૂષણ** ગણીએ આ પ્રકરણમાં સૂચવ્યું છે તેમ **શ્રીમુનિસુંદરસૂરિએ** સુરતરંગિણીવિજ્ઞપ્તિમાં પંચવર્ગપરિહારાત્મક પદ્યો રચ્યા

૪ આ સર્ગના શ્લો ૭૫-૮૨ ત્રિવર્ગપરિહારથી વિભૂષિત છે એટલે કે એમાં ક થી ણ સુધીના પંદર અક્ષરો નથી

૫ આ પદ્ય છત્ર-બંધથી મંડિત છે.

છે. આ કૃતિ સંપૂર્ણતયા ઉપલબ્ધ નથી તો તે સંબંધમાં ભંડારોમાં તપાસ થવી ઘટે

[6]નિર્વર્ગ્ય કૃતિઓ રચવામાં સહાયક થઈ પડે તેવી [7]**અપવર્ગનામમાલા** યાને **પંચવર્ગપરિહારનામમાલા શ્રીજિનભદ્રસૂરિએ** રચી છે. મને ખ્યાલ છે ત્યાં સુધી આ હજી અમુદ્રિત દશામાં છે. કોઈ સજ્જન એને સત્વર પ્રસિદ્ધ કરવા તૈયાર થશે તો આનંદ થશે.

પરિહાર[8] જેવો નિષેધાત્મક શબ્દ ન વાપરતાં અમુક અમુક અક્ષરોથી યુક્ત એમ વિધાયક રીતિના ઉલ્લેખ પૂર્વક **શ્રીરત્નપ્રભસૂરિએ રત્નાકરાવતારિકાના** બીજા પરિચ્છેદ (પૃ. ૭૭-૮૦) માં જે શિવસિદ્ધિવિધ્વંસ રચેલ છે તેની અહીં ખાસ નોંધ લેવી ઘટે છે એનુ કારણ એ છે કે તેમણે અત્ર **ત** વર્ગના પાંચ અક્ષરો **પ** વર્ગના **ફ** સિવાયના ચાર ને ચાર અર્ધ સ્વર એમ તેર જ અક્ષરોનો ઉપયોગ કર્યો છે એટલુ જ નહિ, પરંતુ ક્રિયાપદના વર્તમાન કાળના ત્રીજા પુરુષના ત્તિ અને તે પ્રત્યયો તેમ જ ત્રણ જ વિભક્તિઓ સિવાય વિશેષનો ઉપયોગ કર્યો નથી. આવી તો એકે કૃતિ મે હજી સુધી અન્યત્ર જોઈ નથી. ખરેખર **રત્નપ્રભસૂરિએ** આવી કૃતિ રચીને કમાલ કરી છે

કેવળ રકારથી અલંકૃત અને ચાર અર્થવાળું એક કાવ્ય **સ્તોત્રરત્નાકરના** દ્વિતીય ભાગમાં પ્રસિદ્ધ થયેલુ છે આની તેમ જ એકાક્ષરમય એક સ્તુતિની[9] મેં **શોભન-સ્તુતિની** સસ્કૃત ભૂમિકા (પૃ. ૧૬) માં નોંધ લીધી છે.

કેવળ બે જ અક્ષરોથી મંડિત એવી પણ જૈન કૃતિઓ છે. ઉદાહરણ તરીકે **સ્તોત્રરત્નાકરના** દ્વિતીય ભાગમાં આપેલ **નેમિજિનસ્તવ** તેમ જ **શ્રીસત્યસાગરસૂરિકૃત ચતુર્વિંશતિજિનસ્તુતિ**[10] એ બેનો જ નિર્દેશ કરવો બસ છે. પહેલી કૃતિમાં **મ** અને **ન** એ બે અક્ષરો છે, જ્યારે બીજામા **દ** અને **વ** એ બે અક્ષરો છે બીજી કૃતિનુ પહેલુ પદ્ય ચાર પાખડીવાળા કમળરૂપ બધથી અલંકૃત છે

આ પ્રમાણે જૈન મુનિવર્ગએ ચિત્રકાવ્યને અગે સુદર ફાળો આપ્યો છે એ ચિત્રકાવ્યના બીજા પણ અગો સમૃદ્ધ બનાવ્યાં છે તેમાંના અન્યાન્ય અંગો પૈકી વિવિધ બધોથી અલકૃત કૃતિઓ વિષે હવે પછી વિશેષ ઉલ્લેખ કરવાની ઈચ્છા ધરાવતો હું વિરમું છું.

---

૬ નિર્વર્ગ્ય કૃતિ રચવી એ કંઈ બાળકનો ખેલ નથી એ તો ભાષા ઉપર અસાધારણ પ્રભુત્વ મેળવ્યું હોય તો જ બની શકે **દંડીએ કાવ્યાદર્શ** (૩-૮૩) માં એ વાત સૂચવી છે એટલું જ આના સમર્થનાર્થે કહેવું બસ થશે

૭. કરાચીના જૈનમદિરના પુસ્તકાલયમાં વિ. સં ૧૩૪૭ મા લખાયેલી જે એક તાડપત્રીય પ્રતિ છે તેમા આ **અપવર્ગનામમાલા** બે વાર આપેલી છે જુઓ પત્રાક ૧-૯ અને ૯-૧૬ આ પ્રતિમાં **સિદ્ધહેમશબ્દાનુશાસન** તેમ જ વિવિધ કોશો પણ છે વિશેષ માહિતી માટે જુઓ "Proceedings and Transactions of the seventh All India Oriental Conference" ગત શ્રીયુત **માંકડનો** લેખ (પૃ ૧૩-૧૪)

૮ વર્ગપરિહારના સંબધમા વિશેષ માહિતી માટે જુઓ મારો અંગ્રેજીના પ્રસિદ્ધ થનાર લેખ તેમ જ Z D. M. G (જર્મન માસિક) **vol X L.** વિશેષમા સરખાવો "Ohlert Ratsel und Ratselspruche" (પૃ ૩ અને એ પછીના).

૯-૧૦ આ બન્ને સ્તુતિનું એક જ પદ્ય હું નોંધી શકયો છું, તો એ બન્ને સ્તુતિઓ સંપૂર્ણતયા સિદ્ધ થાય તેવો પ્રબંધ થવો ઘટે

શ્વેતાંબર મૂર્તિ દિગંબર મંદિરમાં: જૈનમંદિરનો ઘંટ વૈષ્ણવ મંદિરમાં

# બે ઘટના

લેખક
મુનિરાજ શ્રી જયંતવિજયજી

કાળક્રમે જૂની વસ્તુઓનો નાશ અને નવી વસ્તુઓની ઉત્પત્તિ થયા કરે એ તો સ્વાભાવિક છે. પરંતુ હજુ ઘણો લાંબો કાળ વિદ્યમાન રહી શકે એવી વસ્તુઓ પણ તેના માલિકની ઉપેક્ષા, કમજોરી અને ક્લેશ-કંકાસને લીધે નાશ પામે છે. રાજાઓનાં યુદ્ધો અને વિધર્મિઓનાં આક્રમણોથી આપણાં હજારો ભવ્ય જિનાલયો નાશ પામ્યાં છે. તદુપરાત શ્રાવકોની વસ્તી ઘટી જવાથી કે અન્યત્ર ચાલી જવાથી અને વ્યવસ્થિત રીતે તેનુ રક્ષણ કરે તેવી કોઈ સંસ્થા નહીં હોવાથી ઉજ્જડ થઇને પણ કેટલાંક જિનમંદિરોનો નાશ થયો છે. આવાં કારણોથી પડી ગયેલા-નષ્ટ થયેલાં સેકડો જૈનમદિરોનાં ખંડિયેરો સિરોહી સ્ટેટની હદમા પણ વિદ્યમાન છે. જેમા વસંતગઢ, ચંદ્રાવતી, મુંગથલા (મુડસ્થલ મહાતીર્થ) વરખાણ, કેર વિગેરે ગામોનાં લાખોના ખરચે પણ ન બની શકે તેવા વિશાલ જિનમંદિરોનાં ખડિયેરો જોઈને ખરેખર ખેદ થયા વિના રહેતો નથી. આવાં અનેક ગામોના જિનાલયોનો નાશ થયેલો જોવાય છે, તેમ જૈનોની ખાસ કમજોરીથી પાલણપુર, વણથલી વિગેરે અનેકાનેક ગામોના જિનાલયો મસજીદના રૂપમાં તેમ જ સિરોહી સ્ટેટમા આવેલા રોહિડા, વાસા, મારોલ વિગેરે ગામોના ભવ્ય જિનમદિરો હિદુમંદિરોના રૂપમાં ફેરવાઈ ગયા છે. મંદિરોમાં આવાં પરિવર્તનો થયાં છે, તેમ જૈનમૂર્તિઓ અને એવી બીજી બીજી પણ અનેક ચીજો વિધર્મિઓના હાથમા ગઈ છે તેના સેકડો દાખલા જનસમૂહમા પ્રસિદ્ધ અને મોજુદ છે. પરંતુ તેમાના સાચા અને હાલમા નવા પ્રાપ્ત થયેલા બે દાખલા અહી પ્રગટ કરવામા આવે છે, તે ઉપર ખાસ લક્ષ ખેંચવા જેવું છે.

## (૧) શ્વેતાંબરી મૂર્ત્તિ દિગબરી મંદિરમાં

નીચેના લેખવાળી આરસની એક શ્વેતાબરી મૂર્ત્તિ આગરાના દિગબરી મંદિરમાં અત્યારે પણ વિદ્યમાન છે

सम्वत् १६७१ वर्षे वैशाख शुक्ला ३ गनौ श्री आगरादुर्गे ओसवालवशीय लोढागोत्रेण. . वंशे सा प्रेम भार्या मुक्तादे पुत्र सा भद्ददेव भा. मुक्तादे पुत्र सा रजकेन श्रीअञ्चलगच्छे भ. श्री ५ कन्यागसागरसूरीणामुपदेशेन श्रीवासुपूज्यविम्बं प्रतिष्ठापितं संघवी कूरपाल सौज(सोन)पाल प्रतिष्ठाय (याम्)

સંઘવી કુંવરપાલ સોનપાલે કરાવેલી પ્રતિષ્ઠામાં વિ. સં. ૧૬૭૧ ના વૈશાખ શુ. ૩ (અક્ષયતૃતીયા) ને શનિવારે આગરા ગઢમા ઓસવાલ જ્ઞાતીય લોઢાગોત્રવાળા શા. પ્રેમભાર્યા મુક્તાદે તેના પુત્ર શા. ભદ્દદેવભાર્યા મુક્તાદે તેના પુત્ર સા. રજકે અંચલગચ્છીય શ્રીકલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રીવાસુપૂજ્ય ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.

## (૨) જૈનમંદિરનો ઘંટ વૈષ્ણવમંદિરમાં.

પાલણપુર એજન્સીના કાંકરેચ જીલ્લામાં કેવલપુરીજીની થલી નામનું એક નાનું સંસ્થાન (સ્ટેટ) છે. તે થલી ગામના કેવલપુરીના વૈષ્ણવમંદિરના કોઠારમાં એક પ્રાચીન મોટો પીત્તલનો ઘંટ પડ્યો છે. આ ઘંટ ઉપર જૈની લિપિમાં સંસ્કૃત ભાષાનો વિ. સં. ૧૩૧૮ નો લેખ છે. આ લેખ ઉપરથી એ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે-શ્રાવક અરસિંહે વાગડોદના શ્રીચંદ્રપ્રભસ્વામીના મંદિરમાં આ ઘંટ બંધાવ્યો હતો. કદાચ શ્રાવક અરસિંહ પાટીદાર હશે. તે વખતે વાગડોદના પાટીદારો જૈનધર્મ પાળતા હશે. પછી તે તરફ મુનિરાજોના વિહારના અભાવે ત્યાંના પાટીદારો વૈષ્ણવો થઈ ગયા હશે. લેખમાં આ ઘંટ ૬ મણનો હોવાનું લખ્યું છે. પણ અત્યારે ૨ાા થી ૩ મણનો હશે એમ લાગે છે. કદાચ તે વખતનો મણ નાનો હશે, અથવા તો સાકલ સહિત ૭ મણ હશે. અત્યારે સાંકળ નથી. વાગડોદ ગામના જે ઘરડા પાટીદારોએ આ ઘંટ થલી ગામના બાવા કેવલપુરીના મંદિરમાં પાછલથી બંધાવ્યો છે, તેઓનાં, તે ઘંટ ઉપર પાછલથી લખાવેલાં, નામો ગુજરાતી અક્ષરોમાં મોજુદ છે. તે ઘંટ ઉપરનો પ્રાચીન લેખ આ પ્રમાણે છેઃ—

र्द० ॥ सं. १३७८ वर्षे माघ शुदि ४ गुरौ वागडउद्दग्रामे श्रीचन्द्रप्रभस्वामिचैत्ये कुद्दे०देवकुमार भार्या राजी सुत अरसींह श्रेयोर्थं घंटा कारापित (ता) मण ६ ॥*

સંવત્ ૧૩૭૮ ના માહ શુદિ ૪ ને ગુરુવારે વાગડોદ ગામના શ્રીચંદ્રપ્રભ ભગવાનના મંદિરમાં પાટીદાર (?) શ્રાવક દેવકુમારની ભાર્યા રાજીના પુત્ર અરસિંહે પોતાના કલ્યાણ માટે ૭ મણ વજનનો ઘંટ કરાવીને બંધાવ્યો

તપાસ કરવામાં આવે તો આવા બીજા પણ અનેક દાખલાઓ મળી આવે. આપણી કમજોરીથી અત્યાર સુધી તો જે થયુ તે ખરુ. પણ હવેથી આપણી વસ્તુઓ બીજાના હાથમાં ન જાય અને બીજાના હાથમા ગયેલી વસ્તુઓ પાછી મેળવવા માટે કોશિષ કરી શકે એવા પ્રકારની, જેમ દિગંબર જૈન-તીર્થ-રક્ષક કમીટી છે તેમ, શ્વેતાંબર જૈન-તીર્થ-રક્ષક કમીટી સ્થાપવાની ખાસ અગત્ય છે આપણે બધા આ અગત્ય સ્વીકારીએ અને તે માટે યોગ્ય વિચારણા કરતા થઈએ।

——:૦:——

* ઉપરના બન્ને લેખો પૂજ્ય વયોવૃદ્ધ શ્રીમાન્ પ્રવર્તકજી શ્રીકાન્તિવિજયજી મહારાજના સંગ્રહમાંથી તેમની કૃપાથી પ્રાપ્ત થયા છે. —લેખક

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

---

પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, ગ્રંથોની પ્રશસ્તિઓ અને પ્રતિમાઓ ઉપરના લેખોનું મતત્ત્વ આજે પુરવાર થઈ ચુકયું છે. "શ્રી જૈન સત્ય પ્રકાશ" મા પણ એ વસ્તુ આવતી રહે એ આશયથી આ અંકથી "પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય" એ મથાળા નીચે એક પ્રકરણ શરૂ કરવામા આવ્યું છે આ પ્રકરણ દરેક અંકમાં આવતું રહેશે, અને એમાં ઉપરના વિષયોની ટૂંકી ટૂંકી હકીકતો, તે તે હકીકત મોકલનારના નામ સાથે, આપવામા આવશે આશા છે કે જુદા જુદા ક્ષેત્રોમા વિચરતા પૂજ્ય મુનિમહારાજો અને અન્ય વિદ્વાનો પોતાના જોવામાં આવતા પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, ગ્રંથોની પ્રશસ્તિઓ, પ્રતિમાઓ ઉપરના લેખો કે એવી બીજી ઐતિહાસિક હકીકતોની નોંધ, તે તે શિલાલેખ આદિનું કઈ દૃષ્ટિએ શું મહત્ત્વ છે એના સ્પષ્ટ ઉલ્લેખ સાથે, મોકલીને આ પ્રકરણને સમૃદ્ધ બનાવવામાં અમને મદદ કરશે!

—તંત્રી

---

## (૧) પ્રાચીન લેખ સંગ્રહ (બે લેખો)

સંપાદક
**મુનિરાજ શ્રી જયંતવિજયજી**

લગભગ દશેક વરસની અંદર મેં મારે હાથે ઉતારીને સંગ્રહીત કરેલા અને છુટા-છવાયા કેટલેક સ્થળેથી પ્રાપ્ત થયેલા શિલાલેખોનો થોડો સંગ્રહ મારી પાસે છે. પરંતુ તેને પ્રગટ કરવાનો આજ સુધી સમય ન મળ્યો. એ સંગ્રહ મારી પાસે પડ્યો પડ્યો જુનો થઈ જાય અને લોકોના ઉપયોગમા પણ ન આવે એ ઠીક નહી, એમ જાણીને એ શિલાલેખ સગ્રહને આ લેખમાળામા ક્રમશ: આપવાનો વિચાર કર્યો છે. તેના પહેલા મણકા તરીકેના આ પ્રથમ લેખમા ફક્ત બે જ શિલાલેખો આપવામા આવ્યા છે. બાકીના શિલાલેખો પણ સમયે સમયે પ્રગટ થતા રહેશે

આની નીચે પ્રગટ કરવામાં આવે છે, તે બન્ને લેખો પૂજ્ય પ્રવર્તકજી શ્રીકાન્તિવિજયજી મહારાજના લેખસંગ્રહમાથી તેમની કૃપાથી પ્રાપ્ત થયા છે.

આ બન્ને લેખો આરસની મૂર્ત્તિઓ ઉપરના છે, પરંતુ કયા ગામના કયા મંદિરની મૂર્ત્તિઓ પરના છે તે તેમા લખ્યુ નથી. પરતુ લેખો ઉપરથી જણાય છે કે-તે આગરાના કોઇ પણ જૈનમદિરની મૂર્ત્તિઓ પરના છે આમાંના બીજા નબરના લેખનો એક ભાગ મૂળનાયકજીની મૂર્ત્તિની પાછલના ભાગનો હોવા છતા તે સંપૂર્ણ વાચી શકાયો છે. તેમાનો વચ્ચે વચ્ચેનો થોડો પણ ભાગ ત્રૂટક નથી, તેથી એમ જણાય છે કે-

પૂજ્ય પ્રવર્તકજી મહારાજ છેલ્લાં ૫૦ વર્ષના ગાળામા જે વખતે આગરા પધાર્યા હશે, તે વખતે આગરાના કોઈ પણ મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માટે મૂળનાયકજીને ઉત્થાપન કરેલા હશે તે વખતે આ લેખ લખાયો હશે, કે જેથી પાછલના ભાગનો હોવા છતા લેખ સંપૂર્ણ લઈ શકાયો છે. એટલે એમ અનુમાન કરી શકાય કે છેલ્લાં ૫૦ વર્ષની અંદર આગરાના જે મંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે તે મદિરના આ બન્ને લેખો છે. (આગરામાં જઈને તપાસવામાં આવે તો પાકી ખાત્રી થઈ શકે) આમાનો બીજા નંબરનો લેખ આરસની મૂળનાયકજીની મૂર્ત્તિપરનો અને પહેલા નંબરનો આરસની બીજી કોઈ મૂત્તિપરનો છે. પહેલા નંબરના લેખના જેવા જ—સાલ, મિતિ અને લગભગ સમાન હકીકતના–લેખવાળી આરસની એક શ્વેતાંબરી મૂર્ત્તિ આગરાના કોઈ પણ એક દિગંબરી જૈન મંદિરમાં છે. કયા મંદિરમા છે તેનો ઉલ્લેખ કરેલો નથી. આ શિલાલેખ પણ "બે ઘટના" નામના લેખમા આ અંકમાં પ્રગટ કરવામાં આવ્યો છે.

## ( १ )

सं. कुंरपाल सोनपाल प्रतिष्ठाया (याम्) श्रीमत्संवत् १६७१ वर्षे वैशाख सुदी ३ शनौ श्री आगरादुर्गे उसवालज्ञातीय अंगावंशे सा० जीगा सा० जीणश्री पुत्र सा. पेमन भार्या मुक्तादे पुत्र सा० षेतसी सा० तेजसी पुत्र सा० कल्याणदासेन अंचलगच्छे पूज्य श्री कल्याणसागरसूरीणामुपदेशेन सुपासबिंब प्रतिष्ठापितम्

સંઘવી કુંવરપાલ સોનપાલે કરાવેલી પ્રતિષ્ઠામાં, વિ. સં. ૧૬૭૧ ના વૈશાખ સુદી ૩ ને શનિવારે આગરા નગરમા ઓસવાલ જ્ઞાતીય અગાવંસના શા જીણાની ભાર્યા જિનશ્રી, તેમના પુત્ર શા. પેમનની ભાર્યા મુકતાદે તેમના પુત્રો શા ખેતસી અને તેજસી. તેમાના શા. તેજસીના પુત્ર શા. કલ્યાણદાસે અંચલગચ્છના પૂજ્ય શ્રીકલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રીસુપાર્શ્વનાથ ભગવાનની મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરાવી.

## ( २ )

( મૂલનાયકજીની મૂર્તિના મસ્તકની ચોટીની પાસે ચાર મણિઓની કીનારી પરની પંક્તિ )

पातिसाह श्री जहांगीरविजयराज्ये ।

( એ જ મૂર્તિની પલાંઠીના આગળ ( સન્મુખ )ના ભાગ પરની પંક્તિઓ )

संवत् १६७१ वर्षे गांधी गोत्रे साधागीवशे सा० गोल सा० राहुकेन श्रीमदंचलगच्छे पूज्य श्रीधर्ममूर्तिसूरिश्रीकल्याणसागरसूरीणामुपदेशेन नेम(मि)नाथ बिंब प्रतिष्ठितम् ।

( એ જ મૂર્તિની પલાંઠીની બન્ને બાજુ તથા પાછળના ભાગનો લેખ.)

श्रीविक्रमार्क० समयातीतसंवत् १६७१ वर्षे वैशाख सुदी ३ शनौ रोहिणीनक्षत्रे गांधी गोत्रे साधाणावंशे सा० पदमा भार्या पदमलदे तत्पुत्र सा० सोचा भार्या

सोचादे तत्पुत्र सा० गोल भार्या केसरदे सा० राहु भार्या राहिवदे गोलपुत्र सोहनपाल राहुपुत्र श्रीकरण वृद्ध भ्राता सा० पेतसी सा० लाघाल सा० पेतसी पुत्र सा० अमीपाल सा० राजपाल नेमनाथबिंबं प्रतिष्ठापितम् ॥

બાદશાહ જહાંગીરના વિજયવંત રાજ્યમાં, વિ સં. ૧૬૭૧ના વૈશાખ સુદિ ૩ને શનિવારે રોહિણી નક્ષત્રે ગાધી ગોત્ર અને સાધાણી વંશના શા. પદમા ભાર્યા પદમલદે તેમના પુત્ર શા સોચા ભાર્યા સોચાદે, તેમના પુત્રો ૧ શા. ગોલ ભાર્યા કેસરદે, ૨ શા. રાહુ ભાર્યા રાહિવદે. શા ગોલ પુત્ર સોહનપાલ. શા રાહુ પુત્ર શ્રીકરણ, શા. ગોલના મોટા ભાઈ શા. ખેતસી તથા શા. લાલાલ શા. ખેતસીના પુત્રો ૧ શા અમીપાલ, ૨ શા. રાજપાલ, એ બધા કુટુંબે મળીને અંચલગચ્છીય પૂજ્ય શ્રીધર્મમૂર્તિસૂરી અને શ્રીકલ્યાણ-સાગરસૂરિજીના ઉપદેશથી શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.

## (૨) પાલનપુરની એક મસ્જીદ

મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

આ વખતે ગુજરાતથી દીલ્હી તરફના વિહાર દરમ્યાન, પગની પીડા ને અંગે, પાલનપુરમા લગભગ એક માસ જેટલો સમય સ્થિરતા કરવી પડી આ સમય દરમ્યાન યથાશક્ય, પાલનપુરમા પુરાતત્ત્વ કે ઇતિહાસની દૃષ્ટિએ જોવાલાયક સ્થળો અમે જોયા. આ બધુ જોતા એક મસ્જીદ અમારા જોવામા આવી. આ મસ્જીદમા પ્રવેશદ્વાર અને બે થાભલાઓ ઉપર નીચે લખેલ લેખ જોવામા આવ્યો. આપણી પવિત્ર વસ્તુઓ બીજાના હાથમા જઈને બેહાલ બન્યાનો આ એક વધુ દાખલો છે. લેખો નીચે પ્રમાણે છે—

પ્રવેશદ્વારના થાભલા ઉપર—स्वस्ति श्री विक्रम सं० १३४७ वर्षे चैत्र शुदी १३ . जा ल ग्रामे देव श्री महावीरचैत्ये ध्वजारोपदिने ध्वजाग्रे० श्रे०जिनचन्द सुत श्री श्रीमालज्ञातीय श्रे०सादूदेवसंतानीये श्रीरश्मि (श्री) क चारुणी(करणी)यके नापि ० ० ० करणीया । शुभ भवतु श्री समस्तसंघस्य ॥

અંદરના એક થાભના ઉપર—सवत् १२८५ चैत्र वदि १२ शुक्रे क्रमात् सुख-मिणि आत्मन' श्रेयोर्थ स्तंभ. कारित ॥

અંદરના બીજા એક થાભલા ઉપર—र्द०॥ सवत् १३०४ श्रावण सुदि ११ थारापद्रवास्तव्य प्राग्वाटीय श्रे०सेकु पुत्र आत्मसुत चाहडा

સમયના પ્રવાહની સાથે જામી ગયેલા પડ પોપડાના થર ઉકેલવામા આવે અને બરાબર શોધખોળ કરવામા આવે તો આવા કેટલાય ઉદાહરણો મળે! આપણે બધા એ દિશા તરફ પ્રયત્ન આદરીએ એ જ ભાવના!

મહાપ્રભાવશાલી પુરુષાદાનીય
# શ્રી સ્તંભન પાર્શ્વનાથ
લેખક—ઉપાધ્યાય શ્રી પદ્મવિજયજી ગણી

(ગતાંકથી ચાલુ)

## શ્રી પાદલિપ્તસૂરિજીનું સંક્ષિપ્ત વર્ણન (ચાલુ)

પ્રતિમા શેઠાણીથી ઉત્પન્ન થયેલ તે પુત્ર સૂર્ય જેવો દીપતો હતો. માતાએ વૈરોટ્યાની પૂજા કરી પુત્રને દેવીના ચરણે ધરી ગુરુને અર્પણ કર્યો. ગુરુજીએ કહ્યું કે આ બાલક અમારો થઇને વૃદ્ધિ પામો — એમ કહી તેમણે તેને તે પાછો સોપ્યો, એટલે અતિવાત્સલ્યથી તેમ જ ગુરુના ગૌરવથી માતાએ તેને ઉછેર્યો. નાગેન્દ્ર એવું નામ ધારણ કરનાર તે પુત્ર અનુક્રમે આઠ વર્ષનો થયો ત્યારે ગુરુએ પોતાની પાસે રાખ્યો. અવસરે ગુરુભાઇ શ્રી સંગમસિંહસુરિજીએ દીક્ષા આપી પૂજ્ય શ્રીમંડનગણિજીએ અપૂર્વ બુદ્ધિશાલિ આ બાલસાધુને અભ્યાસ કરાવ્યો. એક વર્ષમાં ન્યાય-વ્યાકરણાદિ સકલ શાસ્ત્રોના રહસ્યને પણ જાણી તે મહાપ્રખર પંડિત થયા.

ઉત્તમ ગુણશાલિ બાલમુનિ શ્રીપાદલિપ્ત મહારાજા પવિત્ર સંયમાદિથી દીપવા લાગ્યા. સર્વ પ્રકારે લાયક સ્વશિષ્યને જોઇને ગુરુજીએ કહ્યું કે—હે પાદલિપ્ત ! તમે આકાશગામિની લબ્ધિથી વિભૂષિત થાઓ ! એમ કહીને દશમે વર્ષે પોતાના પટ્ટ (પદ) પર સ્થાપન કર્યા.

એક વખત શ્રી ગુરુમહારાજે આચાર્ય શ્રીપાદલિપ્તસૂરિ મહારાજને શ્રીસંઘના ઉપકાર આદિ લાભ પમાડવા મથુરા નગરીમાં મોકલ્યા. કેટલાક દિવસ ત્યા રહીને શ્રીપાદલિપ્તસૂરિજી પાટલીપુરમાં ગયા, જ્યાં મુરંડ રાજા રાજ્ય કરતો હતો. એક વખતે કોઈ પુરુષે ગોળાકારે ગુંથેલો, આશ્ચર્યકારક અને તંતુઓ મેળવીને જેના છેડાનો ભાગ અદૃશ્ય કરેલ છે એવો દડો રાજાને ભેટ કર્યો. રાજાએ બુદ્ધિની પરીક્ષા કરવા માટે તે દડો પાદલિપ્તસૂરિની પાસે મોકલ્યો. તે જોઈ તાત્કાલિક બુદ્ધિના પ્રભાવે આચાર્ય મહારાજે તેને, બરાબર મીણથી મેળવેલો જાણીને, ગરમ પાણીમા બોળતાં છેડો જોઈ, છુટો કરીને, તે દડો રાજાની પાસે મોકલ્યો. આ બીના જાણી રાજા ઘણો જ ખુશી થયો. પછી રાજાએ ગંગાના કાંઠે ઉગેલા ઝાડની સોટી બંને બાજુ બરાબર પાલીસ કરાવીને તેનુ મૂળ અને અગ્રભાગ (ટોચ)

જાણવા માટે ગુરુની પાસે મોકલી. ત્યારે તેને પાણીમાં નાંખતાં મૂળ (નો ભાગ) વજનદાર હોવાથી પાણીમાં ડૂબી ગયુ. એમ મૂલ અને ટોચનો ભાગ શોધી કાઢી તે સોટીને રાજાની પાસે પાછી મોકલાવી. ત્રીજી વાર પણ રાજાએ જેના સાંધા જાણવામાં ન આવે તેવી એક ટાબલી ગુરુની પાસે મોકલાવી. ત્યારે ગુરુએ તેને ગરમ પાણીમાં નાંખી ઉઘાડીને રાજાને આશ્ચર્ય પમાડયું. પછી સૂરિજીમહારાજે તતુઓથી ગુંથેલું ગોળ તુંબડું રાજસભામાં મોકલ્યું ત્યાં કોઈ તેને ઉકેલી શકયું નહી, તેથી મૂકી દેવામાં આવ્યુ. આ પ્રસંગે બીજા લોકોએ કહ્યું કે-આ કામ ગુરુથી જ બની શકે તેમ છે. એટલે રાજાએ બોલાવતાં તેમણે આવીને તે તરત ઉકેલી આપ્યુ. આ ઉપરથી રાજાને ખાત્રી થઈ કે ગુરુજી, બાળક છતા, સિંહના બાળની જેવા મહાપરાક્રમી છે.

એક વખત રાજાને માથામાં વેદના થવા લાગી. એટલે મંત્રિની મારફત ગુરુને વીનંતિ કરાવતાં સૂરિજીમહારાજે ત્રણ વાર પોતાના ઢીંચણની ઉપર તર્જની (અંગુઠાની પાસેની) આંગળી ફેરવીને રાજાની વેદના શાંત કરી. આ બાબત કહ્યું પણ છે કે—

जह जह पएसिणीं जाणुयंमि पालित्तओ भमाडेइ ।
तह तह से सिरवियणा पणस्सइ मुंडरायस्स ॥ १ ॥

મંત્રરૂપ આ ગાથા બોલતાં જેના મસ્તકને અડકવામાં આવે, તેની શિરોવેદના જરૂર શાંત થઈ જાય તે પીડા આકરી હોય તો પણ તેમ કરવાથી નાશ પામે.

એ પ્રમાણે તાત્કાલિક ઉપકારથી રાજાનુ મન સૂરિની પ્રત્યે આકર્ષાયું, અને બાલસૂરિને વંદન કરવાની તેની ઇચ્છા થઈ. પછી તે તરત ગુરુમહારાજના ઉપાશ્રયે આવ્યો. રાજાએ ગુરુને પૂછ્યું કે—હે ભગવન્ અમારા સેવકો તો પગારના પ્રમાણમાં પોતાનુ કામ બજાવે, પણ તેવા પગાર વિના કેવલ ભિક્ષાવૃત્તિના આધારે રહેલા આ શિષ્યો આપની આજ્ઞા બજાવવાને શી રીતે તત્પર રહે છે? ત્યારે ગુરુએ કહ્યું કે-હે રાજન્! ઉભય લોકના હિતની ચાહનાથી આ શિષ્યો અમારા કાર્યો ઉત્સાહથી બજાવવાને સાવધાન રહે છે. છતાં રાજાને ખાત્રી ન થતાં ગુરુએ કહ્યું કે- તમે તમારા વિનીત સેવકને બોલાવી અમુક કામ કરવાનુ કહો કે જેથી તમને ખાત્રી થાય. એટલે રાજાએ વિનીત વિશ્વાસી પ્રધાનને કહ્યું કે-તપાસ કરો કે ગગા નદી કઈ દિશા તરફ વહે છે? રાજાનો હુકમ સાંભળીને મંત્રીએ

નજીવા કામની વિશેષ તપાસ ન કરતાં માત્ર રાજાનું માન સાચવવા કેટલોક ટાઈમ જુગાર રમીને રાજાને કહ્યું કે-'ગંગા નદી પૂર્વ દિશા તરફ વહે છે.' છુપા બાતમીદારોએ જુગાર આદિનો વૃત્તાંત રાજાને જણાવ્યો.

પછી બાલસૂરિજીએ "હવે નવદીક્ષિત મારા શિષ્યનું ચરિત્ર જુઓ" એમ કહી એક નવા સાધુને બોલાવ્યો. તે તરત ગુરુમહારાજની પાસે આવ્યો. શ્રી ગુરુમહરાજે ફરમાવ્યું કે-હે વત્સ! ગંગા નદી કઈ તરફ વહે છે, તેનો નિર્ણય કરીને મને કહે.

એ પ્રમાણે સાંભળી 'આવસ્સહી' એમ કહીને ઉપાશ્રયની બહાર નીકળી તે આગળ ચાલ્યો. ગુરુનો પ્રશ્ન અનુચિત છે એમ જાણતાં છતાં તેણે એક નિપુણ પુરુષને પૂછતાં તેણે કહ્યું કે ગંગા નદી પૂર્વ દિશા તરફ વહે છે. એ પ્રમાણે બે ત્રણ વાર તેણે પૂછી જોયુ, તો પણ એ જ જવાબ મળ્યો. તો પણ બરાબર નક્કી કરવાને તે શિષ્ય ગંગાના પ્રવાહની આગળ ગયો. ત્યાં પણ સાવધાન પણે દંડાદિપ્રયોગથી પૂર્ણ ખાતરી કરી ઉપાશ્રયમાં આવી ઇરિયાવહી પડીક્કમી ગુરુને કહ્યું કે-ગંગા નદી પૂર્વ દિશા તરફ વહે છે. રાજાના છુપા પુરુષોએ પણ તે જ પ્રમાણે સાચી બીના જણાવી. તે સાંભળીને રાજાને ગુરુવચનની ખાત્રી થઈ.

રાજા આવા અનેક પ્રસંગ જોઇને ખરી ખંતથી સૂરિજીની સેવના કરી સમયને સફલ કરવા લાગ્યો, અપૂર્વ જ્ઞાનચર્ચાનો પણ લાભ લેવા લાગ્યો, અને દાનાદિ ચાર પ્રકારના ધર્મની આરાધનામાં ઉજમાલ થયો.

એક વખતે, બાલપણાના માહાત્મ્યને જાણે વિસ્તારતા હોય તેમ, તે નાના આચાર્યમહારાજ બાળકોની સાથે રમવા લાગ્યા. તેવામાં બ્હારગામથી વંદન કરવા આવનારા શ્રાવકોએ — શિષ્ય જેવા જણાતા આ બાલગુરુને જ પૂછ્યું કે-યુગપ્રધાન શ્રી પાદલિપ્તસૂરિજી કયે ઉપાશ્રયે ઉતર્યા છે? એ સાંભળી બુદ્ધિનિધાન ગુરુએ અવસર ઉચિત પ્રશ્નનો મુદ્દો સમજીને તથા દેખાવ ઉપરથી આ બીજા ગામના શ્રાવકો છે એમ જાણીને યુક્તિપૂર્વક યોગ્ય જવાબ દઈને તે શ્રાવકો ઉપાશ્રયમાં આવે તે પહેલાં જ પોતે આસન ઉપર બેસી ગયા. એવામાં શ્રાવકોએ આવી બહુ બહુ માનપૂર્વક ગુરુને વંદના કરી. બાલાસૂરિને ઓળખી વિચારવા લાગ્યા કે-'આ તો પહેલાં જેમને રમતા જોયા તે જ છે' ગુરુમહારાજે આ પ્રસંગે વિદ્યાશ્રુત અને વયોવૃદ્ધના જેવી અપૂર્વ ધર્મદેશના આપીને તેમના વિકલ્પને દૂર કરવા માટે છેવટે જણાવ્યુ કે-'ચિરકાલથી સાથે રહેનાર લોકોએ બાલકને બાલક્રીડા કરવા માટે અવકાશ આપવો જોઈએ.' બાલ ગુરુમહારાજનુ આ સત્ય વચન સાભળીને તે શ્રાવકો ઘણા જ ખૂશી થયા. (અપૂર્ણ)

## આ માસિકના ગ્રાહક બનો, બીજાને બનાવો !

પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજનો ગયા અંકથી અધુરો રહેલો "दिगम्बर शास्त्र कैसे बनें"નો લેખ આ અંકમાં, સ્થળસંકોચના કારણે લઈ શકાયો નથી.

### "પુરાતન ઈતિહાસ અને સ્થાપત્ય"

આ અંકથી ઉપર લખેલ મથાળા નીચે શરૂ કરેલ ચાલુ પ્રકરણની તંત્રીની નોંધ તરફ ધ્યાન આપી, એ ચાલુ પ્રકરણને સમૃદ્ધ બનાવે તેવી, પોતાને મળતી, સામગ્રી મોકલતા રહેવા બધાય પૂજ્ય મુનિમહારાજો તથા વિદ્વાનોને પ્રાર્થના છે.

જે પૂજ્ય મુનિમહારાજોને "શ્રી જૈન સત્ય પ્રકાશ" મોકલવામાં આવે છે તેમણે પોતાના વિહાર આદિના કારણે બદલાતા સરનામાના સમાચાર વેળાસર સમિતિની ઓફિસે લખી જણાવવાની કૃપા કરવી. જેથી માસિક ગેરવલ્લે ન જતાં વખતસર મળી જાય.

## માસિકના નમુનાની નકલ ભેટ મગાવો !

## સુંદર વાચન અને તત્ત્વચિંતન

ખાઈ પીને આનંદ અને વૈભવ વિલાસો ભોગવીને જ આપણા આત્માને ખરો સંતોષ નથી થતો. આપણું હૃદય–મન કંઈક બીજી જ વસ્તુની ચાહના કરે છે. નવા નવા અને ઉન્નત વિચારો કે કંઈક કંઈક ગંભીર ચિંતન એ મનને આનંદદાયક વસ્તુ છે. અને એ વિચારો અને ચિંતન માટે તે સુંદર વાચન પ્રતિ દોડે છે.

## ઈતિહાસ-દર્શન

તેમ જ

આપણે પોતે જે સ્થિતિમાં વર્તમાન હોઈએ તે જ સ્થિતિને સારી માની લઈને આસપાસ જોવાનું મૂકી દેવા માટે પણ આપણું મન તૈયાર નથી હોતું. આ વિચાર આપણને આપણી પાછળ–ભૂતકાળ–ની દુનિયા તરફ દૃષ્ટિ કરવા પ્રેરે છે, અને આપણે ઈતિહાસના દર્શન માટે આતુર થઈએ છીએ.




: બાલુભાઈ મગનલાલ દેશાઈ, મણિ મુદ્રણાલય, કાલુપુર, અમદાવાદ.

श्री

# જૈન સત્ય પ્રકાશ

તંત્રી: શાહ ચીમનલાલ ગોકળદાસ

વર્ષ ૧ | અંક ૯



પ્રકાશક
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા,
અમદાવાદ (ગુજરાત).

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

## વિષય–દર્શન



¶ શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબનો, ગયા અંકથી અધુરો રહેલો "સરસ્વતી-પૂજા અને જૈનો" શીર્ષક લેખ આ અંકમાં આપી શકાયો નથી.

¶ "પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય" શીર્ષક દરેક અંકમાં આવતા ચાલુ પ્રકરણને સમૃદ્ધ બનાવે એવી, પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, ગ્રંથોની પ્રશસ્તિઓ, પ્રતિમાઓ ઉપરના લેખો કે બીજી ટૂંકી ટૂંકી ઐતિહાસિક નોંધો સંબંધી, સામગ્રી મોકલવા દરેક ધર્મપ્રેમીને પ્રાર્થના છે. તે તે સામગ્રી તે તે મોકલનાર વ્યક્તિના નામ સાથે આપવામા આવશે.

¶ જે પૂજ્ય મુનિમહારાજોને "શ્રી જૈન સત્ય પ્રકાશ" મોકલવામાં આવે છે તેમણે પોતાના વિહાર આદિના કારણે બદલાતા સરનામાના સમાચાર વેળાસર સમિતિની ઓફીસે લખી જણાવવા કૃપા કરવી જેથી માસિક ગેરવલ્લે ન જતાં વખતસર મળી જાય,


| લવાજમ— | છુટક નકલ— |
|---|---|
| સ્થાનિક ૧–૮–૦, બહારગામનુ ૨–૦–૦ | ૦–૩–૦ |

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसमइयं पत्तं मासियमेयं भव्वाण मग्गय विसद ॥१॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ | અંક ૯

अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वंति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगयं दाउं विसिट्ठोत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसए चे मेऽहिलासा तया,
वाइज्जा प्पवर पसिद्धजईणं सच्चप्पयासं मुदा ॥ २ ॥

વિક્રમ સંવત ૧૯૯૨ : વીર સંવત ૨૪૬૨ : સન ૧૯૩૬
ચૈત્રશુક્લા પંચમી | માર્ચ ૨૭

## श्री तीर्थवंदना

कर्ता—उपाध्याय महाराज श्री पद्मविजयजी गणि

( आर्याच्छन्दः )

पणमिय पासजिणिंदं, पयकमलं णाहणेमिसूरीणं ।
थुत्तं समतित्थाणं, रएमि सत्थाणुसारेणं ॥ १ ॥
अहतिरियउड्ढलोए, तित्थयराणं समत्थविंबाइं ।
वंदामि भत्तिभावा, पइदियहं हिअयथेज्जेणं ॥ २ ॥
भुवणवइट्ठाणेसुं, विंबाइं वंतराणनिलएसुं ।
तह वाणमंतराणं, वंदे बहुमाणभत्तीए ॥ ३ ॥
जोइसियाणं पडिमा, सव्वा वेमाणियाण देवाणं ।
जिणवरसरिसा भव्वा, वंदे बहुमाणभत्तीए ॥ ४ ॥
वेयड्ढमेरुसिंगे, रुयगे तह कुंडले यवक्खारे ।
तित्थेसरविंबाइं, वंदे बहुमाणभत्तीए ॥ ५ ॥
नंदीसरकरिदंते, कणयायलनिसढनीलवंतेसुं ।
तित्थेसरविंबाइं, वंदे बहुमाणभत्तीए ॥ ६ ॥
कुलगिरिरोहणसिहरे, हिमगिरिविंझायले य जमगे य ।
तित्थेसरविंबाइं, वंदे बहुमाणभत्तीए ॥ ७ ॥

दविडतिलंगेपोंडे, लाडविराडे तहेव कण्णाडे ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ ८ ॥
अंगे वंगकलिंगे, सुगयजणवए पयागगउडे य ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ ९ ॥
सिरिमालमालवेसुं, नेवाले सिंहले य कोसलए ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ १० ॥
उज्जइणीचंपासुं, कोसंवीकोसलासु महुराए ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ ११ ॥
गयपुरपट्टणकासी–कणगपुरे भद्दिले य नासिक्के ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ १२ ॥
दसरहपुररायगिहे, पावाणयरीइ तामलित्तीए ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ १३ ॥
आघाडकण्णकुज्जे, रम्मे सिरिमेयवाडसोरट्ठे ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ १४ ॥
सिरिविमलायलतित्थे, अब्बुयसम्मेयपव्वए चेव ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ १५ ॥
अट्ठावयरे वयए, कयंवतित्थे कयंवसुविहारे ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ १६ ॥
जीवंतसामिपडिमं, महुमइणयरीट्ठियं महादिव्वं ।
तालज्झयबिंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ १७ ॥
वरपाउयं सुरम्मं, णाभेयपहुस्स हत्थिगिरिदेसे ।
सिद्धायलपणतित्थीं, वंदे वहुमाणभत्तीए ॥ १८ ॥
राणयपुरघाणेरा–जीवंतजिणेसवीरतित्थंमि ।
नाडोलनाडुलाई–तित्थे वंदामि पडिमाओ ॥ १९ ॥
उत्तुंगे तारंगे, सेरीसगभोयणीसुपाणसरे ।
तित्थेसरविंवाइं, वंदे वहुमाणभत्तीए ॥ २० ॥
जीरावलंतरिक्खे, तहा वडेजाइ तित्थमज्झंमि ।
पुण्णाज्जारातित्थे वंदे तित्थेसविंवाइं ॥ २१ ॥

गामणयरपुरपट्टणे, खेडासमकब्बडाइसेसथले ।
तित्थेसरबिंबाइं, वंदे बहुमाणभत्तीए ॥ २२ ॥

सिरिउसहवद्धमाणे, चंदाणणवारिसेणजिणचंदे ।
वंदे विसुद्धभावा, सासयपडिमाण णामाइं ॥ २३ ॥

सिरिसीमंधरणाहं, युगमंधरबाहुपुरिसपुंडरिए ।
तित्थयबाहुसुजायं, सयंपहं जिणवरं वंदे ॥ २४ ॥
उसहाणणजिणणाहं, अणंतविरियं सुरप्पहं वंदे ।
तित्थाहिवइविसालं, वज्जहरं जिणवरं वंदे ॥ २५ ॥

चंदाणणतित्थपहुं, लोगहियं चंदबाहुतित्थयरं ।
भुयगपहुं णेमिप्पहं, वंदे पहुवीरसेणं च ॥ २६ ॥
झाणंतरिए समए, घाइक्खयलद्धकेवलालोयं ।
जिणयमहाभद्दक्खं, देवजसं सव्वया वंदे ॥ २७ ॥

तित्थयराजियविरियं, वंदे विण्णायलोयतत्तत्थं ।
इय वीसइ तित्थयरा, महाविदेहेसु विहरंति ॥ २८ ॥

उसहाजियजिणणाहं, संभवणाहाभिणंदणं वंदे ।
सुमइं पउमजिणेसं, सुपासचंदप्पहे वंदे ॥ २९ ॥
सीयलसेज्जंसपहुं, वासवणयवासुपुज्जतित्थयरं ।
विमलाणंतजिणेसं, धम्मपहुं सव्वया वंदे ॥ ३० ॥

विगयारिसंतिणाहं, कुंथुं अरमल्लिजिणवरे वंदे ।
मुणिसुव्वयतित्थपहुं, णमिणेमिजिणेसरे वंदे ॥ ३१ ॥
पासं णिच्चं वंदे सासणवइवद्धमाणतित्थयरं ।
चउवीसइ तित्थयरा, मम कम्माइं पणासंतु ॥ ३२ ॥

जुम्मणिहाणणिहिंदु–प्पमिए वरिसे य मग्गसिरमासे ।
सुक्के पक्खे पढमे, दियहे विमलायले तित्थे ॥ ३३ ॥

रइयमिणं वरथुत्तं, गुरुवरसिरिणेमिसूरिसीसेणं ।
वायगगणि पउमेणं, सव्वेसिं सव्वओ सुहयं ॥ ३४ ॥

थिरचित्ता विहिरागा, पढंति निसुणंति जे णरा णिच्चं ।
उभयभवे कल्लाणा, लच्छी वुड्ढी सया तेसिं ॥ ३५ ॥

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમત્ સાગરાનન્દસૂરિજી

( ગતાંકથી ચાલુ )

## અન્ય લિંગે સિદ્ધનો નિષેધ માનવાની માફક સ્ત્રીલિંગે સિદ્ધોને ન માનવાની ફરજ

વસ્ત્ર આદિ ઉપકરણોનો અભાવ માની સ્ત્રીઓ જો કે સર્વથા નગ્ન ન રહી શકે તેવું નથી જ, અને તેથી તેને સર્વથા ચારિત્ર ન જ હોય એમ માની શકાય તેવું નથી, છતાં જગતના તિરસ્કારને લીધે સ્ત્રીઓને વસ્ત્રની જરુર જ છે એમ દિગંબરોને માનવું પડ્યું, અને એમ માન્યતા કરવાથી તથા ઉપકરણ જેવી કોઈ ચીજ જ નથી, એટલે કે જ્ઞાન, દર્શન અને ચારિત્રને સાધનભૂત થનારી બાહ્ય ચીજ પણ અધિકરણ એટલે પાપરૂપ હોઈ મહાવ્રતને ઘાતક જ છે એમ માનવાથી સ્ત્રીને સર્વથા ચારિત્રનો અભાવ માનવો પડ્યો, અને તેથી જ સ્ત્રીલિંગે સિદ્ધપણું,—જે જૈનશાસ્ત્રકારોએ ક્ષપકશ્રેણિની ભાવનાની જ્વાળામાં સર્વ મોહનીય કર્મનો ક્ષય થવાનું માની સ્ત્રીલિંગ હોય તો પણ ક્ષપકશ્રેણિ મેળવી, જ્ઞાનાવરણીયાદિ ભયંકર ઘાતિકર્મોને તોડી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવી શકે છે, એમ, ભાવવાદની પ્રધાનતાએ, વસ્તુસ્થિતિએ, માની સ્ત્રીલિંગે સિદ્ધપણું માન્યું હતું,—તેનો પણ દિગંબરોએ નિષેધ કરી દીધો, અર્થાત્ ઉપકરણના અભાવે સ્ત્રીસિદ્ધિને ઉડાડી અને ભાજનના અભાવે અન્યલિંગની સિદ્ધિને ઉડાડી, પણ એમ કરતાં બાળ, ગ્લાન વૃદ્ધ, અને તપસ્વીઓનાં મહાવ્રતોનો ભોગ આપવામાં પણ તે દિગંબર ભાઈઓને સંકોચ થયો નહિ.

## પ્રવચનમાતા અને ચારિત્ર

જૈનજનતામાં એ વાત તો સ્પષ્ટ રીતે મનાએલી છે કે પ્રવચન અથવા ચારિત્રની માતા તરીકે કોઇ પણ ચીજ હોય અથવા જેમાં આખું જૈનશાસન સમાએલું હોય એવી પણ કોઇ ચીજ હોય તો તે માત્ર અષ્ટ પ્રવચનમાતા જ છે.

## તિર્યંચમાં ચારિત્ર કેમ નહિ?

ધ્યાન રાખવાની જરુર છે કે પહેલાના મનુષ્યભવમાં જૈનધર્મના સારા સંસ્કારો પામેલા હોય, મહાવ્રતધારી મુનિમહારાજાઓના સંસર્ગમાં આવેલા હોય અને સદ્ધર્મનું આચરણ કરતા હોય કે ન કરતા હોય, છતાં અશુભ પરિણામે આયુષ્યબંધ થએલા હોવાને લીધે કંથચિત્ તિર્યંચની ગતિમાં જીવો ઉત્પન્ન થાય છે અને પંચેંદ્રિય તિર્યંચપણામાં ગએલા તે જીવોને કંથચિત્

જાતિસ્મરણની પ્રાપ્તિ થતાં તેઓ પૂર્વ ભવમાં, શ્રવણ કરેલ, દેખેલ કે અનુભવેલ ધર્મસંસ્કારોને જાણી શકે છે અને તે ભવાંતરના જ્ઞાનને પ્રતાપે પંચેંદ્રિય તિર્યંચના ભવમાં હોવા છતાં પણ સર્વથા જીવહિંસા વિગેરેના પચ્ચકખાણ, સાધુઓની માફક જ, કરે છે, છતાં તેઓ સંયમી કે ચારિત્રી કહેવાતા નથી. આ વાતને સમજનારો મનુષ્ય સંયમ અને ચારિત્રની જડ એકલાં મહાવ્રતો છે એમ કોઈ દિવસ કહી શકે નહિ. અર્થાત્ સર્વથા જીવહિંસાની વિરતિ વિગેરે પાંચ મહાવ્રતોની સાથે જો ઈર્યાસમિતિઆદિ અષ્ટપ્રવચમાતાની હયાતિ હોય, ઇચ્છામિચ્છાદિક દશ પ્રકારની ચક્રવાલ સામાચારી પળાતી હોય અને પ્રતિલેખનાદિક દશ પ્રકારની પ્રતિદિનની સામાચારી જાળવવામાં આવતી હોય તો જ તે મહાવ્રતવાળાને સંયમી કે ચારિત્રી કહી શકાય. આ હકીકતને ધ્યાનમાં રાખનારો મનુષ્ય મહાવ્રતોની સાથે મહાવ્રતોની માફક બલ્કે તેથી અધિકપણે સંયમ અને ચારિત્રને અંગે ઈર્યાસમિતિઆદિ અષ્ટપ્રવચન માતાદિકની જરુરીઆત ગણે.

### ઈર્યાસમિતિનું સ્વરૂપ અને ઉપકરણના અભાવે તેનો અભાવ

જો કે સામાન્ય રીતે સૂર્યના તડકાથી ફરસાએલા લોકોની આવકજાવકથી ફાસુ બનેલા માર્ગમાં જીવજંતુની રક્ષાને માટે જોઈને ચાલવું તેનુ નામ ઈર્યાસમિતિ છે, પણ બારીક દૃષ્ટિથી વિચાર કરતાં ઉપાશ્રયમાં બેઠેલા સાધુઓના જે હસ્તે, પાદ વિગેરેનું સંચાલન થાય તે પ્રત્યુપેક્ષણા અને પ્રમાર્જનાપૂર્વક જ થવું જોઈએ, અને તેમ થાય તો જ ઈર્યાસમિતિ સાચવી ગણાય. માત્ર માર્ગમાં જંતુરક્ષા માટે જોઈને ચાલવું અને ઉપાશ્રયમાં બેસતાં, ઉઠતાં, કે સુતાં જયણા ન કરવી તેનું નામ ઈર્યાસમિતિ કહી શકાય નહિ. આ વાતને ધ્યાનમાં લેતાં ઉભા થકાં આખું શરીર પૂંજી શકાય અગર આસનની ઉપર બેસવાની જગા બરોબર પૂંજી શકાય તથા સુવાની વખતે સંથારો બરોબર પૂંજી શકાય અને જે મકાનમાં પોતે રહે તે મકાનનો કાજો ઉદ્ધરી શકાય તેવું ઉપકરણ ન માને તો તે ઈર્યાસમિતિ પાળનારો છે એમ કહી શકાય નહિ. આવી ઈર્યાસમિતિની વસ્તુને સમજનારો મનુષ્ય કોઈ દિવસ પણ રજોહરણ અને દંડાસન સિવાયના મનુષ્યને ઈર્યાસમિતિવાળો માનવા તૈયાર થઇ શકે નહિ.

### ઉપકરણના અભાવે ગૃહસ્થોના આરંભો

જો ઈર્યાસમિતિને પાળવાને માટે તેવું સાધન સાધુઓ ન રાખે તો સાધુઓને રહેવા માટે ગૃહસ્થો અયતનાથી મકાનની સર્વ તૈયારી કરે અને તેવા મકાનમાં સાધુઓને ફરજીયાત ઉતરવું પડે અને તેવા મકાનને શુદ્ધ તરીકે જણાવવું પડે અને તેમ થતાં મહાવ્રતના ઘાતની સાથે—ત્રિવિ

ત્રિવિધ હિંસાનો ત્યાગ કર્યો છે જેમાં એવા મહાવ્રતના ઘાતની સાથે—શુદ્ધ પ્રરૂપણારૂપી સમ્યકત્વને પણ દેશવટો દેવો પડે.

### મોરપીછું પૂંજવામાં ઉપયોગી નથી

ધ્યાન રાખવાની જરુર છે કે કેટલાકોએ તેવા પ્રમાર્જન માટે રાખેલું મોરપીંછ ઉપર જણાવેલા કામમાં આવી શકતું નથી, પણ માત્ર ચિન્હ તરીકે જ દેખાવમાં રહે છે. વિચક્ષણ મનુષ્ય સમજી શકશે કે જેઓને ચિન્હ તરીકે ઉપકરણ રાખવામાં વાંધો નથી, પણ જીવોની રક્ષાને માટે રખાતા ઉપકરણમાં દોષ દેખાય છે, તેવા મનુષ્યો જૈનશાસનના જીવદયામય ધર્મને કેવી રીતે સમજી શકે ?

### રાત્રિ અને વર્ષાદ વખતે રજોહરણ ન હોવાથી સાધુપણાનો નાશ

આ ઉપર જણાવેલી ઇર્યાસમિતિની હકીકત દિવસને અંગે માત્ર વર્ષાઋતુ સિવાયના વખતને માટે જણાવવામાં આવી, પણ રાત્રિ અને વર્ષાઋતુને અંગે વિચાર કરતાં તો તે રજોહરણ અને દંડાસન વગરના સાધુ દયા કેમ પાળી શકે ? શાણો મનુષ્ય સહેજે સમજી શકે તેમ છે કે મનુષ્યને ઝાડાની કે પિશાબની હાજત હંમેશાં નિયમિત દિવસના ટાઈમે જ થાય એમ બની શકે નહિ, અને જ્યારે એવો નિયમ નથી તો પછી તે રજોહરણ અને દંડાસન વગરના રહેવાવાળા સાધુઓ ઝાડા અને પિશાબની હાજત થતાં કાંતો તેને રોકવાથી આત્મવિરાધનાવાળા થાય અને નહિ તો વગર જયણાએ ઉપાશ્રયની બહાર નીકળવું પડે અને વગર જયણાએ જ ઝાડો, પિશાબ કરવાં પડે.

### રજોહરણથી જ પૂંજાય, મોરપીચ્છથી નહિ

વળી મકાનની અંદર રાત્રિને વખતે પગ મેલતાં પણ પ્રમાર્જન કરતી વખતે પગની બરોબર જગાએ તો પૂંજી શકાય જ નહિ, માટે પૂંજવાનુ સાધન ઓછામાં ઓછું પગના વર્તુળ જેટલું પહોળું રાખવું જ જોઇએ, અને તેવું સાધન મોરપીંછી નથી, પણ રજોહરણ કે દંડાસન જ છે. શાસ્ત્રની રીતિ પ્રમાણે, શયન કર્યા પછી જો પડખું ફેરવવું હોય તો, પ્રમાર્જન કરીને જ પડખું ફેરવવું જોઇએ અને તો જ તેનું દયાળુપણું ગણી શકાય. હવે જો રજોહરણ જેવી મોટા વર્તુળ વાળી ચીજ પ્રમાર્જન કરવાને માટે ન રાખેલી હોય તો પડખા જેટલી જમીન કે બરડા જેટલી જમીન તેનાથી પૂંજી શકાય જ નહિ, એટલે કહેવું જોઈએ કે રજોહરણ ને દંડાસન નહિ રાખનારા સાધુઓ ઇર્યાસમિતિથી ઘણા જ દૂર છે એટલું જ નહિ પણ તેવાં સાધનોને ધર્મના સાધન તરીકે નહિ માનનારા જૈનધર્મને પણ સમજી શકયા નથી.

### બેસવાને સ્થાને અને શરીરે પણ જીવરક્ષા રજોહરણથી જ

વિચક્ષણ મનુષ્યોના ખ્યાલમાં છે કે કેઈ વખત મકાનોમાં પણ કીટિકા આદિના ઉપદ્રવો ઘણા હોય છે અને

જો તે મકાનમાં તેવી વખતે પ્રમાર્જન કરવામાં ન આવે તો જીવહિંસામાં ઘણું જ ઉતરી જવું પડે છે. આવી સ્થિતિમાં જેઓ ઉપકરણ ન રાખે તેઓ કીટિકા આદિ જીવોનો બચાવ ન કરી શકે અને તેઓને પોતાના મહાવ્રતને જલાંજલિ આપવી જ પડે.

### મુહપત્તિના અભાવે ભાષા સમિતિનો નાશ અને વાઉકાયની હિંસા

જેવી રીતે ઉપકરણ સિવાય ઈર્યાસમિતિનું પાલન અશકય થઇ જાય છે, તેવી રીતે ભાષાસમિતિને અંગે પણ ઉપકરણની ખામીને લીધે અસંભવ જ ઉત્પન્ન થાય છે. એ વાત તો શાસ્ત્ર અને જગતની જનતા એ બંનેને કબુલ થએલી છે કે બહારના પવનને અને શરીરની અંદરના પવનને પરસ્પર વિરુદ્ધપણું છે. અર્થાત્ બોલતી વખત જો મોંઢે મુખવસ્ત્રિકા કે તેવું ધરવામાં ન આવે તો મોંઢામાંથી નીકળેલા પવનથી બહારના વાઉકાયનો નાશ થાય અને તેથી કહેવું જોઇએ કે મુહપત્તિને નહિ માનનારો મનુષ્ય વાઉકાયને જીવ તરીકે નથી માનતો અગર વાઉકાયની વિરાધનાને વિરાધના તરીકે નથી ગણતો.

### ત્રસકાયનો ઘાત

આ વાઉકાયને અંગે કરેલો વિચાર મુહપત્તિ નહિ રાખવાવાળાને માટે હંમેશનો કર્યો, પણ કદાચિત્‌ની અપેક્ષાએ તો મચ્છરાદિક ત્રસજીવોનો પણ બોલવાને અંગે ઘાત થવાનો સંભવ નથી એમ કહી શકાય નહિ. ખેતર લણવાની વખતે જે ઝીણી મચ્છરી ઉડે છે તે એટલી બધી વ્યાપેલી હોય છે કે મુહપત્તિ વગર તેવા વખતે બોલવા જાય તો સેંકડોની સંખ્યામાં તેનો ઘાણ નીકળી જાય.

### મુહપત્તિ ન રાખવાથી અપ્કાયનો નાશ

વળી લાગલાગટ વરસાદ જ્યારે આવે છે ત્યારે ત્રણ દિવસની હેલી પછી જ બધાં સ્થાન જલના જીવોથી વાસિત થઈ જાય અને તેવી વખતે મુહપત્તિ ન હોવાથી ઉઘાડે મુખે બોલનારા મનુષ્યો પોતાને અહિંસક કહેવડાવે તો પણ અસંખ્યાત અપ્કાયના જીવોનો ઘાત કરનારા જ થાય છે

### વસ્ત્રાદિકના અભાવે અગ્નિની હિંસા અને બાલાદિકની ઘાતકતા

તેવી જ રીતે કોઈ પણ જગો પરના દીપકમાંથી આવતી જ્યોતિના જીવોનો બચાવ કપડું વિગેરે ઉપકરણ ન રાખનારાથી ન થઈ શકે તે સ્વાભાવિક જ છે, અને વૃષ્ટિની વખતે પણ જેઓ કામળી વિગેરે ન રાખે તેઓને બાલ ગ્લાન અને વૃદ્ધો જેઓ સાધુપણામાં હયાત હોય તેઓની દયાને દેશવટો દેવો જ પડે. કહેવું જ જોઇએ કે કામળીઆદિ ઉપકરણ નહિ રાખનારાને અપકાયની હિંસાથી બેદરકાર થવું જોઇએ તેમ જ બાલ, ગ્લાન અને વૃદ્ધના જીવનથી નિરપેક્ષ રહેવું જોઇએ.

( અપૂર્ણ )

# સંતબાલની વિચારણા અને મૂર્તિપૂજા-વિધાન

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

(ગતાંકથી ચાલુ)

**મં૦**—જડવસ્તુથી શુભ અને અશુભ ભાવ ઉત્પન્ન થાય જ છે એ અમે આગળ દૃષ્ટાંત પૂર્વક સમજાવી ગયા છીએ. છતાં વધુ દૃષ્ટાંત જોઇએ તો સાંભળો—એક સ્ત્રીના જડ કલેવરને જોઇને કામાંધ આત્મા એના સૌંદર્યથી ખેંચાઇને અશુભ ભાવની શ્રેણીએ ચઢે છે. એને થાય છે કે આવા સૌંદર્યનો ઉપભોગ કરવા મળે તો ખરેખર, જીવન સફળ થાય! ત્યારે બીજી તરફ એક ધર્માત્મા એ જ કલેવરને જોઇને સંસારની અનિત્યતા અને અસારતાનો વિચાર કરી આત્મોદ્ધારના–ધર્મના માર્ગમાં વિશેષ ઉદ્યમવંત થાય છે. ભલા એક જ જડ વસ્તુ કેવા શુભ અશુભ ભાવો પેદા કરે છે? તો પછી પરમ પ્રભુ પરમાત્માની મૂર્તિ આત્મોદ્ધારમાં અત્યંત સહાયક થાય એમાં નવાઈ જ શી? એટલે ભાઇ, કદાગ્રહને છોડીને સાચી વાતનો સ્વીકાર કરશો તો જ આત્મમાર્ગ હાથ લાગશે. બાકી અર્થશૂન્ય ચર્ચા અને કુતર્ક તો કેવળ પાણી વલોવવા જેવાં જ છે!

આટલા વિવેચન બાદ સ્થાનકવાસી ભાઈ અને મંત્રિ વચ્ચેનો વાર્તાલાપ પૂર્ણ થયો.

પ્રસંગવશાત્, સ્થાનકવાસી સંપ્રદાયની માફક, જે ઈતર સંપ્રદાયો મૂર્તિપૂજાને નથી માનતા તેઓની બાબતમાં પણ કંઇક ઊહાપોહ થાય તો સારું એમ સમજીને નીચેના લેખમાં તે સંબંધી ચર્ચા કરેલ છે. આશા છે કે લોકોને આ વસ્તુ ઉપયોગી જણાશે.

**મં૦**—કેમ મૌલવી સાહેબ? તમો પણ સ્થાનકવાસી ભાઇઓની માફક મૂર્તિને માનતા નથી કે?

**મૌ૦**—હમે પણ હિન્દુ જાતિની માફક મૂર્તિપૂજાને માનતા નથી. શું પત્થર પણ કોઇ વખત ખુદા બની શકે છે? શું બુદ્ધિશાળી પુરુષો જડવસ્તુમાં ખુદાની સ્થાપના કરે ખરા?

**મં૦**—ભલા, હમારી પાસે આ કાગળનો ટુકડો છે, એના ઉપર ખુદા એવા શબ્દો લખ્યા છે. શું તમો એના ઉપર પગ મૂકી શકો ખરા?

**મૌ૦**—અફસોસની વાત છે કે આપ આવી રીતે, નિર્ભયતાપૂર્વક, બુદ્ધિથી પ્રતિકુલ અને કઠોર અક્ષર બોલો છો? શું આપને પરમાત્માનો ભય નથી? શું એવું કામ કોઈ કરે ખરો કે?

**મં૦**—એમાં અફસોની શી વાત છે? મેં તમોને નથી તો બુરા કહ્યા કે નથી તો ભલા કહ્યા. માત્ર મેં તો

એટલું જ પૂછવું છે કે આ કાગળના ટુકડા ઉપર તમે પગ મૂકી શકો છો? પણ તમે તમારા મુખથી જ જડ વસ્તુનું સન્માન કરવા લાગ્યા. એ શું?

મૌ૦—હમે જડ વસ્તુનું પૂજન ક્યારે માન્યું છે?

મં૦—શું કાગળ તથા મસી (ink) જડ વસ્તુ નથી?

મૌ૦—હાં હાં, જડવસ્તુ નહિ તો બીજું શું છે?

મં૦—જ્યારે એમ જ છે તો પછી કાગળ અને શાહી પરસ્પર એકત્ર થઈને ખુદા શબ્દ લખાય છે. એમાં પત્ર અને શાહી વિના ત્રીજી વસ્તુ નથી તો પછી તમોને અફસોસ થવાનુ કારણ શું?

મૌ૦—અરે, પણ એમાં પરમાત્માનું નામ પ્રત્યક્ષ લખ્યું છે. એના ઉપર હું પગ શી રીતે મૂકી શકું?

મં૦—જ્યારે તમો પત્ર અને શાહી દ્વારા લખાયેલા પરમાત્માના નામ માટે આ પ્રમાણે કરો છો તો પરમાત્માની મૂર્તિ માટે કેમ નથી કરતા? અને તમો શી રીતે કહી શકો છો કે હમે જડ વસ્તુને નથી માનતા. ભલા, તમો માલાના મણુકા ગણો છો કે નહિ?

મૌ૦—હાજી, જરુર ગણીએ છીએ.

મં૦—માલાની સંખ્યા જે વિશેષ પ્રમાણમાં નિયત કરી છે એમાં જરુર કંઈ કારણ હોવું જોઈએ, કે જેથી ખાતરી થાય છે કે જરુર કોઈની પણ સ્થાપના એમાં હોવી જોઈએ. કેટલાક લોકો કહે છે કે ખુદાના નામ એકસો એક છે, અને તેથી જ માલાના મણુકા એકસો ને એક રાખવામાં આવ્યા છે. અર્થાત્ સંખ્યાના નિયતપણામાં કોઈને કોઈ કારણ છે. બસ જે એ નિયત કરી લેવું તેનું જ નામ સ્થાપના. અને જેણે સ્થાપના માની એણે અવશ્ય મૂર્તિ પણ માની જ કહેવાય. માત્ર આકારનો જ ભેદ છે. સૌ કોઇ ભિન્ન ભિન્ન મૂર્તિને માને છે. પરંતુ મૂર્તિ વિના તો કોઈને ચાલી શકતું નથી. તેથી તમો પણ મૂર્તિથી કદાપિ અલગ થઈ શકતા નથી.

મૌ૦—પણ જ્યારે પરમાત્માનો આકાર જ નથી તો તેમની મૂર્તિ શી રીતે બની શકે?

મં૦— કુરાને શરીફમાં લખ્યું છે કે મેં પુરુષને મારા આકાર ઉપર ઉત્પન્ન કર્યો છે. અથવા જેણે પુરુષના આકારની પૂજા કીધી છે તેણે પરમાત્માના આકારની પૂજા કીધી છે. આથી સિદ્ધ થાય છે કે પરમાત્માને આકાર અવશ્ય છે. કુરાનની એ શિક્ષા છે કે ખુદા ફરીસ્તાઓની કતારની સાથે વિશાળ સ્થાનમાં આવશે અને એમના સિંહાસનને આઠ ફરિસ્તાઓએ ઉઠાવ્યું હશે. ભલાભાઈ? જો પરમાત્માની મૂર્તિ જ ન હોય તો એમના સિંહાસનને આઠ દેવતાઓએ ઉપાડયું એનો અર્થ શો? વળી મૂર્તિમાન આકાર વિના એ હોઈ પણ શકે નહિ. તમારું માનવું પણ છે કે પરમાત્મા અગીઆરસા અર્શમાં સિંહાસન પર બેઠા છે. ઠીક, મૌલવીજી એટલું તો બતાવો કે કદી તમોએ હજ કરી છે?

**મૌ૦**—હાજી, હજથી તો સ્વર્ગ મલે છે. તો પછી કાબાશરીફની હજ શા માટે ન કરીએ?

**મં૦**—ત્યાં શું વસ્તુ છે તેનું જરા વર્ણન તો કરો.

**મૌ૦**—હજ મક્કા શરીફમાં થાય છે, ત્યાં એક કાળો પત્થર છે જેનું ચુંબન કરીએ છીએ અને કાબાના કોટની પ્રદક્ષિણા કરીએ છીએ.

**મં૦**—શું એ મૂર્તિપૂજા ન કહેવાય?

**મૌ૦**—કદાપિ નહિ.

**મં૦**—પાષાણનું ચુંબન કરવું અને પ્રદક્ષિણા કરવી તથા ત્યાં જઈને શિર ઝુકાવવું એ મૂર્તિપૂજા જ છે. તમો જ્યારે ખુદાના ઘરનો આ પ્રમાણે સત્કાર કરો છો તો પરમાત્માની મૂર્તિનો સત્કાર કેમ નથી કરતા? અને એમની મૂર્તિને કેમ નથી માનતા? વળી જે તાજીયા નીકળે છે એ બુત (મૂર્તિ) નહિ તો બીજું શું છે? વળી તમો કાબાની તરફ મુખ કરીને નમાજ પઢો છો એ પણ એક પ્રકારની મૂર્તિપૂજા જ છે.

**મૌ૦**— કાબા તો ખુદાનું ઘર છે તેથી હમે તે તરફ મુખ કરીએ છીએ.

**મં૦**—શું બીજાં સ્થાનો ઇશ્વરથી ખાલી છે? ખાલી છે એમ કહેશો તો ઇશ્વર સઘળા સ્થાનમાં છે એમ તમારું કહેવું ઉડી જશે.

**મૌ૦**—કાબા એ ખુદાનું ઘર છે. એના તરફ મુખ કરવાથી દિલ પ્રસન્ન અને સ્થિર રહે છે. એ જ હેતુથી તે તરફ હમો મુખ કરીએ છીએ.

**મં૦**—કાબા તો એક પરોક્ષ વસ્તુ છે, જેથી દૂરથી દષ્ટિગોચર થતી નથી. અને પરમાત્માની મૂર્તિ તો સન્મુખ હોવાથી દષ્ટિ ગોચર થઇ શકે છે તેથી અધિક ધ્યાન લાગે છે. અને દિલ સ્થિર રહે છે. વળી જ્યારે તમારી નમાજ પઢવાની જગ્યા આગળ પુરુષોની આવ જાવ હોય ત્યારે તમે વચમાં લોટો અથવા વસ્ત્ર મૂકો છો જેથી નમાજમાં વિઘ્ન પડે નહિ. એ લોટો અગર વસ્ત્ર આદિની સ્થાપના કરો છો તે પણ ખુદાની જ સ્થાપના છે. વળી એક બીજું દઢ પ્રમાણ સાંભળો. મૂઅલ્લિફ કિતાબ દિલ બસ્તાન મુજાહિબ તમારા પુસ્તકમાં લખે છે કે મુહમ્મદ સાહેબ જોહરા અર્થાત્ શુક્રની પૂજા કરતા હતા. તેથી માલૂમ પડે છે કે એ જ કારણથી શુક્રવારના દિવસને પવિત્ર જાણીને પ્રાર્થનાનો દિવસ માનેલ છે. વળી મુહમ્મદ સાહેબના પિતા મૂર્તિની પૂજા કર્યા કરતા હતા.

તમારો કોઈ મત તાજીયાની પૂજા, કોઈ કુરાનની પૂજા અને કોઈ કબરની પૂજા કરે છે માટે જરા પક્ષપાતને છોડી ધ્યાન પૂર્વક વિચારશો તો માલૂમ પડશે કે તમોને પણ મૂર્તિ-પૂજા વિના ચાલી શકતું નથી અત્રે મૌલવી સાહેબ ચૂપ થઈ ગયા

પછી મંત્રીજી સીખ સાહિબ તરફ નજર કરી કહેવા લાગ્યા કે ભાઈ સાહેબ, શું તમો પણ મૂર્તિ-પૂજાને નથી માનતા?

સિ૦—જી ના, હમે પણ જડ મૂર્તિને કોઈ પણ પ્રકારે માનતા નથી.

મં૦—ભલા, તમો ગુરુ નાનકજી અને ગુરુ ગોવિંદસિંહજીની મૂર્તિઓને જોઈને પ્રસન્ન થાઓ છો કે નહિ?

સિ૦—ભલા, ગુરુઓની મૂર્તિ જોઈને કોણ પ્રસન્ન ન થાય? કેમકે એમણે ધર્મની રક્ષા માટે પ્રાણોની પણ પરવા કીધી નથી. વળી ગુરુ નાનકજી સાહેબ અને ગુરુ ગોવિંદસિંહજીને તો ભવિષ્યપુરાણમાં અવતારોમાં માન્યા છે.

મં૦—ત્યારે કેમ, તમે તમારા ગુરુઓની મૂર્તિઓની આગળ શિર ઝુકાવો છો કે નહિ અને એમનુ સન્માન કરો છો કે નહિ?

સિ૦—હાજી, જરુર.

મં૦—તો મૂર્તિની સન્મુખ શિર ઝુકાવવું અને એનું સન્માન કરવું એ શું મૂર્તિપૂજા નહિ કહેવાય? સૌ કોઈ ભિન્ન ભિન્ન પ્રકારે અને ભિન્ન ભિન્ન આકારથી માને છે. પરંતુ મૂર્તિપૂજાથી કોઇ છુટી શકતું નથી. વળી તમે ગુરુગ્રન્થ સાહેબને ઉત્તમ ઉત્તમ વસ્ત્રોમાં લપેટીને ચાર પાયાની ચૌકીપર રાખો છો અને એની સમાપ્તિ થયા પછી ભોગ ચઢાવો છો, ધૂપ આદિ કરી ઘંટ બજાવો છો, અને એમની સન્મુખ જુદા જુદા પ્રકારના રાગરાગણીવાળાં ગીતો બોલી અનેક પ્રકારે પૂજા કરો છો. તો પછી તમો મૂર્તિપૂજાથી શી રીતે છુટી શકો છો? વળી મૂર્તિ જડ છે તો પછી ગ્રન્થસાહિબ પણ કોઇ ચૈતન્યયુક્ત વસ્તુ નથી. તે પણ કેવળ પત્ર અને શાહીની મેળવણીથી બનેલ છે. જેની નીચે ચાર પાયાવાલી ચૌકી રાખો છો, જેને તમો મંજા સાહિબના નામથી સંબોધો છો. હવે તમો જરા ધ્યાન પૂર્વક વિચારો કે તમો જડ વસ્તુની પૂજા કરો છો કે નહિ? મહાનુભાવ! જ્યારે એ ગ્રંથસાહેબની સાથે સ્પર્શ કરવાવાલી વસ્તુની પદવી પણ આ પ્રકારે અધિક થઇ જાય છે, તો પછી પરમાત્માની મૂર્તિની પદવી બધાથી અધિક કેમ ન મનાય? અને એમની પૂજા શા માટે ન કરવામાં આવે?

સિ૦—પણ તે તો ગુરુજીની વાણી છે તેથી હમો તેનું સન્માન અને પૂજા કરીએ છીએ.

મં૦—તો જેવી રીતે તમો તમારા ગુરુઓની વાણીનું અને ગુરુ સાહિબનું સન્માન અને પૂજા કરો છો તેવી રીતે હમે પણ પરમાત્માની મૂર્તિનું સન્માન અને પૂજન કરીએ છીએ. વળી જ્યારે તમો તમારા ગુરુની અને તેમની વાણીની પ્રશંસા કરો છો તો પછી પરમાત્માની મૂર્તિ કે જે ગુરુઓની વાણીથી પણ અધિક પવિત્ર છે તેમની પણ પૂજા અવશ્ય કરવી જ જોઈએ પરંતુ તમે તો ઉપર જણાવ્યા મુજબ જડ વસ્તુની પૂજા કરવા છતાં પણ મૂર્તિ-પૂજા ઉપર આક્ષેપ કરો છો તે અત્યંત અયોગ્ય અને બેસમજ છે તમારે એવો કદાગ્રહ બીલકુલ છોડી દેવો જોઈએ.

(અપૂર્ણ)

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आळेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—उपाध्याय श्रीमद् लावण्यविजयजी महाराज

(गतांकथी चालु)

## क्या साधु चर्मका उपयोग भी करे?

कदाच जीवोत्पत्ति छे माटे अपवित्र छे. एम जो कहेता हो तो शुं भूत कालमां जीवोत्पत्ति हती? वर्तमान कालमां छे? अथवा भविष्य कालमां थवानी छे? भूत कालमां जीवोत्पत्ति हती एम जो कहेता हो तो शाक विगेरेमां पण भूत कालमां जीवोत्पत्ति हती माटे ते पण अपवित्र थइ जशे। भूत कालमां जेमां संमूर्छन जीवोनी उत्पत्ति होय ते अपवित्र कहेवाय छे एम जो कहेता हो तो घी विगेरे अपवित्र थइ जशे कारण के माखण अवस्थामां संमूर्छन जीवनी उत्पत्ति हती। वर्तमान कालमां जीवोनी उत्पत्ति छे माटे अपवित्र छे एम कहेता हो तो ते पण युक्त नथी, कारण के प्रस्तुत चर्ममां वर्तमान कालमां जीवोत्पत्ति नथी ए वात प्रथम अनेक वार लखी आव्या छीए। भविष्य कालमां जीवोत्पत्ति छे माटे अपवित्र छे एम जो कहेता हो तो अनाजमां पण भविष्यकालमां जीवोत्पत्ति छे माटे ते पण अपवित्र थइ जशे।

लोकव्यवहारनी अपेक्षाए चर्म अपवित्र छे एम कहेता हो तो लोको चर्मने पोताना काममां केम वापरे छे? जुओ—धर्मस्थानमां चर्मनां नगारां, नरघां विगेरे राखवां, पगमां चर्मना जोडा पहेरवा, चामडानी पट्टीवाळी टोपीओ राखवी, पखालनां पाणी, कोसनां पाणी, तथा बोखनां पाणी वापरवां, तथा बलदनां जोतर, तरवारनां म्यानो, चोपडानां पुठां, चोपडीओनी पट्टीओ चामडाना पडदावाळा चसमा, ढाल, घोडा उपर नाखवानी चामडानी दळी विगेरे सेंकडो वस्तुओ लोको पोताना काममां वापरे छे।

कदाच एम कहो के पञ्चेन्द्रियनु अङ्ग होवाथी अपवित्र छे तो तेना जवाबमां जणाववानुं जे मोरपिच्छी, हाथीदांत, चमरीगायना वाळनुं चामर, शाबरशृङ्ग, सापनो

मणि, हाथीना कुम्भस्थलनां मोती, गोरोचन, कस्तुरी, अम्बर, छाण, गोमूत्र, विगेरे पञ्चेन्द्रियनां अङ्ग होवाथी ते पण अपवित्र थइ जशे। अने आ वात तमो इष्ट करी शको तेम नथी, एटलुं ज नहि परन्तु छाण अने गोमूत्र जेवी वस्तुओने पण दिगम्बरोने धर्मस्थानमां बहु मान आपवुं पड्युं छे। जुओ—दिगम्बरोना छेदपिण्ड नामना ग्रन्थमां—

जिणभवणंगणदेसे गोमयगोमुत्तदुद्धदहिएहिं।
घयसहिएहिं काराविय सत्तमहामण्डलाइ फुड ॥ ३१३ ॥

[ जिनभवनाङ्गणदेशे गोमयगोमूत्रदुग्धदधिभिः।
घृतसहितैः कारयित्वा सप्तमहामण्डलानि स्फुटम् ॥ ३१३ ॥ ]

भावार्थ—जिनमन्दिरना आंगणामां छाण, गोमूत्र, दुध, दहि अने घी वडे सात मोटां मंडळो करावीने. विगेरे

तथा दिगम्बर मुनिओने स्वाध्यायनु स्थान श्मशान—भूमि पण बतावेल छे। अने श्मशान भूमिमां हाडका विगेरेना ढगला पड्या होय छे, लोकमां अमुक अंशे चर्म करतां पण हाडकां वधारे अपवित्र गणाय छे। हवे कहेवानुं ए छे के आवा अपवित्र वस्तुना स्थानमां दिगम्बर मुनिने स्वाध्यायनी शुद्धि कई रीते थती हशे?

तथा मांसाहारी अने मडदाना कलेवरने फाडीने तेमां मोढु घाली घालीने तेना लोही मांसादिनुं भक्षण करनार अने लोहीवाळा शरीरपर आलोटनारा जे गृध पक्षी तेनां पिछां पण दिगम्बरना मुख्य आचार्यने लेवां पड्यां छे। आ वखते दिगम्बर मुनिनी पवित्रता क्यां गई हशे? जुओ—

कुन्दकुन्दाचार्यस्य महाविदेहगमने नभश्चारेऽन्तरा पिच्छिकापतने गृध्रपिच्छपिच्छिकाग्रहणाद् गृध्रपिच्छ इति नाम।

भावार्थ—दिगम्बरना महामान्य कुन्दकुन्दाचार्य आकाश मार्गे महाविदेहमां जता हता, तेमां रस्तामां मोरपिच्छी पडी गई तेथी गृध पक्षीना पिच्छाने लइने पिच्छी बनावी, आ माटे तेमनुं गृध्रपिच्छ एवु नाम पडी गयुं।

चर्म अपवित्र छे एम जणावनार लेखके उपर्युक्त विचारोने स्थान आपीने कांइ निष्कर्ष काढ्यो होत तथा स्वशास्त्रनां अनुसंधानो राख्यां होत, लोक—व्यवहार देख्यो होत ने पछी लख्युं होत तो विचार करवामां पण मजा आवत।

त्रिजी बाबतमां एम सूचववामां आव्युं जे हिंसा अने अपवित्रताथी बचवाने माटे गृहस्थ लोको चामडाने पहेरवा अने पाथरवाना काममां लेता नथी। आना जवाबमां जणाववानुं जे—जे लोको हिंसाने मानता नथी अथवा तो हिंसक छे, अने चर्मने अन्य काममां वापरे छे पण खरा ते लोको चर्मने पहेरवामां तथा पाथरवामां केम वापरता नथी? तमोए जे बे कारणो बताव्यां तेमांथी एक पण घटतु नथी।

सारांश—९, जब कि साधुने समस्त परिग्रहका त्याग कर दिया है, फिर वह चर्म सरीखी गन्दी चीज अपने पास कैसे रख सकता है ?

आना जवाबमां जणाववानुं जे, चामडुं गन्दु अने अपवित्र छे के केम, तेने माटे प्रथम जणावी गया छीए माटे फेर लखवानी जरुरत रहेती नथी।

समस्त परिग्रहनो त्याग करनार मुनि पोतानी पासे चर्म केम राखी शके एम जे कहेवामां आव्युं तेना जवाबमां जणाववानुं जे, समस्त परिग्रहनो अमारे त्याग छे, शरीरना गुह्य अंगो ढांकवा लुगडुं पण अमे राखता नथी, आवुं बोलनार तमारा दिगम्बर मुनिओने मोरपिच्छी, गृधनुं पिच्छु, वल्कल, कमण्डलु अने पुस्तक कइ रीते कल्पी शके ? कदाच एम कहेवामां आवे के, मोरपिच्छी विगेरे संयमादिकना उपकरण छे माटे दोष नथी, तो अमारे पण चर्म कोइ प्रबल कारणे संयममार्गमां सहायक थवाथी संयसोपकरण छे।

चोथी बाबतमां एम जणाववामां आव्युं छे के दशाविशेषमां पण चर्म वापरवुं ते निन्दनीय अने पापजनक वात छे। आना जवाबमां जणाववानुं जे, अमो प्रथम ज जणावी गया छीए के अमारा श्वेतांबर मुनिओ चर्म राखता नथी, अने अमारा शास्त्रकारो पण निषेध करे छे, आ अमारो राजमार्ग छे। छतां पण कोइ एवा प्रबल कारणे पुष्टालम्बनना खातर ग्रहण करी शके छे। आ आपवादिक चर्म ग्रहण ते दिशामां फायदाकारक निवडे छे ए वात पण अमो बतावी गया छीए। खरेखर आवा लाभनी दृष्टिए अमारा ज्ञानी भगवन्ते जे आपवादिक विधान बतावेल छे, तेने निन्दनीय अने पापजनक लखनारे श्वेतांबर संस्थानी धार्मिक लागणीने महान् आघात पहोचाडेल छे।

पोताना आचार्ये गृधनां पिछां शीखे ग्रहण कर्या, पोताना शास्त्रमां अनेक अपवादो जोया छतां पण ते तरफ आंखमींचामणां करीने बीजानी बाबतमां आ रीते लखता लेखके केटली अनुचितता करी छे, ते वाचकवर्ग समजी शके तेम छे।

आ वस्तु, जे कोई पोतानी मान्यतामां न आव्यो एने माटे गमे तेम लखवुं अथवा करवुं एवी दिगम्बरीय शैलीने ज आभारी छे। नास्तिकोने माटे दिगम्बरोना उद्गारो देखो—श्रुतसागरसूरिविरचित दर्शनप्राभृतवृत्ति—

तथाऽपि यदि कदाग्रहं न मुञ्चन्ति तदा समर्थैरास्तिकैरुपानद्भिर्गूथलिप्ताभिर्मुखे ताडनीयाः, तत्र पापं नास्ति।

भावार्थ—युक्तिथी समजाव्या छतां पण जो नास्तिको कदाग्रह न मुके तो समर्थ आस्तिकोए जोडाने विष्टावाळा करीने मोढे मारवा, आम करवामां पाप लागतुं नथी।

तथा लेंकाने माटे दिगम्बरोना उद्गारो जुओ—श्रुतसागरसूरिविरचित दर्शनप्राभृतवृत्ति—

( जुओ पृष्ठ २९३ )

# જિન-મંદિર

લેખક—મુનિરાજ શ્રી દર્શનવિજયજી

( ગતાંકથી ચાલુ )

**ભગવતી સૂત્ર** ( ચાલુ )

ભગવતી સૂત્ર શતક-૨૦, ઉદ્દેશો -૯, **સૂત્ર** ૬૮૩માં ચૈત્યવંદનનાં પ્રમાણો છે :—

गोयमा! से णं एगेणं उप्पाएणं माणुसुत्तरे पव्वए समोसरणं करेइ, करित्ता तहिं चेइआइ वंदइ। तहिं तहिं बिइएणं उप्पाएणं णंदिस्सरदीवे समोसरणं करेइ, करेत्ता नंदिसरदीवे चेइयाइ वंदइ। वंदेत्ता तहिं तओ पडिणियत्तइ इहमाऽऽगच्छइ। इह चेइयाइं वंदइ॥

અર્થ—હે ગૌતમ! વિદ્યાચારણ[૯] મુનિ એક ઉત્પાતે માનુષોત્તર પર્વત પર જઇ પહોચે છે, અને ત્યાં ચૈત્યોને વંદન કરે છે. ત્યાંથી બીજા ઉત્પાતે નંદીશ્વર દ્વીપ પર જઇ પહોંચે છે, જઇને નંદીશ્વર દ્વીપમાં ચૈત્યોને વાંદે છે. ચૈત્યોને વાંદી–ત્યાર પછી –ત્યાંથી પાછા વળે છે, અહીં (જે સ્થાનેથી આકાશ–ગમન કર્યું હતું તે સ્થાનમાં ) આવે છે. અહિં **ચૈત્યોને** વાંદે છે ( ચૈત્યવંદન કરે છે )

गोयमा! से णं इओ एगेणं उप्पाएणं णंदणवणे समोसरणं करेइ, करित्ता तं तं तहिं चेइयाइं वंदइ। तहिं बित्तिएणं उप्पाएणं पडगवणे समोसरणं करेइ, करेत्ता तहिं चेइयाइं वंदेइ। वंदित्ता तहिं तहिं तओ पडिणियत्तइ, तओ इहमागच्छइ। इह इह चेइयाइं वंदइ।

विज्झाचारणस्स णं गोयमा! उड्ढं एवइए गइविसए पन्नते।

અર્થ–હે ગૌતમ! તે સાધુ અહિંથી એક ઉત્પાતે નંદન વનમાં જાય, ત્યાં ચૈત્યોને વાંદે. ત્યાર પછી બીજે ઉત્પાતે પંડક વનમાં જાય, ત્યાં ચૈત્યોને વાંદે. વાંદી ત્યાંથી પાછા વળી અહીં આવે, અહીં પણ ચૈત્યોને વાંદે

ગૌતમ! વિદ્યાચારણ મુનિનો ઉંચે આ પ્રમાણે ગતિવિષય (ઉર્ધ્વ ગમન શક્તિ ) કહ્યો છે.

શ્રી ભગવતી સૂત્રનો આ પાઠ અનેક બાબતો પર પ્રકાશ પાડે છે વિદ્યાચારણ (અને જંઘાચારણ ) મુનિઓને પણ ચૈત્ય–વંદન **વિધેય** છે, તેઓ ચૈત્યોને વંદન કરવા માટે જ ત્યાં જાય છે અને પાછા આવીને પણ તે તે નગરના **ચૈત્યોને** વંદન કરે છે.

---

૯ વિદ્યાચારણ અને જંઘાચારણ મુનિઓ ૧૭૦૦૦ યોજન ઉંચે જઇ ત્યાથી તીરછી ગતિ કરે છે. લવણસમુદ્રનુ પાણી ૧૬૦૦૦ યોજન ઉંચે ઉછળે છે તેથી ચારણમુનિઓને આટલી ઉર્ધ્વ ગતિ કરવી પડે છે

માનુષોત્તર પર્વત, નંદીશ્વર દ્વીપ, નંદન વન, પંડુક વન તથા પ્રયાણ-સ્થાનમાં જિન-ચૈત્યો છે તે માટે પણ આ પાઠ અજોડ સાક્ષી પૂરે છે. અને પ્રાચીન કાળમાં દરેક નગરમાં જિન-ચૈત્યો હતાં એ વાત પણ આ પાઠથી નિર્વિવાદ સિદ્ધ છે.

ભગવતી સૂત્ર, શતક-૨૦, ઉદ્દેશો-૯, સૂત્ર ૬૮૪માં **જંઘાચારણ** મુનિઓની યાત્રા-વિધિ બતાવી છે. તે આ પ્રમાણે-

गोयमा ! से णं इओ एगेणं उप्पाएणं रुअगवरे दीवे समोसरणं करेइ, करेत्ता रुअगवरे दीवे तहिं चेइयाइं वंदेइ । वंदेत्ता तहिं तहि तओ पडिणियत्तमाणे बिइएणं उप्पाएणं नंदीसरवरे दीवे समोसरणं करेइ, करेत्ता तं तहिं चेइयाइं वंदेइ । वदित्ता तहिं तहिं इहसागच्छइ । इह चेइयाइं वंदइ ।

અર્થ-હે ગૌતમ! જંઘાચારણ મુનિ એક ઉત્પાતે રુચક દ્વીપે જાય, ત્યાં **ચૈત્યોને** વંદન કરે, ત્યાંથી પાછા વળી બીજે ઉત્પાતે નંદીશ્વર દ્વીપમાં આવે, ત્યાં ચૈત્યોને વાંદે. ચૈત્યોને વાંદી અહીં આવે, અહીં પણ **ચૈત્યોને** વંદન કરે.

गोयमा ! से णं एगेणं उप्पाएणं पंडगवणे समोसरणं करेइ, करेत्ता स स तहिं चेइयाइं वंदइ । वंदेत्ता तहिं तहिं तओ पडिणियत्तमाणे बिइएणं उप्पाएणं नंदनवणे समोसरणं करेइ, करेत्ता त तं तहिं चेइयाइं वदइ । तहिं तहिं इहमागच्छइ, इह चेइयाइं वंदइ ॥

जंघाचारणस्स णं गोयमा ! उड्ढं एवइए गइविसए पन्नत्ते ॥

અર્થ-હે ગૌતમ! તે સાધુ એક ઉત્પાતે (મેરુ પહાડ પર) પંડક વનમાં જાય, ત્યાં **ચૈત્યોને** વાંદે. વાંદી પાછા વળતા બીજે ઉત્પાતે **નંદન** વનમાં આવે. (વિસામો લ્યે.) ત્યાં પણ **ચૈત્યોને** વાંદે. ત્યાંથી અહીં આવે, અહીં પણ **ચૈત્યોને** વંદન કરે.[10]

---

૧૦ મહાકલ્પસૂત્રમા પણ સાધુને તથા પૌષધવ્રતીને ચૈત્યમા જવાની આજ્ઞા છે, અને તેમ ન કરે તો પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે—

से भयव तहारूवं समणं वा माहणं वा चेइयघरं गच्छेज्जा ? हता गोयमा गच्छेज्जा ।

से भयवं जत्थ दिणे न गच्छेज्जा, तओ किं पायच्छित्तं हवेज्जा ?

गोयमा ! पमायपडुच्च तहारुवं समणं वा माहणं वा जो जिणघर न गच्छेज्जा, अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा ॥

से भयव समणोवासगस्स पोसहसालाए पोसहिए पोसहबंभचारी किं जिणहर गच्छेज्जा ?

हंता गोयमा ! गच्छेज्जा ।

से भयवं केणट्ठेणं गच्छेज्जा ? गोयमा ! नाणदंसणट्ठाए ॥

से भयवं जे केइ पोसह—सालाए पोसहबंभयारी जओ जिणघरं न गच्छेज्जा, तओ पायच्छित्तं हवेज्जा ?

गोयमा ! जहा साहू तहा भाणियव्वं, छट्ठं अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा ॥

— સમકિતશલ્યોદ્ધારમાંથી સંગૃહીત.

ગૌતમ! જંઘાચારણ મુનિનો ઉંચે આ પ્રમાણે ગતિવિષય કહ્યો છે.

આ સૂત્રથી વિદ્યાચારણ મુનિ કરતાં જંઘાચારણ મુનિઓની ઉડ્ડયન શક્તિમાં અધિકતા, મુનિઓને ચૈત્ય-વંદન કરવાની અનિવાર્ય આવશ્યકતા, રુચક દ્વીપ, નંદીશ્વર દ્વીપ, મેરુ પર્વત, પંડક વન, નંદન વન તથા અહીં સર્વત્ર જિન-ચૈત્યોની વિદ્યમાનતા; વિગેરે વિગેરે અનેક સંશોધનો પર નવો નવો પ્રકાશ પડે છે.

### જ્ઞાતાધર્મકથાંગ-સૂત્ર

શ્રી જ્ઞાતાસૂત્ર અધ્યયન ૧૬માં સતી દ્રૌપદીનું વર્ણન છે, જેમાં તેને શુદ્ધ સમ્યક્ત્વધારિણી તથા છઠ્ઠ છઠ્ઠનું તપ કરવાવાળી કહી છે, જેને પ્રશ્ન-વ્યાકરણમાં **શ્રાવિકા** કહી ઓળખાવી છે, તે કામ્પીલ્યપુરના રાજભુવનનાં જિન-મંદિરમાં નીત્ય પૂજા કરતી હતી. જ્ઞાતાસૂત્ર અધ્યયન ૧૬ સૂત્ર ૧૧૯માં તેણીએ સ્વયંવર વખતે કરેલ જિન-પૂજાનું સ્પષ્ટ વિધાન છે—

तएणं सा दोवइ रायवरकन्ना जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ, मज्जणघरं अणुप्पवेसइ । ण्हाया कयबलिकम्मा कय-कोउअ-मंगलपायच्छित्ता सुद्धप्पावेसाइं वत्थाइं परिहियाइं, मज्जणघराओ परिणिक्खमइ, जेणेव जिणघरे तेणेव उवागच्छइ । जिणघरं अणुप्पवेसइ । पविसइत्ता आलोके जिण-पडिमाणं पणामं करेइ । लोमहत्थय परा-मुसइ, एवं "जहा सूरियाभो—जिणपडि-माओ अच्चेइ तहेव" भाणियव्वं, 'जाव धूवं डहइ । धूवं डहइत्ता वामं जाणुं अंचेइ, अंचेइत्ता दाहिणजाणूं धरणितलंसि निहट्टु तिखुत्तो मुद्धाणं धरणितलंसि निवेसइ । निवे-सइत्ता इसिं पच्चुण्णमइ करयल जाव.... कट्टु एवं वयासी—

णमोत्थुणं अरिहंताणं भगवंताणं जाव ...सपत्ताणं । वंदइ नमसइ ।

जिणघराओ पडिणिक्खमइ ॥

**અર્થ**—ત્યારે તે **દ્રૌપદી** રાજકન્યા જ્યાં સ્નાન-ઘર છે ત્યાં આવે છે, સ્નાન-ઘરમાં પેસે છે. સ્નાન કરી બલિકર્મ (ઘર દેરાસરમાં-ઘરમાં જિનપ્રતિમા કે સિદ્ધચક્રના ગટ્ટાની સન્મુખ કરાતો પૂજાપાઠ)[૧૧] કરી કૌતુક-

૧૧ અહી સ્થાનકવાસી આર્યાઓ કટાક્ષ કરે છે કે—"દ્રૌપદીએ નગ્ન દશામા જ ઘરદેરાસરમા પૂજા કરી હોય એમ લાગે છે" પરંતુ "શ્રાવિકા માટે નગ્નસ્નાન, નગ્નપણે દેવોપાસના તથા ઋતુવતી દશામાં ધર્મક્રિયા, વિગેરે નિષિદ્ધ છે" એ વાત તેઓના ધ્યાનમાં નથી હોતી લાગતી. જો તેઓએ शुद्धप्पावेसाइं-वत्थाइं મા નિર્દેશેલ શુદ્ધ તથા પ્રાવેશિક શબ્દો પર જરા પણ વિચાર કર્યો હોત તો તેઓ ઉપર્યુક્ત કલ્પના ન કરત.

એક સ્થાનકવાસી-તેરાપંથી પૂજે પોતાના સમાજમા એવું જાહેર કર્યું છે કે—ઓઘનિર્યુક્તિની ટીકામાં શ્રી દ્રોણાચાર્યે દ્રૌપદીને મિથ્યાત્વિની લખી છે. પણ આ કેવળ કલ્પના જ છે. કારણ કે ઓઘનિર્યુક્તિ પર દ્રોણાચાર્યે રચેલ એકની એક ટીકા છે, અને એમાં આ બાબતનો ઈશારો પણ નથી.

મંગળ-પ્રાયશ્ચિત્ત કરી રાજસભામાં પ્રવેશ કરવા યોગ્ય વસ્ત્રો ને ધારણ કરે છે. સ્નાન-ઘરથી નીકળે છે. નીકળીને જ્યાં **જિનઘર** ( જિનમન્દિર ) છે, ત્યાં આવે છે. **જિનઘરમાં** પ્રવેશ કરે છે, પેસીને જોતાં જ (પ્રથમ દર્શને જ) પ્રણામ કરે છે. પીછી લ્યે છે. અનુક્રમે "જેમ ( રાયપસેણી સૂત્રમાં ) **સૂર્યાભ-દેવ જિનપ્રતિમાઓની** પૂજા કરે છે તેમ" યવત્ ધૂપ ઉખેવે છે, ત્યાં સુધીનો સમસ્ત અધિકાર જાણવો. ધૂપ ઉખેવીને ડાબા પગને સંકોચે છે, જમણા પગને ભૂમિ તળ પર સ્થાપે છે, મસ્તકને ત્રણવાર ભૂમિ સુધી નમાવે છે, નમાવી જરા ઉંચુ કરે છે. બે હાથ જોડી યાવત્...(ચૈત્યવંદન-મુદ્રાએ બેસી) આ પ્રમાણે બોલે છે—

નમસ્કાર હો અરિહંતોને ભગવંતોને યાવત્ ...(નમોત્થુણંનો સમ્પૂર્ણ પાઠ લેવો ) સિદ્ધિસ્થાન-પ્રાપ્તોને. વાંદે છે, નમે છે.

પછી જિનઘરમાંથી બહાર નીકળે છે.

આ પાઠમાં મુખ્યતાએ જૈનબાળાના ધાર્મિક જીવનનું આછું આછું આળેખન છે. તેમ બીજી તત્કાલીન અનેક બાબતોનુ વિધિ-ચિત્રણ છે.

એ તરફ પણ જરાક જોઈએ!

પ્રાચીન કાળમાં તવંગર કે નિર્ધન જૈન-બાળાને બચપણથી જ એવા ધાર્મિક સંસ્કારો મળતા હતા કે તેઓ પ્રત્યેક કાર્યમાં ધર્મને જ પ્રથમ સ્થાપી આગળ પગલાં મૂકતી હતી. રાજકન્યા દ્રૌપદી સ્નાન કરીને પ્રથમ ઘરદેરાસરમાં તથા રાજભુવનના મોટા જિનાલયમાં જિનેંદ્ર-પૂજા કરે છે અને પછી સ્વયંવર મંડપમાં જાય છે. એક બાલિકાની ધર્મભાવના માટે આથી વિશેષ બીજું શું પ્રમાણ હોય? રાજકન્યા વિવાહ માટે ઉત્સુક છે પરંતુ "આ અનાદિ કાળની પ્રવૃત્તિ છે, જે મોહનીય કર્મના ઉદયથી અનિવાર્ય છે," એમ માની નીત્યકર્મને પ્રથમ સ્થાન આપે છે. એક તરફ વિવાહની તૈયારી છે તો પણ તે જિનપૂજાને છોડતી નથી એટલું જ નહિ પણ જિનેંદ્રને વિધિ પૂર્વક નમી ચૈત્યવંદન કરી भवनिव्वेओ मग्गाणुसारिया ઇત્યાદિની યાચના કરે છે. [૧૨]

---

૧૨. આ પ્રથા અત્યારે પણ અન્યાન્ય દેશમાં અનુભવાય છે કેટલાક સ્થાનોમાં પુત્ર-પુત્રીના લગ્નમા અઠ્ઠાઈમહોત્સવ કરાય છે સી૦ પી૦ વરાડમા લગ્નના દિવસે સત્તરપ્રકારી પૂજા ભણાવાય છે જેમાં વર-કન્યા બન્નેને સ્નાત્રિયા બનાવવામાં આવે છે પલ્લીવાલ સમાજમા "સ્વપતિ-સ્વદારા-સંતોષ"ની સાક્ષીરૂપ સપ્તપદીની પ્રતિજ્ઞા જિનેશ્વરની સામે જ કરવામા આવે છે જિનેશ્વરના દર્શન અને ગુરુવંદન કર્યા પછી વરઘોડો પાછો આવે એવી પ્રથા અનેક સ્થાનોમા પ્રચલિત છે.

વર-કન્યા યુવાનીના વેગમા ધર્મવિમુખ ન બને એ હેતુએ આ માર્ગો યોજાયેલા છે એટલે આ વિધિમાર્ગો ધર્મનુ અંગ છે.

તે સમયે રાજધાનીઓમાં તથા રાજમહેલોમાં અશાશ્વત જિનાલયો હતાં. અને દર્શન કરતાં જ પ્રણામ કરવાનો રીવાજ માત્ર જિનપ્રતિમાને અંગે જ હતો. (જૈનાગમોમાં બતાવેલ આલોક—પ્રણામનો ઉલ્લેખ જૈનેતર દેવોની પૂજાવિધિમાં ક્યાંય નથી.)

રાયપસેણી (રાજપ્રશ્નીય) સૂત્રમાં સૂર્યાભદેવે જે જિન-પૂજા કરી છે તે બીજા કોઈની નહીં કિંતુ તીર્થંકરની જ. શાશ્વતી પ્રતિમા કે અશાશ્વતી પ્રતિમાની પૂજા-વિધિ એક સરખી છે. અત્યારે પણ જિનાલયોમાં એ જ વિધિથી જિનેન્દ્ર—પૂજા કરાય છે. બન્ને પગોને ગોઠવી બે હાથ જોડી રચેલ ચૈત્યવંદન-મુદ્રા અત્યારે પણ આબાળગોપાળ જૈનોમાં પ્રચલિત છે.

णमोत्थुणं સૂત્રમાં તીર્થંકરોનું ગુણ—કીર્તન છે, જે માન્યતામાં સ્થાનકમાર્ગી સંપ્રદાય પણ સમ્મત છે. અત્યારે પણ જિન-મન્દિરોમાં જિનેન્દ્રની સામે આ જ પાઠ બોલાય છે.

(અપૂર્ણ)

[ ૨૮૮ મા પૃષ્ઠનું અનુસંધાન ]

अथवा कलौ पञ्चमकाले कलुषाः कश्मलिनः शौचधर्मरहिता वर्णान् 'लोपयित्वा यत्र तत्र भिक्षाग्राहिणो मांसभक्षिगृहेष्वपि प्रासुकमन्नादिकं गृह्णन्तः कलिकलुषास्ते च ते पापाः पापमुर्त्तयः श्वेताम्बराभासा लोंकायकापरनामानो लौंका म्लेच्छश्मशानास्पदेष्वपि भोजनादिकं कुर्वाणास्तद्धर्मरहिता कलिकलुषपापरहिताः श्रीमूलसंघे परमदिगम्बरा मोक्षं प्राप्नुवन्ति लौंकास्तु नरकादौ पतन्ति देवगुरुशास्त्रपूजादिविलोपकत्वादित्यर्थः।

भावार्थ—कलिकलुसपावरहिया आनुं व्याख्यान करतां दिगम्बराचार्य श्रुतसागरसूरि जणावे छे के पांचमा आरामां शौचधर्मथी रहित एवा अने वर्णाश्रमनो लोप करीने ज्यां त्यांथी भिक्षा ग्रहण करनारा एटलुं ज नहि परंतु मांसभक्षाना घेरथी पण फासुक अन्न पानने लेनारा एवा पापी, पापमूर्ति, श्वेताम्बराभास लौंकाओ छे। आ लौंकाना धर्मथी रहित एवा मूलसंघना परम दिगम्बरो मोक्षने पामे छे, अने लौंकाओ छे ते तो नरकादिकमां जाय छे, कारण के तेमणे देव, गुरु, शास्त्र अने पूजा विगेरनो लोप करेल छे।

हवे आपणे प्रस्तुत विषय पर आवीए। प्रस्तुत ए छे के लेखके नव सारांशो जे तारव्या हता तेना सारांशो आपणे विचारी गया, जेना परथी समजी शकाय तेम छे के लेखकना सारांश कइ जातना छे। लेखकना सारांश शब्दने कायम राखीने एक अकार साथे जोडीने (असारांश) लेखकने ते ज शब्द पाछा अर्पण करवानी साथे आ प्रकरण समाप्त करवामां आवे छे।

हवे आपणे आगळना लेखमां लेखकना बीजा प्रकरणने तपासीशुं। इति शम्।

(अपूर्ण)

# दिगम्बर शास्त्र कैसे बने?

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

( सातवे अंकसे क्रमशः )

## प्रकरण ४—श्री भद्रबाहुस्वामी

दिगम्बर ग्रन्थोके अनुसार श्रीभद्रबाहुस्वामी दो हुए है। (१) पांचवे श्रुतकेवली, चतुर्दशपूर्ववित् भद्रबाहुस्वामी, जिनका समय वीरनिर्वाण संवत्की दुसरी शताब्दिका युग है, व (२) अष्टांगनिमित्तवेदी भद्रबाहुस्वामी, जिनका समय विक्रम संवत्की दुसरी शताब्दिके पूर्वार्धका युग है। महायशा, यशोबाहु, जयबाहु ये सब उन्हींके नाम—उपनाम है।

श्वेतांबर ग्रन्थोंमें एक ही भद्रबाहुस्वामीका होना माना गया है। और उन्होंने जो ग्रन्थ रचे थे उनमें से आज सिर्फ निर्युक्तियां व छेदसूत्र आदि उपलब्ध है। इसके अतिरिक्त उनके कोइ ग्रन्थ नहीं है। भद्रबाहुसंहिता नामक ग्रन्थ जो आज मुद्रितरूपसे उपलब्ध है वो वास्तवमें उनका रचा हुआ नहीं है किन्तु उनके नामसे किसी औरने बनाया हुआ एक जाली ग्रन्थ है।

दिगम्बर संप्रदायकी मान्यतामें भद्रबाहुसंहिताकी गवाही है। और इस समय उपलब्ध भद्रबाहुसंहिताकी रचना कैसे हुइ इसके लिये देखिये:—

ख०२, अ०२ के श्लो०१ में लिखा है कि—

ततः प्रोवाच भगवान्, दिग्वासा श्रमणोत्तमः।
यथावस्थासु विन्यास-द्वादशांगविशारदः॥१॥

अर्थात्—दिगम्बर पंचमश्रुतकेवली श्री भद्रबाहुस्वामीने यह कहा है॥ १ ॥

मंगलं—

गोवर्धनगुरुं नत्वा, दृष्ट्वा गौतमसंहिताम्।
वर्णाश्रमस्थितियुता, संहिता वर्ण्यतेऽधुना
॥ १।१।२ ॥

इस श्लोकमें जिस गोवर्धन गुरुके नमस्कारका निर्देश है उस गोवर्धन गुरुका नाम दिगम्बर पट्टावलीके अनुसार ही है। मतलब यह है कि यह भद्रबाहुसंहिता किसी और दिगम्बर व्यक्तिकी ही रचना है। यदि वास्तवमें वह श्रीभद्रबाहुस्वामीकी ही कृति होती तो उसमें जिनागमकी ही गवाही मिलती, क्योंकि चतुर्दशपूर्वके ज्ञाताको औरोंकी गवाहीकी आवश्यकता नहीं पडती है। और उपलब्ध भद्रबाहुसंहितामें स्थान स्थान पर दुसरोंके ग्रन्थोंके उद्धरण, अनुकरण एवं शाहादतें मिलते है

जैसाकी उपर लिखे १।१।३ वे श्लोकमें लिखे गये गोतमसंहिताके नामसे स्पष्ट प्रतीत होता है।

उक्त गौतमसंहिताको कोइ परमात्मा महावीर देवके प्रथम गणधर श्री गौतमस्वामीकी कृति न मान ले। क्योंकि श्री गौतमस्वामीजीने द्वादशांगी व प्रतिक्रमणको छोडकर और किसीकी रचना नहीं की है। और दिगम्बर साहित्यमें कहीं भी ऐसा उल्लेख नहीं है कि–श्री गौतमस्वामीजीने अपने नामसे कोइ ग्रन्थ बनाया या गौतमसंहिता नामक ग्रन्थ बनवाया। न ऐसा होनेका संभव ही है।

उक्त भद्रबाहुसंहिताके २।३।६५, २।७।१६, २।३७।३ व २।४१।१८ में श्रीभद्रबाहुस्वामीका उल्लेख है। २।४१। ६५–६६ में भी उनका नाम है और लिखा है कि–"महाराजा श्रेणिकके प्रश्नके उत्तरमें श्रीभद्रबाहुस्वामीने यह कहा था"। इतिहासका कैसा उलटा समन्वय बताया कि–श्रीभद्रबाहुस्वामी व श्रेणिक महाराज समकालीन हो गये एवं परस्पर मिल भी गये। वास्तवमें बात यह है कि–यह श्लोक, बृहत्पाराशर संहिताके अ० ३१ में से एक श्लोकके सिर्फ एक पादमें परिवर्तन करके अविकलरूपसे उठा लिया गया है। विशेष में—

२।३७।१२६ में घोडेके लक्षणमें नीतिविद् चन्द्रवाहनका निर्देश है।

३।१०।१५–१६ में परिभाषासमुद्देशकी शहादत है।

३।६।३६ में यंत्रराजका निर्देश है।

३।१०।१७३–१७४ में जटिलकेशकथित उद्धरण है।

३।८।१४ में सुबिन्दुकुमारका निर्देश है।

२।३४।१२४ व ३।९।१ में यह ग्रन्थ मुनिओंके प्रश्नसे नहीं किन्तु किसी राजाके प्रश्नसे बनानेका निर्देश है और २।२। में यह ग्रन्थ मुनिओंके प्रश्नसे बनानेका उल्लेख है। कैसा विचित्र!

२।३०।१ में दुर्गादि ऐलादिका उल्लेख है।

२।३०।१८, ४३, ४४, ४९ इत्यादि श्लोक दुर्गदेवके प्राकृत "रिष्टसमुच्चय" से अनुवादित है।

खण्ड दूसरेके मुहूर्त व वास्तुके अध्यायमें दिगम्बर आचार्य वसुनन्दीकृत प्रतिष्ठासारसंग्रहके दूसरे व तीसरे परिच्छेदके श्लोकके श्लोक उठा लिये है, जैसाकि २।७७।११, २।३५।४ इत्यादिसे प्रतीत होता है।

१।३।२६३ व १।१०।७२ इत्यादि श्लोक पं० आशाधर रचित सागरधर्मामृतसे अविकलरूपसे उठा लिये है।

३।९।३२ व ४३ में विक्रमसंवत् १५२७ के करिब बने हुए भद्रबाहुचरित्रके अवतरण है।[४०]

---

४० यह "भद्रबाहुचरित्र" दिगम्बर भट्टारक रत्ननन्दीने बनाया है। यह ग्रन्थ कितना कृत्रिम है उसका उल्लेख प० नाथुरामजी प्रेमीने हिन्दी-दर्शनसार-विवेचनामें साफ साफ किया है।

२।४३।४७, ४८ व ५६ में विक्रम-संवत् १६५७ के वादके "ताजिक नील-कंठी" ग्रन्थका परावर्तित संग्रह है।

तीसरे खण्डके तीसरे अध्यायमें "उवसग्गहर" व "तिजयपहूत्त" स्तोत्र रख दिये है।

२।२९।१ से ६ तकके ६ श्लोक बृहत्संहिता (वाराहीसंहिता) के अ० ९९ के श्लोक २ से ७ ज्योंकि त्यों उठाकर रख दिये है।

२।३०।१८३ से १९५ तकके श्लोक बृहत्संहिताके अ० ७१ में से उठा लिये है। जिनमें से सिर्फ १२ वा श्लोक छोड दिया है। और उन तेरह श्लोकोंका भी क्रम बदल दिया है।

२।३१ में बृहत्संहिता अ० ८६ से ९६ तकका संग्रह है, जो सारा अध्याय गणधर श्री गौतमस्वामीके नाम पर चडा दिया है।

२।३२। १ से १७ में बृहत्संहिता अ० ९७ के श्लोकोंकी सरासर नकल है।

२।३५ वास्तु अध्यायमें १३ श्लोक बृहत्संहिता अ० ५३ से उठा लिये है।

२।४१ में वहुत से श्लोक लधुपाराशरीसे ले लिये है। श्लो० १२०में ऋषि नारद-का निर्देश है।

१।२।१३४, १४५ श्लोक मनुस्मृति अ० ७ के ४३ व ५६ वे श्लोक है। इस प्रकार उसमें मनुस्मृतिका भी सहारा लिया गया है।[४१]

इसके अतिरिक्त और भी अनेक अवतरण व निर्देश मिलते है। विशेष क्या लिखना! सचमुच विक्रमकी १७ वी शताब्दिमें, किसी दिगम्बर मुनिने, जैनेतर ग्रन्थोंमें से संग्रह करके, यह ग्रन्थ तयार किया है और उसे श्रुतकेवली श्रीभद्रबाहुस्वामीके नाम पर चडा कर आम जनताको भरमानेकी चेष्टा की है।

उपर लिखी हकीकतसे यह बात निश्चित होती है कि—भद्रबाहुसंहिता विक्रम सवत् १६५७ के पश्चात् याने ताजिक नीलकण्ठी के पश्चात् वनी है। भद्रबाहुसंहिता-की सबसे प्राचीन प्रति झालरापट्टनमें से प्राप्त हुइ है। उसमें लिखा है कि यह प्रति धर्मभूषणजीके भण्डार निमित्त विक्रमसंवत् १६६५ के मगशर सुदि १० को ग्वालियर-में लिखी गइ, और वामदेवजीने उसे शुद्ध की इत्यादि। इससे यह मानना सुसंगत मालूम होता है कि भद्रबाहुसंहिताकी रचनाका यश धर्मभूषणजी एवं ज्ञानभूषणजीका है, और वामदेवजी उन्होंके कृपापात्र सहभावी या पंडित होंगे और उन्होंने इस ग्रन्थके बनानेमें अच्छा सहारा दिया होगा।

(क्रमशः)

---

४१. श्रीयुत जुगलकिशोर मुख्तार लिखित "ग्रन्थपरीक्षा" द्वितीय भागसे उद्धृत।

# મહાતીર્થ મોંઢેરા

લેખક
મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

( ગતાંકથી ચાલુ )

વિવિધતીર્થકલ્પના રચયિતા આચાર્ય શ્રીજિનપ્રભસૂરિજીના લખવા મુજબ બપ્પભટ્ટીસૂરિજી સિદ્ધાચલજી અને મોઢેરાના મહાવીરસ્વામિના મંદિરનાં દર્શન કરવા રોજ આવતા. સિદ્ધાચલજી એ તો મહાતીર્થાધિરાજ છે. તેના દર્શન કરવા રોજ આવે એ તો સહજમા સમજાય તેમ છે પણ જ્યારે મોંઢેરાના મદિરના દર્શન કરવા રોજ આવતા ત્યારે તો ગુજરાતના આ પ્રાચીન જિનમંદિર અને સાથે જ પતિતપાવન ગુરુતીર્થનું મહત્ત્વ કાંઇ ઓછું અંકાય[5] ખરું?

પ્રભાવકચરિત્ર અને વિવિધતીર્થકલ્પના લખવા મુજબ બપ્પભટ્ટીસૂરિજીના ગુરુદેવના પહેલાના કાળથી આ મોંઢેરા મોઢગચ્છના આચાર્યોની ગાદીનુ સ્થાન હતુ અને અહીં પ્રાચીન મહાવીરદેવનું મંદિર હતુ એમ બરાબર સિદ્ધ થાય છે.

જે વખતે પાટણ જન્મ્યું[6] ન હતુ, જે વખતે ખભાત-સ્તંભતીર્થનું નામ ન સંભળાતું તે વખતે આખા ગુજરાતમાં સિદ્ધાચલજી, ગિરનારજી અને ભૃગુકચ્છ પછી પ્રસિદ્ધ અને પ્રાચીન મોંઢેરાનું મંદિર હતું. એટલે[7] આ દષ્ટિએ આ મંદિરની મહત્તા

---

૫ આ પાંચ તીર્થોનો ઉલ્લેખ વિવિધતીર્થકલ્પમાં આ પ્રમાણે છે–

" सित्तुंजे रिसह, गिरिनारे नेमिं, भरुअच्छे मुणिसुव्वयं, मोढेरए वीरं, महुराए सुपास–पासे, घडीआदुगब्भंतरे नमित्ता, सोरट्ठे ढुंढणं विहरित्ता, गोवालगिरिंमि जो भुंजेइ तेण आमरायसेविअक्कमकमलेण सिरिबप्पहट्टिसूरिणा अट्ठसयछव्वीसे ( ८२६ ) विक्कमसंवच्छरे सिरिवीरबिंबं महुराए ठाविअं । "

—( વિવિધતીર્થકલ્પ, પૃ—૧૮ )

શત્રુંજય-સિદ્ધિગિરિજીમા ઋષભદેવજીને, ગિરનારજીમા નેમનાથજીને, ભરુચમાં મુનિસુવ્રતસ્વામિને મોઢેરામા શ્રીવીરભગવાનને અને મથુરામા શ્રીસુપાર્શ્વનાથજીને બે ઘડીમાં નમસ્કાર કરીને, સોરઠમાથી ગૌચરી લઇને જે ગોપાલગિરિમા—ગ્વાલીયરમાં જઇને ગૌચરી કરતા, આમરાજાએ જેમના ચરણ કમલોની સેવા કરી છે એ બપ્પભટ્ટિસૂરિજીએ વિક્રમસંવત્ ૮૨૬માં મથુરામા શ્રીવીર-જિનેશ્વરના બિંબની પ્રતિષ્ઠા કરી.

એટલે પાચ તીર્થોમાં મોઢેરાનો સમાવેશ થતો.

૬ પાટણની સ્થાપના ૮૦૨મા થઇ અને તે પહેલાનુ મોઢેરાનું આ મદિર છે

૭ અહીં મારે નિ:સંકોચ ભાવે લખવુ જોઇએ કે મોઢેરાના આ મંદિરથી વધુ પ્રાચીન મંદિરોમા શંખેશ્વરપાર્શ્વનાથજીનું મદિર અને ભરુચનું મુનિસુવ્રતસ્વામિનું મંદિર છે જેના માટે મથુરા કલ્પમા મોઢેરાના મંદિર સાથે આ મંદિરના દર્શન પણ બપ્પભટ્ટીસૂરિજી કરતા એવો ઉલ્લેખ છે. એટલે ગુજરાતના આ બન્ને તીર્થ પણ છે તો પ્રાચીન જ પરંતુ આ તીર્થસ્થાનો છે, જ્યારે મોઢેરા તો છે પ્રાચીન નગર, ત્યાનું જિનમદિર પ્રાચીન છે અને સાથે સાથે એ ગુરુતીર્થ છે એટલે આ નગરનો આટલો ઉલ્લેખ થયો છે.

કાંઈ કમ ન કહેવાય ! એટલે મોઢેરાને તીર્થરૂપ ગણ્યું છે. જેની મહત્તાએ ગુજરાતને પ્રેરણા પાઈ, જેની કળાએ ગુજરાતનાં–આબુ અને તારંગાજીના મંદિરો ઘડાયાં અને જેની અદ્દભુત રચનાએ ગુજરાતના રાજવીઓને પોતાના ઇષ્ટદેવનાં મંદિરો બંધાવવાને લલચાવ્યા એ કેટલા ગૌરવ અને ગર્વની વાત લેખાય? પરંતુ એ ભૂતકાલીન ઐતિહાસિક ઘટનાઓ વાંચ્યા પછી એ મંદિરની વર્તમાન દશા નિહાળતાં હૃદય દ્રવે છે, અને તે हि नो दिवसा गताः સહસા યાદ આવી જાય છે.

આજે એ આખુયે મંદિર ધ્વસ્ત દશામાં પડ્યું છે. આજે એ મંદિરનો અણુએઅણુ, પત્થરેપત્થર પોતાના ભૂતકાલીન ગૌરવભર્યા ઇતિહાસને 'મૂક' રીતે કહેતો દીનહીન દશામાંયે ગર્વભેર ઉભો છે. આજે એનાં એ પ્રભા, પ્રતાપ અને ખ્યાતિ ઓસરી ગયાં છે. એનાં ઉંચાં ગગનચુમ્બી શિખરો તૂટી ગયાં છે. તેની શોભા નાશ પામી છે. માત્ર ઇટ, ચૂના અને પત્થરનું ખોખું ઉભું છે, છતાંય ક્યાક ક્યાક ગુમ્બજોમાં બહારના ભાગોમાં રહેલી કોરણી, સુંદર નકશીવાળી કારીગરી, અને જૈનશાસ્ત્રાનુસારની બાંધણી એ મંદિરની ભવ્યતાને વર્ણવી રહેલ છે કોઈ કુશલ કારીગરે પોતાનો આત્મા રેડી નિર્જીવ પુતળાંમાં પણ સજીવતા રેડી છે એનાં એકે એક પુતળાં જાણે હમણાં બોલશે, હમણાં આંખ મટમટાવશે, હમણાં હાથ, પગ ચલાવશે અને નૃત્ય સાથે તાલબદ્ધ વાજિંત્રોનો ધમકાર થશે એમ લાગે છે.

અતિ પ્રાચીન અને કલાના સુંદર નમૂનારૂપ આ મંદિરનો ધ્વંસ પરમાર્હત રાજાધિરાજ **કુમારપાલદેવ**ની ગાદીએ આવનાર અજયપાલના હાથે થયો હોય તેમ લાગે છે. તેણે કુમારપાલનાં, હેમચંદ્રાચાર્યજીનાં અને તેમાંયે જૈનધર્મનાં સ્મારકો તોડવા માંડ્યાં. તેમાં સૌથી પ્રથમ નજર મોઢેરાના આ પ્રખ્યાત મંદિર ઉપર પડી; તેના કોપનું ભોગ પ્રથમ આ મંદિર બન્યું અને ત્યાર પછી તેની નજીકનું 'રાંતેજ'નું મંદિર પણ તેનું ભોગ બન્યુ હોય એમ દન્તકથા[૮] કહે છે

---

૮. અજયપાલે મોઢેરા, રાંતેજ અને પાટણ આદિના મંદિરો તોડાવ્યા પછી તેની દૃષ્ટિ પરમાર્હત કુમારપાલદેવે બંધાવેલા તારંગાજીના પ્રસિદ્ધ મંદિર તોડવા માટે ફરી. આ વખતે તેના એક કુશલ ચારણે–ભાટે ( એક સરદારના પુત્રે એમ પણ મળે છે ) પાટણમાં જ પોતાના પિતાનો બંધાવેલો સુંદર રાજમહેલ તોડી નંખાવવા માંડ્યો. લોકોની ના છતાયે તેણે પોતાનું કામ શરૂ કરવા માંડ્યું. આ વાતની અજયપાલને ખબર પડી એટલે તેણે બોલાવી એ યુવાન સરદાર–પુત્રને ધમકાવ્યો અને વિના કારણ રાજમહેલ તોડવાની ના પાડી ત્યારે એણે જવાબ આપ્યો કે નામદાર ! આપ આપના કાકા કુમારપાલદેવે બંધાવેલાં અમૂલ્ય પ્રાચીન સ્મારકો–મંદિરો–મહેલો તોડાવો છો અને મારા બાપનો બધાવેલો મહેલ તોડવાની ના પાડો છો એ કયાંનો ન્યાય ? આપ કુમારપાલ દેવનું તોડો, આપનો પુત્ર આપનું બધાવેલું તોડશે બસ, અજયપાલ સાનમાં સમજી ગયો અને તારંગાનું મંદિર તોડાવવાનું બંધ રાખ્યું દંતકથા કહે છે કે ત્યાર પછી અજયપાલે કુમારપાલનું એક પણ મંદિર કે સ્મારક તોડયું નથી ધન્ય છે તે ચારણની હીકમતને. એની યુક્તિએ તારંગાજીનુ સુંદર મંદિર બચ્યું

આ સાભળેલી દંતકથા છે પરંતુ મને એમાં ઘણું તથ્ય લાગે છે. બાકી ઇતિહાસવિદો આ સબંધી ખાત્રી કરે અને આ કથનમા સાચું લાગે તેટલુ સ્વીકારે!

**મોંઢેરાના નગરની વર્તમાન પરિસ્થિતિ**—આજે આ મહાન પ્રાચીન નગરની પરિસ્થતિ આપણા જૈન મંદિરથી પણ વધુ દુ ખજનક અને કરુણામય છે. પ્રાચીન મોઢેરા જમીનદોસ્ત થઈ ગયુ છે તેના ઉપર મોટા મોટા ટીબા અને ટેકરા થઈ ગયા છે. જ્યા હાલનુ મોઢેરા ગામડુ વસ્યુ છે એ ટીંબાઓમા પ્રાચીન સમયની ઇંટો–પત્થરો આદિ દેખાય છે. ચોમાસાની ઋતુમા મેઘરાજાના અતિશય મારથી એ ટીબા ભીંજાય છે અને કાઇક દરિદ્ર નારાયણનુ દારિદ્ર ચૂરે છે—તેને ધન મળે છે. ત્યાં આજે આઠથી દસ જૈનોના ઘર છે. ઉંચા ટેકરા ઉપર વસેલા આ મોઢેરામાં સૌથી ઉચુ જૈનોનુ સુંદર મંદિર છે. ગામથી બે ફર્લાંગ દૂર પશ્ચિમે ઉચાણમા પ્રાચીન, ધ્વસ્ત જિન–મંદિર ઉભુ છે. કોઈ રડ્યો ખડ્યો ધર્મ–શ્રદ્ધાળુ જૈન અહીં આવી પ્રેરણા પી ઇતિહાસ જાણી જાય છે મોઢેરાની પૂર્વમા નવુ સૂર્ય–મંદિર બનાવ્યું છે અને મોઢ લોકોની કુલદેવીનુ પણ મંદિર, ધર્મશાળા ઇત્યાદિ બધાવેલ છે.

**મોઢોની ઉત્પત્તિ**—મોઢ લોકોની ઉત્પત્તિનું અસલ સ્થાન મોઢેરા છે. જેમ ઓસીયા નગરીમાંથી ઓસવાલો થયા; શ્રીમાલ–ભિન્નમાલ નગરમાંથી શ્રીમાલો થયા એમ કોઈ સમર્થ પ્રભાવિક જૈનાચાર્યના ઉપદેશથી મોઢેરાના વતનીઓ જૈનધર્મ સ્વીકારી મોઢ થયા[૯] અને એ આચાર્યથી આખા મોઢગચ્છની ઉત્પત્તિ થઈ. જે ગચ્છની પટ્ટપરંપરામાં સિદ્ધસેનસૂરિ અને બપ્પભટ્ટીસૂરિજી આદિ પ્રભાવક, જૈનશાસન–દીપક, સૂરિપુગવો થયા. મોઢ લોકો પહેલાં જૈન હતા. તેમનાં બધાવેલાં જૈનમંદિરો અને તેમની ભરાવેલી જૈનમૂર્તિઓ આજેય શિલાલેખોસહિત ધધુકા, વઢવાણ, દિવ, દેલવાડા આદિમાં મળે છે. એ જ મોઢ જાતિના ચાચીંગ અને પાહિનીનો કુલદીપક પુત્ર ચાંગદેવ પ્રસિદ્ધ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી થયા હતા. જેમણે મોઢ જાતિને જ નહિ કિન્તુ સમસ્ત ભારતને અને જૈન સંઘને દીપાવેલ છે.

તેરમી શતાબ્દિના મહાકવિ બાલચદ્રસૂરિ કે જેમણે "વસંતવિલાસ" મહાકાવ્ય રચ્યુ છે અને જેમને "વાગ્દેવીપ્રતિપન્નસૂનુ" નુ બિરુદ છે તે મહાન્ આચાર્ય શ્રીમોંઢેરા નગરના મોઢ બ્રાહ્મણ ધરાદેવ અને વીજળીના પુત્ર હતા તેઓ પોતાનો પરિચય "વસંતવિલાસ"મા આ પ્રમાણે આપે છે "મોંઢેરક નામના શહેરમાં ધરાદેવ નામનો મોઢ બ્રાહ્મણ હતો તે દીન જનોને રક્ષનો અને જિનપ્રણીત શાસ્ત્રના રહસ્યનો જાણનાર હતો તેને વિદ્યુત્ (વીજળી) નામની પત્નીથી મુંજાલ નામનો પુત્ર થયો એ જ મુંજાલે શ્રીહરિભદ્રસૂરિજી (તેરમા સૈકાના આચાર્ય) પાસે દીક્ષા લીધી અને બાલચંદ્ર બન્યા હરિભદ્રસૂરિજીએ બાલચંદ્રને આચાર્ય પદવી આપી અને

---

૯. આ સબધી 'પ્રસ્થાન' માસિકમા પણ નીચે પ્રમાણે લેખ પ્રગટ થયો છે —

વડોદરા રાજ્યના કડી પ્રાતના ચાણસ્મા તાલુકામા મોઢેરા નામે ગામ છે. તે ગામ પહેલા ઘણું સમૃદ્ધ હતું. એ ગામના નામપરથી ત્યાના જૂના રહીશો મોઢ સજ્ઞાથી ઓળખાય છે આજે મોઢેરાના પ્રાચીન નાગરીકોના વંશજો—બ્રાહ્મણ–વાણીયા–ઘાંચી અને કલાલ પણ પોતાને મોઢસંજ્ઞાથી ઓળખાવવામા ગૌરવ માને છે.

"પ્રસ્થાન" (માસિક)

બાલચંદ્રસૂરિ બનાવ્યા. જેમની આચાર્ય પદવીના ઉત્સવમાં વસ્તુપાલે એક હજાર દ્રામ ખર્ચ્યા હતા[૧૦] એ બાલચંદ્રસૂરિજી મોંઢેરાના જ હતા.

આવી જ રીતે આબુના [૧૧]વસ્તુપાળ તેજપાળના લુણવસતિમાં એક શિલાલેખ છે જે આ વસ્તુ ઉપર મહત્ત્વનો પ્રકાશ પાડે છે. ગુજરાતના મહામાત્ય મંત્રીશ્વર વસ્તુપાળ અને તેજપાળ તો સુપ્રસિદ્ધ છે, અને તેઓ પરમ જૈનધર્મી હતા એમાં પણ કોઈનેયે સંદેહ નથી તેઓ જ્ઞાતિએ પોરવાડ હતા. તેમાં તેજપાળનું દ્વિતીયવારનું લગ્ન પાટણવાસી મોઢજ્ઞાતીય ઠકુર ઝાલ્હણ અને આશાદેવીની પુત્રી સુહડાદેવી સાથે થયુ હતુ.

આ ઉપરથી એક વસ્તુ બરાબર પુરવાર થાય છે કે મોઢજ્ઞાતિ પરમ જૈનધર્મી હતી અને તે વખતે તેમને સમસ્ત જૈનો સાથે રોટી અને બેટી વ્યવહાર પ્રચલિત હતો. તે વખતના જૈનોની આ ઉદારતા અને આજની સંકુચિતતા યાદ રાખવા જેવી છે. એટલે મોઢ જ્ઞાતિયે જૈનસંઘને સુંદર રત્નો આપ્યાં છે એમાં સંદેહ નથી.

મહાન્ પ્રભાવક, સમર્થ જૈનાચાર્યના ઉપદેશથી આ મોંઢેરા નગરમાંથી મોઢજાતિ તૈયાર થઈ અને તે મોઢજાતિ જૈનધર્મ પાળતી. આ મારું કથન માત્ર અનુમાન જ નથી કિન્તુ અનેક જૈન મંદિરોના શિલાલેખો આજે તે વાતની સાક્ષી પુરે છે કે મોઢ જાતિ જૈન હતી એ જાતિ જૈન હતી એ સાથે જૈનધર્મને અને જૈનસંઘને દીપાવે તેવાં મહાન કાર્યો પણ કરતી. અને એ રીતે આજે એ મોઢ જાતિનો ઇતિહાસ ગૌરવાન્વિત છે. એની સાક્ષીરૂપે પાટણના પ્રસિદ્ધ પંચાસરા પાર્શ્વનાથજીમાં, પાટણના સ્થાપક, નરેશ વનરાજ ચાવડાની જમણી બાજુએ જ, મોઢજ્ઞાતિના મંત્રી આશાકની મૂર્તિ અદ્યાવધિ વિદ્યમાન છે તેની નીચે નીમ્ન લેખ છે:—

"(१) सवत [१]०१ वर्षे वैशाख शुदि ९ शुक्रे पूर्वमांडलिवास्तव्य—**मोढ-ज्ञातीय**—नागेन्द्र

(२) सुत—श्रे० जाल्हणपुत्रेण श्रे० राजकुक्षीसमुद्भूतेन ट. आशाकेन ससारासार . . .

(३) योपार्जितेण अस्मिन् महाराजश्रीवनराजविहारे निजकीर्त्ति वल्लीतान . . .

(४) कारितः तथा च श्रीआशाकस्य मूर्तिरियं सुत ठ. अरिसिंहेन कारिता प्रतिष्ठिता . . .

(५) संबधे गच्छे पंचासरविषे श्रीशीलग(गु)णसूरिसंताने शिष्य श्री . . . . .

(६) देवचन्द्रसूरिभिः मंगलं महाश्री. ॥ शुभ भवतु ॥

(સારાભાઈ નવાબવાળુ "જૈન ચિત્રકલ્પદ્રુમ" પૃ૦ ૧૦૫, ચિત્રપરિચય)

વાચકોને આ ઉપરથી બરાબર ખાત્રી થશે કે મોઢજ્ઞાતિ જૈન હતી જૈનધર્મના ઇતિહાસમા મોઢેરાએ, મોઢગચ્છે અને મોઢજ્ઞાતિએ અનેક સુવર્ણ પાના ઉમેર્યાં છે કોઇ ઇતિહાસવિદ્ તેને માટે પ્રયત્ન કરી એ સુવર્ણ પાના ઉખેળી મોઢેરા મહાતીર્થ નામને બરાબર સફલ કરી આપે। સાથે આ તકે વિનતિ કરી લઉં કે કોઈ સમર્થ મહા-

૧૦. "જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ"

૧૧ જુઓ–ઇતિહાસપ્રેમી મુનિમહારાજ શ્રીજયન્તવિજયજી સંપાદિત "અર્બુદ–પ્રાચીન જૈન–લેખ–સન્દોહ"માં લુણવસતિનો લેખ લેખ નંબર ૨૬૨, પૃ૦ ૧૧૩

# ઓસમ પહાડ

લેખક
મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

**સ્થાન**—કાઠીઆવાડમાના ગોંડળ સ્ટેટમાના ઉપલેટા સ્ટેશનથી ૩ ગાઉ, ધોરાજી સ્ટેશનથી ૭ ગાઉ, વણથળી સ્ટેશનથી ૬ ગાઉ, ગિરનારની પહાડીથી ૭ ગાઉ અને પાટણુવાવ (મહાલના મુખ્ય ગામ)ની પાડોશમા જ, રાયણ વિગેરેના વૃક્ષોથી સુશોભિત ઓસમ પહાડ આવેલ છે.

**સ્થાપત્યો**—આ પહાડ ઉપર ચડવા માટે સફેદ પત્થરથી બાંધેલા જૂના પગથીયા છે. ઉપર જતાં એક તળાવ આવે છે. આ તળાવથી આગળ વધતા **માતૃ**માતાનુ દેવળ આવે છે. "માતૃ" શબ્દ જ તે દેવીના પ્રાચીન સ્વરૂપનો ખ્યાલ આપે છે. પાટણુવાવના અનુભવી વૃદ્ધો આ દેવીને **સતરેસરી**ના નામથી ઓળખાવે છે. **સતરેસરી** એ **ચક્રેશ્વરી**નુ અપભ્રંશ નામ છે. આ દેવીનુ વાહન વાઘ છે અને મૂર્તિ આરસની બનાવેલી છે. આ દેવીના દેવળમા જુના જિનમંદિરોના પત્થરો જ્યા ત્યા ચણેલા નજરે પડે છે આ મંદિરની પાસે જ એક નાની શિવ-દેરી છે. આ દેરીમા એક વેંત કરતા પણ નાની, કાળા પત્થરમાથી બનાવેલી અને ખંડિત એવી કાઉસગ્ગ ધ્યાને ઉભેલી એક જિન-પ્રતિમા છે રંગરેજ, ખત્રી તથા છાયા નાગરો આ માતૃમાતાને પોતાની કુળદેવી તરીકે માને છે.

---

("મહાતીર્થ મોઢેરા"નુ અનુસંધાન)

પ્રભાવક, સૂરિપુંગવ પોતાના ઉપદેશામૃતથી મોઢજ્ઞાતિને પોતાનો અસલ-પ્રાચીન ધર્મ પહોચાડવા પ્રયત્ન કરે!

આજે મોઢ લોકોએ પ્રાયઃ જૈનધર્મ ત્યજ્યો છે. છતાયે તેમનુ મૂલ ઉત્પત્તિ સ્થાન ભૂલાયુ નથી. ફેર એટલો છે કે પહેલા તેઓ અહીના મહાવીર દેવના મંદિરના દર્શન કરવા આવતા એને બદલે નવી કુલદેવીની સ્થાપના કરી, મોઢેરા આવી, તેના દર્શન કરે છે

**રાંતેજાનું મંદિર**—મેં આગળ ઉપર રાંતેજાનો ઉલ્લેખ કર્યો છે ત્યા બાવન જિનાલયનું સુંદર મંદિર અને ધર્મશાળા છે. હાલનુ મંદિર તો નવુ છે ૧૮૯૧માં અમદાવાદમા પ્રતિષ્ઠિત મૂર્તિઓ બિરાજમાન છે, પરંતુ એક શિલાલેખ ૧૨૦૯નો છે. એક ૧૩૯૧નો પણ છે એટલે અહી તે સમયમાં પ્રાચીન બાવન જિનાલયનુ મંદિર હશે એમ લાગે છે અહીના જૈનો પણ કહે છે કે મંદિરનુ આખુ ખંડિયેર જમીનમાથી મળ્યુ હતુ. આ મંદિરની ભમતીના અનેક પ્રાચીન પરિકરો કંદબગિરિ તીર્થમાં પૂજાય છે. અહી જૈનો બરાબર પૂજા પણ કરતા નથી, ભગવાન ઉપર ધૂળ ચોટી છે, કાળાશ આવી ગઈ છે. મંદિરોમા પણ કચરો રહે છે. મૂલનાયકજી પ્રાચીન છે ભોયણીજી તીર્થથી રાતેજા ૭ ગાઉ થાય છે. ત્યાથી ૭ ગાઉ મોઢેરા અને ત્યાથી ૭ ગાઉ ચાણસ્મા થાય છે. ભોયણીથી ચાણસ્મા થઈને પાટણ જવા ઇચ્છનારે અવશ્ય મોઢેરા જવુ અને પ્રાચીન, ધ્વસ્ત જિનમંદિરના દર્શન કરીને પોતાના ગૌરવભર્યા ભૂતકાળને જીવન્ત કરવાની ભાવના કરવી!

આ માતૃમાતાના મંદિરથી આગળ વધતાં નીચે ઉતારમાં એક ઝરો આવે છે. કહેવાય છે કે દુકાળમાં પણ આ ઝરાનુ પાણી સુકાતુ નથી. અહિંથી આગળ વધતાં એક ભોયરું આવે છે. આ ભોંયરામાં શિવનુ બાણુ છે અને ઉપરથી પાણી ટપકયા કરે છે માટે આને ટપકેશ્વર મહાદેવના નામથી ઓળખવામાં આવે છે. અહિંથી આગળ ચાલતા તળાવ પાસે થઈને ઉંચે ચડવુ પડે છે. અને ત્યાંથી હેડંબાનો હીંચકો, હેડબાનુ વન, વાસની ઝાડી અને પાચકોળીયુ તળાવ વટાવીને કિલ્લામાં પહોચાય છે. કિલ્લાની બાંધણી જોતાં સહેજે જણાઈ આવે છે કે એ બાંધવામા વિશેષ કરીને જિન-મંદિરના પત્થરોનો ઉપયોગ કરવામા આવ્યો છે. આ કિલ્લામાં હાલમાં ગોંડળ સ્ટેટની પોલીસની ચોકી રહે છે.

કિલ્લામાથી નીચે ઉતરવાના રસ્તામાં વચ્ચે પત્થરથી બાધેલા લગભગ વિશેક પરથારો ( પ્લોરો ) છે. આ દરેકમાં મહારાજા કુમારપાળે બનાવેલાં જિનાલયો હતાં જે દરેકનો અલ્લાઉદીન ખુનીના ગોઝારા હાથે નાશ થયો છે એટલે એમ લાગે છે કે એક સમયના જ્વલંત જૈન – તીર્થના વિનાશમાથી આ કિલ્લાનો જન્મ થયો હશે.

**જિનપ્રતિમાઓ**—કિલ્લાની પાસે **ભીમકુંડ** આવેલ છે ત્રીશ–પાત્રીશ વર્ષ પહેલા આ કુંડમાંથી ઘણી જિન – પ્રતિમાઓ નીકળી હતી કે જે પ્રતિમાઓ અત્યારે ધોરાજી તથા જુનાગઢના જિનાલયોમા બિરાજમાન છે. ખરેખર આ પ્રતિમાઓ એ તીર્થની વિભૂતિસમી છે. વળી અત્યારે પણ આ કુંડમા જિન – પ્રતિમાઓ દૃષ્ટિગોચર થાય છે, એ ઉપરથી સ્પષ્ટ અનુમાન થાય છે કે અહિં ઘણી જિન-પ્રતિમાઓ હોવી જોઈએ. ત્યાના લોકોમા એવી દંતકથા પણ પ્રચલિત છે કે આ મંદિરમાં સ્ફટિક તથા સોનામાથી બનાવેલા મહામૂલ્યવાન જિન–બિંબો હતા પણ અલ્લાઉદીનના ત્રાસથી બચવાને માટે ત્યાના જૈનોએ તે બધાયને આ પહાડમા જ કોઈ ગુપ્ત સ્થળે ભંડારી દીધા.

**ગુફાઓ**—ઉદયગિરી અને ઈલોરા વિગેરે સ્થાનોમાં આવેલી જૈન ગુફાએ તો અતિ પ્રસિદ્ધ છે. આ પહાડ ઉપર પણ એક સમયે એવી ગુફાઓ હોય પણ અત્યારે નાશ પામી હોય એવી નીશાનીઓ ત્યા મળે છે. અત્યારે પણ કેટલીક ગુફાઓ તથા ભોયરા ઉપલબ્ધ છે જેમા આબલીવાળુ ભોયરુ મુખ્ય છે.

એટલે આ સ્થાન મહારાજા કુમારપાળના સમયથી જ નહિ કિન્તુ પ્રાચીન કાળથી યાને ગુપ્તકાળથી જ જૈનતીર્થ તરીકે વિદ્યમાન હોવુ જાઈએ અને અલ્લાઉદીનના સિતમભર્યા સમય પશ્ચાત્ ઈતર ધર્મીઓના તીર્થ ત્તરીકે પ્રસિદ્ધિ પામ્યુ હોવુ જોઈએ.

ઓસમ પહાડનો, રેખાચિત્રના જેવો, આ તો આછો–બહુ આછો–પરિચય માત્ર આપ્યો છે પ્રાચીન તત્ત્વના શોખીનો, પુરાતત્ત્વના અભ્યાસીઓ આ પહાડ તરફ અને ઉપર કહેલ દંતકથા તરફ લક્ષ આપે અને એ માટે કંઇક સક્રિય પ્રયત્ન કરે છે તો જૈન–ઇતિહાસના એક ગૌરવભર્યા પાના ઉપર જરુર નવો પ્રકાશ પડે!

———:૦:———

# મેવાડની પંચતીર્થી

લેખક—મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

મેવાડમાં અત્યારે લગભગ પોણો લાખ જૈનોની વસ્તી છે. પરંતુ નાગદા, આહડ, કુંભલગઢ, જાવર, ચિત્તોડ, દેલવાડા, ઝીલવાડા, કેલવા, અને કેલવાડા આદિના અનેક વિશાલ પ્રાચીન મંદિરો, અને પ્રાચીન મંદિરોનાં ખંડેરો જોતાં એ કલ્પના કરવી અસ્થાને **નથી** કે એક સમયે મેવાડમા લાખો જૈનોની વસ્તી હોવી જોઇએ. કહેવાય છે કે જેમ **દેલવાડામાં** એક સમયે સાડા ત્રણસો મંદિરો હતાં, તેવી જ રીતે **કુંભલગઢમાં** લગભગ તેટલા જ મંદિરો હતા. ઉજ્જડ થએલી **જાવર** નગરીનાં ખંડેરો જોનાર સ્હેજે કલ્પના કરે છે કે અહીં એક સમયે સંખ્યાબંધ મંદિરો હોવા જોઇએ ચિત્તોડના કિલ્લાથી ૭ માઇલ ઉત્તરમા '**નગરી**' નામનુ એક પ્રાચીન સ્થાન છે. આ સ્થાનમા પડેલા ખંડેરો, ઘડેલા પત્થરો, અને અહીંથી મળેલા શિલાલેખો તથા સિક્કાઓ ઉપરથી રાયબહાદુર **પંડિત ગૌરીશંકરજી** ઓઝા, આ સ્થાન પર એક મોટી નગરી હોવાનુ અનુમાન કરે છે. તેમનુ તો કથન છે કે આ '**નગરી**'નુ પ્રાચીન નામ '**મધ્યમિકા**' હતુ **અજમેર** જીલ્લાના **બર્લી** ગામથી મળેલ **વીરસંવત્** ૮૪ ના શિલાલેખમા '**મધ્યમિકા**'નો ઉલ્લેખ આવે છે. 'મધ્યમિકા' નગરી ઘણી પ્રાચીન નગરી હતી. અહીં પણ સંખ્યાબંધ મંદિરો હોવાનુ અનુમાન થઇ શકે છે. આવા અનેક સ્થાનો હજુ પણ મેવાડમાં મૌજૂદ છે. અને ત્યાં એક સમયે અનેક મંદિરો હોવાનું અનુમાન થઈ શકે છે. અત્યારના એ વિદ્યમાન મંદિરોની પ્રાચીનતા, વિશાળતા, અને મનોહરતા જોતા એમ જ કહેવુ જોઇએ કે મોટા મોટા તીર્થ સ્થાનોને ભૂલાવે એવાં તે મંદિરો છે. એ મંદિરોના સંબંધમા અનેક પ્રકારની ચમત્કારિક વાતો આજે પણ પ્રચલિત છે મહા-દુઃખનો વિષય છે કે આવા પ્રાચીન, ભવ્ય, તીર્થ સમાન મંદિરો અને મૂર્તિયો હોવા છતા એ સ્થાનોમા એના પૂજનારા કોઈ રહ્યા નથી. એવાં મંદિરોના જે પૂજનારા હતા તે કાલક્રમે ઘટી ગયા, અને જે રહ્યા છે તેઓ બિચારા બીજા ઉપદેશકોના ઉપદેશથી અંજાઈ પ્રભુ–ભક્તિથી વિમુખ થઈ બેઠા છે. પરિણામે બચ્યા બચાવ્યા એ મંદિરો અને મૂર્તિઓ પણ વેરાન–નિર્જન અવસ્થાને ભોગવી રહ્યા છે. કહેવાની ભાગ્યે જ જરુર રહે છે કે કોઈ પણ મંદિર યા મૂર્તિનો મહિમા એના ઉપાસકો–પૂજનારાઓ ઉપર રહેલો છે અસ્તુ. મેવાડની આવી હીનાવસ્થામા પણ આજે એવા અનેક સ્થાનો છે કે જે **તીર્થસ્થાન** તરીકે ઓળખાય છે અને જ્યા જવાથી ભવ્યાત્માઓને જેમ અપૂર્વ આલ્હાદ થાય છે, એવી જ રીતે શોધખોલ કરનારાઓને અનેક પ્રકારની ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થાય છે

મેવાડમાં હિંદુઓના જેમ પાંચ તીર્થો પ્રસિદ્ધ છે, તેવી જ રીતે જૈનોનાં પણ પાચ તીર્થો છે તેનો સક્ષિપ્ત પરિચય આ છે–

### ૧ કેશરિયાજી (ઋષભદેવજી)

ઉદયપુરથી દક્ષિણમા લગભગ ૪૦ માઇલ ઉપર આવેલ કેશરિયાજીનુ તીર્થ જગમશહૂર છે. કેશરિયાનું મંદિર ઘણુ ભવ્ય બનેલુ છે. મૂર્તિ મનોહર અને

ચમત્કારી છે. મૂર્તિની ચમત્કારિકતાનું જ કારણ છે કે અહીં શ્વેતામ્બર કે દિગમ્બર. બ્રાહ્મણ કે ક્ષત્રિય, બલકે હલકી વર્ણના લોકો પણ દર્શનપૂજન માટે આવે છે. કેશરિયાજીની મૂર્તિનો આકાર શ્વેતામ્બર માન્યતા પ્રમાણે છે. શ્વેતાંમ્બરો તરફથી જ ધ્વજાદંડ ચઢાવાય છે. કેશરિયાજી ઉપર કેશર ચઢાવાય છે. સ્વર્ગસ્થ મહારાણાજી શ્રીફતેહસિંહજીએ શ્વેતામ્બરોની માન્યતા પ્રમાણે જ પોતાના તરફથી સવાલાખની આંગી ચઢાવી હતી. અને અનેક શિલાલેખો શ્વેતામ્બરોના મળે છે. આ બધી બાબતો સ્પષ્ટ સિદ્ધ કરે છે કે આ તીર્થ શ્વેતામ્બરોનું જ છે. અસ્તુ, તીર્થ પ્રાચીન અને પવિત્ર છે. આ તીર્થના સંબધમાં શ્રીયુત ચંદનમલજી નાગોરીએ અનેક પ્રમાણો આપી એક પુસ્તક બહાર પાડ્યુ છે!

## ૨ કરેડા

ઉદયપુર ચિત્તોડ રેલ્વેના **કરેડા** સ્ટેશનથી લગભગ અર્ધો–પોણો માઈલ દૂર સફેદ પાષાણનુ, પાર્શ્વનાથ ભગવાનનુ એક સુવિશાલ મંદિર બનેલુ છે. આ મંદિર કયારે બન્યુ, એ સંબંધી કોઈ લેખ પ્રાપ્ત થતો નથી, પરન્તુ અહિંની બાંધણી જોતા અનુમાની શકાય છે કે – આ મંદિર ઘણુ જૂનુ છે. આ મંદિરનો ગમંડપ એટલો બધો વિશાળ અને ભવ્ય છે કે – મેવાડની અમારી મુસાફરીમા આવો રંગમંડપ બીજે ક્યાંય જોવામા આવ્યો નથી. આ મંદિરમાથી પ્રાપ્ત થતા શિલાલેખો **શ્રીયુત પૂરણચંદજી નાહરે** લીધા છે. તે અગિયારમી શતાબ્દિથી લઈને ઓગણીસમી શતાબ્દિ સુધીના લેખો છે. આમાંના ઘણાખરા લખો ધાતુની પંચતીર્થી આદિ ઉપરના હોઈ. તે **કરેડાની સ્થાપિત મૂર્ત્તિઓ છે, એમ** કહી શકાય નહી હા, બાવનજિનાલયની દેરિઓની પાટ ઉપરના જે શિલાલેખો છે, તે **કરેડા**ના લેખો કહી શકાય. આ લેખોમાં સૌથી જૂનામા જૂનો લેખ સંવત્ ૧૦૩૯ નો છે અને બીજા ચૌદમી તથા પદરમી શતાબ્દિના છે. સંવત્ ૧૦૩૯નો શીલાલેખ એ બતાવે છે કે – **સંડેરક ગચ્છીય શ્રા યશોભદ્રસૂરિજીએ પાર્શ્વનાથના બિંબની પ્રતિષ્ઠા કરી હતી.** જો આ પ્રતિષ્ઠા અહીં જ – કરેડામા જ કરી હોય તો એ નિશ્ચિત થાય છે કે – કરેડા – અને આ મંદિર બહુ જૂના હોવા જોઈએ. **અહિંથી** મળતા શિલાલેખોમા એવો શિલાલેખ એકાદ જ દેખાય છે કે – જેમાં કરેડાનુ નામ આવે છે આ શિલાલેખ સંવત ૧૪૯૬ ના જ્યેષ્ઠ સુદિ ૩ બુધવારનો છે, **ઉકેશવંશીય નાહરગોત્રીય** એક કુટુબે પાર્શ્વનાથના મંદિરમા વિમલનાથની દેવકુલિકા કરાવી, અને **ખરતરગચ્છીય જિનસાગરસૂરિએ** પ્રતિષ્ઠા કરી. એ એનો ભાવ છે. **કરેડા**ના આ મંદિરમા એક બે ખાસ વિશેષતાઓ છે.

રગમંડપના ઉપરના ભાગમા એક તરફ મસ્જીદનો આકાર બનાવવામા આવેલો છે. આના સંબંધમા એમ કહેવાય છે કે બાદશાહ **અકબર** જ્યારે અહિ આવેલો, ત્યારે તેણે આ આકૃતિ બનાવરાવી હતી એવા અભિપ્રાયથી કે કોઈ મુસલમાન આ મંદિરને ન તોડે પરન્તુ એ વાત કયા સુધી સાચી છે એ નક્કી ન કહી શકાય. મંદિર બનાવનારાઓએ પોતે, અથવા તે પછી જીર્ણોદ્ધારાદિ પ્રસંગે મુસલમાનોના તોડવાના ભયથી પણ કદાચ આ આકાર બનાવવામા આવ્યો હોય.

બીજી વિશેષતા એ છે કે મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ એવી રીતે બિરાજમાન કરવામાં આવી છે કે તેની સ્હામેના એક છિદ્રમાંથી પૌષસુદિ ૧૦ ના દિવસે સૂર્યનાં કિરણો બરાબર પ્રતિમાના ઉપર પડતાં હતા પાછળથી જીર્ણોદ્ધાર કરાવતાં સ્હામેની દીવાલ ઉંચી થઈ ગઈ, અને તેથી હવે તે પ્રમાણે કિરણો પડતા નથી !

આ તીર્થ પહેલા વધારે પ્રસિદ્ધ ન્હોતું, પરન્તુ સ્વર્ગસ્થ શેઠ લલ્લુભાઈ, કે જેમણે મેવાડનાં મંદિરોના જીર્ણોદ્ધારોની પાછળ પોતાની જીંદગી પૂરી કરી, તે અમર આત્માએ આ તીર્થમાં સુધારો વધારો કરાવ્યો, અને તીર્થને પ્રસિદ્ધ કર્યું અત્યારે આ તીર્થનો વહિવટ ઉદયપુરના જૈનોની એક કમીટી હસ્તક ચાલી રહ્યો છે અને આ તીર્થના મેનેજર તરીકે શ્રીયુત **કનકમલજી** કામ કરી રહ્યા છે **કનકમલજી** પરમ શ્રદ્ધાળુ અને મૂર્તિપૂજક હોઇ પુરેપુરી લાગણીથી તીર્થની વ્યવસ્થા કરી રહ્યા છે. **કનકમલજીની** લાગણીના કારણે આ તીર્થનું કામ ઘણું વધી રહ્યું છે, એટલુ જ નહીં પરન્તુ મેવાડના બીજાં મંદિરો માટે પણ તેઓ પોતાથી બનતી મહેનત કરે છે. આવા લાગણીવાળા શ્રદ્ધાળુ મેનેજરો દરેક તીર્થમાં હોય તો કેવું સારૂં ?

## ૩ નાગદા—અદબદજી

ઉદયપુરથી લગભગ ૧૩–૧૪ માઇલ ઉત્તરમાં હિંદુઓના એકલિંગજી તીર્થની પાસે લગભગ એક માઇલ દૂર પહાડોની વચમાં **અદબદજીનું** તીર્થ છે આ સ્થાને એક સમયે એક મોટી નગરી હતી, જેનું નામ **નાગદા** હતું. સંસ્કૃત શિલાલેખો વિગેરેમાં એનું નામ **નાગદ્રહ** અથવા **નાગહ્રદ** આપવામા આવ્યું છે પહેલાં આ નગર મોટું, સમૃદ્ધિશાળી શહેર હતું, અને મેવાડના રાજાઓની રાજધાની હતું વળી આ સ્થાન **જૈનતીર્થ** તરીકે પણ મશહૂર હતું. લગભગ એક માઇલના વિસ્તારમા અનેક હિન્દુ જૈન મંદિરોનાં ખંડેરો દૃષ્ટિગોચર થાય છે અહિ એક **શ્રી શાંતિનાથજીનું મંદિર** અત્યારે પણ વિદ્યમાન છે. શાંતિનાથ ભગવાનની બેઠેલી મૂર્ત્તિ લગભગ ૯ **ફુટની** ઘણી મનોહર છે તેના ઉપરના લેખનો સારાંશ એ છે કે :— "સંવત્ ૧૪૯૪ ના માઘ સુદિ ૧૧ ગુરુવારે મેદપાટદેશમા, દેવકુલપાટક (દેલવાડા) નગરમા, મોકલના પુત્ર મહારાણા કુંભાના રાજ્યમાં, **ઓસવાલ** વંશીય, **નવલખા** ગોત્રીય સા સારંગે પોતે પેદા કરેલી લક્ષ્મીને સાર્થક કરવાના હેતુથી 'निरुपममद्भुत' એવી **શાંતિનાથની** મૂર્તિ પરિકરસાથે કરાવી, અને **ખરતરગચ્છીય શ્રી જિનસાગરસૂરિએ** પ્રતિષ્ઠા કરી "

**શ્રી શાંતિનાથ** ભગવાનની મૂતિ ઉપરના ઉપર્યુક્ત ભાવવાલા શિલાલેખમા બિબનું '**અદ્ભુત**' વિશેષણ આપવામા આવ્યુ છે, તે કારણથી અને વસ્તુત. મૂર્તિ બેઠેલી લગભગ ૯ ફૂટની વિશાળ હોવાથી આ તીર્થ **અદબદજી** તરીકે ઓળખાયુ અને અત્યારે પણ ઓળખાય છે

**શ્રી શાન્તિનાથ** ભગવાનના આ મંદિરની પાસે જ એક વિશાળ મંદિર તૂટીફૂટી અવસ્થામા પડયુ છે. આમા એક પણ મૂર્તિ નથી.—સંભવ છે કે—આ જીર્ણશીર્ણ મંદિર કોઇ સમયે **પાર્શ્વનાથ** યા **નમીનાથનુ** મંદિર હોય. કારણ કે જૂની **તીર્થ**

**માળાઓ** અને **ગુર્વાવલી** વિગેરેમાં આદિ **પાર્શ્વનાથનું** અને **નેમીનાથનું** મંદિર હોવાનો ઉલ્લેખ મલે છે. **શ્રી મુનિસુંદરસૂરિકૃત ગુર્વાવલીના** ૩૮ મા શ્લોકમાં કહેવા પ્રમાણે "ખોમાણ રાજાના કુળમાં થયેલ **સમુદ્રસૂરિએ** દિગમ્બરોને છતી **નાગદ્રહનું પાર્શ્વનાથનું** તીર્થ પોતાને સ્વાધીન કર્યું હતુ" **શ્રીમુનિસુંદરસૂરિએ** બનાવેલા અહીંના **પાર્શ્વનાથના સ્તોત્ર** ઉપરથી જણાય છે કે—**શ્રી પાર્શ્વનાથનું મંદિર સંપ્રતિ—રાજાએ** બનાવ્યું હતુ.

**શ્રીનેમિનાથનું** નામ શ્રી **શીલાવિજયજીએ** અને **જિનતિલકસૂરિએ** પોતપોતાની **તીર્થમાળા**ઓમાં પણ લીધું છે. **શ્રીસોમતિલકસૂરીએ** બનાવેલા એક **સ્તોત્રમાં** અહિંનું **નેમિનાથનું** મંદિર **પેથડ શાહે** બનાવ્યાનો ઉલ્લેખ છે.

અત્યારે ન પાર્શ્વનાથનું મંદિર છે, ન નેમિનાથનુ. એક માત્ર **શ્રીઅદબદજીનું**—**શ્રીશાન્તિનાથ** ભગવાનનુ મંદિર છે બાકી આસપાસમાં તૂટેલાં મંદિરોની શોધખોલ કરવામાં આવે તો ઘણા શિલાલેખો અને ઘણી મૂર્ત્તિઓ પ્રાપ્ત થઈ શકે.

આ શાન્તિનાથ ભગવાનના મંદિરની પૂજા પાઠની વ્યવસ્થા પહેલાં તો બરાબર ન્હોતી પરન્તુ હમણાં **એકલિંગજીમાં** જે હાકેમ સાહેબ છે, તેમણે પોતાની નીચેના ઓફીસરોમાંથી અને બીજી રીતે પ્રયત્ન કરી પૂજા પાઠની વ્યવસ્થા કરી છે. એટલે નિયમિત પૂજા થાય છે.

**ઉદયપુર** આવનારા યાત્રાળુઓએ અહિની યાત્રા અવશ્ય કરવી ઘટે. પાકી સડક છે, મોટરો, ટાગા ગાડીઓ જાય છે. અહિંથી થોડે જ દૂર–માત્ર ૩–૪ માઇલના છેટે **દેલવાડા** તીર્થ પણ છે.

## ૪ દેલવાડા

એકલિંગજીથી ૩-૪ માઇલ દૂર **દેલવાડા** નામનુ ગામ છે. આ દેલવાડામાંથી પ્રાપ્ત થએલા શિલાલેખો સાથે **'દેવકુલપાટક'** નામની એક બુક સ્વર્ગસ્થ ગુરુદેવ **શ્રી વિજયધર્મસૂરિમહારાજની** લખેલી બહાર પડી ચૂકી છે. એના ઉપરથી **દેલવાડા**ના સંબધમા ઘણી માહિતી મેળવી શકાય છે. દેલવાડા જોનાર કોઈ પણ દર્શક કહી શકે તેમ છે કે કોઈ સમયે અહિં ઘણાં જૈનમંદિરો હોવાં જોઈએ. પ્રાચીન તીર્થમાલાઓ વિગેરેમા અહિં ઘણાં મંદિરો હોવાનો ઉલ્લેખ મલે છે. વળી એક તીર્થમાલામાં તો અહિંના બે પર્વતો ઉપર **શત્રુંજય** અને **ગિરનાર**ની સ્થાપનાનો પણ ઉલ્લેખ છેઃ—

> "દેલવાડિ છિ દેવજ ઘણાં, બહુ જિનમંદિર રળીયામણા,
> દોઈ ડુંગર તહાં થાપ્યા સાર, **શ્રી શત્રુંજો ને ગિરનાર.**
>
> (શ્રી શીલવિજયજી કૃત તીર્થમાલા, સંવત્ ૧૭૪૬ ની)

અત્યારે અહિ ત્રણ મંદિરો વિદ્યમાન છે. જેને **'વસહિ'** કહેવામાં આવે છે. આ મંદિરો ઘણા વિશાળ છે ભોંયરા પણ છે. વિશાળ અને મનોહર પ્રભુમૂર્તિઓ ઉપરાન્ત અહિ કેટલાક આચાર્યોની મૂર્તિઓ પણ છે. ૧૯૫૪ માં અહિંના જીર્ણોદ્ધાર પ્રસંગે ૧૨૪ મૂર્તિઓ જમીનમાંથી નીકળી હતી. પ્રાચીન સમયમાં આ એક વિશાળ

નગરી હતી. અને કહેવાય છે કે એક વખતે અહિં ત્રણ સો ઘંટાઓનો નાદ એક સાથે સંભળાતો હતો. અર્થાત્ ત્રણ સો સાડાત્રણ સો મંદિરો અહિં વિદ્યમાન હતાં. ઘણીખરી ઐતિહાસિક ઘટનાઓ આ નગરીમા બન્યાના પ્રમાણો મલે છે **સોમસુંદરસૂરિ** કે જેઓ પંદરમી સદીમા થયા છે, અહિં અનેક વાર આવ્યા હતા, અને પ્રતિષ્ઠાઓ, પદવીઓ વિગેરેના ઉત્સવો કરાવ્યા હતા. એમ '**સોમસૌભાગ્ય કાવ્ય**' ઉપરથી જણાય છે.

**અહિં**ના શિલાલેખો અને બીજાં ઐતિહાસિક પ્રમાણોથી એ માલૂમ પડે છે કે પંદરમી, સોલમી અને સત્તરમી શતાબ્દિમા આ શહેર પુર જાહોજલાલીવાલુ હતું. અહિંની પ્રત્યેક મૂર્તિ ઉપર પ્રાયઃ શિલાલેખ છે. બીજા પણ શિલાલેખો ઘણા છે. પૂજ્યપાદ સ્વર્ગસ્થ ગુરુદેવ **શ્રીવિજયધર્મસૂરમહારાજે** જેમ '**દેવકુલપાટક**' માં અહિંના કેટલાક શિલાલેખો આપ્યા છે, તેવી જ રીતે **શ્રીયુત પૂરણચંદ્રજી નાહરે** પણ અહિંના ઘણા શિલાલેખો **જૈનલેખ સંગ્રહના** બીજા ભાગમાં આપ્યાં છે

અત્યારે જે ત્રણ મંદિરો છે તે બાવન જિનાલય છે. મૂર્તિઓ વિશાળ અને ભવ્ય છે. ચોથું એક મંદિર યતિજીના ઉપાશ્રયમાં છે મોટા ત્રણ મંદિરોમા બે ઋષભદેવ ભગવાનનાં અને એક પાર્શ્વનાથનુ કહેવાય છે. અહિં ઓસવાલોનાં લગભગ સો સવા સો ઘર છે, પરન્તુ તે બધાંયે સ્થાનકવાસી છે. એક ગૃહસ્થ **શ્રીયુત મોહનલાલજી** ઉદયપુરના વતની છે, તેઓ મૂર્તિપૂજક હોઈ યથાશક્તિ પૂજા પાઠ કરે છે. અહીં **મહાત્મા શ્રીલાલજી** અને **મહાત્મા રામલાલજી** વિગેરે મહાત્માઓ સજ્જન પુરુષ છે. મહાત્માઓની અહિં ૧૦-૧૨ પોસાલો છે, તેઓ કુલગુરુ છે, જૈનધર્મી છે, અને મૂર્તિ પૂજામા માનનારા છે. અહિંની યાત્રા પણ ખાસ કરવા લાયક છે.

### ૫ દયાળશાહનો કિલ્લો

"નવ ચોકી નવ લાખકી, ક્રોડ રૂપયોંરો કામ;
રાણે બંધાયો **રાજસિંહ, રાજનગર** હૈ ગામ
વોહી રાણા **રાજસિંહ,** વોહી **શાહ દયાળ;**
વણે બંધાયો દેહરો, વણે બંધાઈ પાળ"

વિક્રમની ૧૮ મી શતાબ્દિમા **ઉદયપુર**ની ગાદી ઉપર થયેલ **રાણા રાજસિંહે,** કાંકરોલીની પાસે **રાજનગર** વસાવ્યુ-આ રાજનગરની પાસે જ **રાજસાગર** નામનુ એક વિશાળ તળાવ છે જેનો ઘેરાવો ૨૮ માઇલનો કહેવાય છે. આ તળાવની પાળ એટલી બધી જબ્બરદસ્ત છે કે જેની પાછળ **રાણા રાજસિંહે** એક કરોડ રૂપીયાનો વ્યય કર્યો હતો. તળાવની પાળની પાસે જ એક મ્હોટો પહાડ છે. આ પહાડ ઉપર એક કિલ્લો છે, જે '**દયાળશાહનો કિલ્લો**' એ નામે ઓળખાય છે ખરી રીતે આ કિલ્લો નથી, પણ એક વિશાળ મંદિર છે '**દયાળશાહનો કિલ્લા**' તરીકે ઓળખાતું આ મંદિર, **દયાળશાહ** નામના ઓસવાલ ગૃહસ્થે બનાવ્યુ હતુ. **દયાળશાહ** મહારાણા **રાજસિંહ**ના એક વફાદાર મંત્રી હતા. **દયાળશાહ**ના મંત્રી હોવાની ઘટના જેમ રહસ્ય પૂર્ણ છે, તેવી જ રીતે તેમના આ મંદિર બનાવવાની ઘટના પણ વિચિત્ર છે.

દયાળશાહ મૂળ કયાંના વતની હતા, તે જાણી શકાતું નથી. તેઓ **સંઘવી** ગોત્રના **સરૂપર્યા** ઓસવાલ હતા. તેમના પૂર્વજો **સીસોદીયા** હતા. જૈનધર્મ સ્વીકાર કર્યા પછી તેઓની ગણના **ઓસવાલ જૈન** તરીકે થતી.

**દયાળશાહ** એ **નેતા** (શીલાલેખમાં કોઈ **તેજા** વાંચે છે) નો પ્રપૌત્ર **ગજૂનો** પૌત્ર ને **રાજૂનો** પુત્ર થતો. આ મંદિરની મૂર્તિ ઉપરના શિલાલેખ ઉપરથી માલૂમ પડે છે કે રાજૂને ચાર પુત્રો હતા, જેમાંનો સૌથી ન્હાનો **દયાળશાહ** હતો.

**દયાળશાહ** ઉદયપુરના એક બ્રાહ્મણ ને ત્યાં નૌકરી કરતા હતા. મહારાણા **રાજસિંહજી**ની એક સ્ત્રીએ મહારાણાને વિષ આપવા માટેની એક ચીઠ્ઠી તે પુરોહિતને લખી હતી જેને ત્યાં **દયાળશાહ** નૌકર હતા. પુરોહિતે તે ચીઠ્ઠી પોતાની કટારના મ્યાનમાં રાખી હતી.

પ્રસંગ એવો બન્યો કે **દયાળશાહને** પોતાના સાસરે **દેવાલી** જવાનું થયું. પાસે કંઈ શસ્ત્ર હોય તો સારું, એમ ધારી તેમણે પોતાના શેઠ પુરોહિત પાસે શસ્ત્ર માંગ્યું. પુરોહિતે પેલી કટાર આપી કે જેની અંદર રાણીની ચીઠ્ઠી છુપાવવામાં આવી હતી. પુરોહિતને એ ચીઠ્ઠીની સ્મૃતિ ન રહી.

દયાળશાહ કટાર લઈ ગયા. સ્વાભાવિક રીતે કટાર ખોલતાં પેલી ચીઠ્ઠી હાથમાં આવી. દયાળશાહે તે ચીઠ્ઠી મહારાણાને આપી રાણાએ પુરોહિત અને રાણીને પ્રાણદંડની શિક્ષા કરી. રાણીના પુત્ર **સરદારસિંહે** પણ વિષ ખાઈ આત્મઘાત કર્યો.

મહારાણા **રાજસિંહજીએ દયાળશાહને** પોતાની સેવામાં લીધો. અને ધીરે ધીરે આગળ વધારી મંત્રીપદ સુધી પહોંચાડયો.

દયાળશાહ વીર પ્રકૃતિનો પુરુષ હતો. તેની બહાદુરીના કારણે જ મહારાણા **રાજસિંહે** તેને **ઔરંગજેબ**ની સેના સ્હામે યુદ્ધ કરવાને મોકલ્યો હતો. ઔરંગજેબની સેનાએ અનેક હિંદુ મંદિરો તોડ્યાં હતાં તેનો બદલો **દયાળશાહે**, બાદશાહનાં ઘણાં સ્થાનો પડાવી, ત્યાં રાણાજીનાં થાણાં સ્થાપન કરીને અને મસીદો તોડીને લીધો હતો. **દયાળશાહ માળવા**માથી લૂંટીને કેટલાયે ઉંટ ભરીને સોનું લાવ્યો હતો. અને મહારાણાને તે સોનું ભેટ કર્યું હતું.

આ **દયાળશાહે** મહારાણા **જયસિંહજી**ના સમયમાં, ચિત્તોડમાં શાહજાદા **આજમ**ની સેના ઉપર રાત્રે છાપો માર્યો હતો. સેનાપતિ **દિલાવરખાં** અને **દયાળશાહ**ની વચમાં યુદ્ધ થયું હતું. **દયાળશાહે** પોતાની સ્ત્રીને પોતાના હાથે જ મારી નાખી હતી. એટલા માટે કે મુસલમાનો તેને ઉપાડી ન જાય. **દયાળશાહ**ની છોકરીને મુસલમાનો ઉપાડી ગયા હતા.

**દયાળશાહ**ના જીવન સંબંધી ઉપર્યુક્ત વૃત્તાન્ત શ્રીમાન પં. **ગૌરીશંકરજી**એ પોતાના '**રાજપૂતાનાના ઇતિહાસ**'મા આપ્યુ છે.

જે ઓસવાલ કુલભૂષણ **દયાળશાહે**, ઉપર પ્રમાણે બહાદુરીભર્યાં વીરતાનાં કાર્યો કર્યાં હતા તે જ **દયાળશાહે** એક કરોડ રૂપિયાના ખરચે નવમાળનુ ગગન-સ્પર્શી મંદિર બનાવ્યું હતુ, જે આજે પણ કાંકરોલી અને રાજનગરની વચમાં રાજ-સાગરની પાળ પાસેથી એક પહાડ ઉપર શોભી રહ્યુ છે. અને '**દયાળશાહનો કિલ્લો**'

ના નામે આજે પણ ઓળખાય છે. આજે આ મંદિર બે માળનું છે. અને મૂલનાયક ચઉમુખજી **શ્રી ઋષભદેવભગાવન**ની મૂર્તિઓ બિરાજમાન છે

કહેવાય છે કે આ મંદિર નવ માળનું હતુ. એની ધ્વજાની છાયા છ કોસ (૧૨ માઇલ) ઉપર પડતી હતી. પાછળથી **ઔરંગજેબે** આ કોઇ રાજશાહી કિલ્લો છે, એમ ધારીને તોડી નાખ્યું હતુ. મંદિરનો પહેલો માળ તો બરાબર કાયમ રહ્યો. અત્યારે બીજો માળ છે તે નવો બનેલો છે.

મંદિરના સબંધમાં કહેવાય છે કે–મહારાણા **રાજસિંહે રાજસાગર**ની પાળ બંધાવવી શરુ કરી હતી, પરન્તુ તે ટકતી ન્હોતી. છેવટે કોઈ સાચી સતી સ્ત્રીના હાથે પાયો નાખવામા આવે તો પાળનુ કામ ચાલે, એવી અગમ્ય વાણી થતા, **દયાળશાહ**ની પુત્રવધૂએ ઉપર્યુક્ત બીડું ઝડપ્યું, અને તેના હાથે પાયો નાખી પાળનુ કામ ચાલ્યું આના બદલામા તેણે મંદિર બનાવવાની મજૂરી મેળવી હતી.

આ કિંવદન્તીમાં કેટલુ સત્ય છે, એ કહી શકાય નહીં. સંભવ છે કે–દયાળશાહે કરેલી મહારાણાજી **રાજસિંહજી**ની સેવાથી પસન્ન થઇ મહારાણાએ આ પહાડ ઉપર મંદિર બંધાવવાની મજૂરી આપી હોય એમ પણ કહેવાય છે કે–**રાજસાગર**ની પાળમા રાણાજીને એક કરોડ રૂપિયાનો વ્યય થયો હતો–અને દયાળશાહને આ મંદિર બંધાવતાં કરોડનો વ્યય થયો હતો.

દયાળશાહના કિલ્લાની પાસે **નવચોકી** નામનુ સ્થાન છે. આ નવચોકીની કારીગરી ઘણી જ સુંદર છે, આબૂ—દેલવાડાના મંદિરોની કારીગરીનો નમૂનો છે. આ નવચોકીમાં મેવાડના રાણાઓની પ્રશસ્તિરૂપે પચીસ સર્ગનું એક કાવ્ય શિલાલેખ તરીક ખોદાયેલુ છે. આ પ્રશસ્તિની અંદર પણ **દયાળશાહનું** નામ અને તેમની વીરતાનું વર્ણન કરવામા આવ્યું છે.

મંદિરમાં જે મૂર્ત્તિઓ બિરાજમાન છે તે બધી ઉપર એક જ જાતનો લેખ છે. આ લેખ ઉપરથી જણાય છે કે "સં ૧૭૩૨ના વૈશાખ સુદી ૭ ગુરુવારે **મહારાણા રાજસિંહ**ના રાજ્યમા **સંઘવી દયાળદાસે** ચતુર્મુખ પ્રાસાદ કરાવ્યો અને વિજય-ગચ્છીય વિનયસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી."

આ લેખમાં દયાળશાહની બે ત્રણ પેઢીનો પણ ઉલ્લેખ છે.

આ મદિરનો વહીવટ **કરેડા** તીર્થની સાથે સબધિત કરવામા આવ્યો છે યાત્રાલુઓની અનુકૂલતા માટે કાકરોલી સ્ટેશન ઉપર એક ધર્મશાલા બની રહી છે અને બીજી દયાળશાહના કિલ્લાની તળેટીમા કાકરોલી સ્ટેશનથી લગભગ બે અઢી માઇલ દૂર આ સ્થાન આવેલુ છે. **રાજનગર** અને કાકરોલીમા પણ હિંદુ ધર્મશાળાઓ મૌજૂદ છે.

ઉપર પ્રમાણે મેવાડમા **કેશરિયાજી, કરેડા, નાગદા** (અદબદજી), **દેલવાડા અને દયાળશાહનો કિલ્લો** (રાજનગર); આ પાચ તીર્થો દર્શનીય, પ્રાચીન અને દરેક રીતે મહત્ત્વપૂર્ણ છે. કેશરિયાજીની યાત્રાએ જનારા યાત્રાળુઓ મેવાડની આ પંચતીર્થીની યાત્રા કરવાનું ન જ ચૂકે।

——:•:——

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

(૧) પ્રાચીન લેખ સંગ્રહ (આઠ લેખો)*

સંપાદક
મુનિરાજ શ્રી જયંતવિજયજી

(૩) +

सं. १६५३ वर्षे श्रीमुविधिनाथबिंबं सा० तेजाणे (रण--केन) कारिता (तं) पं० (प्र०) श्रीविजयसेनसूरिभिः शांतिनाथदेवे (वे०)

વિ. સં. ૧૬૫૩મા શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરમા શાહ તેજાએ શ્રીસુવિધિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીમાન્ વિજયસેનસૂરિજીએ પ્રતિષ્ઠા કરી.

(૪)

संव० ११३४ वे(वै)षा० सु० १० .... ..भस (ट्टा०) श्रीजीहेमासुर-हेमरजीसद (?) ..... . ..

સંવત્ ૧૧૩૪ના વૈશાખ સુદિ ૧૦ને દિવસે ભટ્ટારક — આચાર્યશ્રી . .........

(૫)

सं० १३६८ वर्षे माह (घ) सुदि १० वुधे श्रीचेड (?) गच्छे भद (?) सा० मूमण पु०प्रहा भा०गागनि .. . . . .......

સંવત્ ૧૩૬૮ના માહ સુદિ ૧૦ ને બુધવારે શ્રીચેડ (?) ગચ્છ (કદાચ વાયડ ગચ્છ હોય) ના શાહ સુમનના પુત્ર પ્રહાની ભાર્યા ગાગિણી.........

(૬)

सं० १५१६ वै० शु० ५ प्राग्वाट पत्तनीदे (त्तनीय?) व्य० मोपसी — टमकू पु[०]जाण — हर्पू पु० पुजा० अमर० पाह० पु०जिणदत्त पुतत (युतेन?) श्रीशंभवबिं० का० प्र० श्रीतपा श्रीरत्नशेखरसूरिभिः

વિ. સં. ૧૫૧૬ના વૈશાખ સુદિ ૫ને દિવસે પોરવાડ જ્ઞાતીય પાટણના રહેવાસી — પટણી વેપારી મોખસીની ભાર્યા ટમકૂના પુત્ર જાણની ભાર્યા હર્ષૂના પુત્રો ૧ પુજા, ૨ અમર, ૩ પાહ, એમણે પુત્ર જિનદત્ત સહિત શ્રીશંભવનાથ ભગવાનની મૂર્ત્તિ ભરાવી અને તેની તપા ગચ્છીય શ્રીરત્નશેખરસૂરિજીએ પ્રતિષ્ઠા કરી

(૭)

सं० १५३१ वर्षे माग (र्ग) शुदि २ शुक्रे प्रा०सा० जीवा भा०ल्लतादे पुत्रसा० माडण [भा०] माल्हणदेव्या निजश्रेयसे श्रीवासुपूज्यबिंबं का० प्र० तपा गच्छे श्रीसोमसुंदरसूरिशिष्य — श्रीलक्ष्मीसागरसूरि आ . ...

---

* "પ્રાચીન લેખ સંગ્રહ" નામની લેખમાળાના આ બીજા મણકામા આપેલા આઠે મૂળ-સંસ્કૃત શિલાલેખો, પૂજ્યપાદ શ્રીમાન્ પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજની કૃપાથી પ્રાપ્ત થયા છે.

+ નંબર ૩ થી ૭ સુધીના પાંચ શિલાલેખો ગામ ખીમેલ (મારવાડ)ના જિનમંદિરની જિન-મૂર્ત્તિઓ ઉપરના છે.

સવત્ ૧૫૩૧ ના માગશર શુદિ ૨ ને વાર શુક્રવારે **પોરવાડ** જ્ઞાતીય શાહ જીવા ભાર્યા લલિતાદે પુત્ર શાહ માડણની ભાર્યા માલ્હણદેવીએ પોતાના કલ્યાણ માટે શ્રી વાસુપૂજ્ય ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની **તપાગચ્છીય** શ્રી**સોમસુંદરસૂરિ**જી-ના પ્રપ્રશિષ્ય શ્રી**લક્ષ્મીસાગરસૂરિ**જીએ પ્રતિષ્ઠા કરી છે

(૮)*

स० १२०१ श्री**कोरेण्टकीय**गच्छ (च्छे) व्वेहायत्या· जिस्यहंणि श्राविकया प्रतिमा कारिता

વેહાયતી (નગરી ?) ની શ્રી**કોરંટ** ગચ્છવાળી, જિસ્યહણી નામની શ્રાવિકાએ સંવત્ **૧૨૦૧** માં આ પ્રતિમા ભરાવી.

(૯)

**सं० १३५६** आषाढ सुदि ३ रवौ श्री**नाणक**गच्छे **लोलस**गोत्रे श्रे० जोलण प्र०(पु०) ·· पितामहश्रेयसे श्रीनरपाते(ले)न श्रीशांतिनाथबिंबं कारापितं प्रतिष्ठित श्री**शांतिसूरि**भिः

સવત્ ૧૩૫૬ ના આષાડ સુદિ ૩ ને રવિવારે શ્રી**નાણા-નાણકીય** ગચ્છના અને **લોલસ** ગોત્રવાળા શેઠ જોલણના પુત્ર...... ...શેઠ નરપાલે પોતાના દાદાના કલ્યાણ માટે શ્રીશાતિનાથ ભગવાનની મૂર્ત્તિ ભરાવી અને તેની શ્રીમાન્ **શાંતિસૂરિ**જીએ પ્રતિષ્ઠા કરી.

(१०)+

१५७१ **चंपकदुर्ग**संघेन

१५७१ **पत्तनीय**संघेन

१५७१ **चंपकने**रसंघेन

१५७१ **शमी**संघेन इ०लं० शिष्य श्री**सौभाग्यनं**दि

१५७१ **महमदावाद**संघेन

**ગોલવાડની** પંચતીર્થીમાં આવેલા **નાંડલાઇ** ગામના શ્રી આદિનાથ ભગવાનના મંદિરની દેવકુલિકાઓ-દેરીઓની બાર શાખ ઉપરના, તે તે દેરીઓ કરાવ્યા સબધીના આ ટુકા લેખો છે આ પાચે દેરીઓ (અને આ સિવાયની બીજી પણ ઘણી દેરીઓ વિગેરે) વિ. સ ૧૫૭૧ મા બનેલ છે, અને તે બધી દેરીઓની અથવા તેમાની થોડી દેરીઓની પ્રતિષ્ઠા, **કુતુબપુરા** પક્ષના **શ્રીતપા**ગચ્છાધિરાજ **શ્રીઇંદ્રનંદિસૂરિએ** તથા તેમના શિષ્યો **સૌભાગ્યનંદિ** તથા **પ્રમોદસુંદરે** કરી છે. આ પાચ દેરીઓમાથી ૧ લી **ચંપકદુર્ગ** (**ચાંપાગઢ**)ના સઘે, ૨ જી **પાટણ**ના સઘે, ૩ જી **ચંપકનેર-ચાંપાનેર**ના સંઘે, ૪ થી **સમી** (રાધનપુરસ્ટેટ)ના સઘે અને ૫ મી **એમદાવાદ**ના સઘે કરાવી છે.

* નબર ૮-૯ ના લેખો, **કોરટા** (મારવાડ), ગામના સીમાડામા મેઠી પાસેના શ્રી ઋષભદેવ ભગવાનના મદિરમાની ધાતુની મૂર્ત્તિઓ પરના છે

+ **બીએેલ, કોરટા** અને **નાંડલાઈ**ના બીજા લેખો અન્યત્ર-પુસ્તકોમા છપાઈ ગયા છે, ફક્ત નહિ છપાયેલા લેખો જ અહીં આપવામા આવ્યા છે.

## (૨) વલભીપુર

સંગ્રાહક:—
મુનિરાજ શ્રી જયન્તવિજયજી

(શ્રીવિવિધતીર્થકલ્પ ઉપરથી ઐતિહાસિક સાર)

[શ્રીમાન્ **જિનપ્રભસૂરિજી**એ વિક્રમની **ચૌદમી** શતાબ્દીના ઉત્તરાર્ધમાં રચેલા શ્રી**વિવિધતીર્થકલ્પ**મા શ્રી**વલભીપુર** માટે કોઈ ખાસ કલ્પ રચ્યો નથી. પરંતુ તેમાંના **સત્યપુ**રકલ્પમા **વલભીપુર** સંબંધી થોડીક હકીકત આવે છે તે સૌને વિદિત થવા માટે જનતા સમક્ષ અહીં રજુ કરવામા આવે છે.—સંગ્રાહક]

**ગુર્જર** દેશના પશ્ચિમ વિભાગમા અત્યંત સમૃદ્ધિવાળી '**વલભી**' નામની નગરી હતી અને તેમા **શિલાદિત્ય** નામનો રાજા હતો. તેણે રત્નજડિત કાકસીના લોભથી તે નગરીમા વસતા—રહેતા **રંક** નામના શેઠનો (તે કાકસી ખુચવી લઈને) અતિ પરાભવ કર્યો—તિરસ્કાર કર્યો. તેથી કોપાયમાન થઇને પોતાનું વેર લેવા માટે તે **રંક** શેઠ, પોતાની પાસેનુ અઢળક ધન આપીને, **ગીજનીપતિ હમ્મીર**ને મોટા સૈન્ય સાથે **વલભી** ઉપર આક્રમણ કરવા માટે લાવ્યો.

તે વખતે શ્રી**અંબીકા**દેવી—અંબાજી અને ક્ષેત્રપાલની મૂર્ત્તિઓથી યુક્ત શ્રી**ચંદ્રપ્રભ** ભગવાનની પ્રતિમા અધિષ્ઠાયક દેવોના પ્રભાવથી આકાશ માર્ગ દ્વારા **વલભીથી દેવપટ્ટણ**+ જઇને વિરાજમાન થઈ, અને શ્રી**મહાવીરસ્વામી**ની પ્રતિમા અધિષ્ઠાયક દેવોના પ્રભાવથી રથમા બેસીને અદ્રશ્યપણે ચાલતી આસો શુદિ ૧૫ને દિવસે **શ્રીમાલ**× નગરમાં પહોંચી. બીજા પણ અતિશય—પ્રભાવવાળા દેવો યથોચિત સ્થાને પહોચ્યા. **વલભી**નગરમા ચોમાસુ રહેલા શ્રીમાન્ **વર્ધમાનસૂરિજી**ને ક્ષેત્રદેવીએ આવીને સ્વપ્નમા કહ્યું કે—અહીં ઉત્પાત થવાનો છે, માટે આપને ભીક્ષામા મળેલું દૂધ, લોહી થઈ જઇને તે પાછુ જે ઠેકાણે દૂધ થઈ જાય ત્યાં જઈને આપે અને બીજા સાધુઓએ રહેવું અર્થાત્ તે લોહીનુ પાછુ દૂધ થાય ત્યા સુધી આગળ ચાલ્યા જવુ સૂરિજીએ તેમ જ કર્યું. પછી તે સૈન્યે વિ સ. ૮૪૫મા **વલભી**નગરીનો ભંગ કરીને ત્યાના **શિલાદિત્ય** રાજાને મારી નાખીને **હમ્મીર** પોતાને સ્થાને ગયો.

(આ કલ્પ ઉપરથી જણાય છે કે—વિ સં. ૮૪૫મા થયેલા **વલભી**ના ભંગ સમયે અહીથી અધિષ્ઠાયક દેવો દ્વારા શ્રી**ચંદ્રપ્રભ** ભગવાનની મૂર્ત્તિ **દેવપટ્ટણ**માં* અને **શ્રીમહાવીર**સ્વામીની મૂર્ત્તિ **શ્રીમાલ**નગરમાં જઇને વિરાજમાન થઈ. તેથી એ સમયે તે બન્ને તીર્થોના પ્રભાવ—મહાત્મ્યમા વિશેષ વધારો થયો હશે. —સગ્રાહક.)

---

\+ કાઠીઆવાડમાંના વેરાવળ બંદર પાસે આવેલ હાલનું પ્રભાસપાટણ, આગળના સમયમા 'દેવપટ્ટણ' નામથી પ્રસિદ્ધ હતું

× આબુથી પશ્ચિમ દિશામાં આવેલુ જોધપુર રાજ્યનુ હાલનુ જે ભીનમાલ ગામ છે, તે પહેલાં 'શ્રીમાલનગર' એ નામથી પ્રસિદ્ધ હતુ

* શ્રીમાન્ જિનપ્રભસૂરિજીએ રચેલા "ચતુરશીતિ મહાતીર્થ નામસગ્રહકલ્પ"મા પણ લખ્યું છે કે—નંદિવર્ધન રાજાએ કરાવેલ અને શ્રીગૌતમસ્વામીએ પ્રતિષ્ઠિત કરેલ શ્રીચંદ્રપ્રભ ભગવાનની મહાપ્રભાવશાળી પ્રતિમા વલભીનગરીથી આવેલી ને અહીં શ્રીપ્રભાસપાટણમા વિરાજમાન છે. આ ઉપરથી જણાય છે કે—વલભીનગરથી પ્રભાસપાટણ ગયેલી શ્રીચંદ્રપ્રભ ભગવાનની મહાપ્રભાવશાળી નંદિવર્ધનરાજાએ કરાવેલ અને તેની પ્રતિષ્ઠા લબ્ધિના ભંડાર શ્રીગૌતમસ્વામીએ કરી હતી.

# મહાપ્રભાવશાલી પુરુષાદાનીય
# શ્રી સ્તંભન પાર્શ્વનાથ
### લેખક—ઉપાધ્યાય શ્રી પદ્મવિજયજી ગણી

(ગતાંકથી ચાલુ)

## શ્રી પાદલિપ્તસૂરિજીનું સંક્ષિપ્ત વર્ણન (ચાલુ)

એક દિવસે પ્રૌઢ સાધુઓ બહાર ગયા ત્યારે બાલસૂરિ એક નિર્જન શેરીમાં જઇને ગાડાઓ પર કૂદકા મારવાની રમત રમવા લાગ્યા. પરવાદીઓએ ગુરુને જોયા, એટલે તેમને પણ પૂર્વની માફક ગુરુએ ઉપાશ્રય બતાવ્યો. વાદીઓના આવ્યા પહેલાં જ બાલસૂરિજી વસ્ત્ર ઓઢીને પાટ ઉપર સૂઇ ગયા. ત્યારે ઉપાશ્રયમાં આવતાં વાદીઓએ પ્રભાત સમયને સૂચવનાર કૂકડાના જેવો અવાજ કર્યો. એટલે સૂરિએ બિલાડાના જેવો અવાજ કર્યો. પછી પરવાદીઓને આવવા માટે બારણું ઉઘાડી ગુરુજી પાટ ઉપર બેઠા. વાદીઓ બાલસૂરિની અદ્ભુત આકૃતિ જોઇને બહુ જ આશ્ચર્ય પામવા પૂર્વક ખૂશી થયા. પછી તર્કશકિતથી જીતાયેલા તે વાદીઓએ કઠિન પ્રશ્ન પૂછતાં એક ગાથામાં જણાવ્યું કે:—

पालित्तय ! कह सुफुडं, सयलं महिमंडलं भमंतेणं ॥
दिट्ठो सुओ व कत्थवि, चंदणरससीयलो अग्गी ॥ १ ॥

અર્થ—હે પાદલિપ્તસૂરિ મહારાજ! સ્પષ્ટ રીતે કહો (કહે) કે સમસ્ત પૃથ્વીમંડલમાં વિચરતા એવા તમે (તેં) સુખડના ઘોળ (પાણી) જેવો ઠંડો અગ્નિ દીઠો છે કે છે એમ સાંભળ્યો છે? ૧

આ પ્રશ્નનો ગુરુએ તરત જ એક ગાથામાં જવાબ આપ્યો કે.—

अयसाभिघायअभिदुम्मियस्स पुरिसस्स सुद्धहिययस्स ॥
होइ वहंतस्स फुडं, चंदणरससीयलो अग्गी ॥ १ ॥

આચાર્ય મહારાજે આપેલા આ જવાબથી પોતે જીતાયા છતાં તે વાદીઓ ઘણા જ ખૂશી થયા.

આ શ્રી પાદલિપ્તસૂરિજીએ વિદ્વાનોના સંકેતના સંસ્કાર યુક્ત એવી પાદલિપ્તા નામની ભાષા બનાવી, કે જેમાં કઠીન અર્થો સમજાવ્યા હતા. કૃષ્ણરાજા સૂરિજીનો પરમ ભક્ત હોવાથી ધાર્મિક ભાવને જગાવનારા આ સૂરિજીને બીજે વિહાર કરવા દેતો નહીં.

પહેલાં પાટલીપુત્ર નગરમાં, આર્ય ખપુટાચાર્યના, સિદ્ધપ્રાભૃત વિદ્યાથી અલંકૃત, સમર્થ, વિદ્વાન શ્રી મહેન્દ્રમુનિજીએ બ્રાહ્મણોને બલાત્કારે દીક્ષા અપાવી હતી. તે જાતિવૈરને લઇને બ્રાહ્મણો તેમના પર અદેખાઇ કરવા લાગ્યા; એટલે શ્રીસંઘે સુજ્ઞ પુરુષોને મોકલીને પાદલિપ્તસૂરિને વિનંતી કરાવી, કે આપ અહીં પધારો ત્યારે સૂરિજીએ વિચાર કરી જવાબ આપ્યો કે-હું કાર્ત્તિકી પૂર્ણિમાએ આવીશ. ઉચિત અવસરે રાજાને જણાવીને ગુરુજી દિવસના પૂર્વ ભાગમાં (પૂનમના પહેલે પહોરે) આકાશમાર્ગે થઇને ભરુચમાં આવ્યા. રાજા સહીત બધા લોકો શ્રી મુનિસુવ્રતસ્વામીના મંદિરમાં શ્રીગુરુના દર્શન કરી ઘણા ખૂશી થયા. અને આકાશગામી સૂરિજીને જોઇને પેલા બ્રાહ્મણો બધાએ ભાગી ગયા.

રાજાએ વિનયથી ગુરુને કહ્યું કે—જેમ કૃષ્ણ રાજાને આપે ધર્મલાભ આપ્યો, તેવી રીતે અહીંઆ કેટલાક દિવસ રહી અમને પણ કૃપા કરી તેવા પ્રકારનો લાભ આપો. એટલે ગુરુએ કહ્યું કે—હે રાજન્! તમારું કહેવું વ્યાજબી છે, પરંતુ સંઘનો આદેશ અને રાજાનો ભાવ (સ્નેહ) અલંઘનીય છે. અને "દિવસના પાછલા પહોરે હું પાછો આવીશ" એમ કહીને હું અહીં આવ્યો છું. હજુ શ્રીશત્રુંજય, ગિરિનાર, સમેતશિખર, અને અષ્ટાપદની તીર્થયાત્રા કરવાની છે. તેથી હે રાજન્! અમારી અંતિમ શિખામણ એ છે કે—મહાપ્રભાવશાલિ શ્રી જિનેશ્વર દેવે કહેલા ધર્મની આરાધના કરવામાં જરુર પ્રયત્નવંત થવું, કારણ કે સાથે આવનાર તે જ છે. બીજું નહીં જ. એમ કહી આકાશ માર્ગે ગુરુમહારાજા ચાલ્યા ગયા.

પછી પાદચારી થઈને તીર્થયાત્રા કરતાં કરતાં સૂરિજી સોરઠ દેશમાં પધાર્યા. વિહાર કરતાં અનુક્રમે ઢંકા નામની મહાપુરીમાં ગયા. ત્યાં રસસિદ્ધિ જાણનારા પુરુષોમાં મુખ્ય અને ભાવિ શિષ્ય એવો નાગાર્જુન નામે યોગી હતો. હવે પછીની સૂરિજીની પૂર્ણ બીના પૂર્વે કહેલા નાગર્જુના ચરિત્રમાં વર્ણવી છે, તે ત્યાંથી જાણી લેવી

નાગાર્જુને સ્વર્ણસિદ્ધિના રસને સિદ્ધ (થીર) કરવા અનેક ઉપાયો કર્યા, છતાં રસ બંધાયો નહી એક વખત શ્રીપાદલિપ્તસૂરિજીની પાસેથી નાગાર્જુને સાંભળ્યું કે મહામહિમાવાળી શ્રીપાર્શ્વનાથની પ્રતિમાની પાસે તે (પ્રતિમા) ની દ્રષ્ટિએ, સંપૂર્ણ ઉત્તમ સ્ત્રીનાં લક્ષણોવાળી સતી સ્ત્રી તે રસનુ મર્દન કરે તો સોનાસિદ્ધિનો રસ સ્થિર થઇને કોડીવેધી થાય. તે સાંભળી નાગાર્જુને પોતાના પિતા વાસુકીનું [1]ધ્યાન કરીને તેને બોલાવ્યો. નાગાર્જુનના પૂછવાથી

[1]અહીં પહેલા સંગ્રામનામે ક્ષત્રિય કહ્યો છે તે પ્રભાવકચરિત્રના વચનથી. અને ઉપદેશ-પ્રાસાદના વચનથી વાસુકી નામ કહેલ છે વિશેષ બીના માટે-જુઓ-સ્તંભનકલ્પ શલોછમાં તથા ઉપદે૦પ્રા૦ ૨૬૬મા વ્યાખ્યાનમાં.॥

વાસુકીએ કહ્યું કે 'કાંતિપુરીમાં બહુ મહિમાવાલી શ્રી પાર્શ્વનાથની પ્રતિમા છે.' એમ સાંભળી નાગાર્જુને કાંતિનગરથી તે પ્રતિમાનું હરણ કરીને સેઢી નદીના કાઠે એકાંતમાં લાવીને સ્થાપના કરી. પછી રસસાધન કરવા માટે—સિદ્ધ (વશ) થયેલા વ્યંતરદેવની સહાયથી શાલિવાહન રાજાની પતિવ્રતા સ્ત્રી ચંદ્રલેખાને હંમેશા રાત્રે ત્યાં લાવીને તે સતી સ્ત્રીની પાસે રસનું મર્દન કરાવવા લાગ્યો. એમ રસને મર્દન કરાવવાના કારણે જવા આવવાએ કરી સતી ચંદ્રલેખા નાગાર્જુનને ભાઇ તરીકે માનવા લાગી.

એક વખત ચંદ્રલેખાએ રસને ઘુંટાવવાનું કારણ પૂછ્યું. નાગાર્જુને યથાર્થ કહ્યું કે—સ્વર્ણસિદ્ધિના રસને કોડીવેધી બનાવવા તેમ કરાવવામાં આવે છે. ચંદ્રલેખાએ આ બીના પોતાના બંને પુત્રોને જણાવી. માતાની પાસેથી આ બીના જાણી સોનાસિદ્ધિરસના લોભવાળા તે બંને બંધુઓ પોતાનું રાજ્ય છોડીને નાગાર્જુનની પાસે આવ્યા. કપટથી રસને ગ્રહણ કરવાની ઇચ્છાવાળા પ્રચ્છન્ન વેષધારિ બને ભાઇઓએ પોતાની માતાના કહેવાથી 'સ્વર્ણસિદ્ધિરસ કોડીવેધી અને સ્થિર થયો' એમ જાણીને નાગાર્જુનને વાસુકિના વચનાનુસાર શસ્ત્રથી મારી નાખ્યો. છ માસે આ રસ થંભી ગયો. (સ્થિર થયો), અને તેથી તે ઠેકાણે તે રસ કરતાં પણ બહુ પ્રભાવવાળું, બધા લોકોના વાંછિત પદાર્થને દેનારું, સ્તભન (ક) નામે શ્રી પાર્શ્વનાથ સ્વામીનું તીર્થ થયું, અને તે નામે નગર પણ ત્યાં પ્રસિદ્ધિ પામ્યું. અવસર્પિણી કાલની અસર થવાથી તે સ્થળે આજુબાજુ વાંસની ઝાડી ઊગી અને પ્રતિમાનું કેવલ મોઢું જ બહાર દેખાવા લાગ્યું, અને બાકીનો ભાગ જમીનમાં હોવાથી લોકોએ આ પ્રતિમાને યક્ષ એવું નામ આપ્યુ. આ સ્થિતિમાં આ બિંબ ૫૦૦ વર્ષ સુધી રહ્યું.

આટલી બીના ઉપરથી એમ સિદ્ધ થયું કે સેઢી નદીના કાઠે નાગાર્જુને સોનાસિદ્ધિના રસને થંભિત (સ્થિર) કર્યો. આ બાબતમાં પેશાવરની પાસે તાયફા લોકના પ્રદેશમાં રહેનારા જૈનો એમ પણ જણાવે છે કે:—"આ બાજુ નાગાર્જુન પર્વતની પાસે પૂર્વે શ્રી પાર્શ્વનાથનું મંદિર હતું. જેની નજીકમાં સેઢી નદી વ્હેતી હતી. પાર્શ્વપ્રભુના બિંબના પ્રભાવે નદી દૂર વ્હેવા લાગી. આ સ્થળે નાગાર્જુને કોડીવેધી સોનાસિદ્ધના રસને મેળવ્યો, એમ પરંપરાએ અમે સાંભળ્યું છે."

(અપૂર્ણ)

જનતાનો અને જનતામાં આગેવાન ગણાતી વ્યક્તિઓનો અભિપ્રાય એ કોઈ પણ વર્તમાન-પત્રની લોકપ્રિયતા અને ઉપયોગિતાનો સારામાં સારો પુરાવો છે.

"શ્રી જૈન સત્ય પ્રકાશ"

ધીમે ધીમે પોતાના ઉદ્દેશમાં આગળ વધી જૈનસાહિત્ય અને જૈનઇતિહાસના વિષય ઉપર પ્રકાશ પાડી સમાજમાં લોકપ્રિય બનતું જાય છે.

મુંબઈના પ્રસિદ્ધ દૈનિક વર્તમાનપત્ર "મુંબઈ-સમાચાર"ના વિદ્વાન તંત્રી, માસિક માટે, પોતાના એક કાગળમાં લખે છે કેઃ—

**"...આ અંકો વાંચતાં અમને તે જૈન ધર્મ ઉપર ઘણું સારું અજવાળું પાડનાર જણાયા છે. લેખકો પણ ઘણા વિદ્વાન અને જ્ઞાની છે એમ વાંચતાં જણાયું છે...."**

આપ ગ્રાહક ન હો તો સત્વર ગ્રાહક બની જૈનસાહિત્યના રસનું પાન કરતા થશો.

ગ્રાહક થવા માટે લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા,

**અમદાવાદ** (ગુજરાત).

श्री

# જૈન સત્ય પ્રકાશ

તંત્રી: શાહ ચીમનલાલ ગોકળદાસ

વર્ષ ૧ | અંક ૧૦




પ્રકાશક

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા,

અમદાવાદ ( ગુજરાત ).

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

## વિષય–દર્શન



પરમપૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયલાવણ્યસૂરિજી (ઉપાધ્યાય મહારાજ શ્રી લાવણ્યવિજયજી) મહારાજનો ગયા અંકથી અધુરો રહેલો "समीक्षाभ्रमाविष्करण" શીર્ષક લેખ તથા પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી (ઉપાધ્યાય મહારાજ શ્રી પદ્મવિજયજી) મહારાજનો ગયા અંકથી અધુરો રહેલો "શ્રીસ્તંભનપાર્શ્વનાથ" શીર્ષક લેખ આ અંકમાં આપી શકાયો નથી.


લવાજમ— સ્થાનિક ૧–૮–૦, બહારગામનું ૨–૦–૦

છુટક નકલ— ૦–૩–૦

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे समीलिय सव्वसाहुसमइय । पत्तं मासियमेय भव्वाण मग्गयं विसदं ॥१॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ | અંક ૧૦

अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वंति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगयं दाउं विसिट्ठुत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसए चे भेऽहिलासा तया,
वाइज्जा प्पवरं पसिद्धजईणं सच्चप्पयासं मुदा ॥ २ ॥

વિક્રમ સંવત્ ૧૯૯૨ : વૈશાખ શુકલા પંચમી | વીર સંવત્ ૨૪૬૨ | સન ૧૯૩૬ એપ્રિલ ૨૬

## જૈનસાધુ : જૈનસાહિત્ય : જૈનતત્ત્વજ્ઞાન

ખરેખર, જૈનસાધુ એક પ્રશંસનીય જીવન વ્યતીત કરવાની સાથે સંપૂર્ણ વ્રત, નિયમ અને ઇંદ્રિય-સંયમનું પાલન કરીને જગત્‌ની આગળ આત્મસંયમનો એક બહુ જ ઉંચો-ઉત્તમ આદર્શ રજુ કરે છે

જૈનત્વથી ભરેલું એક ગૃહસ્થ-સંસારી-નું જીવન પણ એટલું બધું નિર્દોષ-પવિત્ર હોય છે કે એને માટે ભારતવર્ષ ગૌરવ લઈ શકે.

જૈનસાહિત્યે કેવળ ધાર્મિક ભાવનાની દિશામાં જ આગે કદમ કરી છે એમ નથી, પણ બીજી બીજી દિશાઓમાં પણ એણે આશ્ચર્યકારક પ્રગતિ સાધી છે. ન્યાય-દર્શનશાસ્ત્ર અને આધ્યાત્મિક વિદ્યાની દિશામાં આ સાહિત્યે બહુ જ ઉંચા પ્રકારનો વિકાસ અને ક્રમ ધારણ કર્યો છે......

× × × × ×

જો ભારતવર્ષ, આખાય વિશ્વમાં, પોતાની આધ્યાત્મિક અને દાર્શનિક ઉન્નતિ માટે અદ્વિતીય હોય તો એ વાતનો સ્વીકાર કરતાં કોઈને પણ હરકત ન હોવી જોઈએ કે-આ માટે જૈનોને બ્રાહ્મણો અને બૌદ્ધો કરતાં જરાય ઓછું ગૌરવ પ્રાપ્ત નથી થતું.

—સ્વર્ગીય, મહામહોપાધ્યાય, ડૉક્ટર શતીશચંદ્ર વિદ્યાભૂષણ.

## સંતબાલની વિચારણા
અને
## મૂર્તિપૂજા-વિધાન

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

(ગતાંકથી ચાલુ)

મં૦—કેમ આર્યસમાજી મહાશય, તમે મૂર્તિપૂજાને માનો છો કે નહિ?

આ૦—જી, ના.

મં૦—"હમે મૂર્તિને નથી માનતા" એ તો માત્ર કહેવાની જ વાત છે. કારણ કે દુનિયાનો કોઇ પણ મત મૂર્તિ-પૂજા વિનાનો છે જ નહિ. વળી મને એક વાતનો સંદેહ છે કે તમો પણ ઈસાઈની માફક તો નહિ કહેતા હો! જેમનું એમ કહેવું છે કે હમે મૂર્તિપૂજાને નથી માનતા પરન્તુ વસ્તુતઃ એમનો એક રોમન કેથોલીક મત સારી પેઠે મૂર્તિપૂજા કરે છે. તે લોકો હજરત મસીહ અને મરીયમનાં ચિત્રોને ગિર્જાઘરમાં રાખી ફળપુલ આદિથી પૂજા કરે છે. અને રૂસના તો સર્વે અનુયાયી મૂર્તિપૂજક જ છે. તેમ જ મુઅલ્લિફ કિતાબ દિલ્લ બસ્તન મજાહિબ પોતાના પુસ્તકમાં લખે છે કે હજરત ઈસામસીહ સૂર્યની પૂજા કરતા હતા. અને રવિવારને સૂર્યની પૂજાનો દિવસ માનતા હતાં. તેથી ઇસાઇ લોકો આદિત્યવારના દિવસને પૂજા અને સન્માનનો દિવસ માને છે.

આ૦—હમે તો દયાનંદ સરસ્વતીના અનુયાયી થઇને જડની પૂજા શી રીતે કરી શકીએ?

મં૦—મૂર્તિપૂજા જડપૂજામાં મિશ્રિત નથી. કેમકે મૂર્તિપૂજા જડની પૂજા બની શકતી નથી, બલ્કે એ તો ચેતનની પૂજા થાય છે.

આ૦—એમ હોય તો આપ કોઈ દૃષ્ટાંત આપીને સમજાવો.

મં૦—સાંભળો! કોઇ આર્ય્ય-સમાજી, કોઇ વિદ્વાન સંન્યાસીની પ્રત્યેક પ્રકારે સેવા કરે છે. અને જ્યારે સંન્યાસી થાકી જાય છે ત્યારે તેમના પગ આદિ દબાવે છે. હવે તમો જ બતાવો કે તેને આવી પરમ ભક્તિથી કંઇ ફળ પ્રાપ્ત થશે કે નહિ?

આ૦—અવશ્ય પ્રાપ્ત થશે.

મં૦—પણ એ સેવા તો જડ શરીરની હતી, અને જડની સેવા તો તમારા કહેવા મુજબ નિષ્ફળ જાય છે. તો પછી એ સેવાનુ ફળ તમો શી રીતે માની શકો?

આ૦—વિદ્વાનનું શરીર જડ નથી, એમાં જીવાત્મા વિદ્યમાન છે.

મં૦—સત્ય છે. શરીરમાં જીવાત્મા હોવાથી તે ચેતનની જ સેવા મનાય છે. પરંતુ વાસ્તવિક રીતે સેવા તો જડ વસ્તુની થાય છે, જીવાત્માની નહિ. એવી જ રીતે મૂર્તિપૂજામાં પણ

જાણવું જોઇએ. જેવી રીતે વિદ્વાનના શરીરમાં જીવાત્મા મનાય છે તેવી જ રીતે મૂર્તિમાં પણ પોતાના મતના અનુસાર ઇશ્વર માનવામાં આવે છે. એથી સિદ્ધ થાય છે કે મૂર્તિપૂજા જડ પૂજા નથી. મૂર્તિપૂજા કરતી વખતે દરેક મતના ભક્તો પોતાના ઇષ્ટ દેવને લક્ષીને જ પ્રાર્થના કરે છે. જડ પત્થર કે કેવળ મૂર્તિની કોઈ પણ ઉપાસના નથી કરતું. આથી સ્પષ્ટ થાય છે કે પૂજા મૂર્તિવાલાની થાય છે. અને મૂર્તિ તો મૂર્તિવાલાના અનુભવમાં સાધનરૂપ છે. એમ કહી શકીએ કે જેમ શરીર વિનાના કેવળ આત્માની સેવા અસંભવિત છે તેમ પરમાત્માની સેવા મૂર્તિ વિના કદાપિ બની શકતી નથી.

આ૦—ભલા, સચ્ચિદાનંદની સેવામાં જડ વસ્તુને કારણ બનાવવાની શી આવશ્યકતા છે? શું ઇશ્વરની પૂજા-પ્રશંસા મૂર્તિ વિના, માત્ર વેદની શ્રુતિઓથી, નથી બની શકતી?

મં૦—શું વેદની શ્રુતિઓ ચૈતન્ય છે? તે પણ જડ અક્ષરોનો સમુહ છે. એથી પણ ઇશ્વરપૂજાનું કારણ જડ વસ્તુ સિદ્ધ થઈ.

આ૦— હમે તો એ જડ અક્ષરોથી **ઇશ્વરનો** જાપ કરીએ છીએ.

મં૦—તો હમે પણ મૂર્તિદ્વારા **ઈશ્વરના** સ્વરૂપનું સ્મરણ કરીએ છીએ.

આ૦—ત્યારે હમે વેદની શ્રુતિઓ વગર માત્ર મુખથી ઈશ્વરની સેવા-પ્રશંસા કરીશું, એટલે જડપૂજાનો દોષ નહીં લાગે.

મં૦—પણ એ મુખથી બોલાયેલ પદો પણ જડ નહિ તો બીજું શું છે? આથી સિદ્ધ થયું કે ઇશ્વરની પ્રશંસા અને ઉપાસના જડના આલંબન વિના થઇ શકતી જ નથી.

આ૦—પદ જડ છે એ તો કબુલ, પરન્તુ એનાથી હમે પ્રશંસા તો **સચ્ચિદાનંદની** જ કરીએ છીએ ના!

મં૦—એ તો પાછી એના એ જ વાત આવી! હમે પણ જડ મૂર્તિના આલંબનથી **ઈશ્વરની** જ પૂજા કરીએ છીએ. તેથી મૂર્તિપૂજાથી વિરુદ્ધ જવું એ યોગ્ય નથી. ઠીક હવે એ બતાવો કે જો કોઈ મહર્ષિના શુદ્ધ ભાવથી દર્શન કરવામાં આવે તો તેનું શુભ ફળ પ્રાપ્ત થાય કે નહિ?

આ૦—હાંજી, અવશ્ય પ્રાપ્ત થાય.

મં૦—એ તો નિશ્ચિત છે કે એ મહારાજનાં શરીરનાં જ દર્શન થયાં છે, જીવાત્માનાં નહિ! જ્યારે મનુષ્ય જડ શરીરને જોઇને પુણ્ય ઉત્પન્ન કરી શકે છે તો પછી શું પરમાત્માની નિર્દોષ મૂર્તિને જોઈ પુણ્યબંધ નહિ કરી શકશે?

આ૦—પણ મહર્ષિનું દૃષ્ટાંત કદાચિત્ મૂર્તિ સાથે ન ઘટી શકે, કેમકે મહર્ષિજીનાં દર્શનથી તો એટલા માટે પુણ્ય થાય છે કે તેઓશ્રી ઉપદેશ સુણાવે છે જેને વર્તનમાં મૂકવાથી ઘણો લાભ થાય છે. પરન્તુ મૂર્તિ તો કંઈ પણ ઉપદેશદ્વારા કંઈ પણ લાભ આપી શકતી નથી. તેથી મૂર્તિને માનવી એ ઠીક નથી લાગતું.

( પાછળ જુઓ )

# ઉદયપુરનાં મંદિરો

લેખક—મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

**મે**વાડનાં પ્રસિદ્ધ પાંચ તીર્થોના સંબંધમાં કહેવામાં આવ્યું છે. મેવાડનાં એ પાંચ તીર્થો — કેશરીયાજી, કરેડા, અદબદજી, દેલવાડા અને દયાળશાહનો કિલ્લો — જેમ આકર્ષકતા અને કંઇને કંઇ વિશેષતાથી પૂર્ણ છે, તેવી જ રીતે ખાસ ઉદયપુરનાં મંદિરો પણ કંઈ ઓછાં આકર્ષક નથી. બલ્કે કોઇ કોઇ મંદિરો તો સારાં સારાં તીર્થસ્થાનોનાં મંદિરોને પણ ભૂલાવે તેવાં છે. દાખલા તરીકે શ્રીશીતલનાથનું મંદિર, વાસુપૂજ્યસ્વામીનું મંદિર, ચોગાનનું મંદિર, વાડીનું મંદિર વિગેરે. ઉદયપુરમાં કુલ ૩૫-૩૬ મંદિરો છે. તેમાં **શીતલનાથનું**, વાસુપૂજ્યસ્વામીનું, ચોગાનનું, વાડીનું, શેઠનું, કેશરીઆનાથજીનું વિગેરે મંદિરો મુખ્ય છે, વિશાળ છે ને મનોહર છે. આ મંદિરો ઉપરાંત ઉદયપુરથી લગભગ એક જ માઈલ ઉપર આવેલ **આહડ**માં વિશાળ ચાર મંદિરો મૌજૂદ છે. અને ઉદયપુરથી બે માઈલ ઉપર **સમીનાખેડા**નું, ત્રણ માઈલ ઉપર **સેસાર**નું, બે માઈલ ઉપર **દેવાલી**નું એ વિગેરે મંદિરો પણ ખાસ દર્શનીય અને ઘણાં પ્રાચીન છે. ઉદયપુર અને તેની આસપાસ બબ્બે ત્રણ ત્રણ માઈલ ઉપર આવેલ મંદિરોનો સંપૂર્ણ ઇતિહાસ મેળવવો કઠિન છે અને તેટલો ઇતિહાસ આપવા જેટલું અહિં સ્થાન પણ નથી. છતાં એટલું તો કહી શકાય તેમ છે કે આમાંનાં ઘણાંખરા મંદિરો તો ઘણાં પ્રાચીન છે. **આહડ** એ ઇતિહાસ પ્રસિદ્ધ ઘણી જૂની નગરી છે. અહિંનાં આલીશાન બાવનજિનાલય મંદિરો, ખુદબખુદ બતાવી આપે છે કે તે મંદિરો ઘણાં પ્રાચીન છે.

---

[ સંતબાલની વિચારણાનું અનુસંધાન ]

મં૦—તમારું કહેવું સત્ય છે કે મહર્ષિજી ઉપદેશ સુણાવે છે જેથી લાભ મળી શકે છે. પરન્તુ જો મહર્ષિજીના કહેવા પ્રમાણે વર્તાવ ન થાય તો શું મહર્ષિજીના દર્શનથી લાભ મળી શકે? કદાપિ નહિ આથી સિદ્ધ થાય છે કે ફળની પ્રાપ્તિ કે અપ્રાપ્તિ એ આપણે આધીન છે. તેથી આપણે આપણી ભાવનાથી, મૂર્તિથી પણ સારું ફળ પ્રાપ્ત કરી શકીએ છીએ. વળી કેટલીક વખત ચૈતન્ય પુરુષોથી જે લાભ થતો નથી તે જડ વસ્તુથી થાય છે. એક, પ્રખર વિદ્વાન્ અને નિપુણ ઉપદેશક, પરમતનો હોવાના કારણે, જે અસર નથી કરતો એ અસર એક પુસ્તકને વિચારપૂર્ણ દૃષ્ટિથી વાંચવાથી થાય છે. એટલે આમ જડ વસ્તુ પણ મહત્ત્વપૂર્ણ બને છે તો પછી પરમાત્માની મૂર્તિનું તો પૂછવું જ શું? (અપૂર્ણ)

આ જ **આહડ**–આઘાટપુરમાં **શ્રીજગચ્ચંદ્રસૂરિજી**ને મેવાડના રાણા તરફથી, તેરમી શતાબ્દિમાં 'મહાતપા'નું બિરુદ મળ્યું હતું. આવી જ રીતે **દેવાલી**, સેસાર, સમીના-ખેડાનાં મંદિરો પણ ઘણાં પ્રાચીન છે. કહેવાની જરુર નથી કે આ સ્થાનોમાં આજે એક પણ મૂર્તિપૂજક જૈનનું ઘર નથી. **ઉદયપુર**માં જે મંદિરો છે, તે સત્તરમી શતાબ્દિથી પહેલાંનાં નથી—એક પણ નથી. અને એથી વધારે જૂનું મંદિર ન હોય, એ સ્વાભાવિક છે. કારણ કે **ઉદયપુર** નગર જ મહારાણા **શ્રી ઉદયસિંહજી**એ વસાવ્યું છે કે જેમનો સમય સં. ૧૫૯૪ નો છે. મહારાણા ઉદયસિંહજીએ સત્તરમી શતાબ્દિના પ્રારંભમાં (ઘણુ કરીને ૧૬૨૪માં) તે વસાવ્યુ છે. એટલે ઉદયપુરમાં જે મંદિરો છે તે સં. ૧૬૨૪ પછીનાં છે. કહેવાય છે કે ઉદયપુરનુ શ્રીશીતલનાથજીનું મંદિર **ઉદયપુર** વસાવ્યું, તે જ સમયનું છે—એટલે નગરના ખાતમુહૂર્તની સાથે જ શ્રીશીતલનાથના મંદિરનુ પણ ખાતમુહૂર્ત થયું હતું. ગમે તેમ હોય, પરંતુ કોઈ પણ શિલાલેખ આ વાતની સાક્ષી પૂરતો નથી. શ્રીશીતલનાથજીના મંદિરમાંથી જે શિલાલેખો પ્રાપ્ત થાય છે તેમાનો એક શિલાલેખ ધાતુના પરિકર ઉપરનો છે, કે જે સં. ૧૬૮૩ના કાર્તિક વદિનો છે. આ શિલાલેખની મતલબ એ છે કે "મહારાણા શ્રી જગતસિંહજીના રાજ્યમા તપાગચ્છીય શ્રીજિનમંદિરમા શ્રીશીતલનાથજીનું બિમ્બ અને પીત્તળનું પરિકર, આસપુરના વતની, વૃદ્ધશાખીય, પોરવાલજ્ઞાતીય, પં. કાન્હાસુત પ. કેશવ, ભાર્યા કેશરદે, તેના પુત્ર પં૦ દામોદરે સ્વકુટુંબ સહિત કરાવ્યું અને ભટ્ટારક શ્રી વિજયદેવસૂરિના પટ્ટપ્રભાકર આચાર્ય શ્રી વિજયસિંહસૂરિની આજ્ઞાથી, પં૦ મતિચંદ્ર ગણિએ વાસક્ષેપ નાખી પ્રતિષ્ઠાપિત કર્યું"

આ લેખ ઉપરથી એક કલ્પના અવશ્ય થઈ શકે છે, અને તે એ કે સંભવ છે કે એ મંદિર, ઉદયપુરની ઉત્પત્તિ સાથે જ બન્યુ હોય.. અને પાછળથી થોડાં વર્ષો પછી મૂલનાયકનું ધાતુમય પરિકર બન્યુ હોય. એટલે ખરી રીતે આ મંદિર (શ્રીશીતલનાથજીનું મંદિર) **ઉદયપુર**ના વસાવવા સાથે બન્યુ હોય, તો એમાં કંઈ નવાઈ જેવું નથી. આ **ઉદયપુર**ના મંદિરોમાંથી જે શિલાલેખો પ્રાપ્ત થાય છે, એમાં **ઉદયપુર**નું નામ આવતુ હોય, એવા શિલાલેખો બહુ જ ઓછા મળે છે. શ્રીશીતલનાથજીના મંદિરની એક ધાતુની મૂર્તિ ઉપર એક શિલાલેખ છે, જેમા **ઉદયપુર**નું નામ જરુર આવે છે. આ શિલાલેખની મતલબ આ છે "સં. ૧૬૮૬ના વૈશાખ સુદિ ૮ ના દિવસે **ઉદયપુર**ના રહેનાર, ઓસવાલજ્ઞાતીય વરડીયા ગોત્રીય, સા. પીથાએ, પોતાના પુત્ર–પ્રપૌત્રો સાથે, શ્રી વિમલનાથનું બિંબ કરાવ્યું અને **શ્રીવિજયસિંહસૂરિ**એ તેની પ્રતિષ્ઠા કરી."

આ લેખ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે સં. ૧૬૮૬ની સાલમાં, ખાસ **ઉદયપુર**ની અંદર જ, કોઈપણ મંદિરની પ્રતિષ્ઠા થએલી, અને તે વખતે આ મૂર્તિની પ્રતિષ્ઠા થઈ. એટલે એ નક્કી છે કે સત્તરમી શતાબ્દિના મધ્યકાળમાં જરુર અહિં જૈન મંદિર હોવું જોઈએ. અને તે સંભવતઃ શીતલનાથજીનુ જ આદ્ય મંદિર હોય.

**શ્રીહેમ** નામના કોઈ કવિએ **મહારાણા જુવાનસિંહજી**ના સમયના **ઉદયપુર**નું વર્ણન લખ્યુ છે. હેમ કવિ કોણ હતા, કોના શિષ્ય હતા, અને નિશ્ચિત કયા સમયમાં હતા?—એ એમની કૃતિ ઉપરથી જણાતું નથી. પરંતુ તેમણે **મહારાણા જુવાનસિંહ**

ના સમયનું વર્ણન કર્યું છે, એ ઉપરથી સમજી શકાય છે કે તેઓ ઓગણીસમી શતાબ્દિમાં થયા છે, કારણ કે મહારાણા જવાનસિંહજીનો સમય છે સં. ૧૮૮૫નો છે એટલે ઓગણીસમી શતાબ્દિના પાછલા સમયમાં આ કવિ થયા છે, એ વાત નક્કી છે. **કવિ હેમે** પોતાની આ કૃતિમાં આરંભમાં મેદપાટ પ્રશસ્તિ, રાજપ્રશસ્તિ, જવાનસિંહ પ્રશસ્તિ અષ્ટક, વંશાવલી પચીસી, મહારાણા વંશાવલી, જવાનસિંહજીની સ્વારીનું વર્ણન, ઉદયપુર નગર વર્ણન, નગર બહારનું વર્ણન, ઇત્યાદિ પ્રકરણો લખ્યાં છે. કવિએ **ઉદયપુર** નગરનું વર્ણન કરતાં કેટલાંક **જૈનમંદિરો**નાં નામોનો ઉલ્લેખ પણ કર્યો છે. તે ઉપરથી, ઓગણીસમી સદીમાં— કવિના સમયમાં—કેટલા અને મુખ્ય કયા કયાં મંદિરો હતાં, તે જાણી શકાય છે. કવિ એક સ્થળે કહે છે:—

"અશ્વસેનજૂ નંદ, તેજ દિણુંદ, **શ્રીસહસફણા** નિત ગહગાટ,
મહિમા વિખ્યાતં, જગત્રહી ત્રાતં, અઘ મલીન કરૈ નિર્ઘાટં,
**શ્રી આદિજિનેશં**, મેટણ કલેશં, જસુ સૂરત ભલહલભાનં
શ્રી ઉદયાપુર મંડાણું ૧૨
**શ્રીશીતલસ્વામં**, કરૂં પ્રમાણું ભવિજનપૂજિત નવઅંગં,
**ચોતીસ જિનાલં**, ભુવનરસાલં, સર્વજિનેશ્વર સુખસંગ,
સત્તરસુભેદં, પૂજ ઉમેદં, પયસેવિત જસુ સુરરાણું શ્રી ઉ૦ ૧૩
**સંવેગીસાલં**, વડી વિશાલં, પ્રાસાદજૂ પાસ ફવૈ સારં,
શ્રીઆદિજિણુંદં, તેજ દિણુંદં, **જા વરિયા દેહરા** પારં.
**ચોમુખ પ્રસાદં**, અતિ અલ્હાદં, દર્શન શુભ ધ્યાનં, શ્રી ઉ૦ ૧૪
વલી કુશલજૂ પોલં અતિરંગરોલં, **સંગરવાડી** સેરીય તાસં,
**શ્રી સાંતજિણેશં** વિમલેશં ધાનમઢી સાયરપાસં,
**દાદાવલી દેહરી**, સિખરાં સેહરી, પ્રાસાદ મહાલક્ષ્મી સ્થાનં. શ્રી ઉ૦ ૧૮"

ઉદયપુર નગરમાંનાં મંદિરોનો આટલો ઉલ્લેખ કર્યા પછી, કવિએ કોટથી બહારનાં મંદિરોનો ઉલ્લેખ કર્યો છે:—

"શ્રીશાંતિનાથ હી જીન જોય મહિમા અધિક મહિ સોય;
ચિત્રિત ચૈત્ય હી નવરંગ, દર્શન દેખીયાં ઉમંગ. ૫
**સીખરબંધ** હી **પ્રાસાદ** કરત મેરૂસું અતિવાદ;
**શ્રીપદ્મનાભજી** જીનાલ, દેખ્યાં દિલ હે ખુસ્યાલ. ૬
પૂંનિમ વાસરે મેલાક્ નર થટ્ટ હોત હે ભેલાક્;
અગ્રે હસ્તી હે ચોગાન, હસ્તી લડત હે નિહી આન." ૭

ઉદયપુરના કિલ્લા બહારના મંદિરોનો ઉલ્લેખ કરી, કવિ આગળ વધે છે:—

"મલ્લ લડત હે કુજવાર, અગ્રેગ્રામ હે **સીસાર;**
વેજનાથકા પરસાદ, કરત ગગનસે નિત વાદ. ૧૦
જિનપ્રસાદજૂ ભારીક, સૂરત બહોત હે પ્યારીક;
સચ્ચા **સોલમા જિણુંદ,** પેખ્યાં પરમ હે આનંદ. ૧૧

**આદિ ચરણ** હે મંડાણ 'પૂજ્યાં હોત હે સુષષાન;
જંગી ઝાડ હુ અતિ ખંગ, **ચાંદજૂ પોલ** હી દુરંગ." ૧૨

કવિ અહિંથી આગળ વધી **સમીના ખેડાનું** વર્ણન કરે છે:—

"મગરા માછલા ઉત્તંગ, કિસન પોલ હી અતિ વંક;
**ષેડાસમીને શ્રીપાસ**, પૂજે પરમ હી હુલાસ. ૧૩
દશમી દિવસકા મેલાક્, નર થટ્ટ હોત હે ભેલાક્;
સાહમી વચ્છલાં પકવાન, અર્ચા અષ્ટકા મંડાણ." ૧૪

આ પછી કવિએ કેશરીઆજીનું વર્ણન કર્યું છે:—

"અઠાર કોસ હી અધિકાર, **ધુલેવ** નગર હૈ વિસ્તાર;
**કેશરીઆ નાથ** હે વિખ્યાત જાત્રુ આવતે કેઇ **જાત**." ૧૫

છેવટે કવિએ **આઘાટ** ( આહડ ) નુ વર્ણન કર્યું છે. તે લખે છે:—

"**આઘાટ** ગામ હે પરસીદ્ધ **તપા** બિરૂદ હી તિહાં કીધ;
**દેહરાં પંચકા** મંડાણ સિષર બંધ હે પહિચાન. ૧૮
**પાર્શ્વપ્રભુજી** જિનાલ, પેખ્યા પરમ હે દયાલ;
**શ્રીભીમરાણા**કા મુકામ, તિસકા હોત હે અબ કામ." ૧૯

આ પછી કવિએ **ચંપાબાગ**નું વર્ણન કરતાં, તેમાં ઋષભદેવનાં ચરણ, ગચ્છપતિ રત્નસૂરિનો સ્તૂપ વિગેરે હોવાનુ લખ્યુ છે.

ઉપરના વર્ણન ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે — **કવિ હેમ**ના સમયમાં, એટલે ઓગણીસમી શતાબ્દિમાં, (જેને લગભગ સો સવાસો વર્ષ ગણી શકાય,) ઉદયપુરમાં ચોવીસ મંદિરો હતાં. તેમાં મુખ્ય **શીતલનાથ**નું મંદિર હોવાનું કવિના કથનથી પણ માલૂમ પડે છે. અત્યારે જે મદિરો છે, તેમાં શ્રીશીતલનાથનું, વાસુપૂજ્ય સ્વામીનું, ગોડી પાર્શ્વનાથનું, ચોગાનનુ, શેઠનું, વાડીનું; એ વિગેરે મંદિરો મુખ્ય છે. અહિંનાં મંદિરોમાં કેટલાંક વધારે આકર્ષક અને કંઇને કંઈ વિશેષતા યુક્ત છે. દાખલા તરીકે **વાસુપૂજ્યસ્વામી**નું મદિર આ મંદિર ઘણું મનોહર છે. મધ્ય બજારમાં આવેલું છે. કહેવાય છે કે આ મદિર મહારાણા **રાજસિંહજી** (જેમનો સમય અઢારમી શતાબ્દિના પ્રારંભનો છે) ના સમયમાં **શ્રીરાયજીદોસી** નામના ઉદાર ગૃહસ્થે બનાવ્યું હતું. આ **રાયજી**દોસી સિદ્ધાચળજીનો સોળમો ઉદ્ધાર કરાવનાર **કર્મચંદ્ર**ના પૌત્ર **શ્રીભીખમજી**ના પુત્ર થતા હતા. શ્રીવાસુપૂજ્યસ્વામીનુ મંદિર બનાવનાર, **શ્રીયુત રાયજી** દોસીના વંશમા આજે **શ્રીયુત અંબાલાલજી દોસી** નામના પ્રતિષ્ઠિત અને ધર્મપ્રેમી ગૃહસ્થ છે, જેઓ ઇજીનીયર છે. **ભીખમજી** દોસી, એ મહારાણા **રાજસિંહજી**ના પ્રધાન મંત્રી હતા. તેઓ ઉદયપુરના જ વતની હતા. મેવાડના પ્રસિદ્ધ રાજસાગર તળાવની પાળ અને નવચોકી, એ **ભીખમજી દોસી**ની દેખરેખમા બન્યા હતા. તેના બદલે ઈનામમાં મહારાણાએ તેમને હાથી અને શરપાવ આપ્યો હતો. આમના જ વશંના **અંબાલાલજી** દોસી છે.

**ઉદયપુર**નાં મંદિરોમાં એક બીજું પ્રસિદ્ધ અને આકર્ષક મંદિર છે **ચોગાનનું મંદિર.** આ મંદિરમા ખાસ વિશેષતા એ છે કે – આમાં મૂળનાયક આવતી ચોવીસીના પ્રથમ તીર્થંકર **શ્રીપદ્મનાભપ્રભુની** બેઠેલી લગભગ ૪ાા–૫ ફૂટની મોટી પ્રતિમા છે. પ્રતિમા ભવ્ય અને મનોહર છે. **હેમ** કવિએ પણ ઉપરના વર્ણનમાં આ મંદિરનો અને આ મૂર્તિનો ઉલ્લેખ કર્યો છે. આ વિશાળ મૂર્ત્તિના પબાસણ ઉપર જે લેખ છે તેનો સાર આ છેઃ—

"સંવત્ ૧૮૧૯ ના માહા સુદિ ૯ બુધવારે, મહારાણા **શ્રીઅરિસિંહજી**ના રાજત્વ કાલમાં, **ઉદયપુર**ના રહેવાસી, ઓસવાલવંશીય, વૃદ્ધશાખીય, નવલખા ગોત્રીય શાહ માનના પુત્ર કપૂરચંદે, ખરતરગચ્છીય દોસી કુશલસિંહજી, તેમની ભાર્યા કસ્તુરબાઈ તેમની પુત્રી માણેકબાઈ, એમની સહાયતાથી આ બિંબ કરાવ્યું, અને ખરતરગચ્છીય **શ્રીહરીસાગર** ગણિએ પ્રતિષ્ઠા કરી."

આ લેખ ઉપરથી સમજાય છે કે આ મંદિર અતિ પ્રાચીન તો નથી જ. લગભગ પોણા બસો વર્ષનું જૂનું કહી શકાય જે મહારાણાના સમયમાં આ મંદિરની પ્રતિષ્ઠા થઈ **છે, તે મહારાણા શ્રીઅરિસિંહજી** નો સમય સં ૧૮૧૭ નો છે. આ **મહારાણા શ્રીઅરિસિંહજી ત્રીજા**ના નામે ઓળખાય છે.

પહેલાં કહેવામાં આવ્યું છે તેમ **ઉદયપુર**માં લગભગ ૩૫–૩૬ મંદિરો છે. વીસ વર્ષ ઉપર આ મંદિરોની જે વ્યવસ્થા હતી, સફાઈ અને સુંદરતા હતી, એમાં અત્યારે ઘણું અંતર પડયું છે. ઘણાં મંદિરોની વ્યવસ્થા, સુંદરતા, સફાઈમાં વધારો થયો છે, છતાં હજુ પણ કોઈ કોઈ મંદિરો એવાં છે કે જેમાં ઘણી આશાતના થતી હોય એમ જોવાય છે જે મંદિરો લાગણીવાળા શ્રદ્ધાળુ ગૃહસ્થો કિંવા કમીટીના હાથમા છે, તેમાં જરુર સુધારો થયો છે, પરન્તુ જે મંદિરો સ્થાનકવાસીના હાથમાં યા લગભગ માલિક રહિત જેવી અવસ્થામાં છે, એવા મંદિરોમાં અવ્યવસ્થા ને આશાતના વધારે દેખાય છે. પરન્તુ ઉદયપુરની **શ્વેતામ્બરમહાસભા**ના ઉદ્દેશ પ્રમાણે ધીરે ધીરે આ મંદિરો, જો **મહાસભા** સાથે સંબંધિત કરવામાં આવશે, તો એ આશા રાખી શકાય છે કે, એક વખત ઉદયપુરનાં અને તેની આસપાસનાં તમામ મંદિરોમાંથી આશાતના દૂર થશે. ખુશી થવા જેવું છે કે શ્રીમાન્ શેઠ રોશનલાલ સા૦ ચતુરે પોતાના હાથ નીચેની વહિવટવાળી ધર્મશાળા અને ૫–૬ મંદિરો મહાસભા સાથે સંબંધિત કરી દીધેલ છે. આવી રીતે બીજાં મંદિરો અને બીજી સંસ્થાઓના વહિવટદારો, મહાસભાના નિયમ પ્રમાણે, પોતાનું મેનેજમેંટ કાયમરાખી, તે તે મંદિરો અને સંસ્થાઓ **મહાસભા** સાથે સંબંધિત કરશે તો જરુર વ્યવસ્થા સુધરશે.

મહાસભાના કાર્યકર્તાઓએ પણ, મહાસભાના ઉદ્દેશની પૂર્ત્તિને માટે બનતો પ્રયત્ન કરવામાં પ્રમાદ ન સેવવો અને ધીરે ધીરે કાર્ય આગળ વધારવું.

ઉદયપુરના તમામ મંદિરોના શિલાલેખોનો સંગ્રહ યતિવર્ય શ્રીમાન્ અનૂપચંદજીએ કર્યો છે. આ સંગ્રહ બહાર પડવાથી ઘણો પ્રકાશ પડવા સંભવ છે.

—:૦:—

# જિન-મંદિર

લેખક—મુનિરાજ શ્રી દર્શનવિજયજી

( ગતાંકથી ચાલુ )

## ઉપાસકદશાંગ—સૂત્ર

ઉપાસકદશા સૂત્ર, અધ્યયન ૧ માં આનન્દ શ્રાવકનો સમ્યક્ત્વગ્રહણનો પાઠ છે. તેમાં આનન્દ શ્રાવક પ્રતિજ્ઞા કરે છે કે—

नो खलु मे भंते ! कप्पइ अज्जप्पभइं अन्नउत्थिए वा अन्नउत्थियदेवयाणि वा अन्नउत्थियपरिग्गहियाणि अरिहंतचेइयाणि वा वंदित्तए वा णमसित्तए वा जाव....पज्जुवासीत्तए वा ॥

(णण्णत्थ अरिहंते वा अरिहंतचेइयाणि वा ॥)

હે ભગવન્! મને આજથી અન્ય તીર્થિકો અન્ય તીર્થિક—દેવો કે અન્ય તીર્થિએ ગ્રહણ કરેલ જિન-પ્રતિમાઓને વંદન નમન કે પર્યુપાસના કરવાં કલ્પે નહિ (અરિહંતો તથા અરિહંત-ચૈત્યોને છોડીને) [13]

આ પાઠ અશાશ્વત જિનચૈત્યોની બહુલતાને જાહેર કરે છે, એટલું જ નહીં કિન્તુ ઘણી જિનપ્રતિમા હોવાથી ઈતર ધર્મવાળાઓ જિન-પ્રતિમાને પોતાના તાબામાં લઇ લ્યે છે, જ્યારે શ્રાવક તેને અવંદનિક માને છે, આ પરિસ્થિતિનો પણ સ્વીકાર કરે છે. સાથે સાથે એ પણ ઈશારો કરે છે કે જિનેન્દ્રની પ્રતિમા( જે જૈનોને આધીન હોય તે )ને વંદન વિગેરે કરવાની મના નથી.[14]

---

૧૩. ઉ૦ શ્રી માનવિજયજી છ પ્રકારની જયણાનું સ્પષ્ટીકરણ કરે છે કેઃ—

छव्विह जयणत्ति—

नो अन्नतित्थिए, अन्नतित्थिदेवे य तहय स—देवाइं ।

गहिए कुतित्थिएहिं, वंदामि १ न वा नमसामि २ ॥ १२ ॥

नेव अणालत्तो आलवेमि ३, नो संलवेमि ४ तह तेसिं ।

देमि न असणाईअं ५, पेसेमि न गंध—पुप्फाई ६ ॥ १३ ॥

—धर्मसंग्रह, पृष्ट—४४ ॥

૧૪. જૈનોએ આ ફરમાનને અનુસરીને મહાકાલ, વીરભદ્ર, જગન્નાથ, બદ્રીનારાયણ, (બદ્રીપાર્શ્વનાથ), નાગહૃદ, દ્વારિકા, પંઢરપુર ( નેમિનાથ ) વિગેરે તીર્થોને છોડયા છે, અને જૈનેતરોએ ત્યાં પોતાની માલીકી સ્થાપી છે.

આ ફરમાનથી જગતને એટલો લાભ છે કે જૈન-જૈનેતરોમાં મંદિરોના નિમિત્તે અથડામણીના પ્રસંગો ઉભા થતા નથી.

ઉપાસકદશા સૂત્ર, અ૦ ૭, સૂત્ર ૧૯૭ માં ભગવાન્ મહાવીર સ્વામીને ચૈત્યની જેમ ઉપાસ્ય બતાવ્યા છે. એટલે કે–ચૈત્ય તથા તીર્થંકર સમાન ભાવે ઉપાસ્ય છે.

## પ્રશ્નવ્યાકરણ

પ્રશ્નવ્યાકરણ, આશ્રવદ્વાર ૪, સૂત્ર ૧૬ માં જે જે સ્રીઓ માટે યુદ્ધ થયાં તેની નામાવળી છે. તેમાં सुवण्णगुलियाए નો સંકેત છે. આ સૂવર્ણગુલિકાના જીવન સાથે ભગવાન્ મહાવીર સ્વામીની જીવિત–પ્રતિમાની ઘટના સંપૂર્ણપણે જોડાએલ છે. —(સ્થાનકમાર્ગી અમોલક ઋષિ સમ્પાદિત પ્રશ્નવ્યાકરણ સૂત્ર, પૃ. ૧૬૪)

પ્રશ્નવ્યાકરણ, ધર્મ વિભગના પહેલા આશ્રવ દ્વારના સૂત્ર....માં અહિંસાની નામાવળી આ પ્રમાણે છેઃ—

१ निव्वाणं, २ निव्वुइ, ३ समाही, ४ सति, ५ कित्ती, ६ कंति, ७ रति य, ८ विरती य, ९ सुयग, १० तित्ती, ११ दया, १२ विमुत्ती, १३ खंति, १४ सम्मताहारणा, १५ महंति, १६ बोहि, १७ बुद्धि, १८ धिइ, १९ समिद्धी, २० रिद्धी, २१ विद्धी, २२ ठिइ, २३ पुट्ठि, २४ नंदी, २५ भद्दा, २६ विसुद्धी, २७ लद्धी, २८ विसिट्ठदिट्ठी, २९ कल्लाणं, ३० मंगल, ३१ पमोउ, ३२ विभूइ, ३३ रक्खा, ३४ सिद्धावासो, ३५ अणासवो, ३६ केवलीण्णं ठाणं, ३७ सिव, ३८ समिइ, ३९ सील संजमोतीय, ४० सीलघरो, ४१ संवरो य, ४२ गुत्ती ४३ ववसाओ, ४४ उस्सत्तो य, ४५ जण्णो, ४६ आयतणं, ४७ जयणा, ४८ मप्पमाओ, ४९ असासो, ५० वीसासो, ५१ अभओ सव्वस्सवि, ५२ अमाघीओ, ५३ चोक्खा, ५५ पवित्ती, ५५ सुती, ५६ पूया, ५७ विमल, ५८ पभासा-य, ५९ निम्मल, ६० तरत्ति, ॥ एवमाइणि नियगुगनिम्मियाइं पज्जवनामाणि हुंति अहिंसाए भगवइए ॥

—अमोलकऋषिसंपादित प्रश्नव्याकरणसूत्र, पृष्ठ, १३३–१३५.

અર્થાત્ આ દરેક નામો ગુણનિષ્પન્ન, તેમ જ અહિંસારૂપ છે. આ પાઠથી १५ महंति–પૂજ્ય, ૪૫ जण्णो યાગ–યજ્ઞ તથા ૫૬ पूया–પૂજા પણ અહિંસારૂપ છે. આ પૂજા શબ્દથી જિનેન્દ્રની દ્રવ્ય–ભાવ પૂજાની વિધેયતા, અને તે પણ અહિંસારૂપે, સ્વીકાર્ય છે.

પ્રશ્નવ્યાકરણ સૂત્ર, ધર્મ વિભાગના ત્રીજા સંવરદ્વારના સૂત્ર ૩૬ માં ભગવાન્ મહાવીર શ્રમણ નિગ્રન્થોને ફરમાવે છે કે—

अह केरिसए पुणाइं आराहए वयमिणं ?

जेसे उवहिभत्तपाणसंगहणदाणकुसले, अच्चंतबालदुब्बलगिलाणवुड्ढखवगे, पवत्ति आयरिय उवज्झाए, सेहे, साहम्मिए, तवस्सी कुलगणसंघचेइयट्ठे, य निज्जरट्ठी वेयावच्च अणिस्सियं दसविहं बहुविहं करेति ॥

—स्था० अमोलकऋषि स० प्रश्नव्याकरण पृष्ठ १६७, १६८ ॥

પ્ર૦-હે ભગવંત! કયા પ્રકારનો સાધુ ત્રીજા વ્રતનું આરાધન કરી શકે?

ઉ૦-જે ઉપધિ, ભાત, પાણી લેવામાં દેવામાં વિવેકી હોય, અત્યંત બાળક, દુર્બળ, ગ્લાન, વૃદ્ધ ક્ષપણકનું; પ્રવર્તક, આચાર્ય,ઉપાધ્યાયનુ, શિષ્યનું, સાધર્મિકનુ; તપસ્વી, કુળ, ગણુ, સંઘ તથા **ચૈત્ય**- હેતુમાં નિર્જરાફળને આપનારું વૈયાવૃત્ય નિરાશંસપણે (કીર્તિ વિગેરેની અપેક્ષા વિના) દસ પ્રકારે કે અનેક પ્રકારે કરનાર હોય તે.

આ પાઠમાં ચૈત્ય-ભક્તિને નિર્જરા-ફળવાળી માની છે. અને તે સાધુને માટે પણ વિધેય છે.

## ઉત્તરાધ્યયન સૂત્ર

ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન-૩૬, ગાથા-૪૧ માં શ્રમણો માટે ફરમાન છે કેઃ—

सिद्धाणं संथवं किच्चा, वंदित्ताण तओ गुरुं।
थुइ मंगलं च काऊण, कालं संपडिलेहए॥४१॥

આ પાઠમાં સિદ્ધસ્તવન, ગુરુવંદન અને સ્તુતિમંગલની વિધેયતા આદેશી છે.

સ્તુતિ-મંગલ, દેવવંદન, કે ચૈત્ય-વંદન એ પર્યાયવાચી શબ્દો છે. ઉત્તરાધ્યયન સૂત્ર, અ૦ ૨૯, સૂત્ર-૧૪ માં દેવવંદનનું ફળ પણ બતાવ્યુ છે.

थइथुइमंगलेणं भंते ? जीवे किं जणइ ?

थइथुइमंगलेण नाणदंसणचरित्त-बोहिलाभ जणेइ ।

नाणदसणचरित्तबोहिलाभसंपन्ने णं जीवे अंतकिरियं कप्पविमाणोववत्तियं आराहणं आराहइ ॥ १४ ॥

પ્ર૦-હે ભગવન્, આત્મા દેવ-વંદનથી શું મેળવે?

ઉ૦-દેવવદનથી જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા બોધિલાભને પામે.

જ્ઞાન, દર્શન, ચરિત્ર તથા બોધિલાભવાળો જીવ નિર્વાણ-કલ્પ વિમાન તથા આરાધનાને પામે છે.

ઉત્તરાધ્યયન સૂત્ર, અ૦ ૧૦, નિર્યુક્તિ ગાથા ૨૮૪ થી ૩૦૬ સુધીમાં અષ્ટાપદ, તીર્થ, મન્દિર, પ્રતિમાઓ વિગેરેનુ વર્ણન છે.

## મહાનિશીથ

(આ તથા આ પછી બતાવેલ આગમોને નંદીસૂત્રમાં પ્રમાણભૂત આગમ માન્યા છે. પરંતુ સ્થાનકમાર્ગી સમ્મત આગમ-બત્રીશીમા તેનો સમાવેશ થતો નથી. છતા તેમાના એક બે પાઠો અતિ મહત્ત્વના હોવાથી અહીં આપ્યા છે ચૌદપૂર્વધારી શ્રીભદ્રબહુ-સ્વામીજીએ ૬-છેદો તથા ૧૦-નિર્યુક્તિઓ રચેલ છે. તે પૈકીનાં આ આગમો છે. સ્થાનકમાર્ગી સમાજ પણ શ્રીભદ્રબાહુસ્વામીને અતિ પૂજ્યભાવે માને છે એટલે તેઓ આ પાઠો ઉપર પણ અવશ્ય વિચાર કરશે.)

મહાનિશીથ સૂત્રમાં દ્રવ્યપૂજા તથા ભાવપૂજાનુ સ્પષ્ટ વિધાન છે. સાધુપણું સ્વીકારવાને અસમર્થ મનુષ્ય એકાંત ભાવપૂજાની વાતો કરે એ માત્ર આત્મ-વંચના છે. મતલબ કે ગૃહસ્થીને દ્રવ્યપૂજા અનિવાર્ય છે અને તેથી જ તે ભાવપૂજાનો અધિકારી બની શકે છે-આત્મવિકાસ સાધી શકે છે.

મનુષ્ય સાધુ બને એ પ્રધાન-માર્ગ છે. સાધુ ન બની શકે તો શ્રાવકપણા-માં રહી શું શું કરે તે આ પ્રમાણે—

काउपि जिणायणेहिं, मंडिय सयलमेइणीवट्टं।
दाणाइ चउक्केण वि, सुट्ठु वि गच्छिज्ज अच्चु-
अयं ॥

**અર્થ**—ચારિત્ર લેવામાં અશક્ત મનુષ્ય સમસ્ત પૃથ્વી-તળને જિન-મન્દિરોથી સુશોભિત કરી, દાનાદિ ચાર આરાધી. બારમા અચ્યુત દેવલોકને મેળવે છે.

મહાનિશીથના છઠ્ઠા અધ્યયનમાં તીર્થયાત્રાનો વિસ્તૃત પાઠ છે, જેમાં વજ્રસૂરિ પોતાના શિષ્યોને વિધિ તથા અવિધિનો ભેદ સમજાવે છે, તેમ જ વિધિપૂર્વકની યાત્રાને વિધેય માને છે, અવિધિથી કરવાને નિષેધે છે. જુઓ—

अम्हे तुम्हे चन्दप्पभ वंदावेमि, अन्नं च जत्ताए गएहिं असंजमे पडिवज्जइ।

હું તમોને ચંદ્રપ્રભુ વંદાવીશ. પણ જો એ (નિષિદ્ધ) રીતે યાત્રાએ જશો તો અસંયમ થશે.

## નિર્યુક્તિ—સંગ્રહ

ચૌદપૂર્વધારી શ્રી ભદ્રબાહુ સ્વામીજી-એ ભિન્ન ભિન્ન સ્થાનોમાં જિનપ્રતિમા, તીર્થ, તીર્થભક્તિફળ, પ્રતિમાજન્યફળ વિગેરે પ્રસંગો વર્ણવ્યા છે. જે પૈકીના કેટલાએક પાઠો નીચે પ્રમાણે છે:—

तित्थगरगुणा पडिमासु,
नत्थि निरसंसयं वि याणंतो।
तित्थयरत्ते नमंतो,
सो पावेइ निज्जरं विउलं। ११३०।
संता तित्थगरगुणा.
तित्थयरे तेसिमं तु अज्झप्पं।
नय सावज्जा किरिया,
इयरे सु धुवा समणुमन्ना। ११३२।
कामं उभयाभावो,
तहवि फलं अत्थि मणविसुद्धिए।
तीइ पुण मण विसुद्धिइ,
कारणं होंति पडिमाओ। ११३४।
दस नाणचरित्तेसु,
निउत्तं जिणवरेहिं सव्वेहिं।
तिसु अत्थेसु निउत्तं,
तम्हा तं भावओ तित्थं। १०६९।
भत्तीइ जिणवराणं,
परमाए खीणपिज्जदोसाणं।
आरुग्गबोहिलाभं,
समाहिमरणं च पावंति। १०९८।
—आवश्यकनिर्युक्ति ॥

ભગવાન્ મહાવીર સ્વામીએ શ્રી ઇંદ્રભૂતિ–ગૌતમ ગણધરના મનનું શાંત્વન કરવા માટે ઉત્તરાધ્યયન સૂત્ર (અ. ૧૦ તથા અ. ૧૦ નિર્યુક્તિ ગાથા ૩૦૩, ૩૦૪) અને ભગવતી સૂત્ર (સૂત્ર–૫૨૧) માં દર્શાવેલ ઉપદેશ આપ્યો છે. અને મોક્ષની પ્રતીતિ સ્વતઃ થવા માટે નીચે પ્રમાણે વિધિ બતાવ્યો. અને શ્રી ઇંદ્રભૂતિ–ગૌતમ સ્વામીએ પણ તે અનુસારે મોક્ષનો નિર્ણય કર્યો.

जो आरोहुं वंदइ,
चरमसरीरो य सो साहू ॥ २८८ ॥
चरमसरीरो साहू,
आरुहइ नगवरं न अन्नोत्ति।
एयं तु उदाहरणं,
कासीअ तहिं जिणवरिंदो ॥ २९० ॥

सोऊण तं भगवओ,
गच्छइ तहि गोयमो पहिअकित्ती ।
आरुहइ तं नगवरं,
पडिमाओ वंदइ जिणाणं ॥२९१ ॥
वंदित्तु चेइयाइं + + + ॥ २९२ ॥
—उत्तराध्ययन सूत्र, अध्ययन १०,
निर्युक्ति ॥

+ + +

तित्थगराण भगवओ,
पवयण—पावयणि—अइसइड्ढिगं ।
अभिगमग—नमण——दरिसण—
कित्तण—संपूअणा—थूअणा ॥ ३३० ॥
जम्माभिसेअ—निक्खमण—
चरण—नाणुप्पया य निव्वाणे ।
देवलोअभवण—मंदिर—
नंदीसर—भोमनगरेसु ॥ ३३१ ॥
अट्ठावय—सुज्जिंते,
गयग्गपयए अ धम्मचक्के अ ।
पास—रहावत्तनगं,
चमरुप्पायं च वंदामि ॥ ३३२ ॥
गुणमाहप्पं इसिनाम—
कित्तणं सुरनरिंदपूया य ।
पोराण चेइयाणि य,
इअ एसा दंसणे होइ ॥ ३३४ ॥
—आचारांगसूत्र स्कंध—२, चूलिका—३, भावनाध्ययन, निर्युक्ति—दर्शनभावानाधिकार ।

+ + +

उवएस अणुवएसा,
दुविहा आहिंडआ समासेणं ।
उवएस देसदंसण,
अणुवएसा इमे होंति ॥ ११४ ॥
चक्के थूभे पडिमा,—
जम्मणनिक्खमणनाणनिव्वाणे ।
संखडिविहारआहार,
उवहि तह दंसणट्ठाए ॥ ११९ ॥
(चक्रं—धर्मचक्रं, स्तूपो—मथुरायां, प्रतिमा—जीवन्तस्वामिसबन्धिनी पुरिकायां पश्यति, जम्मणत्ति—जन्म यत्रार्हतां सौरिकपुरादौ व्रजति, निष्क्रमणभुवं—उज्जयन्तादिं द्रष्टुं प्रयाति, ज्ञानं—यत्रैवोत्पन्नं तत्प्रदेशदर्शनार्थं प्रयाति, निर्वाणभूमिदर्शनार्थं प्रयाति)+ + ।
एते अकारणा सजयस्स,
असमत्त तदुभयस्स भवे ।
ते चेव कारणा पुण
गीयत्थ विहारिणो भणिआ ॥ १२० ॥
गीयत्थो य विहारो,
बिइओ गीयत्थमीसिओ भणिओ ॥
एत्तो तइअ विहारो,
नाणुन्नाओ जिणवरेहिं ॥ १२१ ॥
—ओघनिर्युक्ति, पत्र ६० ॥

શ્રીભદ્રબાહુસ્વામીએ શ્રીદશાશ્રુતસ્કંધના આઠમા અધ્યયનના વિસ્તાર રૂપે રચેલ કલ્પસૂત્રમાં શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીના પિતા **સિદ્ધાર્થ** રાજાએ અનેક જિનાલયોમાં મહોત્સવ કરાવ્યાનો ઉલ્લેખ છે.[૧૫]

---

૧૫. **સ્થાનાંગ** સૂત્ર, સ્થા૦૨, ઉ૦૧માં દીક્ષા વિગેરે માટે ઉત્તર અને પૂર્વ એમ બે દિશાઓને પવિત્ર માની છે. આ વસ્તુને સમજાવતાં ચંદ્રકુલીન આચાર્યશ્રી અભયદેવ-

**પ્રાચીન જિન-પ્રતિમાઓ**

ઉપર્યુક્ત પાઠોમાં શાશ્વતી તથા અશાશ્વતી એમ બન્ને પ્રકારની જિન-પ્રતિમાઓનું નિરૂપણ છે.[૧૬] એટલે સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે-શું પ્રાચીન કાળની અશાશ્વતી જિન-પ્રતિમાઓ અત્યારે હૈયાત છે ખરી !

આનો ઉત્તર નિઃસંકોચ રીતે આપી શકાય છે કે–હા.

**જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં** ઔદારિક પુદ્ગલોનો સ્થિતિકાળ અઢાર કોડાકોડિ સાગરોપમથી અધિક બતાવ્યો છે. એટલે પ્રાચીન જિનપ્રતિમાઓ અત્યારે પણ વિદ્યમાન હોય એમ માનવામાં કંઈ અતિશયોક્તિ નથી.

મહારાજા ભરત ચક્રવર્તિએ ભગવાન ઋષભદેવ વિગેરેના અગ્નિ—સંસ્કાર સ્થાનમાં ત્રણ સ્તૂપો કરાવ્યા (જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વ. ૨, સૂ. ૩૩) પછી ત્યાં જ સિંહનિષદ્યા મન્દિર બનાવ્યું અને ચોવીશ તીર્થંકરની મૂર્તિઓ બેસારી (આવશ્યકનિર્યુક્તિ, ગાથા-૪૩૫) ગણધર ગૌતમસ્વામીએ તેની યાત્રા કરી ૧૫૦૦ તાપસોને ભાગવતી દીક્ષા આપી હતી. (ઉત્ત૦, અ૦૧૦, નિર્યુક્તિ ગાથા ૨૮૪ થી ૩૦૬) આ સ્થાન અત્યારે હિમાચ્છાદિત છે.

મહારાજા ભરત ચક્રવર્તિએ તે જ સમયે ત્યાં પોતાની મુદ્રિકાના માણિક્ય રત્નથી શ્રીઋષભદેવ ભગવાનની મૂર્તિ

---

સૂરિજી લખે છે કે—આ બન્ને દિશાઓ તરફ મુખ રાખવાથી જિનમંદિરવાળી ભૂમિકાની સામે મુખ આવે છે. મતલબ કે આ બન્ને દિશાઓમાં અનેક જિનાલયો છે

**વ્યવહાર** સૂત્રમાં આલોયણ માટે ઉત્તર અને પૂર્વ દિશાઓને સ્વીકારી છે. અહી પણ ટીકાકારે જિનમન્દિર અને જિનપ્રતિમાની સન્મુખ આલોચના સ્વીકારનો ધ્વની હોવાનું જણાવ્યું છે.

ઓઘનિર્યુક્તિ–ભાષ્યની ૧૮૪મી ગાથામાં उत्तरपुव्वापूजा એવો પાઠ છે. દ્રોણાચાર્ય સાફ જણાવે છે કે उत्तरदिक् पूर्वा च किल लोके द्वे अपि पूज्ये ॥ पृष्ठ १२१ ॥

શ્રાવક પ્રતિક્રમણ સૂત્રમાં जावंति चेईयाइ નો પાઠ છે. ચૂર્ણિકાર પણ આ પાઠના વિવરણમાં જિનચૈત્યોનું વર્ણન કરે છે.

આ દરેક પાઠો અહીંના જિનાલયોની અનેક વિધ સાખ પૂરે છે.

જ્ઞાતાસૂત્ર (૧-૨૧, પૃ૦ ૩૯)મા ઈંદ્ર, રૂદ્ર, યક્ષ, નાગ, નદી, ઝાડ તથા ઉદ્યાનના યાત્રા–મહોત્સવનો ઉલ્લેખ છે જ્યા ચૈત્યની યાત્રા પણ દર્શાવી છે

૧૬ भत्ती १ मंगलचेइय २ निस्सकडं ३ अनिस्सकडचेइयं ४ वावि ।

सासयचेइय ५ पंचम—मुवइट्टं जिणवरिंदेहिं ॥ ६५४ ॥

गिहि जिणपडिमाए, भत्तिचेइयं १ उत्तरंगघडियम्मि ।

जिणबिम्बे मगलचेइयति २, समयन्नुणो बिंति ॥ ६६० ॥

निस्सकडं जं गच्छस्स—सतियं ३ तदियरं अनिस्सकड ४ ॥

सिद्धायय्णं ५ च इमं, चेइयपणगं विणिदिट्ठ ॥ ६६१ ॥

—सैद्धान्तिक श्रीनेमिचन्द्रसूरि–विरचित–प्रवचन सारोद्धार, पृष्ठ–१८७

ભરાવી હતી. જે પ્રતિમા હાલ કુલ્પાક (નીઝામ સ્ટેટ) માં વિદ્યમાન છે. અનેક જૈન જૈનેતરો તેને માણેકસ્વામી તરીકે માને છે, પૂજે છે. (તીર્થકલ્પ, ઉપદેશ સપ્તતિકા)

સુપાર્શ્વનાથ ભગવાનના શાસનમાં કુબેરાદેવીએ સુપાર્શ્વનાથ ભગવાનનો સ્તૂપ (મેરુ-રચના) બનાવ્યો હતો, જેનાં ખંડિયેરો તથા પ્રતિમાઓ કંકાલી-ટીલામાં (મથુરામાં)થી પ્રાપ્ત થયા છે.

ગઈ ચોવીશીમાં નવમા તીર્થંકર (દામોદર) કે સોળમા તીર્થંકર નમિનાથ (નમીશ્વર)ના શાસનમાં આષાઢી શ્રાવકે પાર્શ્વનાથ ભગવાનની ત્રણ પ્રતિમાઓ ભરાવી હતી. જે હાલ ખંભાત, શંખેશ્વર (રાધનપુર સ્ટેટ) તથા ચારૂપ પાટણ)માં બિરાજમાન છે.

(તીર્થકલ્પ, ઉપદેશસપ્તતિકા, પ્રભાવકચરિત્ર, પ્રવચનપરીક્ષા, ચારૂપ-તીર્થનો શિલાલેખ વિગેરે).

કનક શેઠે પારસમણિથી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા બનાવી, રાવણના સમયમાં તેનુ બદ્રી (કેદાર)પાર્શ્વનાથ નામ પડ્યું, જે શંકરાચાર્યના સમયથી 'બદ્રીનારાયણ' તરીકે પ્રખ્યાત છે. યદ્યપિ તે તીર્થ હાલ જૈનેતરોના તાબામાં છે, પણ તે પ્રતિમા જૈન તીર્થંકરની જ છે. જૈન તથા સોનીને એ મંદિરમાં પ્રવેશ કરવાની સખત મનાઈ છે.

રામ લક્ષ્મણના દાદા અજયપાલે ભરાવેલ પાર્શ્વનાથની પ્રતિમા અજારા (ઉના કાઠિયાવાડ)માં પ્રતિષ્ઠિત છે.

રાવણે ભરાવેલ રાવણ-પાર્શ્વનાથની પ્રતિમા અલવરમાં હતી, હાલ તે મન્દિરનાં ખંડેરો ઉભાં છે.

રાવણના અમલદાર ખર-દૂષણે બનાવેલ પાર્શ્વનાથની પ્રાભાવિક પ્રતિમા સીરપુર (જી૦ આકોલા-વરાડ) માં વિદ્યમાન છે.

જગન્નાથપુરીમાં જિરાવલા પાર્શ્વનાથની પ્રતિમા પ્રાચીન છે-જે તીર્થ શંકરાચાર્યના સમયથી જૈનેતરોના હાથમાં જવાથી પ્રતિમાને લાકડાનું ખોળું ચડાવી તેમાં ચાર હાથ બનાવવામાં આવ્યા છે. પરંતુ ખોળાની અંદર તીર્થંકરની પ્રતિમા છે. જ્યાં જૈનોને જવાની મનાઈ કરવામાં આવે છે. શ્રીવજ્રસ્વામીએ બારવર્ષના દુકાળમાં સંઘને અહીં લાવી ત્યાંના બૌદ્ધરાજાને જૈન બનાવી જૈનસાશનની પ્રભાવના કરી હતી.

ઈ૦ સ૦ પૂર્વે છઠ્ઠી શતાબ્દિની આદિનાથની મૂર્તિ નંદરાજા પાસેથી મહારાજા ખારવેલે પાછી મેળવી કલિંગમાં પ્રતિષ્ઠિત કરી હતી, એમ ઇ૦ સ૦ પૂર્વે ત્રીજી શતાબ્દિમાં હાથી-ગુફામાં મહારાજા ખારવેલે ખોદાવેલ લેખમાં ઉલ્લેખ છે.

પાવાપુરીમાં નંદીવર્ધન રાજાએ ભગવાન મહાવીર સ્વામીના અગ્નિ સંસ્કારના સ્થાને જળમન્દિર બનાવ્યું હતું જે હાલ વિદ્યમાન છે. તેની પાયાની ઈંટો બે હજાર વર્ષ પહેલાંની ઈંટો સાથે સમાનતા ધરાવે છે તેથી પુરાતત્ત્વવિદો પણ તેને પ્રાચીન માને છે.

ભગવાન્ મહાવીર સ્વામીના નિર્વાણુ પછી ૨૩મા વર્ષે શેઠ દેવચંદ્રે પાર્શ્વનાથ ભગવાનૂની પ્રતિમા ભરાવી હતી જે ભદ્રેશ્વર (કચ્છ) માં મૂળનાયક તરીકે પ્રતિષ્ઠિત હતી. છેલ્લા સૈકાઓમાં તે પ્રતિમા ભમતીની પાછળની દેવકુલિકા (દેરી) માં પધરાવેલ છે. જેનો શિલાલેખ ખરોષ્ટ્રીલીપીમાં ખોદેલ છે. જે હાલ ભૂજ (કચ્છ)માં લઇ જવામાં આવ્યો છે.

અજમેરના મ્યુઝિયમમાં વી૦ નિ૦ સં૦ ૮૪ માં બનેલ જિન-પ્રતિમા છે જેની પર ખરોષ્ટ્રીલીપીમાં ઉત્કીર્ણુ શિલાલેખ છે કે—

विरयभगवत.......थ.......चतुरासि तिव (स)...... काये सालिमालिनि . .. रंनिविठमाझिमिके

(ઓઝાજી કૃત—લીપીમાલા)

આ મધ્યમિકા નગરી ચિત્તોડથી ૪ કોશ દૂર હતી. કોઇ આ સ્થાને જ **શ્રીલ્સા** હોવાનું માને છે.

રત્નપ્રભસૂરિએ ઓશિયામાં ભગવાન મહાવીર સ્વામીની પ્રતિષ્ઠા કરી છે. સેરિસા પાર્શ્વનાથ તથા ભીલડિયા પાર્શ્વનાથની પણુ પ્રાચીન પ્રતિમાઓ છે.

મહાકાલે ઉજ્જૈનમાં પોતાના પિતા અને આચાર્ય આર્યસુહસ્તિના શિષ્ય મુનિ અવંતીસુકુમાલની ધ્યાનભૂમિમાં મન્દિર બનાવી **અવંતી પાર્શ્વનાથ**ની પ્રતિષ્ઠા કરી હતી. જે સ્થાન આજ પણુ તીર્થરૂપ છે.

**પોસીના** (ઈડર)માં પણુ સંપ્રતિ રાજાના સમયની પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા છે.

ઈ૦સ૦ની પાંચમી સદીમાં રાજા શિવમૃગેન્દ્રવર્માએ કાલવંગનું જિનાલય શ્વેતાંમ્બર–દિગમ્બર–શ્રમણોને સમર્પ્યાનું દાન પત્ર છે

—(રોયલ એશિયાટિક સોસાઇટી, મુંબઇ બ્રાંચ જર્નલ-૩૪)

એક વાત યાદ રાખવી કે—શિલાલેખોની પ્રથા પછીના યુગની હોવાથી ઉપર દર્શાવેલ પ્રતિમાઓ કે મન્દિરોનાં શિલાલેખો મળી શકતા નથી, તો પણુ પુરાતત્ત્વવિદો કબુલ કરે છે કે—શિલાલેખી સૃષ્ટિમાં આર્યાવર્તના સૌથી પ્રાચીન લેખો ભદ્રેશ્વરની મૂર્તિ, અજમેરની મૂર્તિ, મથુરાની મૂર્તિઓ તથા હાથીગુફાના છે.

—(આર્કિઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડીઆ, એન્યુઅલ રીપોર્ટ, ૧૯૦૨–૦૩)

**આવ્યતત્ત્વવિદો શું કહે છે?**

ઉપરનાં આગમ પ્રમાણો જોયા પછી કોઇ પણ સહૃદયી વિદ્વાન્ 'જિનાગમોમાં મૂર્તિ–પૂજાનું વિધાન નથી' એમ ન કહી શકે.[૧૭]

---

૧૭ દિગમ્બર સમ્પ્રદાયના આદિ આચાર્ય કૌડિન્ય (કુંદકુંદ) સ્વામી છે જેમણે દિગમ્બર સંપ્રદાયના પક્ષના મૌલિક ગ્રન્થો બનાવ્યા છે, જે ગ્રંથો પૈકીના 'ષડ્પ્રાભૃત'માં એક "ચૈત્ય–પ્રાભૃત" બનાવી તેમાં જિનમન્દિર—જિનપ્રતિમાપૂજાનું વિશદ વર્ણન કર્યું છે.

જિનસેનસૂરિકૃત આદિનાથ પુરાણ, જિનસેનસૂરિકૃત હરિવંશ પુરાણ, ગુણભદ્રકૃત મહાપુરાણ વિગેરે પ્રાચીન દિગમ્બર કથા–શાસ્ત્રમાં જિન–ચૈત્ય, જિનપ્રતિમા, પૂજાવિધિ,

આથી જ જૈન-દર્શનમાં જિન પ્રતિમાનું વિધાન પ્રાચીન નથી એમ માનવાવાળા વિદ્વાનો પણ જૈનાગમોના પાઠો અને પ્રાચ્ય પ્રમાણો દેખીને સાફ સાફ કબુલાત આપે છે કે જિન-પ્રતિમા એ પ્રાચીન છે અને આગમસિદ્ધ છે.

મથુરાના કંકાળી લીલાના અભ્યાસીઓ, પૂરાતત્ત્વવેદી ડૉ. ફૂરર વિગેરે જણાવે છે કે—અહીં ઈ૦સ૦ની છઠ્ઠી સદી પૂર્વનો ભગવાન સુપાર્શ્વનાથનો સ્તૂપ છે. એટલે જૈનોમાં પ્રતિમા-પૂજા એ પ્રાચીન કાળની પ્રથા છે.

ડૉ. હર્મન જેકોબીએ જૈનઆગમના તલસ્પર્શી અભ્યાસના અભાવે અજમેરની સભામાં જિન-પ્રતિમા-પૂજા માટે જાહેર કર્યું હતું કે—

"No distinct mention of the worship of the idols of the Tirthankaras seems to be made in the Angas and Upangas + + + I cannot enter into details of the subject but if I am not greatly mistaken I have somewhere expressed my opinion that worship in temples is not an original element of Jain religion"

પરંતુ તે જ વિદ્વાને જોધપુરમાં શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી પાસે જૈનઆગમોમાં ઉલ્લિખિત પ્રતિમા—પૂજાના પાઠો વાંચી, સરલતા પૂર્વક પોતાની અજ્ઞાનતાજન્ય ભૂલનો સુધારો કર્યો છે. અને તેમણે (ડો હર્મન જેકોબીએ) જૈનસાહિત્ય સમ્મેલન (જોધપુર) ના બીજા દિવસે તા. ૪-૩-૧૯૧૪ ના વ્યાખ્યાનમાં ડિંડિમ નાદ સાથે જાહેર કર્યું છે કે:—

"He pointed out to me the passage in the Angas which refer to the worship of the idols of Tirthankaras and assisted me in many more ways"

—(જૈનસાહિત્ય સમ્મેલન કાર્યવિવરણ, વીર સં. ૨૪૪૨, સન્ ૧૯૧૬ પત્ર-૨૭)

શોધખોળના અજોડ અભ્યાસી, પ્રકાંડ વિદ્વાન્, સદ્ગત શ્રીમાન્ રાખાલદાસ વન્દ્યોપાધ્યાય પોતાની દીર્ઘ વિચારણાને અંતે જિન-પ્રતિમા-પૂજાવિધિ વિષે અકાટ્ય દલીલો રજૂ કરે છે:—

"આજથી ૨૨૦૦ કે ૨૫૦૦ વર્ષ પહેલાં જૈનો શું પૂજતા? શી રીતે પૂજતા તેનો આપણે પત્તો મેળવવો

ચૈત્યવિરાધનાની આલોયણા, ચાર નિક્ષેપા, તીર્થ વિગેરેના સમ્બન્ધી પાઠો છે.

નાગસેન મુનિનુ તત્ત્વાનુશાસન શ્લોક-૯૯, ૧૦૦ ૧૦૯, ૧૩૧, વિદ્યાનંદિનું પાત્રકેસરિસ્તોત્ર શ્લોક-૪૮, કાષ્ઠામંઘીય ઢાઢસી ગાથા ૧૨, ૧૩, ભ૦ઇન્દ્રનંદિનો નીતિસાર શ્લો૦ ૧૪, ૪૯, વિગેરેમાં પણ જિન-પ્રતિમાનાં નિદર્શનો છે.

દિગમ્બર પ્રતિક્રમણમાં નંદીશ્વર-ભક્તિ. ચૈત્ય-ભક્તિ, કલ્યાણ-આલોચના શ્લોક ૨૫ વિગેરે આવશ્યક-વિધેય પાઠો છે.

સ્થાનકમાર્ગી મતના સાધુઓએ જ નહીં કિન્તુ કેટલાક પૂજ્યોએ પોતાની મૂર્તિ (છબી-ફોટા)ઓ બનાવેલ છે અને તેમના અનુયાયીઓ એ મૂર્તિઓને માને છે-પૂજે છે.

જોઈએ. ઈ. સ. પૂર્વે બસો–ત્રણસો વર્ષ ઉપર, ઉત્તર ભારતના જૈનો મૂર્તિપૂજા કરતા અને મથુરા, કૌશાંબી વિગેરે પ્રાચીન નગરોમાંથી એવી પ્રાચીન જૈન મૂર્તિઓ પણ મળી આવી છે.

"અલ્હાબાદના ઐતિહાસિક ડોકટર વામનદાસ બસુને ત્યાં એક સંગ્રહશાળામાં કેટલાક પુરાણા અવશેષો છે. તેમાં એક અતિ પ્રાચીન પટ છે. કૌશાંબીના ખંડેરમાંથી એ મળી આવ્યો છે. વીસ વર્ષની વાત ઉપર મેં એ જૈન–પટ જોયો છે. તે સબંધી થોડું વિવેચન પણ મેં લખ્યું હતું.

પટની એક બાજુ લખ્યું છે —

(૧) सिद्धम् राज्ञो शिवमित्रस्य संवछरे १०,२०००००००००० रव माहाकय........

(२) थविरेस वलदासस निदर्तन शः ........शिवनन्दि स अंतेवासिस........

(३) शिवपालितान आयपटो थापयति अरहत पूजाये ।

"જે જે સ્થળેથી આવા આર્ય–પટ્ટ અથવા આર્યાગ્રપટ્ટ મળી આવ્યા છે તે તે સ્થળો ભારતવર્ષનાં અતિ પ્રાચીન કેન્દ્ર સ્થાનો હતાં. શિલાલેખથી પણ સિદ્ધ થઇ ચૂકયું છે કે એ સ્થળો ઈસુના જન્મ કાળ સુધી જૈનોનાં મુખ્ય તીર્થ–સ્થાન અથવા કેન્દ્ર–સ્થાન રહ્યાં હતાં. ભાગલપુર અથવા **ચંપા**, **પાવાપુરી** અથવા અપાપાપુરી, **સમ્મેતશિખર** અથવા પાર્શ્વનાથ પહાડ, પ્રાચીન **રાજગૃહ** અથવા ગિરિવ્રજ: એ સર્વ પ્રાચીન **જૈન-તીર્થો** છે. તે ઉપરાંત મધ્ય દેશ અથવા યુક્ત દેશનું શૌરસેનની રાજધાનીવાળું શહેર **મથુરા**, પ્રાચીન વત્સ દેશની રાજધાનીવાળું શહેર **કૌશામ્બી** અથવા કોસમ, પ્રાચીન પંચાલનું રાજધાનીવાળું શહેર **અહિછત્રા** અથવા તો બરેલી પાસેનું રાજનગર, આર્યાવર્તના ઇતિહાસમાં એ બધા સુવિખ્યાત છે. આ ત્રણ સ્થાનોમાં જે જૈન અવશેષો મળી આવ્યા છે....

"જુના સમયમાં બૌદ્ધોની જેમ જૈનોમાં પણ "સ્તૂપ" તથા "સાધુઓની ભસ્મરક્ષા" હશે. પણ પાછળથી જૈનધર્મમાં પરિવર્તન થયું અને સ્તૂપ–પૂજા તથા સાધુઓની ભસ્મની પૂજા નીકળી ગઇ હોય. બૌદ્ધોની અંદર જ રહી ગઇ.

"જૈનધર્મની પ્રાચીનતમ મૂર્તિઓનો એક યુગ ઘણું કરીને મૌર્ય સામ્રાજ્યના લોપ સાથે પૂરો થયો હોય અને તે પછી તરત જ બીજો યુગ શરુ થયો હોય એમ બને. કુશાન સમ્રાટ્ના રાજ્ય અમલ વખતે જૈનમૂર્તિઓનો નવો યુગ બેઠો. એ સમ્રાટોએ ચોવીશ તીર્થંકરોની મૂર્તિઓ પ્રમાણ પુરઃસર તૈયાર કરાવવા માંડી.

'સાધારણ રીતે ચાર મત્સ્ય પૂછના કેંદ્ર સ્થળે એક ગોળાકાર સ્થાનને વિષે એક બેઠા ઘાટની જૈનમૂર્તિ હોય છે. ઇ૦ સ૦ ના આરંભ પૂર્વે બસો વર્ષ ઉપર સિંહક વણિકના પુત્ર અને કૌશિકીગોત્રીય માતાના સંતાન

સિંહનાદિકે મથુરામાં જે આયાગપટની પ્રતિષ્ઠા કરી હતી, તેમાં ઉપર્યુક્ત વ્યવસ્થા જોવામાં આવે છે + + + બાકીના ચાર ખૂણામાં એક વૃત્ત અને તેની આજુબાજુ ચાર જોડાએલ મત્સ્ય પૂચ્છ છે. મધ્યસ્થ વૃત્ત [વર્તુળ] માં પદ્માસનને વિષે ધ્યાનમુદ્રાવાળી બેઠાઘાટની જિનમૂર્તિ છે.

-( V. A Smith The Jainee Stupa & other antiquities of Mathura Page 15, Plate VII )

"પ્રાચીન જૈનધર્મમાં બૌદ્ધની જેમ સ્તૂપની પણ પૂજા થતી હશે"

-શ્રીઆત્માનંદપ્રકાશ, પુ૦૩૨, અંક ૯.

ગુજરાતના સાક્ષરરત્ન કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, શ્રીમાન્ જિનવિજયજીને તા૮-૨-૧૭ના પત્રમાં જણાવે છે કે-

"ખારવેલના લેખના **એક મહત્ત્વ ધરાવતા ભાગ** ઉપર આપનું લક્ષ ન ગયૂં હોય તો હું તે તરફ દોરવા રજા લેઉં છૂ. એમાં એક ઠેકાણે રાજગૃહમાંથી **ઋષભદેવ ભગવાનની મૂર્તિ** નંદ રાજા ઉપાડી ગયાનૂં લખ્યુ છે, આથી ઈસ્વીસન પૂર્વ ચોથા સૈકામા મૂર્તિ-પુજા જૈનોમા પ્રચલિત હતી એમ સિદ્ધ થાય છે. આ બાબતને પુષ્યમિત્રના ઇતિહાસ સાથે પ્રત્યક્ષ સબંધ ન હોવાથી મે તે લક્ષ ખેંચાય તેવી રીતે નોંધી નથી"

-(પ્રાચીન જૈનલેખ સગ્રહ ભાગ ૧ ઉપોદ્ઘાત પૃષ્ટ-૩૮)

ગુજરાતના પ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ શ્રીમાન્ જિનવિજયજી, નિર્ણિત સત્ય જાહેર કરે છે કે—"હું ધારું છું કે આ (મૂર્તિ-પૂજાના) વિષયમાં આના કરતાં વધારે સબળ પ્રમાણ કોઈ હોઇ શકે નહીં, અને તે માંગવાની કોઈ ધૃષ્ટતા પણ કરે નહિં. મૂર્તિ-પૂજા માનવી કે ન માનવી એ એક જુદી બાબત છે અને તેનો સબંધ તત્ત્વજ્ઞાનની સાથે વિશેષ છે, પરંતુ અમુક સમય પહેલાં જૈનોમાં મૂર્તિપૂજા હતી કે ન હતી, એ ઐતિહાસિક પ્રશ્નનુ તો નિરાકરણ આ લેખથી એકદમ થઈ જાય છે"

-(પ્રાચીન જૈનલેખ સંગ્રહ, ભાગ ૧ ઉપોદ્ઘાત પૃષ્ટ-૩૮)

પુરાતત્ત્વવિદોના મત પ્રમાણે જિન-પ્રતિમા-પૂજા પ્રાચીન છે એટલે જ સ્થાનકમાર્ગી સાધુ હર્ષચંદ્રજી વિચાર-નિરીક્ષણમા નિર્ણય આપે છે કેઃ—

"જિન પ્રતિમાઓ માટે સિદ્ધાયતનો.....છે."

"દેવલોકમાં પણ પ્રતિમાઓ છે. આ સર્વ પ્રતિમાઓ દેવલોકની જેમ શાશ્વત કે સ્થાયી છે."

"પ્રતિમા તરફ કેવા માનથી, સભ્યતાથી અને વિવેકથી તેઓ વર્તે છે."

"જિનપ્રતિમા, જિનદાઢા વિગેરે પ્રત્યે દેવો બહુ માનથી વર્તે છે."

"દ્રૌપદી સ્વયંવર મંડપમાં જતાં પહેલા જિન-પ્રતિમાનુ પૂજન કરે છે એ વાર્તા છે"

"અન્ય તીર્થિકે ગ્રહણ કરેલાં અર્હન્ત ચૈત્યોને વાદવાં પૂજવાં નહિ, એમ સમ્યક્ત્વ અંગીકાર કરતાં આનંદ શ્રાવક કહે છે."

—( શ્રીમદ્ રાજચંદ્ર વિચાર નિરીક્ષણ, પૃષ્ટ-૧૪, ૧૫, ૧૬ )

સ્થાનકમાર્ગી સાધુ સૌભાગ્યચંદજી ઉર્ફે સંતબાળ પણ જિનેન્દ્ર–પ્રતિમાનો આડકતરી રીતે સ્વીકાર કરે છે કેઃ—

"હું મૂર્તિપૂજાનો જ નિષેધ કરૂં છું એમ માની લેવાનું કાંઇક કારણ નથી, મૂરતિપૂજા જેને ઇષ્ટ લાગતી હો તેને હું અટકાવું નહિં, કારણ કે જઇન દરશનને હું અનેકાંત દરશન તરીકે ઓળખું છું"

—("મુંબઇ સમાચાર," તા. ૨૧–૧૨–૧૯૩૫, શનિવાર)

### ઉપસંહાર

વાચક સ્વયં સમજી શક્યા હશે કે –જિનમંદિર–જિનપ્રતિમા સ્વયંસિદ્ધ છે તે વાતને જૈન આગમો અને પ્રાચ્ય વિદ્યાના સંશોધકોનો સોએ સો ટકા સહકાર છે.

આ ઉપરાંત જિન–આગમોમાં જિન પ્રતિમાનું સ્વરૂપ લઘુ પૂજા પાઠ, સ્તૂપ, જિનેન્દ્ર–દાઢા, સ્થાપના નિક્ષેપો, પૂજા વિધિ, તીર્થયાત્રા, અષ્ટાન્હિક મહોત્સવ વિગેરે સબંધી અનેક વિધ પાઠો છે જે બાબતો પ્રસંગે વિચારીશું.

અંતે શ્રીભદ્રબાહુ સ્વામીજીના શબ્દોમાં એક જ કામના કરીએ કે— "એ જિનવરેન્દ્રની ભક્તિથી દરેકને આરોગ્ય, બોધિલાભ અને સમાધીમરણની પ્રાપ્તિ થાઓ."

(સમાપ્ત)

—:o:—

### ["પ્રચીન મૂર્તિઓ"નું અનુસંધાન]

યોગના સિદ્ધાંત પ્રમાણે મનુષ્યને જો ઉંચે ચઢવું હોય તો, તે તે કક્ષાએ મૂર્તિની જરુર રહે છે જ. સંસ્કૃત સાહિત્યના જાણીતા નવ રસ પ્રમાણે જો શાંત મૂર્તિની ઉપાસના કરવામા આવે તો યોગદ્વારા આપણામાં શાંતરસ પેદા થાય છે અને તેથી આપણો આત્મા ઉચ્ચ દશાને પ્રાપ્ત થાય છે.

વળી કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રચાર્યજીની વ્યાખ્યા પ્રમાણે મન, વચન અને કાયાની પ્રવૃત્તિરૂપ યોગ કે ગીતાજીમાં કહ્યા પ્રમાણેના कर्मसु कोशलं રૂપ યોગને અને સાહિત્ય, સગીત અને કલાને સારો જેવો સંબંધ છે. અને તેથી જ નીતિકારોને કહેવું પડયું છે કે "साहित्यसंगीतकलाविहीनः साक्षात् पशु पुच्छविषाणहीन" એટલે કે સાહિત્ય, સંગીત અને કલા વગરનું જીવન પશું જેવું જીવન છે. એટલે કે એના અભાવમા માણસ અશુભ યોગના કારણે પાશવિક પ્રવૃત્તિવાળો બની જાય છે. એટલે આત્મિક દ્રષ્ટિએ પણ સાહિત્ય, સંગીત અને કળાનું સ્થાન બહુ જ ઉંચું આવે છે. વળી મૂર્તિ કે ચિત્ર એ એના વિશિષ્ટ અંગરૂપ જ છે અને તેથી જ મૂર્તિની ઉપાસના દ્વારા માનવી પોતાના આત્માની ઉન્નતિના માર્ગે વિચરે એ આશયથી સુદૂરના ભૂતકાળના લોકોએ પણ મૂર્તિઓ તૈયાર કરાવી હશે કે જેના અવશેષો, ઉપર લખ્યા પ્રમાણે, અત્યારે પણ એ વાતની સાક્ષી પૂરે છે.

આશા છે કે મૂર્તિપૂજાનો વિરોધ કરનારા મહાનુભાવો આથી સાચી વસ્તુ સમજીને લોકોને તે માર્ગે પ્રેરશે

# પ્રાચીન મૂર્તિઓ

લેખક :—
શ્રીયુત રતીલાલ ભીખાભાઈ

ધાર્મિક દૃષ્ટિએ મૂર્તિપૂજાની ચર્ચા નહિ કરતાં, જે ઐતિહાસિક પુરાવા મળે છે તેથી મૂર્તિ કે મૂર્તિપૂજા ક્રાઈસ્ટ પહેલાં પણ હતી તે, નીચેના દાખલાઓ ઉપરથી, સાબીત થાય છે:—

૧. ફર્સ્ટ ડીનેસ્ટીના એક ઇજીપ્શયન રાજાની મૂર્તિ, હાથી દાંત ઉપર કોતરેલી, મળે છે કે જે ક્રાઈસ્ટ પહેલાં ૩૪૦૦ વર્ષ પૂર્વે કોતરવામાં આવી હતી અને તેના અવશેષો અત્યારે બ્રીટીશ મ્યુઝીયમમાં રાખવામાં આવેલ છે. આ રાજા ઇજીપ્તના આબાઈડોઝનો રાજા હતો.

૨. નિમુદ્રમાથી હાથીદાંત ઉપર કોતરેલા અને ઇજીપ્તની સંસ્કૃતિ બતાવતા ઘણા અવશેષો મળે છે, જે ક્રાઇસ્ટ પહેલાના નવમાથી સાતમા સૈકા સુધીના હોવાનું મનાય છે. અને તે બ્રીટીશ મ્યુઝીયમમાં રાખવામા આવેલ છે.

૩. એક જાતના લીલા રંગના પત્થર જેને અંગ્રેજીમાં Jade કહે છે તેના ઉપર કોતરેલ શેષનાગની આકૃતિવાળો પત્થર તેમ જ બીજા કેટલાક અવશેષો ચીકાગોના નેચરલ હીસ્ટરીના ફીલ્ડ મ્યુઝીયમમાં મળે છે. ક્રાઈસ્ટ પહેલા ૧૧૨૨–૫૫ ના હોવાનું મનાય છે.

૪. ઇન્ડીયા ઓફીસે જેનો ફોટો પાડેલ છે અને જે ક્રાઈસ્ટ પહેલાં આઠમા નવમા સૈકાની હોવાનું મનાય છે તે, શંકર અને પાર્વતીના લગ્નની પૌરાણિક કથા પ્રમાણે કોતરેલ ચિત્રના અવશેષો એલીફન્ટાની ગુફામા આજે પણ જોવામાં આવે છે.

૫. અજન્ટા અને ઇલોરાની ગુફાઓમાં દ્રાવીડ અને જૈન કળાથી જાણીતી, બુદ્ધ અને હિંદુ સંસ્કૃતિવાળાં મંદિરો મળી આવે છે.

૬. રંગુનમાં પેગોડાનો સ્તૂપ ૩૫૦ ફીટ ઉંચો મળી આવ્યો છે.

૭. ઓલીમ્પીયાના હીરામંદિરના અવશેષો મળી આવે છે કે જે ક્રાઈસ્ટ પહેલાંની ૧૦ કે ૭મી સદીના હોવાનું ગણાય છે.

૮. મોટા ધર્મગુરુ તરીકે મનાતા આમેનનું ગ્રેનાઈટના પત્થરમાંથી કોતરેલું બાવલું અત્યારે બ્રીટીશ મ્યુઝીયમમા રાખવામાં આવેલ છે. આ બાવલું ત્રણ ફુટ ઉંચું છે અને ક્રાઈસ્ટના પહેલાં ૨૦૦૦ વર્ષ પહેલાંનું મનાય છે.

૯. ઐતિહાસિક ડોકટર ઇમોટેપનું બાવલું, જે અત્યારે બ્રિટીશ મ્યુઝીયમમાં છે તે ક્રાઈસ્ટ પહેલાં ૨૯૦૦ વર્ષ પહેલાંનુ મનાય છે.

૧૦. ક્રાઈસ્ટ પહેલાંના ૨૩૫–૨૫૭ વર્ષ પહેલાના એડફુના જુના ઇજીપ્તના મંદિર ઉપરથી ઇજીપ્તની જુની કારીગરીનો ખ્યાલ આવે છે.

જગતની પ્રજાઓ ક્રાઈસ્ટ પહેલાં મૂર્તિપૂજા કરતી હતી એ આથી સિદ્ધ થાય છે. મૂર્તિપૂજાનો સંબંધ યોગદ્વારા માનસિક શક્તિ ખીલવવાનો હતો એમ મારું નમ્ર માનવું છે. [ જુઓ જોડેનું ૩૩૪મું પાનું ]

## "જૈનદર્શન"ના લેખક શ્રીયુત વીરેન્દ્રકુમારને:—

૧. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરિજી મહારાજનો "દિગંબરોની ઉત્પતિ" શીર્ષક લેખ હજારો વર્ષ પૂર્વે રચાયેલ ગ્રંથોના સારરૂપ છે. "સમીક્ષા" સાથે એનો સીધો સંબંધ નથી છતાં માનવો હોય તો કોઈ રોકી શકે નહિ.

૨. અમારા પત્રમાં કટુતા વિગેરેને સ્થાન આપ્યુ નથી, જો કે "સમીક્ષા"ના પ્રતિવાદ તરીકે તેમ થાય તેમાં શંસય નથી.

૩. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરિજી તે જ છે કે જેઓએ શ્રી કેશરીયાજી તીર્થ કે જે અસલથી શ્વેતાબરોનું છે તેમ જ તેમની જ માલીકી અને કબજાવાળું છે, તેમાં ધ્વજાદંડ ચઢાવવાની શ્રમણુયોગ્ય ક્રિયા કરી હતી, અને જેમાં દિગંબરોએ, પોતાની હંમેશની પદ્ધતિ પ્રમાણે, દંગો મચાવ્યો હતો અને નાસભાગ કરતાં ચાર દિગંબરો ચગદાઈ મયા હતા. "કેશરિયા હત્યાકાંડ" શબ્દ તે લેખકની ઇર્ષ્યાદ્વેષ વિગેરેની લાગણીને જ આભારી છે.

૪. ગુજરાતી લોકમાં શ્વેતાંમ્બર લોકોની સુજ્ઞ અને વિવેકવાળી વધારે સંખ્યા હોવાથી તમારે તેનુ હિન્દી કરાવી સમજી લેવું એ જ શ્રેયસ્કર છે.

૫. પરમપૂજ્ય ઉપાધ્યાય મહારાજ શ્રી લાવણ્યવિજયજી (આચાર્ય મહારાજશ્રી વિજયલાવણ્યસૂરિજી) મહારાજના લેખોનું તત્ત્વ શ્વેતાંબર આગમોનું જિનોક્તપણું સાબીત કરવા માટે છે એ જો સમજાયુ હોત તો "નવોદક" જેવી દિશા લેવી પડત નહિ.

૬. પરમપૂજ્ય મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજનો લેખ જો બરોબર વિચાર્યો હોત તો માત્ર "પ્રતિજ્ઞારૂપ જ વાક્યો છે", એમ લખવાની જરુર ન રહેત.

૭. "आगम पुत्थे लिहिओ" જેવાં "પુસ્તકમા આગમો લખાયાં" એવા ચોકખા અર્થવાળા વાક્યમાં પણ કદાગ્રહને આધીન થઈ રચનાકાળ ગણી લીધો. આવી હિમાલય જેવી ભૂલની આવૃત્તિ લેખક મહાશય સ્વપ્ને પણ હવે નહિ કરે એમ ઇચ્છવું સ્થાનસર જ છે.

—તંત્રી

# સરસ્વતી-પૂજા અને જૈનો

લેખક-શ્રી સારાભાઈ મણિલાલ નવાબ
( આર્કિયોલોજિકલ ડીપાર્ટમેન્ટ, વડોદરા )

( આઠમા અંકથી ચાલુ )

## ભાષાનાં સરસ્વતી સ્તોત્રો

(२) ॥ श्री सरस्वत्यै नमः ॥

સરસ વચન સારદ મન આંણી, ૐકારધૂર પહિલો જાંણી;
આલસ અલગો દૂરે છાંડી, ત્રિશલા નંદન આદિ માંડી.
સરસતિ સરસ વચન હું માગું, તાહરો કવિત કરી પાયે લાગું;
તુઝ ગુણ માંડી તું ગુણ આંણી, ખક્ષ(?)રનેં માંડી તું જાંણી.
હરખેં ધ્યાન ધરી પરભાતેં, સુહિણે વાચા દીધી રાતેં;
તવ મન માંન્યો ચિંતા ચૂકી, પાયે લાગુ આલસ મૂંકી.
તાહરા ગુણ કુણ પુરા કહસ્યેં, તુઝ તુઠેં મુઝ મન ગહ ગહસ્યેં;
બાલૂડો જે બોલેં કાલો, તે માતાનેં લાગેં વાલો.
તું ગયગમની ચંદા વરણી, કટિ તટિ લંકી સીય વહેં;
અંગુલ સુરંગી રૂપ અનોપમ, તાહરા ઘણું વખાંણી કુંણ કહેં.
તું અસુર સવારી જેહનેં સુહિણેં, આવી પરતિખ વાત કહેં;
તિણ વાતે ત્રાહું જાયે નાહું, તાહરા જાંણપણું જગિ કેમ રહે.
તું સક્તિ રૂપ માડી નવિ સલકેં, ચાગર છત્રો શીર ઉપરી ઝલકે;
ઝિગ સિગ ઝિગસિગ જ્યોતિ વિરાજેં, તાહરાં કવિત કર્યાં તે છાજેં.
દંત પંતની માંડી ઓલી, જાણે બેંઠી હીરા ટોલી;
જિહાં જાંણ અમીની ઘોલી, તિલક કરું કસ્તુરી ઘોલી.
કાંને કુંડલ ઝાક ઝમાલા, રાખડીયેં ઔપે તે બાલા;
હંસાસણ સોહે સુવિસાલા, મુક્તાફલની કીધી જપમાલા
નક ફુલી નાકે તે રુડી, કર ખટકે સોનાની ચુડી;
દક્ષિણ ફાલી અંગ વિરાજૈ, જં જં બોલૈ તં ત છાજૈ.
તાહરી વેણી વાસગ ગ્હીયો, તે પાતાલેં જાઈનેં વસીયો;
રવિ શશિ મંડલ તાહરો જાંણું, તાહરો તેજ તણો ન ખમાંણું.
રમતિ ક્રિડા કરતી આલી. ધ્યાન ધરે પદ્માસણવાલી;
પાયે ઝાંઝર ઘુઘર ઘમકે, દેવર કુસુમ પહિર્યાં તે મહકે.
કંચુણ કસૈ સઝે નવરંગી, ગૌર વર્ણ જિમ સોહેં ગંગી
તું બ્રહ્મ સરૂપી પુસ્તક વાચેં, ગગન ફીરેં તું ધરા ભમઈ;

તું હાથ કમંડલ વીણુ વજવાઈ, રાગ અલાપઈ રંગ રમઈ.
જે ઠોઠી મૂરખ કાંઈ ન લહતા, તુઝ નામાક્ષર ધ્યાંન ધરઈ;
જે વડા કવીશ્વર કલિયુગ માહિં, ખડી ઉછાલી કવિત કરઈ.
તું વીર ભવન છઈ પાછલિ દેહરી, ભમતી આગઈ દેતી ફેરી,
હું જાંણુ તું ઉલી હેરી, તું અઝારી[1] નવે નવેરી.
હેમાચારજનેં તું પણિ તુઠી, કાલદાસનઈ તુંહી જ તુઠી.
અનભૂતિ સન્યાસી લાધી, મુનિ લાવન્યસમય તું સાધી;
વૃદ્ધિવાદ ડોકર પણિ આવી, કુમારપાલ મુખ તુંહી જ ભાવી;
મૂરખ ચટનેં કીયો તમાસો, બપ્પભટસૂરિ મુખ વાસો.
અભયદેવનઈ સુહિણુઈ રાતઈ, મિલીયાગર જાણી પરભાતઈ;
વર્ધમાનસૂરિ વર સિધો, સૂર જિનેસરનઇં વર દીધો.
રાજા ભોજ ભલી ભમાડી, સુરનર વિદ્યાધર રમાડી:
તેજ રૂપ ચાલઈં ચમકંતી, મહિયલ દીસેં તુંહી ભમંતી.
તાહરી લીલા કોઈ ન પામઇં, તું ત્રિભુવન એકેલી ચાલઇં;
સુતા કવિનઇં તુંહી જગાવઇં, મંત્રાક્ષર પણિ તુંહી દિખાવઈં.
કાંમરૂપ તું કાલીદેવી, આગઈ દેવ ઘણાં તું સેવી;
ત્રણિ રૂપ ધરંઇં તું બ્રહ્માંણી, આદિ ભવાની તું જગિ જાંણી.
બ્રહ્મસુતા તું બ્રહ્મ વખાંણી,તું જગદંબા તું ગુણ ખાંણી;
જ્વાલામુખી તું જોગણિ જાંણી, તું ભૈરવ તું ત્રિપુરા બાલી.
અલવેલી ઊભી તું અંગવાલી, નાટક છંદ વજાવેં તાલી;
છપ્પન કોડિ ચામુંડા આઇ, નગરકોટિ તું મહમાઇ.
સાસણદેવી તું સુખદાઇ, તું અંબા તું અંબાઇ;
તું શ્રીમાતા તું સુખદાઇ, તું ભારથી તું ભગવતી.
આદિ કુમારી તું ગુણસતી, તું વારાહી તુંહિજ ચંડી;
આદિ બ્રહ્મા પણ તુંહિજ મંડી,
લિખમી નંઇ સિર તુંહિ જ માલઇં, તુઝપણિ નાંણુ કુણુ નવિ ચાલઈં.
હરિહર બંભ અવર જે કોઇ' તાહરી સેવ કરેં સહુ કોઇ.
દેશ દેશાંતર કાંઇ ભમીજઇં, અડસઠ તીરથના ફલ નમીજઇં.
મનવંછિત દાતા મતવાલી, સેવક સાર કરે સંભાલી:
ઘણું કિસું કહુ વાલી વાલી, વાંકી વેલા તું રખવાલી.
તું બાલકની ચાચર રાણી, લિલાઝી બાંણી ધણીયાંણી;
તું ચપલા તું ચારણ દેવી, ખોડિયારી વિસહથસમેલી. [જુઓ જોડેનું પાનું]

૧. પીંડવાલા સ્ટેશનથી દોઢ માઈલ દૂર.

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમત્ સાગરાનન્દસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**કાંબલીના અભાવે દયાનો હ્રાસ**

રસ્તામાં જતાં આકસ્મિક વૃષ્ટિ ન થાય એવું કોઇથી પણ કહી શકાય નહિ, તો સ્થંડિલ, ગોચરી વિગેરેને માટે ચોમાસામાં બહાર ગયા પછી આકસ્મિક વૃષ્ટિના સંયોગે કામળી આદિ ઉપકરણ નહિ રાખનારને જરુર અપ્-કાયની હિંસા વેઠવી જ પડે.

**પાત્રના અભાવે એષણાસમિતિનો અભાવ**

મુહપત્તિ અને કામળી આદિના અભાવે જેમ ભાષાસમિતિ અને જીવની દયા પાળી શકાય નહિ, તેવી જ રીતે એષણાસમિતિને અંગે ઉપકરણ નહિ રાખનારને જીવની વિરાધના અને સાધુપણાની ખામી કબુલ કરવી જ પડે. પ્રથમ તો ઉપકરણ નહિ રાખનારને એષણા એટલે ગવેષણા કરવાનો સંભવ જ નથી, કેમકે ઉપ-કરણ ન રાખે તેવાઓને અજ્ઞાતપણે ભિક્ષાવૃત્તિ કરવાનું બને જ નહિ, કારણ કે એક પણ સાધુની આખી ભિક્ષા

---

[ "સરસ્વતી પૂજા અને જૈનો"નું અનુસંધાન ]

વાંણી વર માગું વરદાઈ, તું આવડિયાં તું વડી માઇ;
તું દેવલ તું ભલી આઇ, વિછડિયાં તુંહી સખાઈ.
દેવી તું પરતિખ મેં દીઠી, હું જાણું તું મુજને તુઠી;
પરતિખ વાત કરૈ તું બૈઠી, તું મુઝ મુખ ભીંતર પૈઠી.
છલ વિંતર તુઝ નામઇં નાસઈં, ભૈરવ ડાઇણ અલગા નાસઈં;
વિષય રોગ યક્ષ યોગણિ ભાજઇં, તું સબલી સબલાંસું ગાજઈં.
કવિતા કોડિ ગમઇં [ કરે ] જો કોઇ, તાહરો પાર ન પામે કોઈ;
આદિ અઇંઠી સંભુ સોહઈં, તું દીઠી સારઉં જગિ મોહઇં.

**કલશ**

સલલિત સર સાકરસમી, અધિક અનોપમ જાંણિ;
વિનયકુશલ પંડિત તણી, કરિ સેવ મૈ લાધી વાણ.
કવિ શાતિકુશલ ઊલટધરી, નિજ હીયડે આંણી;
કર્યો છંદ મન ઉગતિ, ૐકાર સમરી સારદા વખાંણી.
તવ બોલી સારદાજીરો છંદ કીધો, ભલી ભગતિ વાચા માહરી વર કીધો;
તો તુઠી વર દીધો તું લિલ કરી જે, આસા ફલસ્યઇં તાહરી વાચ્યા ફલસેં માહરી.

( અપૂર્ણ )

ગૃહસ્થ મનુષ્ય ત્યારે જ દઇ શકે જ્યારે સાધુને ઉદ્દેશીને જ ખુદ્ આહારપાણી બનાવેલાં હોય, એટલે અકારિત અને અસંકલ્પિત એવા આહારનું ગ્રહણ, જે હિંસાની ત્રિવિધ ત્રિવિધ વિરતિ હોવાને લીધે રાખવું જોઈએ તે, ઉપકરણના અભાવવાળો રાખી શકે જ નહિ.

**પાત્રવિનાનો સાધુ પરોણો થાય પણ ભિક્ષુક ન ગણાય**

વળી જૈનશાસ્ત્રની રીતિએ ઉંછવૃત્તિ કે સામાન્ય લોકોની રીતિએ માધુકરીવૃત્તિ જે સાધુઓને માટે જરુરી ગણાઈ છે તે પાત્રાદિક ઉપકરણો નહિ રાખનારને સંભવી શકે જ નહિ. તત્ત્વથી કહીએ તો પાત્રાદિક ઉપકરણ વિનાના સાધુઓ ભિક્ષુક તરીકે જ કહી શકાય નહિ. પણ ખરેખર તો તેઓ મહેમાન તરીકે જ કહી શકાય.

**પાત્રના અભાવે કાચું જ પાણી**

વળી પાત્રાદિક ઉપકારણો નહિ રાખવાને લીધે અચિત્ત જલનું ગ્રહણ પણ દિગંબરોથી થઈ શકતું નથી અને તેથી ત્રણ ઉકાળાથી પાણી અચિત્ત થાય એ વાતને તેઓ સ્વપ્ને પણ સંભારી શકતા નથી. દિગંબરોને એટલા માટે તો સચિત્ત જલનું જ પાન કરવું પડે–

**સચિત્ત જલને પીવાથી છકાયની ઘાતકતા**

–અને જો તેઓ સચિત્ત જલનું પાન કરનારા બને તો કેવળ પાત્રના અભાવને લીધે જ છએ કાયની હિંસા કરવાવાળા ચોકસ ઠરે, કેમકે જ્યાં અપ્કાયના જીવો હોય છે ત્યાં વનસ્પતિના જીવો જરુર હોય છે અને જ્યાં વનસ્પતિના જીવો હોય ત્યાં વાઉકાયના જીવો પણ સાથે જ હોય, અને વાઉકાયની સાથે તેઉકાય નિયમિત જ રહેલો છે અને તે અપ્કાયાદિકની સાથે સ્નિગ્ધતાને લીધે સચિત્ત પૃથ્વીની રજનું જોડાવું અને તેને લીધે ત્રસકાયનું હોવું કોઈ પણ પ્રકારે અસંભવિત કહી શકાય તેમ નથી. અર્થાત સ્પષ્ટ થાય છે કે પાત્રના અભાવે દિગંબરોને સચિત્ત જલનું પાન કરવું પડે અને તેથી છએ કાયના કૂંડામાં પડીને સાધુતાની શૂન્યતા જ મેળવવી પડે.

**અચિત્ત પાણીની નિંદા કરવાની જરુર કેમ પડી?**

એટલું જ નહિ પણ કેટલાક દિગંબરોને તો મતના આગ્રહને લીધે અચિત્ત પાણીની નિંદા કરી સમ્યગ્દર્શનના માર્ગથી પણ ભ્રષ્ટ થવું પડે. કેટલાક દિગંબરો તો માત્ર ઉષ્ણ સ્પર્શ થવાથી જ જલનું અચિત્તપણું માનવા તૈયાર થાય છે, પણ તેઓએ સામાન્ય દૃષ્ટિએ પણ વિચાર કર્યો નહિ કે પાણીનો સ્વભાવ છે કે જેમ જેમ નીચેનું પાણી ઉનું થાય તેમ તેમ તે હલકું થઇ ઉપર આવે અને ઉનું નહિ થયેલું પાણી નીચે જાય અને બધું પાણી સરખી રીતે ઉનું થાય ત્યારે ઉકાળા શરુ થાય. તો ઉકાળા વગરનું પાણી સર્વથા અચિત્ત થયું છે એમ માનવા તૈયાર થવું તે જલના સ્થૂલ સ્વભાવને પણ નહિ જાણવાવાળાનું જ કામ છે

## નગ્નપણાને લીધે એક ઘરના ભોજનની પડેલી જરૂર

સંભવિત છે કે દિગંબરોને જેમ ઉપકરણના અભાવને લીધે અનેક ઘરોમાંથી માધુકરી વૃત્તિથી આહાર ગ્રહણ કરવાનું નહિ થતાં એક ઘરે જ ખાવાવાળા થઇને ઇંદ્રિનાગ તાપસની પેઠે અનેકપિંડિક બની એકાન્નભોકતા થવું પડે છે, તેવી રીતે નગ્નપણું હોવાને લીધે પણ ઘણે ઘેરે જવામાં ઘૃણાપાત્રપણું બનતું હોય અને તેને લીધે પણ એક જ ઘેરે ખાવાનું રાખેલુ હશે.

## દિગંબર સિદ્ધાંતે ચોથી સમિતિનો ચૂરો

જેવી રીતે ઉપર જણાવ્યા પ્રમાણે ઈર્યા, ભાષા અને એષણાસમિતિ અને તેને લગતાં મહાવ્રતો ટકી શકતાં કે સંભવી શકતાં નથી, તેવી રીતે આદાનનિક્ષેપસમિતિ અને પારિષ્ઠાપનિકાસમિતિની તો દિશા પણ ઉપકરણના અભાવવાળાઓને સંભવવી મુશ્કેલ છે. વાચકો સહેજે સમજી શકે તેમ છે કે આદાનનિક્ષેપસમિતિનો એ અર્થ છે કે કોઈ પણ ચીજ લેવી ત્યારે ચક્ષુથી પ્રત્યુપેક્ષણ કરીને પછી રજોહરણાદિથી પ્રમાર્જન કરીને લેવી, તેમ જ કોઈ પણ વસ્તુ મેલવી હોય ત્યારે જે જગ્યાએ તે ચીજ મેલવી હોય તે જગ્યાનું ચક્ષુથી પ્રત્યુપેક્ષણ કરી, મૂકવાની ચીજનું પણ પ્રત્યુપેક્ષણ કરી, તે યોગ્ય જગ્યાએ મેલવામાં આવે તેનું નામ આદાનનિક્ષેપસમિતિ કહેવાય છે. આ આદાનનિક્ષેપસમિતિનો સીધો અર્થ સમજનાર મનુષ્ય સહેજે સમજી શકશે કે શરીર સિવાયનાં બાહ્ય સાધનો એટલે ઉપકરણો કે જે લેવા અને મેલવાનાં હોય તેની સ્વીકૃતિ કબૂલ કરે અને તે ઉપકરણ અને જમીનને પ્રમાર્જન કરવાને લાયકનાં ચરવળી આદિક ઉપકરણો માને તેને જ આદાનનિક્ષેપસમિતિ હોઇ શકે.

## શૌચ કરવા સાધન રખાય અને બાલાદિ માટે ન રખાય?

દિગંબર લોકો માધુકરીવૃત્તિ માટે કે બાલાદિકની વેયાવચ્ચ કરવા માટે ઉપકરણો રાખવાનું માનતા નથી, પણ માત્ર શૌચ કરવાને માટે સાંકડા મોંવાળું કમંડલ રાખે છે કે જે યથાસ્થિત રીતિએ ચક્ષુપડિલેહણને લાયકનું હોતું નથી અને પ્રમાર્જન લાયકનું પણ બનતું નથી.

## કમંડલુથી કથલતી પડિલેહણા, પ્રમાર્જના

દિગંબરો જે મોરપીંછું રાખે છે તેથી કદાચ જમીન તો પૂંજી શકાય, પણ તે કમંડલુ તો કોઇ પણ પ્રકારે પૂંજી શકાય તેવું હોતું નથી અને પૂંજતા પણ નથી. કદાચ અસલી જૈન જે શ્વેતાંબરો છે તેમાં રાખવામાં આવતી ચરવળી જેવી નાની પૂંજવાની ચીજ હોય તો કમંડલ પૂંજી પણ શકાય પણ મોરપીંછાંના સમુદાયે બનેલી ગોળ મોરપીછીથી કમંડલને અંદરથી પૂંજવાની સંભાવના પણ કરી શકાય જ નહિ, અને એ વગર પૂંજ્યા

કમંડલમાં પાણી ગ્રહણ કરે તે મનુષ્યનો પડિલેહણનો આચાર કેવો હોય તે સજ્જનો સહેજે સમજી શકશે.

### કમંડલમાં જીવની ઘાતકતા

કોઇ પણ સમજુ મનુષ્ય એમ તો નહિ જ કહી શકે કે કમંડલમાં જીવ જંતુનું આવવું કે રહેવું થતું જ નથી કે થાય જ નહિ અને જો તેમ નથી તો પૂંજ્યા, પ્રમાર્જ્યા વિના કમંડલમાં પાણી લેવામાં તેમના સાધુઓ કેટલી દયા પાળી શકે એ સહેજે સમજી શકાશે.

### કમંડલસમિતિ કે આદાનસમિતિ?

પણ જો કેવળ કમંડલને અંગે જ આદાનનિક્ષેપણાસમિતિ હોય અને બીજાં વસ્ત્રપાત્રાદિક ઉપકરણો ન જ હોય તો શાસ્ત્રકારો સામાન્ય રીતે આદાનનિક્ષેપણાસમિતિ ન કહે, પણ તે ચોથી સમિતિનું નામ કમંડલુ-સમિતિ રાખે, પણ તેવું નામ નહિ રાખતાં શાસ્ત્રકારોએ જે આદાનનિક્ષેપ-સમિતિ એવું નામ રાખેલું છે તે સ્પષ્ટપણે જાહેર કરે છે કે સાધુઓને અનેક પ્રકારનાં ઉપકરણો હોય અને તે ઉપકરણોને લેતાં, મેલતાં પ્રમાર્જન કરવા માટે નાનાં મોટાં અનેક પ્રકારનાં સાધનો જરુર હોય, કેમકે આદાન-નિક્ષેપણાસમિતિ કહેવાથી જ આદેય, નિક્ષેપ્ય અને પ્રમાર્જન સાધનની સિદ્ધિ આપોઆપ થઇ ગએલી હોય છે, અને તેમ જેઓ ન માને તેઓ આદાન-નિક્ષેપસમિતિ કેમ માની શકે?

### ઉપકરણના અભાવે પાંચમી સમિતિનો પણ અભાવ

જેવી રીતે ઉપકરણ નહિ રાખનારને ચોથી આદાનનિક્ષેપસમિતિ નથી ઘટતી, તેવી જ રીતે ઉપકરણો નહિ રાખનારને પારિષ્ઠાપનિકાસમિતિ પણ નથી ઘટતી, કેમકે જિનકલ્પી આદિ સાધુઓની માફક જેઓ હંમેશાં સાત પ્રહર કાયોત્સર્ગથી સ્થિર આસને રહેવાને શક્તિમાન નથી, તેમ જ છ માસ સુધી આહાર નિહારના રોધે પણ નિરાબાધપણે જીવનનિર્વાહ કરી શકે તેવા નથી, તેવાઓને માતરું કરવા છૂટા જ જવું પડે અને માત્રાના રેલાઓ ચાલે અને તેથી અનેક જીવની વિરાધના થાય તે સ્વાભાવિક છે. સર્વ સ્થાને રેલા ન ચાલે તેવી જમીનો હોય નહિ અને માત્રાનું ઠામ નહિ હોવાને લીધે રેલા ચાલ્યા સિવાય પરઠવવાનું બની શકે જ નહિ. વળી અકાલ-સંજ્ઞાએ અકાલ વૃષ્ટિમાં પણ પાત્ર ન હોવાની માત્ર પેસાબ અને જંગલની શંકાને રોકીને વ્યર્થ આત્મવિરાધના સહન કરવી પડે અને તે પણ સહન ન થાય ત્યારે છ કાયની દયાને દેશવટો આપીને નિર્દયપણે પેસાબ, જંગલ કરવાં પડે, એટલે સ્પષ્ટ છે કે પારિષ્ઠાપનિકા-સમિતિનું સાચવવું ઉપકરણ નહિ રાખનારાઓથી બની શકે જ નહિ, માટે જૈન જેવા દયામય ધર્મમાં દયાની સાચવણી માટે ઉપકરણ રાખવાનું ફરમાન જિનેશ્વરદેવોનું હોવું જ જોઇએ.

(અપૂર્ણ)

# ॥ अनेकार्थश्रीस्तंभनपार्श्वस्तोत्रम् ॥

कर्ता — पूज्यपाद आचार्यमहाराज श्री विजयनेमिसूरीश्वरशिष्य

आचार्य महाराज श्री विजयपद्मसूरिजी

॥ आर्याच्छंदः ॥

सिरिगुरुदेवं णेमिं–वंदिय सिरिथंभणेसपासस्स ॥
विविहत्थगब्भथुत्तं–रएमि सब्भावजोगट्ठं ॥ १ ॥
झाअन्ति थंभणेसं–जे थिरचित्तेण विग्घकालंमि ॥
तेसिं विग्घविणासो–होइ जहा देदसाहुस्स ॥ २ ॥

॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

दाऊणं सुहदाण मित्थ परमुल्लासा सुपत्ताइयं ।
सीलं संजमपाणभूयसिवगेहोवायमाणंदयं ॥
पालित्ता रिउहं करेंतु सुतवं भावितु सब्भावणं ।
एवं णिम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ ३ ॥
मित्तीचायविवेगसीलविणया भासा पिया उज्जुया ।
दक्खिण्णं सुपरोवयारपरया दीहावलोइत्तणं ॥
एए सज्जणमाणवाण सुगुणा निव्वाणलच्छीप्पया ।
एवं निम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ ४ ॥
आया एगविहो य बंधणदुगं धम्मो दुहा संसिओ ।
निव्वाणस्स णिबंधणं य दुविहं होज्जा तिहा दंसणं ॥
गुत्तीणं य तिगं नराण वयणाणं गारवाणं तहा ।
एवं निम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ ५ ॥
पूया भोयणदाणजोगकरणं लिंगं तिहा कित्तियं ।
पच्चक्खाणविउव्वणा य गरिहा रुक्खा तिहा माणवा ॥
सल्लाणं तितयं विराहणगुणाणं चेव लोयत्तयं ।
एवं निम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ ६ ॥
मुद्दा साहुमणोरहा य तिविहा चाओ य तिण्हं तहा ।
लेस्साओ वरमाणवा य तिविहा मज्झा जहण्णा तहा ॥
तित्थेसाण य चत्तदोसनिवहा होत्था तओ चक्किणो ।
एवं निम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ ७ ॥
पण्णत्तं मरणं तिहा वि णवहा चेवं तिहा पोग्गला ।
चक्खूधम्मजिणाण तित्थवइणो भेया तओ वण्णिया ॥

णेयं देहतिगं सुराण निरयाणं माणवाणं तहा ।
एवं निम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ ८ ॥
ठाणेहिं समणा हवंति मुणिणो तीहिं महानिज्जरा ।
तीहिं होंति णिबंधणेहि गुणिणो सड्ढा महानिज्जरा ॥
णेया कप्पठिई तहा य तिविहा संवायणिज्जेयरा ।
एवं निम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ ९ ॥
पणत्ता पडिणीयगा गइसुयं भावं पडुच्चा तओ ।
भेया होंति तओ पडुच्च विइया संघाणुकंपं गुरुं ॥
पव्वज्जाणरिहा महालयवरा सिद्धंतसिद्धा तओ ।
एवं निम्मलदेसणं पणिवयामो थंभणेसप्पहुं ॥ १० ॥

॥ आर्याच्छंदः ॥

जस्स पसाया णट्ठा–पीडा कुट्ठस्स अभयदेवस्स ॥
तं थंभतित्थपासं–वंदामि महप्पहावड्ढं ॥ ११ ॥
सगमासे णवदियहे–रामेण कया प्पहाणविंबच्चा ॥
ठवियं थंभणणामं–सायरजलथंभणा तेणं ॥ १२ ॥
इक्कारसलक्खसमे–पच्छिमदिसिलोयवालवरुणेणं ।
विहिया पहुणोपूया–निरुवमसब्भावकलिएणं ॥ १३ ॥
सेवित्था कण्हनिवो–जिणवरसिरिणेमिणाहसुहवयणा ॥
नियणयरीए भावा–उवसग्गणिवारणट्ठं च ॥ १४ ॥
दुसहस्सवरिसकालं–कंतिणयरी धणेसधणवइणा ॥
अच्चियमाणंदभरा–थंभणपासस्स बिंबमिणं ॥ १५ ॥
नागज्जुणो वि लहए–कंचणसिद्धिं सुदुल्लहं विउलं ॥
थंभणपासज्झाणा–अहिगयपीडा पणस्संति ॥ १६ ॥
एवं णच्चा भव्वा !–पासच्चणवंदणाइबहुमाणं ॥
इट्ठत्थबद्धलक्खा–कुणंतु सिद्धिं पि पावेंतु ॥ १७ ॥
जुम्मनिहाणणिहिंदु–प्पमिए वरिसे य माहवे मासे ॥
सियपक्खचउत्थदिणे–पुण्णे सिरिरायनयरंमि ॥ १८ ॥
रइयमिणं सुहथुत्तं–थंभणपासस्स पुज्जपायस्स ॥
विविहत्थसत्थकलीयं–मंगलकल्लाणरिद्धियरं ॥ १९ ॥
तवगणगयणदिवायर–गुरुवरसिरिणेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं–पढंतु भव्वा ! विणोएणं ॥ २० ॥

( क्रिमिविशेषकम् )

# ગ્રંથોનાં નામો

લેખક—શ્રીયુત પ્રો૦ **હીરાલાલ રસિકદાસ કાપડિયા**, એમ. એ.

**અર્થ ને ઉત્પત્તિ—**

'ગ્રંથ' શબ્દના વિવિધ અર્થો થાય છે. જેમકે (૧) સંપૂર્ણ કૃતિ,[૧] (૨) વાક્યાંશ જેવો વિભાગ,[૨] (૩) ૩૨ અક્ષરનો એક શ્લોક,[૩] (૪) સંપત્તિ, (૫) આઠ પ્રકારનાં કર્મ[૪] તેમ જ મિથ્યાત્વ, અવિરતિ, કષાય તેમ જ દુષ્પ્રણિધાનરૂપ યોગ[૫] અને (૬) શબ્દ.[૬]

અજૈન સાહિત્યને બાજુ પર રાખી કેવળ આપણા જૈન સાહિત્યનો જ વિચાર કરશું તો જણાશે કે પ્રથમ અર્થમાં 'ગ્રંથ' શબ્દનો પ્રયોગ વાચકવર્ય **શ્રી ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમ નામના શાસ્ત્રની** ભાષ્યકારિકા (શ્લો. ૨૨-૨૩)[૭]માં થયેલો છે, જ્યારે બીજા અર્થમાં એ શબ્દનો પ્રયોગ **યાકિનીમહત્તરાસૂનુ** તરીકે સુપ્રસિદ્ધ જૈનાચાર્ય **શ્રી હરિભદ્રસૂરિ કૃત અનેકાંતજયપતાકા**[૮] નામના પ્રકરણમાં થયેલો છે. પ્રસ્તુત લેખમાં પ્રથમ અર્થવાચક "ગ્રંથ"ને ઉદ્દેશીને વિચાર કરવામાં આવે છે.

શ્રીદેવગુપ્તસૂરિએ ઉપર્યુક્ત ભાષ્યકારિકા (શ્લો૦ ૨૩)ની ટીકા (પૃ. ૧૬)માં 'ગ્રંથ' શબ્દનો અર્થ નીચે મુજબ સૂચવ્યો છે:—

"तत्रानुपूर्व्या पदवाक्यसन्निवेशो ग्रंथ."

અર્થાત્ આનુપૂર્વી પ્રમાણે પદ અને વાક્યનો સન્નિવેશ તે 'ગ્રંથ' છે.

---

૧-૨. ગ્રંથ શબ્દના આ બે અર્થોની સાથે સરખાવો 'પ્રકરણ' અને 'અધ્યયન' શબ્દના સંપૂર્ણ કૃતિ તેમ જ તેના વિભાગરૂપ બે અર્થો.

૩. કૃતિનું માપ દર્શાવતી વેળા 'ગ્રંથ' શબ્દ વપરાય છે.

૪-૫. જુઓ **તત્ત્વાર્થાધિગમ સૂત્ર** (અ ૯. સૂ ૪૮)ની ભાષ્યાનુસારિણી, **શ્રીસિદ્ધસેન** ગણિકૃત ટીકા (પૃ. ૨૮૨).

૬. **શ્રીસિદ્ધસેન દિવાકરે** રચેલી ૩૨ બત્રીસીઓમાંની ૧૮મી બત્રીસીના નીચે મુજબના:—

"उत्पन्नोत्पाद्यसन्देहा न ग्रन्थार्थोभयशब्दयः ।
भावनाप्रतिपत्तिभ्यासनेकाः शैक्ष्यभक्तयः ॥ ५ ॥"

—પાંચમા પદ્યમાં 'ગ્રંથ' શબ્દ નજરે પડે છે. આ 'ગ્રંથ' શબ્દનો અર્થ **સન્મતિપ્રકરણની** પ્રસ્તાવના (પૃ ૧૧૫)માં 'શબ્દ' કરાયો છે.

૭, "**तत्त्वार्थाधिगमाख्यं** बह्वर्थं संग्रहं लघुग्रन्थम् ।
वक्ष्यामि शिष्यहितमिममर्हद्वचनैकदेशस्य ॥ २२ ॥
महतोऽतिमहाविषयस्य दुर्गमग्रन्थभाष्यपारस्य ।
कः शक्तः प्रत्यासं जिनवचनमहोदधेः कर्तुम्? ॥ २३ ॥"

૮. આ અનુપમ કૃતિ, સ્વોપજ્ઞ વ્યાખ્યા તેમ જ **શ્રીમુનિચંદ્રસૂરિકૃત** ટિપ્પણરૂપ વિવરણ સહિત, **ગાયકવાડ સરકાર** તરફથી હાલમાં છપાવાય છે એનું સંપાદનકાર્ય મને સોંપવામાં આવ્યું છે તો એને લગતી તાડપત્રીય હસ્તલિખિત પ્રતિ કોઈ ભંડારમાં હોય તો એ પ્રતિનો હું ઉપયોગ કરી શકું તેવો પ્રબંધ કરી આપવા માટે તે ભંડારના કાર્યવાહક મહાશયને મારી જાહેર વિજ્ઞપ્તિ છે.

**સન્મતિ-પ્રકરણ**ની ગુજરાતી પ્રસ્તાવના (પૃ. ૮૬) માં ગ્રંથનું લક્ષણ નીચે મુજબ અપાયેલું છેઃ—

"માત્ર વિચાર કે માત્ર શબ્દરચના એ ગ્રંથ નથી, પણ વ્યવસ્થિત આખો પ્રમાણબદ્ધ વિચાર અને તેને દર્શાવનાર સમુચિત શબ્દવિન્યાસ એ બન્ને મળીને ગ્રંથ કહેવાય છે."

**પરિચયના માર્ગો**—સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં ઉપર પ્રમાણે સૂચવાયેલાં લક્ષણોથી લક્ષિત ગ્રંથોનો પરિચય મુખ્યતયા બે રીતે થઈ શકે છેઃ (૧) એના બહિરંગ સ્વરૂપના પરીક્ષણપૂર્વક અને (૨) એના અંતરંગ સ્વરૂપના પરીક્ષણપૂર્વક. અન્ય રીતે વિચારીએ તો શાબ્દિક સ્વરૂપની દૃષ્ટિએ અને આર્થિક સ્વરૂપની દૃષ્ટિએ એમ પણ એ બે રીતે ગ્રંથનો પરિચય કરી શકાય છે બહિરંગ સ્વરૂપની દૃષ્ટિએ વિચાર કરાય કે પછી શાબ્દિક સ્વરૂપની દૃષ્ટિએ કરાય—એ ગમે તે દૃષ્ટિપૂર્વકના અવલોકનમાં ગ્રંથના નામકરણને સ્થાન છે—બલ્કે પ્રથમ સ્થાન છે.

આનું કારણ એ છે કે કોઈ પણ પદાર્થનો પરિચય કરવો[૯] કે કરાવવાનો હોય તો તે માટે જે અનેક માર્ગો[૧૦] છે તેમાંનો એક માર્ગ તેનું નામ જાણવું તે છે. વસ્તુનું નામ જાણવાથી આપણને તે વિષે થોડો ઘણો ખ્યાલ આવે છે આથી તો આપણા શાસ્ત્રમાં જે ચાર નિક્ષેપ ગણાવેલા છે તેમાં નામ-નિક્ષેપને પણ સ્થાન આપેલું છે.

**નામ**— નામના મુખ્ય બે પ્રકાર પડે છેઃ (૧) યોગિક અને (૨) રૂઢ. અન્ય રીતે વિચારતાં નામના ગૌણ ઇત્યાદિ દશ પ્રકારો પણ સંભવે છે.

**વર્ગીકરણ**— આપણે તમામ ગ્રંથરાશિને બે વિભાગોમાં વિભક્ત કરી શકીએ (૧) જે ગ્રંથનું નામ તેના કર્તાએ સૂચવ્યું હોય તેવા ગ્રંથો અને (૨) જેનું નામ તેના રચના-સમય બાદ તેના કર્તા સિવાય અન્ય કોઈએ પાડ્યું હોય તેવા ગ્રંથો. પહેલા પ્રકારના ગ્રંથનું નામ તેના કર્તાએ શા ઉપરથી સૂચવ્યું હશે એનો ઉત્તર કર્તાની તે વખતની મનોદશા જાણ્યા વિના યથાસ્થિત રૂપમાં આપવો મુશ્કેલ છે, છતાં તે પરત્વે અનુમાનને અવકાશ છે ખરો.

**નામની ઉત્પત્તિ**—સામાન્ય રીતે કોઈ પણ નામની ઉત્પત્તિ બનતાં સુધી આકસ્મિક હોતી નથી. એની પાછળ કંઇ નહિ ને કંઇ કારણ રહેલું હોય છે: ક્યાં તો આસપાસનું વાતાવરણ, અન્યનું અનુકરણ કરવાની પ્રેરણા કે એવું કંઈક કારણ હોય છે. આ સામાન્ય નિયમ ગ્રંથના નામકરણને પણ લાગુ પડે છે. પરાપૂર્વથી ગ્રંથો યોજાતા આવ્યા

૯-૧૦ **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** (અ ૧. સૂ. ૬)માં સૂચવાયું છે તેમ પ્રમાણ અને નય એ તત્ત્વોનો પરિચય કરવાના ઉપાયો છે. એ તત્ત્વોનો વિશિષ્ટ પરિચય કરવા માટે તેનો વિવિધ દૃષ્ટિએ વિચાર કરવો ઘટે-તેને લગતા અનેક પ્રશ્નો ઉપસ્થિત કરી તેનો ખુલાસો મેળવવો જોઈએ. આ ઉપરથી જણાશે કે પ્રશ્નો એ તત્ત્વોનો ઊંડો વિચાર કરાવનારાં દ્વારો છે. આવી પરિસ્થિતિમાં પ્રશ્નોને 'વિચારણા દ્વાર' એવું નામ આપી શકાય. આપણા શાસ્ત્રમાં આને માટે 'અનુયોગ દ્વાર' એવી સંજ્ઞા રાખવામાં આવી છે અને તે ઉચિત છે, કેમકે અનુયોગનો અર્થ 'વિવરણ' કે 'વ્યાખ્યા' એવો થાય છે અને એના દ્વાર તે પ્રશ્નો છે શાસ્ત્રમાં અનુયોગદ્વારોની સંખ્યા વીસની નોંધાયેલી છે, છતાં અપેક્ષા અનુસાર **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** (અ ૧. સૂ ૭-૮)માં ચૌદનો નિર્દેશ કરાયેલો છે.

છે અને તેમાંના અનેકનાં નામ પણ પડેલાં છે એટલે ગ્રંથના નામકરણ માટે યોગ્ય સામગ્રી ઉપસ્થિત હોવાથી ગ્રંથકાર એમાંથી એક સુંદર નામ પસંદ કરી પોતાની કૃતિને બંધબેસતું થઈ પડે તેવુ તેમાં પરાવર્તન કરીને કે તેમ કર્યા વિના ગ્રંથનુ નામ પાડે એ સંભવિત છે. દાખલા તરીકે એક વખતે આપણા દેશમા ભિન્ન ભિન્ન ગ્રંથ ઉપર વાર્તિક[૧૧] રચવાની ધૂન જાગી હતી[૧૨] એ વાર્તિગયુગની અસર નીચે **શ્રીવિદ્યાનંદિએ** પોતાની એક સુંદર કૃતિનું નામ **તત્ત્વાર્થશ્લોકવાર્તિક** રાખ્યુ હોય એમ ભાસે છે. મોટે ભાગે **કુમારિલભટ્ટની શ્લોકવાર્તિક** નામની કૃતિના નામનુ અત્ર અનુકરણ કરાયું હોય એમ જણાય છે.

જરા પણ પરાવર્તન કર્યા વિના એટલે કે પૂર્વે રચાયેલા ગ્રંથોનાં નામો કાયમ રાખીને જે ગ્રથોનાં નામો પડેલાં છે એવા ગ્રંથ તરીક **જીતકલ્પ**[૧૩], **કર્મવિપાકાદિ કર્મગ્રંથો** અને **અજિતશાંતિસ્તવનો** સામાન્યત: નિર્દેશ થઈ શકે તેમ છે.

**અનામક કૃતિનું નામકરણ**—જે કૃતિનું નામ તેના કર્તાએ ગમે તે કારણસર ન પાડયું હોય કે ન જણાવ્યું હોય તેનુ નામ પાછળથી યોજાય તેનુ શુ કારણ હશે એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. આના ખુલાસા તરીકે એમ સૂચવી શકાય કે એ કૃતિ વિષે ઉલ્લેખ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતા તેનુ નામ યોજાયુ હોય આવો પ્રસંગ ચાર રીતે ઉપસ્થિત થવા સભવ છે (૧) એ કૃતિનુ વિવરણ રચતી વેળા, (૨) એ કૃતિનો ઉલ્લેખ કરતી વેળા, (૩) એ કૃતિમાથી કોઈ અવતરણ રજુ કરતી વેળા અને (૪) એ કૃતિની પ્રતિકૃતિ કરતી વેળા આ ઉપરથી સમજાશે કે કયા તો વિવરણકારને હાથે, કયા તો સાક્ષીરૂપે ઉલ્લેખ કરનારને હાથે, કયાં તો અવતરણ રજુ કરનારને હાથે કે કયા તો પ્રતિના લેખકને હાથે અનામક કૃતિના નામકરણનો વિધિ થાય છે.

પ્રતિના લેખકને હાથે જે કૃતિનુ નામ યોજાયું હોય તે કૃતિનાં અન્યાન્ય નામો કેટલીક વાર નજરે પડે છે[૧૪] વળી કેટલીક વાર અશિક્ષિત લહિયાને હાથે નામ ભ્રષ્ટ પણ બને છે અત્ર એ પણ સૂચવવું અનાવશ્યક નહિ ગણાય કે જ્યારે કોઇ કૃતિનુ નામ તેના કર્તાના હાથે ન પડયુ હોય ત્યારે તે કયારથી પડયુ છે એ જાણવુ અને તેની તપાસ કરવી એ પણ એક રસપ્રદ વિષય છે. (અપૂર્ણ)

---

૧૧ વાર્તિક એ વ્યાખ્યાના ત્રણ પ્રકારો પૈકી એક છે (બીજા બે પ્રકારો ભાષા અને વિભાષા છે) વાર્તિકરૂપ વ્યાખ્યા શ્રુતકેવળીઓ કરી શકે. **શ્રીકોટ્યાચાર્યે** પોતાના વિવરણમાં **વિશેષાવશ્યકભાષ્યને** 'વાર્તિક' જેવુ વિશિષ્ટ સ્થાન આપ્યુ છે.

૧૨ કારિકાના સંબધમાં પણ આ રીતે વિચાર થઇ શકે તેમ છે ભાષ્યકારિકા, **સ્વદયસકારિકા** (નાગાર્જુનીય), **સાંખ્યકારિકા**, **ભર્તૃહરિની** કારિકા ઇત્યાદિ એના ઉદાહરણરૂપ છે.

કેટલાક ગ્રથોના નામના અંતમાં 'મંજરી' ઇત્યાદિ શબ્દ પણ જોવાય છે. આ સબંધમા **આર્હતદર્શનદીપિકાના** પ્રારભમાં મે થોડોક ઊહાપોહ કર્યાનુ મને સ્ફુરે છે.

૧૩ જુઓ "જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર" (પુ૦ ૧૭ ભા૦ ૨૦, પૃ૦ ૨૮૭.)

૧૪ દાખલા તરીકે રત્નાકર **પંચવિંશતિકાનાં** **રત્નાકરપચ્ચીસી**, **આત્મગર્હાસ્તોત્ર**, **આલોયણરત્નાકરપચ્ચીસી** ઇત્યાદિ નામો જોવાય છે.

# दिगम्बर शास्त्र कैसे बनें?

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

( गतांकसे क्रमश. )

## प्रकरण ५—आचार्य धरसेनजी व भूतबलीजी

हम उपरके प्रकरणोंमें बता चुके है कि—दिगम्बर ग्रन्थकारोंके कथनानुसार दिगम्बर मान्य आगमोंका सर्वथा अभाव हो गया। अतः उनको नये ही शास्त्र बनाना जरुरी था, और उन्होंने उसके लिए कार्यारंभ कर दिया।

नये नये, दिगम्बर सम्मत, शास्त्र कैसे बनें?—उसका क्रमिक इतिहास ब्रह्म हेमचंद्र-कृत "सुअखंधो", आचार्य इन्द्रनन्दीकृत "श्रुतावतार" और श्रीधर विरचित "श्रुतावतार" में मिलता है। उनमें लिखा है कि—

आचार्य **अर्हद्‌बलिजीने** चारों ओर १०० योजन प्रमाण क्षेत्रमें विचरते जैन—साधुओंको एकत्रित करके युगप्रतिक्रमण (आठवा प्रतिक्रमण) किया—करवाया। उन्हींके शिष्य आचार्य **माघनन्दीजी** हुए है।

इन दोनों आचार्योंके शासनकालमें सिर्फ प्रथमांग—आचारांग सूत्रका ही ज्ञान शेष रहा था, और उस समय न कोई पूर्व-वित् था, न कोई एकादशांगवित् ही। हां, उस समयमें जैन इतिहासके अनुसार पूर्वधर विचरते थे, और एकादशांग वेदी भी विद्यमान थे। उन पूर्वधारीओंमें आचार्य **धरसेनजी** भी एक थे।

दिगम्बर ग्रन्थोंमें उल्लेख है कि—आचार्य धरसेनजी दो पूर्वके ज्ञाता थे, महा-ध्यानी थे, गिरनार पहाडकी चन्द्रगुफामें चारित्र-मग्न होकर रहेते थे। प्रज्ञावान् दो साधुने वेगाकतटसे यहां आकर आचार्य-के पासमें "महाकर्म प्राभृत" वगैरहका अध्ययन शुरु किया। आए हुए ये दो साधुजी कोन थे? उनका क्या नाम था? वे किसके शिष्य थे?—ऐसी ऐतिहासिक बातोंका किसी प्रकारका भी पता नहीं है। देवोने उन दोनों साधुजीका, गिर-नारकी पहाडीमें ही, १ **पुष्पदन्त** और २ **भूतबलि** नाम रक्खा। दोनोंने अषाढ

कृष्ण ११ के दिन अध्ययन—पढना—समाप्त किया। दुसरे ही दिन विहार करके वे ९ दिनोंमें "कुरीश्वर" जा पहूंचे, और वहां ही चातुर्मास—अवस्थान किया।

बादमें गिरनारजीमें आचार्य धरसेनजी-का स्वर्गवास हुआ।

अब पुष्पदन्त और भूतबलिजीने महा-भारत—बडा—काम उठाया, एक दुसरेके सहकारसे नया **कर्मप्राभृत षट्खंडशास्त्र** बनाया। पुष्पदन्तजीने ग्रन्थनिर्माणकी योजना की—मार्ग सूचित किया, और आप-की ही इच्छानुसार भूतबलिजीने शास्त्रको रचना की। शास्त्र समाप्त होने के पश्चात् भूतवलिजीने श्री संघकी उपस्थितिमें भाद्रपद शुक्ला ५ के दिन इस शास्त्रको लीपीबद्ध किया। उसी समयसे दिगम्बर समाजमें भाद्रपद शुक्ला ५ का दिवस "श्रुतपंचमी" के नामसे त्यौहारका दिन माना जाता है[४२]।

निर्विवाद दिगम्बर जैनधर्मका सबसे प्रथम बना ग्रन्थ "षट्खंडशास्त्र" ही है। इस शास्त्रमें ६ खंड है—१ जीवस्थान, २ क्षुल्लकवन्ध, ३ बन्धस्वामित्व, ४ भावखंड, ५ वेदनाखंड ओर ६ महाबन्धखंड। पहले पांच खंड मिलकर, ६००० श्लोक प्रमाण है, और छठा महाबन्धखंड ३०००० श्लोक प्रमाण था, बडा था। यहां यह लिखना मुनासिफ होगा कि—छठे खंड पर भी कई संस्कार हो चुके है, जो हम आचार्य वीर-सेनके प्रकरणमें बतायेंगे। कर्मप्राभृत शास्त्रकी काटछांट करके शक संवत् ७३८ में तैयार किया हुआ "धवलग्रन्थ" आज कर्णाटकके दिगम्बर शास्त्र-भंडारमें उपलब्ध है, जो आज कर्मप्राभृतके प्रतिनिधिरूप है। "धवलग्रन्थ" के निर्माणका इतिहास हम आगे चलकर बताएंगे।

इस षट्खंडशास्त्र—सृष्टिको ही प्रधान मानकर दिगम्बर जैन-साहित्यकी नींव डाली गई। (क्रमशः)



४२. जैनसमाज कार्तिक शुक्ला ५ के दिनको "ज्ञानपंचमी" का त्यौहार मानता है, इस दिनका दूसरा नाम है "सौभाग्यपंचमी"। इस दिन जैन आगमोंकी—जैन शास्त्रोंकी प्रदर्शनी, भक्ति, पूजा एवं उपासना की जाती है और ज्ञानकी आराधनाके हेतु तपस्या की जाती है।



# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

## (૧) પ્રાચીન લેખ સંગ્રહ (ચાર લેખો)*

સંપાદક:-
મુનિરાજ શ્રી જયન્તવિજયજી

### (૧૧)×

ॐ सं १३२६ वर्षे चैत्र अ (व) दि १५ सोमेऽद्येह महाराजकुलश्रीचाचिगदेवेन करहेडाग्रामे श्रीपार्श्वनाथाय पूजार्थ। सोमपर्वणि सडूलमंडपिकायां उदक पू (र्वं दत्तं) द्र

સં ૧૩૨૬ના ચૈત્ર વદિ અમાવાસ્યા અને સોમવારે, આજ અહી મહારાવલ **ચાચિગદેવે કરહેડા–કરેડા** ગામના **શ્રીપાર્શ્વનાથ** ભગવાનની પૂજા માટે સોમવતી અમાવાસ્યાને દિવસે **સડૂલ** ગામની દાણની માંડવીમાથી — જગાતખાતામાંથી અમુક રકમ ઉદકની અંજલિ મુકવા પૂર્વક અર્પણ કરી છે. લેખનો બાકીનો થોડોક ભાગ વંચાતો નથી. અક્ષરો ધસાઈ ગયા છે

### (૧૨)

सं १३५५ वर्षे फागुण [व] ११ [अ] द्येह महाराजकुल [श्री] साम्वतसिंघदेवराज-श्रीकान्हडदेवराज्ये. ..

---

* આ લેખમાળાના ત્રીજા મણકામાં આપેલા ચારે મૂળ–સંસ્કૃત શિલાલેખો પૂજ્યપાદ શ્રીમાન્ પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજની કૃપાથી, તેમના સાહિત્ય સંગ્રહમાંથી, પ્રાપ્ત થયા છે.

× આ શિલાલેખ, **મેવાડના રાયપુરા** તાલુકામાં આવેલ **કરહેડા–કરેડા** ગામના **શ્રી પાર્શ્વનાથ** ભગવાનના મંદિર સંબંધીનો છે, પણ તે હાલ સેવાડી (મારવાડ) ગામના ગુરા (મહાત્મા) પૃથુરાજની પોષાળમાં વિદ્યમાન છે લેખની અસલ કોપી ઉપર, "સેવાડીથી કરહેડા ૮ ગાઉ થાય છે" એમ લખ્યું છે, પરંતુ અત્યારે તો સેવાડીથી કરેડા પાર્શ્વનાથ તીર્થ લગભગ ૩૦ માઇલ થાય છે અગાઉના સમયમાં પહાડી રસ્તાથી કદાચ આઠ ગાઉ થતુ હોય તો **અસંભવિત** નથી.

સં. ૧૩૫૫ ના ફાગણ વદિ ૧૧ ને દિવસે, મહારાવલ **શ્રીસામંતસિંહદેવ*** અને રાજ શ્રી **કાન્હડદેવ**ના રાજ્યમાં.....

આ લેખ, **ચોહટાન** ગામના કોઈ જૈનમંદિરમા ખોદાયેલો છે. આ **ચોહટાન** ગામ **બાહડમેર**ના રાજ્યની અંતર્ગત અને તેની નજીકમા આવેલુ હશે, તેમ જણાય છે આ લેખનો બાકીનો ભાગ ઘસાઈ ગયેલો છે

(૧૩)+

दं०॥ संवत् १२५० आषाढवदि १४ रवौ॥ भुडवद्रवास्तव्यं (व्य) श्रावकसांभण॥ भार्या जिनबाइ सुत राहड राश्वदेव भावदेव [कुटुं] बसहितेन राश्वदेवेन [स्तभ]लता प्रदत्ता द्रा० २०

સંવત ૧૨૫૦ ના અષાડવદિ ૧૪ને રવિવાર, **ભુડવદ્ર** નિવાસી શ્રાવક સાંભણની ભાર્યા જિનબાઈ, તેના પુત્રો રાહડ, રાશ્વદેવ, ભાવદેવ વિગેરે કુટુંબથી યુક્ત શ્રાવક રાશ્વદેવે ગામ **ઓઈઆના** જિનાલયમા વીશ દ્રામ ખરચીને એક સ્તંભ કરાવ્યો.

(૧૪)

ॐ सं० [१२]५० आषाढवदि १४ रवौ बहुविधिवास्तव्य....रोहिल सुत धांधल तत्सुत कुलधर साल्हणाभ्यां भार्या व(वी)रमति श्रेयार्थे स्तंभलता द्रा० २० प्रदत्ता॥

સં. ૧૩૫૦ના અષાડ વદિ ૧૪ને રવિવારે, **બહુવિધ** ગામનિવાસી શ્રાવક રોહિલના પુત્ર ધાધલના પુત્રો કુલધર અને સાલ્હણે ભાર્યા વીરમતિના કલ્યાણ માટે **ઓઈઆ** ગામના જિનાલયમાં વીશ દ્રામ ખરચીને એક સ્તભ કરાવ્યો

---

* આ મહારાવલ **સામંતસિંહ, બાહડમેર**નો મહારાજા હોવો જોઇએ, અને તેથી આ **ચોહટાન** ગામ, **બાહડમેરુ (બાડમેર)** રાજ્યની અંદર આવેલું હશે, એમ લાગે છે.

"જૈન પત્ર" ના તા ૧-૩-૧૯૩૬ ના અંકમા પ્રગટ થયેલ અને **બાડમેર** પાસેના **જસાઈ** સ્ટેશનથી ત્રણેક ગાઉ દૂર જંગલમાં આવેલ શ્રી નવ તોરણીયા જૈન મંદિરમાંના શિલાલેખમા (કે જે વિ. સ. ૧૩૫૨ના વૈશાખ સુદી ૪ નો છે) "મહારાજકુલ **સામંતસિંહ** દેવકલ્યાણના વિજયવંતા રાજ્યમા" એવો ઉલ્લેખ છે; તેમ જ **સત્યપુર (સાચોર)** ના એક શિવાલયના વિ. સ. ૧૩૪૫ના કારતક સુદિ ૧૪ સોમવારના લેખમા પણ એ જ પ્રમાણે "મહારાજકુલ સામંતસિંહ દેવકલ્યાણના વિજયવંતા રાજ્યમાં" એવો ઉલ્લેખ મળે છે. એટલે તે વખતે સાચોર, બાડમેર રાજ્યની અંતર્ગત હોવાનું જણાય છે.

+ ૧૩-૧૪ના લેખો ગામ **ઓઈઆ** મારવાડના જિનમંદિરના છે.

# (૨) મંત્રી દયાલશાહના કિલ્લાનો લેખ

લેખક :
મુનિરાજશ્રી હિમાંશુવિજયજી
ન્યાય-સાહિત્ય-તીર્થ

ગત વર્ષના **ઉદયપુરના** ચોમાસા પછી અમને મેવાડમાં પર્યટન કરવાનું સૌભાગ્ય સાંપડ્યુ. તે પર્યટન (વિહાર) મા મેવાડની સંસ્કૃતિ અને પરિસ્થિતિને ઓળખવાનો સારો પ્રસંગ મળ્યો. મેવાડનાં લાખો અને કરોડોના ખર્ચે તૈયાર થયેલાં પૂર્વકાલીન ગગનચુંબી જૈનમંદિરો, ચમત્કારી જૈન મૂર્તિઓ, પહાડો, નદીઓ અને બીજાં બીજાં ધર્મના યુદ્ધના સ્થાનો નિહાળ્યાં. સંખ્યાબંધ મંદિરો, મૂર્તિઓ, ગામના દરવાજા અને તલાવ વિગેરે ઉપર લાગેલા શિલાલેખોને જોવાનો, લખવાનો સારો લાભ મળ્યો. કોઈ કોઈ ગામમાં સંઘ અને જતિઓના હસ્તક રહેલ પુસ્તકભંડારોને પણ સમયના પ્રમાણમા તપાસવાનો યોગ પ્રાપ્ત થયો. આમ પૂજ્ય મહારાજજીની સાથે મેવાડમા વિહાર કરતા એક બાજુ મેવાડની ભૂમિના આહારવિહાર વિગેરેની કઠોરતાનાં દુઃખો અને બીજી બાજુ ઉપર્યુક્ત સાહિત્ય–સંસ્કૃતિની યોગ્ય જ્ઞાનસામગ્રીથી અનેક પ્રકારનો આનંદ અનુભવાયો. મનુષ્ય જેટલુ જુવે છે, જાણે છે અને અવુભવે છે તેનો સહસ્રાંશ ભાગ પણ લખતો બોલતો નથી, અને તાજેતરમાં જેટલુ લખવાનું મન હોય તે સમયના વ્યવધાનથી શિથિલ થાય છે તે પછી બીજાં કાર્યો અને વિચારો જન્મે છે તેથી તેમાંથી પણ બહુ જ ઓછો ભાગ લખવા જેટલો ઉત્સાહ રહે છે. બીજુ કારણ એ પણ છે કે પૂજ્યપાદ શ્રી વિદ્યાવિજયજી મહારાજે **'મારી મેવાડની યાત્રા'** શિર્ષક **લેખમાલા**[1] લખી છે તેમાં મેવાડ વિષે ઘણીખરી જ્ઞાતવ્ય બાબતો લખી છે. તેથી તેની તે વાતનુ બીજા શબ્દોમા પુનરાવર્તન કરવામા સાર કે મહત્ત્વ નથી. તેથી ફકત **શિલાલેખો** વિષે જ ટૂંકમા લખીને ઇચ્છાને સંવરી લઈશ.

'મારી મેવાડની યાત્રા' મા મેવાડની જે **જૈન પંચતીર્થીની** હકીકત મહારાજજીએ લખી છે તે પાચ પૈકી એક તીર્થ **'દયાલશાહનો કિલ્લો'** પણ છે. તે કિલ્લો નથી પરંતુ પર્વત–ટેકરી ઉપર એક **આલીશાન જૈન મંદિર છે.** તેની ઘણીખરી હકીકત **આ જ માસિકના** ગયા–નવમા અંકમા પ્રકટ થઈ ચૂકી છે. તે મદિરમા ચારે બાજુ શ્રીજિનેંદ્રની મોટી-મનોહર મૂર્તિઓ છે. તે મૂર્તિઓ ઉપર નીચેની પાટડીમાં મોટો લેખ કોતરેલો છે. તેના અક્ષરો સારાં અને શુદ્ધપ્રાય છે. ચારે મૂર્તિ ઉપર ઘણું કરીને એક જ સરખા લેખ છે. શ્રી ઋષભદેવની એક મૂર્તિનો લેખ અમે અક્ષરશઃ વાચીને ઉતાર્યો છે તે અહીં આપીએ છીએ—

॥ ६ ॥ सिद्धि श्री गणेशाय नमः ॥ स्वस्ति श्रीमज्जिनेंद्राय सिद्धाय परमात्मने धर्मचैत्यप्रकाशाय ऋषभाय नमोनमः । अथ सवत् १७३२ वर्षे शाके १५९७ प्रवर्तमाने वैशापमासे शुक्लपक्षे सप्तम्यां तिथौ गुरुवासरे। पुष्यनक्षत्रे मेदपाटदेशे बृहत्तटाके चित्रकोटपति सीसोदीयागोत्रे। महाराणा श्रीजगतसिंहजी । तद्वशोद्धरणधीरमहाराजाधिराजमहाराणाश्री राजसिंहजी-

---

૧. આ લેખમાલા "જૈન" વિગેરે જુદા જુદા ગુજરાતી પેપરોમાં છપાણી છે. તેનો હિન્દી અનુવાદ પણ થાય છે.

विजयराज्ये। श्रीबृहत् ओसवालज्ञातीय। सीसोदीयागोत्रे। सूरपरयावंशे। साहश्री नेताजी। तद्भार्या नायकदे। तत्पुत्रसाह श्रीगजूजी। तद्भार्या गौरादे। तत्पुत्र संघवी श्रीराजाजी। तद्भार्या रयणादे तयोः पुत्राश्चत्वारः। प्रथमपुत्र साहश्री उदाजी। तद्भार्या भावलदे। तत्पुत्र साहश्री सुंदरदासजी। तद्भार्या सौभागदे। द्वितीयभार्या अमृतदे। भ्रातृ सिंघजी। भार्या साहिबदे। पुत्र ऋषभदास। द्वितीयभार्या सोहींगदे। द्वितीयपुत्रसाह श्री दुदाजी। तद्भार्या दाडिमदे। द्वितीय भार्या जगरूपदे। पुत्र बधुजी। भार्या प्यारमदे। द्वितीयभार्या बहुरगदे। तृतीयपुत्र साहश्री देदाजी। भार्या सिंदूरदे। द्वितीयभार्या कस्मीरदे। पुत्र सुरताणजी। भार्या सुणारदे। चतुर्थपुत्र संघवीश्री **दयालदासजी**। भार्या सूर्यदे। द्वितीयभार्या पाटमदे। पुत्र सांवलदासजी। भार्या मृगादे। समस्त परिवारसहितौ श्रीऋषभदेवजी चतुर्मुख प्रासाद कारितः। श्रीविजयगच्छे श्रीपूज्यश्रीसुमतिसागरसूरिजी। तत्पट्टे श्री आचार्यश्रीविनयसागरसूरिभिः। श्रीशंडेरगच्छे भट्टारक श्रीदेवसुंदरजी। श्री आदिनाथबिंबं प्रतिष्ठितं। शुभं भवतु॥ कल्याणमस्तु॥

**ભાવાર્થ**:—સિદ્ધિ-લક્ષ્મીયુક્ત ગણધરોને વારવાર નમન થાઓ. સિદ્ધ ભગવાન્ અને ઋષભદેવ તીર્થંકરને અનેકવાર નમસ્કાર થાઓ. અથ વિ૦ સં. ૧૭૩૨ વર્ષમાં, શક સં. ૧૫૯૭ના વૈશાખ સુદિ ૭ ગુરુવારે પુષ્ય નક્ષત્રમાં મેવાડ દેશમાં મોટા (રાજસાગર નામના) **તલાવની** પાસે **ચિતોડપતિ** **સીસોદિયા** ગોત્રના મહારાણાશ્રી **શ્રીજગત્-સિંહજીના** વંશને વધારનાર (શોભાવનાર) મહારાણાશ્રી **રાજસિંહજીના** રાજ્યમા **બૃહતઓસવાલ** જાતિના **સીસોદિયા** ગોત્ર અને **સૂરપર્યા** વંશમા શાહ **નેતાજી** થયા.

(તેમના પછી તેમના કુલમા જે વ્યક્તિઓ દયાલશાહ સુધી થઈ છે તે આ લેખમા લખી છે. તે કોષ્ટકરૂપમા નીચે આપવામાં આવે છે. જેથી વાચકોને તેમા રસ-આનંદ ઉત્પન્ન થાય દરેક પુરુષની પત્નિઓના નામ તેની સાથે જ કાઉસમાં આપેલ છે.)



આ બધા પરિવારની સાથે (દયાલશાહે) **શ્રીઋષભદેવજીનું ચતુર્મુખ** મંદિર કરાવ્યું. **વિજયગચ્છ**ના શ્રીપૂજ્ય શ્રી**સુમતિસાગર**સૂરિના પટ્ટધર શ્રી**વિનયસાગરસૂરિ** અને **શંડેરગચ્છ**ના ભટ્ટારક શ્રી**દેવસુંદરજી**એ શ્રીઆદીનાથના બિંબની પ્રતિષ્ઠા કરી. શુભ — કલ્યાણ થાઓ.

દયાલશાહ, મેવાડના રાજા શ્રી**રાજસિંહજીના** મંત્રી હતા. તેઓ બહાદુર અને સ્વામીભક્ત હતા. રાજસિંહજીએ **રાજનગર** ગામ વસાવી ત્યાં એક મોટું તલાવ અને તેની પાળ બંધાવી હતી. તેની પાસે **દયાલશાહે આ મંદિર બંધાવ્યું.**

દયાલશાહ એ કુલ ચાર ભાઈ હતા. તેમાંથી ત્રણ ભાઈઓને બબ્બે પત્ની હતી. દરેક સ્ત્રીઓના નામ પાછળ દે શબ્દ જોડવામાં આવ્યો છે. તે દેવીનુ ટુંકુંરૂપ લાગે છે. જેમ **સૂયદેવી, પાટમદેવી**.

પ્રતિષ્ઠા કરાવનાર વિજયગચ્છ અને શંડેર[1]ગચ્છના શ્રીપૂજ્ય—યતિ હતા.

પ્રતિષ્ઠા સમયે દયાલશાહનુ મોટું કુટુંબ મૌજૂદ હતું. અને આ મંદિરમાં ચારે બાજુ **શ્રીઋષભદેવની મૂર્તિ હતી** એમ લાગે છે. શ્રીકેસરીયાજીના લીધે, મેવાડના શ્વેતાંબર જૈનોની, **શ્રીઋષભદેવ તરફ** વિશેષ ભક્તિપ્રીતી છે તેથી સેંકડો ઠેકાણે મેવાડમાં[2] શ્રીઋષભદેવનાં મંદિર બનેલાં છે કહેવાય છે કે **બનેડા** ગામમાં પણ ઋષભદેવનુ મોટું મંદિર તીર્થ સ્થાન જેવું છે અને ત્યાંના મહારાજાની તે પ્રતિ સારી ભક્તિ છે.

**"દયાળશાહકા કિલ્લા"** એ નામથી પ્રસિદ્ધ મંદિર મેવાડનુ એક શ્વે૦ જૈનતીર્થ છે. ત્યા ધર્મશાળા છે અને યાત્રિઓને ભાતું આપવાની વ્યવસ્થા પણ થઈ છે. માવલીથી ખારચી તરફ જતી રેલ્વેના **કાંકરોલી** સ્ટેશનથી આ તીર્થમા જવાય છે.

હવે પછી **રાજસાગર** નામના તલાવની પ્રશસ્તિનો ઉપયોગી ભાગ આપવા વિચાર છે.

---

૧ આ ગચ્છની ઉત્પત્તિ સાંડેરાવ (મારવાડ) માં થઈ મનાય છે.

૨ કહેવાય છે કે જે વખતે જૈન દિવાન વિગેરેનો મેવાડ ઉપર સારો પ્રભાવ હતો અને મહારાણાઓની જૈનધર્મ પ્રતિ સારી ભક્તિ હતી તે વખતે મેવાડમાં કોઈ પણ નવું ગામ વસે તેની સાથે ઋષભદેવનુ મંદિર પણ બાંધવું એવી રાજ્યની આજ્ઞા હતી.

## (૩) ગંધારબંદર

સંગ્રાહક
મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

ગંધારમાં એક પ્રાચીન જિનાલય છે. મૂલ ગભારમા ૩ મોટા બિંબો છે, જેના શિલાલેખો આ પ્રમાણે છે —

**( ૧ ) વચમાં અમીઝરા પાર્શ્વનાથની પ્રતિમા ઉપરનો લેખ —**

संवत् इलाही ४८ संवत १६५९ वैशाख वद ६ गुरौ श्रीगंधारबदरे समस्तसंघेन स्वश्रेयसे श्री पार्श्वनाथबिंबं कारापितं प्रतिष्ठितं च श्रीतपागच्छे भट्टारक श्रीहीरविजयपट्टमकराकरसुधाकर—भट्टारकपरंपरापुरंदर—चव्वनचातुरीचमत्कृतचित्त—सकलमेदिनीमंडलाखंडल—साहिश्री अकबरदत्तबहुमान—समस्त सुं० ह० हितावतंस—भट्टारकपरंपरापद्मिनीप्राणप्रिय—भट्टारक—श्रीविजयसेनसूरिभिः ।

એટલે વિ સંવત ૧૬૫૮ના વૈશાખ વદ ૯ ને દિવસે ગંધારબંદરમાં સમસ્ત સંઘે આ પ્રતિમા ભરાવી અને તેની જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિની પાટે શ્રીવિજયસેનસૂરિએ પ્રતિષ્ઠા કરી.

**( ૨ ) જમણી બાજુ પાર્શ્વનાથની પ્રતિમા ઉપરનો લેખ—**

सं० १६७७ मार्गशिर्षे शित ५ रवौ गांधारबंदरे संघेन कारितं देवद्रव्येन श्रीपार्श्वना-बिंबं प्रतिष्ठितं तपागच्छे भ० विजयसेनसूरीश्वरपट्टालंकार भ० विजयदेवसूरिभिः सपरिकरैः । २ ।

એટલે સં. ૧૬૭૭ના માગસર સુદી ૫ ને દિવસે ગાંધારના સંઘે દેવદ્રવ્યથી આ પ્રતિમા ભરાવી અને તેની શ્રીવિજયસેનસૂરીશ્વરજીની પાટે શ્રીવિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી

**( ૩ ) ડાબી બાજુ પાર્શ્વનાથની પ્રતિમા ઉપરનો લેખ—**

सं० १६७७ मार्गशिर्ष शित ५ रवौ स्तंभतीर्थे श्रीपार्श्वनाथबिंबं प्रतिष्ठित तपागच्छे भ० विजयदेवसूरिभिः श्रिये गंधारबंदरस्य । ३ ।

એટલે ૧૬૭૭ના માગસર સુદી ૫ ને દિવસે આ પ્રતિમાની શ્રીવિજયદેવસૂરિજીએ પ્રતિષ્ઠા કરી.

આ મંદિરમાં મોટી ૩, ધાતુની ૪, મૂર્તિઓ છે તથા મંદિરની ભમતીમાં સંપ્રતિ મહારાજના સમયની ૩૬ તથા ધાતુની ૩ મૂર્તિઓ છે.

—:o:—

श्री

# જૈન સત્ય પ્રકાશ

તંત્રી: શાહ ચીમનલાલ ગોકળદાસ

વર્ષ ૧ અંક ૧૧



પ્રકાશક

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા,

**અમદાવાદ ( ગુજરાત ).**

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

## વિ ષ ય–દ ર્શ ન




લવાજમ—
સ્થાનિક ૧–૮–૦, બહારગામનું ૨–૦–૦

છુટક નકલ—
૦–૩–૦

મુદ્રક : બાલુભાઇ મગનલાલ દેશાઇ, મણિ મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ.

દળદાર વિશેષાંક !] "श्री जैन सत्य प्रकाश" [ગ્રાહકોને ભેટ !

**શ્રી રાજનગર (અમદાવાદમાં) મળેલ**

અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મુનિસંમેલન-સંસ્થાપિત

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિના**

**માસિક મુખપત્ર**

# "श्री जैन सत्य प्रकाश"ના

આગામી જ્ઞાનપંચમી—કાર્તિક શુકલા પંચમી—નો અંક

# "श्री महावीर निर्वाण विशेषांक"

તરીકે પ્રગટ થશે

એ દળદાર અંકમાં પરમાત્મા મહાવીર દેવ સંબંધી, ભિન્ન ભિન્ન વિદ્વાનોના
અતિ મહત્ત્વપૂર્ણ લેખોનો સંગ્રહ આપવામાં આવશે.

**આ દળદાર અંક**

"શ્રી જૈન સત્ય પ્રકાશ" ના ગ્રાહકોને ચાલુ લવાજમમાં
(જે વાર્ષિક માત્ર બે જ રૂપીયા છે)

ભેટ આપવામાં આવશે !

**આ અંકનું છુટક મૂલ્ય ૦-૧૨-૦ (ટપાલ ખર્ચ જુદું) રાખવામાં આવશે.**

જેઓ છુટક ગ્રાહક થવા ઇચ્છતા હોય તેમણે દ્વિતીય ભાદ્રપદ શુકલા પંચમી
પહેલાં પોતાનું નામ લખી જણાવવું જેથી તે માટે વ્યવસ્થા થઈ શકે.
માત્ર બે રૂપીયા જેટલી નજીવી રકમમાં આ દળદાર વિશેષાંક ઉપરાંત
આખા વર્ષના બીજા અગીયાર અંકોનું લગભગ ૫૦૦ પાના જેટલું, વિદ્વત્તાભર્યું
વાચન મેળવવું હોય તો ગ્રાહક થવા માટે તરત જ લખો —

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા
અમદાવાદ (ગુજરાત)

# શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિના
## માસિક મુખપત્ર
# "श्री जैन सत्य प्रकाश"ના "श्री महावीर निर्वाण विशेषांक"
## ની યોજના
# विद्वानोने लेखो मोकलवानुं आमंत्रण

આગામી કાર્તિક શુકલા પંચમી–જ્ઞાનપંચમીના દિવસે પ્રકટ થનારો "શ્રી જૈન સત્ય પ્રકાશ"નો અંક "શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક" તરીકે પ્રકટ કરવાનું સમિતિએ નિશ્ચિત કર્યું છે. ભગવાન્ મહાવીરના, આજ સુધીમાં અનેક ચરિત્રો પ્રકાશિત થયાં છે, પરંતુ પરમાત્મા મહાવીરદેવના જીવનનું સાચું મહત્ત્વ સમજાવે એવા અને અજૈન વિદ્વાન વર્ગના હાથમાં મૂકી શકાય એવા, ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી તૈયાર થયેલ જીવનચરિત્રની ખામી તો હજુ સુધી પૂર્ણ નથી જ થઇ. આવું ચરિત્ર લખનાર વિદ્વાનને ઉપયોગી થઇ શકે એવી સામગ્રીને સંગ્રહના રૂપમાં પ્રકટ કરવાની ભાવના એ આ વિશેષાંકની યોજનાનો મુખ્ય ઉદ્દેશ છે. એ ઉદ્દેશની પૂર્તિ માટે, ભગવાન્ મહાવીરસ્વામીના જીવનને લગતા જુદા જુદા વિષયો સંબંધી લેખો મોકલી આપવાનું, તે તે વિષયમાં નિષ્ણાત, જૈન કે અજૈન, ભારતીય કે પાશ્ચાત્ય અભ્યાસીઓને અમારું સાગ્રહ આમંત્રણ છે.

ભગવાન્ મહાવીરસ્વામીના જીવનને લગતા કેટલાક વિષયોનું સૂચીપત્ર નીચે આપવામાં આવ્યું છે. એ વિષયો પૈકી કોઇ પણ વિષય ઉપર, અથવા મહાવીરસ્વામીના જીવન સંબંધી કોઇ પણ બીજા વિષય ઉપર લેખ તૈયાર કરીને, મોડામાં મોડો દ્વિતીય ભાદ્રપદ શુકલા પંચમી પહેલાં મોકલી આપવા દરેક વિદ્વાન કૃપા કરશે એવી આશા છે.

૧ ભ. મહાવીરનું બૌદ્ધ સાહિત્યમાં સ્થાન
૨ ભ. મહાવીરના ચરિત્રનો જૈન આગમોમાં ઉલ્લેખ
૩ ભ. મહાવીરનું વિહારક્ષેત્ર
૪ ભ. મહાવીરના ભક્ત રાજાઓ.
૫ ભ. મહાવીરના સમયના દર્શનો.
૬ ભ. મહાવીરના સમયની સંઘ વ્યવસ્થા.
૭ ભ મહાવીરનો સમય-નિર્ણય.
૮ ભ. મહાવીરના જીવનની વિશેષ ઘટનાઓ
૯ ભ મહાવીર અને તત્કાલીન સમાજ.
૧૦ ભ. મહાવીરના સિદ્ધાંતો (સ્યાદ્વાદ, સપ્તભંગી, નય, કર્મ વગેરે)
૧૧ ભ મહાવીર યુગપ્રવર્તક તરીકે.
૧૨ ભ. મહાવીરની શ્રમણસંસ્કૃતિ અને બ્રાહ્મણ સંસ્કૃતિની તુલના.
૧૩ ભ. મહાવીરનો કુલ-પરિચય (ઐતિહાસિક દૃષ્ટિએ)
૧૪ ભ. મહાવીર અને બુદ્ધના વ્યક્તિત્વની તુલના.
૧૫ ભ. મહાવીરનું વૈદિક સાહિત્યમાં સ્થાન.
૧૬ ભ. મહાવીર પહેલાનો જૈનધર્મ.
૧૭ ભ મહાવીરની પટ્ટાવલી–પટ્ટપરંપરા અને શાખાઓ.
૧૮ ભ. મહાવીરના જીવન પર પૂર્વના ૨૭ ભવની અસર
૧૯ ભ. મહાવીરની તપસ્યા અને તેનું મહત્ત્વ.
૨૦ ભ. મહાવીરના ગણધરો.
૨૧ ભ. મહાવીરને થયેલ ઉપસર્ગોનું રહસ્ય
૨૨ ભ. મહાવીરનાં તીર્થો.
૨૩ ભ. મહાવીર સંબંધી પ્રાચીનતમ શિલાલેખ.
૨૪ ભ. મહાવીરના ચરિત્ર સંબંધી સાહિત્ય. (જૈન, અજૈન, ભારતીય, પાશ્ચાત્ય)
૨૫ ભ મહાવીરના સમયની રાજકીય સ્થિતિ.
૨૬ અન્યત્ર રહેલાને તારવા: હાલિક મહાશતકનો પ્રસંગ, કુંડકોલિકને બોધ.
૨૭ દેવશર્માને પ્રતિબોધ.
૨૮ અવતારની નિયતતા.
૨૯ દેવાદિઆગમનઆદિનું રહસ્ય, તેની જરૂર.
૩૦ તત્ત્વજ્ઞાન અને તેની મહત્તા
૩૧ ગણધરોને ધર્માંતર કરવાની જરૂર.
૩૨ અર્થ પ્રરૂપણા જ કેમ?

લેખો મોકલવાનું તથા તે સંબંધી પત્રવ્યવહારનું સરનામું—

**વ્યવસ્થાપક. "શ્રી જૈન સત્ય પ્રકાશ"**

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसमइयं । पत्तं मासियमेयं भव्वाण मग्गयं विसय ॥१॥

# श्री जैन सत्य प्रकाश


પુસ્તક ૧ | અંક ૧૧


अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगयं दाउं विसिट्ठुत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसए चे मेऽहिलासा तया,
वाइज्जा प्पवरं पसिद्धजइणं सच्चप्पयासं मुया ॥ २ ॥


વિક્રમ સંવત્ ૧૯૯૨ : વીર સંવત્ ૨૪૬૨ : સન ૧૯૩૬

જેઠ શુકલા પંચમી — મે ૨૫


## ॥ अनेकार्थक-श्री केसरिया स्तोत्रम् ॥


कर्ता—आचार्य महाराज श्रीविजयपद्मसूरिजी


॥ आर्यावृत्तम् ॥

सिरिणेमिपायपउमं—पणमिय सिद्धट्ठजोगविहिदक्खं ॥
पहुकेसरियाथुत्तं—रएमि सिरितित्थभद्दयरं ॥ १ ॥

॥ मालिनीवृत्तम् ॥

अणुवमसुहकंतिं संथुयं वासवेहिं । सयलसुहनियाणं सच्चसंपत्तिगेहं ॥
तिहुयणगयकित्तिं—सव्वया पुज्जपायं । पढमनिवइभिक्खुं-आइमं तित्थणाहं ॥२॥
पवरपुरिससीहं सव्वलोयप्पईवं । समहिलसियदाणे कप्परुक्खोवमाणं ॥
पवरखवगसेढी पत्तसुद्धस्सरूवं । विमलपरमनाणण्णायलोयस्सहावं ॥ ३ ॥
पयडियवरतंतसिट्ठलच्छीसमेअं । तिहुयणकयसेवं सिट्ठदेवाहिदेवं ॥
अइसयगणपत्तं जोगखेमप्पवीणं । भवजलनिहिपोयं जच्चसोवण्णकायं ॥ ४ ॥
हिअयकमलबोहे भक्खरं सुद्धभासं । विजियदुरियचक्कं जावयं खीणदोसं ॥
पडिहयसमकम्मं मेइणीए पसिद्धं । विहुयमरणजाइं लद्धसंसत्थजोगं ॥ ५ ॥
नयरवरधुलेवामंडणं पुण्णलब्भं । सिवमयलमणंतं संसियं ठाणमिट्ठं ॥
निविडतिमिरणासं जस्स णामं पसत्थं । उसहपहुमहं तं वीयरायं णमामि ॥६॥

|| आर्यावृत्तम् ||

वियलियविग्घसमूहं–पसण्णवयणं विसिट्ठगइवयणं ||
मुत्तिप्पयपयसेवं सिरिकेसरियाविहुं वंदे || ७ ||
जह तुम्हाणं सोक्खं–पियं तहा चेव सव्वजीवाणं ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || ८ ||
हियमियसच्चं वयणं–वत्तव्वं विण्णसव्वजीवेहिं ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || ९ ||
चोरिक्कं दुग्गइयं–हेयं हिंसाणिबंधणं सिग्घं ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १० ||
सीलं मुत्तिनियाणं–विग्घोवसमं च संजमप्पाणं ||
साहिज्जकरणदक्खा–सीलेणं वासवा णियमा || ११ ||
दीहाउतेयवंता–दढसंहणणा महाबला पुरिसा ||
तह सुंदरसंठाणा–हवंति सीलप्पहावेणं || १२ ||
अच्चब्भुयमाहप्पं–णच्चा सीलस्स रक्खणं कुज्जा ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १३ ||
मुच्छा भवभावेसुं–णो कायव्वा पयंडदुक्खदया ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १४ ||
कायव्वो भव्वणरा !–संतोसो भोगदविणपमुहेसुं ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १५ ||
कोहो चारित्तरिऊ–करुणाभावायहो सया चज्जो ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १६ ||
कडुफलओ पीइवहो–पुण्णोदयकित्तिसंतिहो कोहो ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १७ ||
माणजओ कायव्वो–मद्दवभावेण भव्वपुरिसेहिं ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १८ ||
माया तिरिगइयाया–ण विहेया अप्पवंचणा कइया ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || १९ ||
समविद्धंसो लोहो–धम्माराहणविमुत्तिविग्घयरो ||
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे || २० || (अपूर्ण)

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમત્ સાગરાનન્દસૂરિજી

( ગતાંકથી ચાલુ ).

આપણે આગળ ઉપર જોઇ ગયા કે દિગંબરોની ઉત્પત્તિ કયા ક્ષેત્રમાં, કયા મનુષ્યથી, કયા કારણથી અને કેવી રીતે થઇ છે; અને એ ઉત્પત્તિના પ્રસંગે તેઓને સવસ્ત્રવાળા ધર્મમાંથી બહાર નીકળી, લોકોને ઉત્તર દેતાં "દિશારૂપી વસ્ત્રો હમારે છે" એમ જણાવી, પોતાના દિગંબરપણાની વિશેષતાથી, જૈનપણાની મુખ્ય સંજ્ઞા ગૌણ કરી દઈ, "દિગંબર" એવી પેટાભેદની સંજ્ઞા વહોરવી પડી. પણ તે દિગંબરપણાને લીધે સાધુપણાના મૂલરૂપ કહો કે પ્રવચન–જૈનશાસનની માતા કહો એવી ઇર્યાસમિતિ આદિ સમિતિઓને કેવી રીતે તેઓને દેશવટો દેવો પડ્યો છે.

## શુભ ગુરુ યોગ, વચન સેવા અને વૈરાગ્ય

તેમ છતાં તેઓને, ઉપકરણ છોડતાં, બીજો વિચાર પણ કરવો જોઇતો હતો. અને તે વિચાર એ કે ભગવાન્ જિનેશ્વર મહારાજ જેવા સ્વયંબુદ્ધો કે આગલા ભવથી અવધિજ્ઞાન આદિ લઇને આવનારા કે નમિરાજાદિ પ્રત્યેક બુદ્ધો કે જેઓ જાતિસ્મરણ પામીને તે દ્વારા જ વૈરાગ્ય ભાવને ધારણ કરે તેવા તો ઘણા ઓછા જ જીવો હોય છે, પણ જીવોનો ઘણો ભાગ તો એવો હોય છે, કે જેઓ શ્રી ગુરુદેવના સમાગમમાં આવવાની પ્રથમ ઘડી સુધી મિથ્યાત્વ અને અજ્ઞાનના દરિયામાંથી ડોકીયું બહાર કહાડવાની સ્થિતિવાળા પણ ન હોય અને માયાજાળમાં એવા ફસાયેલા હોય છે કે જયણા કરવાની કે મૃષાવાદાદિના વર્જનની છાયા પણ એઓને મળેલી હોતી નથી, એવા મહાનુભાવોને કોઈ સદ્‌ભાગ્યના યોગે, અનન્ત ભવચક્રમાં, અનંત પુદ્‌ગલપરાવર્તો, અનાદિથી રખડતાં જે ન મળી શક્યો તેવો, દુર્લભતમ સદ્‌ગુરુનો યોગ પ્રાપ્ત થાય, આલસ્યાદિ તેર કાઠીયા નડે નહિં અને તેઓ સદ્‌ગુરુ પાસેથી વચનામૃતનુ પાન મેળવી શકે. જો કે સદ્‌ગુરુનો યોગ મળ્યા છતાં કોઇક ભાગ્યશાલિને જ તે વચનામૃતનુ પાન કરવાનુ ભાગ્ય સાંપડે છે અને તેથી જ શાસ્ત્રકાર મહારાજાઓ મનુષ્યપણાની દુર્લભતા કરતાં પણ ધર્મશ્રવણની દુર્લભતાને ઉંચા નંબરે બતાવે છે એટલુ જ નહિં પણ શુભ ગુરુનો યોગ છતાં પણ તેમની પાસેથી વચનની પ્રાપ્તિ અને તેમના વચનની સેવા અત્યંત દુર્લભતમ બતાવે છે. તેવી રીતે કોઇક આસન્નસિદ્ધિકને શુભ ગુરુનો યોગ અને તેમના વચનામૃતનુ સેવન આવી મળ્યું હોય અને કર્મ રાજાનુ જોર અત્યંત ઓછું થતાં તે

વૈરાગ્યવાળો થાય અને અત્યંત વીર્યોલ્લાસ થવાથી મોહનીય કર્મની બેડીને ઢીલી કરી નાંખે અને તેના પ્રભાવે સંસાર કારાવાસમાંથી નીકળે.

## ઉપકરણના અભાવે સામાયિક ચારિત્રનો નાશ

આટલી બધી સ્થિતિ છતાં એટલું તો દિગંબરોને પણ કબુલ કરવું જ પડે એમ છે કે પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓ પ્રથમ સામાયિક ચારિત્રને પ્રાપ્ત થાય છે અને પછી જ્યારે તે નવદીક્ષિતોને છ જીવનિકાયનું જ્ઞાન, શ્રદ્ધા થવા સાથે, થાય અને તેઓ પરિહારની પરીક્ષામાં પાસ થાય ત્યારે જ છેદોપસ્થાપનીય નામના ચારિત્રને તે સર્વ સાધુઓ પ્રાપ્ત થાય છે; અને આચારાંગ કે દશવૈકાલિકના પ્રથમ કે ચાર અધ્યયન થયા સિવાય તે સાધુઓને સ્વતંત્ર વિચરવાની તાકાત આવી ગણાતી નથી; તેમ જ આચારાંગના બીજા શ્રુતસ્કંધના પિંડૈષણા આદિ કે દશવૈકાલિકના પાંચમા પિંડૈષણાના અધ્યયનને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સાધુ કે સાધ્વીને પોતાને માટે કે પરને માટે આહાર કે વસતિ આદિ કાંઈ પણ ગ્રહણ કરવાનો અધિકાર હોતો નથી અને હોય પણ નહિં. તો પછી દિગંબરો આહાર કે પાણી માટે પાત્રની જરુર જ નથી ગણતા તેઓને, પોતાના મતમાં સામાયિક ચારિત્ર લીધા છતાં, પિંડ અને વસતિ આદિમાં અણઘડ સાધુઓને આહાર લાવવા માટે લાયક ગણવા તૈયાર થવું જ પડશે.

મધ્યસ્થ, સુજ્ઞ મનુષ્યો સહેજે સમજી શકશે કે દિગંબર સાધુ પાત્ર નહિં રાખવાના આગ્રહને લીધે, જ્યાં સુધી આચારાંગ કે દશવૈકાલિકના તે તે અધિકારને જાણીને છ જીવનિકાયને જાણનારા ન થાય ત્યાં સુધી તે છેદોપસ્થાપનીય ચારિત્ર વગરના સાધુને કોઈ તેવા કલ્પવાળો તો આહાર પાણી લાવી દે નહીં તેથી તે નવદીક્ષિતને, જેમ ગૃહસ્થ છ કાયની હિંસાથી, અજ્ઞાન હોવાને લીધે, બચી શકે નહિ, તેવી રીતે છ જીવનિકાયની દયામાં રહેવું અને છ જીવનિકાયની હિંસાથી બચવું એ અસંભવિત જ છે. અર્થાત્ દિગંબરોને જેમ પાત્રાદિકના અભાવે બાલ, ગ્લાન અને વૃદ્ધાદિક પ્રત્યે બેદરકાર અને કઠોર થવું પડે છે, તેવી રીતે દિગંબરોના નવીન સાધુઓને પણ છ જીવનિકાયનુ જ્ઞાન ન પણ થયુ હોય અને વસતિ કે પિંડના દોષો ન પણ જાણ્યા હોય તો પણ, કલ્પમાં તૈયાર થયેલ સાધુઓને પાત્રાદિક રાખવાનો અધિકાર કે કલ્પ ન હોવાથી, અણઘડપણામાં આહાર પાણી માટે ફરવું પડે, તે લેવાં પડે અને વાપરવાં પડે. એટલે તત્ત્વદૃષ્ટિવાળા મધ્યસ્થોને તો કબુલ જ કરવું પડે તેમ છે કે જૈનોમાં પાંચ મહાવ્રતોમાં મુખ્ય એવું પ્રથમ મહાવ્રત તેમાં પણ ભિક્ષાની શુદ્ધિએ મુખ્ય સ્થાન, દિગંબરોથી સ્વપ્ને પણ સાચવી શકાય જ નહિં. અર્થાત્ એમ કહીએ તો હેલના વાક્ય નહિ કહેવાય કે દિગંબરોના હિસાબે, ગૃહસ્થપણામાં

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—आचार्य महाराज श्रीमद् विजयलावण्यसूरिजी

(गतांकथी चालु)

## साधु आहारपान कितने वार करे ?

उपर्युक्त प्रश्नमा 'दिनमे' एटलो शब्द वधारवानी आवश्यकता

आ प्रश्नकार लेखकनो अभिप्राय एवो जणाय छे के साधु दिवसमां केटली वार आहार पाणी करे? कारण के आ ज प्रश्नना स्पष्टीकरणमां लेखक ते प्रमाणे जणावे छे। आ अभिप्रायने अनुसारे 'साधु दिनमें आहार पान कितने वार करे' एम जणाववुं जोइतुं हतु, अर्थात् उपर्युक्त प्रश्नमां दिनमें एटलो शब्द वधारवानी जरुर हती, छतां ते मूकेल नथी। ते शब्द नहि मुकवाथी आ प्रश्नमांथी पण प्रश्नो उपस्थित थाय छे के—शुं जींदगीभरने माटे पुछे छे के वर्षने माटे, पक्षने माटे, दिवसने माटे, पूर्वाह्णने माटे के अपराह्णने माटे ?

[ 'દિગંબરોની ઉત્પતિ'નું અનુસંધાન ]

રહેલો સારો છે કે જે સર્વ સાવદ્યનો ત્યાગ નથી કરતો પણ યથાશક્તિ છએ જીવનિકાયની દયા પાળે છે. એટલે જેઓ દિગંબરના મતે સામાયિક ચારિત્ર લે છે અને તેથી પાપના સર્વ વ્યાપારોનો મન, વચન અને કાયાથી ત્યાગ કરે છે અને તે પણ એવી સખત રીતે કે પાપનો વ્યાપાર કરવો નહીં, કરાવવો નહીં કે બીજા કરે તો તેનું અનુમોદન ન કરવું, તેઓ પણ છ જીવનિકાયના કે આહારે વસતિ આદિના દોષોના જ્ઞાન વગર સ્વયં તો દોષવાળા આહારાદિનો પરિહાર કરી શકે એ સંભવિત નથી અને ગુરુ મહારાજ વિગેરે પાત્રાદિકના અભાવે, તે શૈક્ષક જે નવદીક્ષિત હોય તેને આહારાદિ લાવીને દઈ શકે નહિ, અને તેથી તેઓનો સર્વ સાવદ્યનો ત્યાગ માત્ર કથનમાં રહે છે, એટલું જ નહિ પણ ડગલે અને પગલે તે સર્વ સાવદ્યત્યાગની પ્રતિજ્ઞાના પ્રાણનો નાશ થયા કરે છે. અને આ બધો પ્રભાવ પાત્રાદિક ઉપકરણો કબુલ ન કરવાનો જ છે. આથી સુજ્ઞ મનુષ્યને સહેજે સમજાશે કે દિગંબરોએ પાત્રાદિક ઉપકરણને ઉઠાવીને સામાયિક ચારિત્રને દેશવટો દીધો છે. (અપૂર્ણ)

कारण के अनेक रीते आहारना प्रमाणनी गणत्री शास्त्रमां आवे छे। आखी जीन्दगीना आहारनी गणत्री पण शास्त्रमां अमुक प्रकारे आवे छे। छद्मस्थादि कालना आहारनी गणत्री पण शास्त्रमां आवे छे। जेम महावीर परमात्माए छद्मस्थावस्थाना १२॥ वर्ष प्रमाण कालमां ३४९ वखत ज आहार लीधो हतो.

दिवसमां एक वार शुद्ध आहार लेवो ते
मूल गुण होइ शकतो नथी

लेखक जणावे छे के, "दिनमें एक बार शुद्ध आहार लेना, यह भी एक मूल गुण है" अर्थात् दिवसमां एकवार शुद्ध आहार लेवो ते मुनिनो मूल गुण कहेवाय छे। लेखकनी आ वात व्याजबी नथी। आ बाबतने माटे हवे आपणे विचार करीए—

'मूलगुण' आमां बे शब्दो छे, एक 'मूल' अने बीजो 'गुण' शब्द। मूल एटले शुं? जेना नाशथी वस्तुनो नाश थाय, जेना सिवाय वस्तुनी निष्पत्ति न होय, जेना सिवाय वस्तु न रही शकती होय, तेने मूल कहेवामां आवे छे। जेम मूलियाना नाशथी वृक्षनो नाश थाय छे, मूलियानी उत्पत्तिथी वृक्षनी उत्पत्ति थाय छे, मूळीया सिवाय वृक्ष रही शकतुं नथी, माटे मूळीयां वृक्षनु मूल कहेवाय छे। मूल शब्दना उपर जणावेल अर्थमां दिगम्बर शास्त्रनी पण सहानुभूति छे, जुओ—दिगम्बरशास्त्र दर्शनप्राभृत गाथा २, अने तेना परनी वृत्ति "दंसणमूलो धम्मो.. । दर्शनं सम्यक्त्वं मूलमधिष्ठानमाधारं, प्रासादस्य गर्तापूरवत्, वृक्षस्य पातालगतजटावत्, प्रतिष्ठा यस्य धर्मस्य स दर्शनमूल एवंगुणविशिष्टो धर्मो दयालक्षणः"

भावार्थ—महेलनुं मूल जेम जमीनमां पूरेलो पायो छे, वृक्षनुं मूल जेम भोंयमां रहेली जटाओ (मूळीयां) छे, एम सम्यग्दर्शन जेनुं मूल कहेता आधार छे एवो दयामय धर्म छे॥ आनी अंदर जेना आधारे वस्तु रही शके ते मूल कहेवाय छे, एवो अर्थ सूचववामां आवेल छे। तथा जुओ— दर्शनप्राभृत गाथा १०—११:—

जह मूलम्मि विणट्ठे दुमस्स परिवार णत्थि परिवड्ढी।

तह जिणदंसणभट्ठा मूलविणट्ठा ण सिज्झंति॥ १०॥

[यथा मूले विनष्टे द्रुमस्य परिवारस्य नास्ति परिवृद्धिः।

तथा जिनदर्शनभ्रष्टा मूलविनष्टा न सिद्ध्यन्ति॥ १०॥]

भावार्थ— जेवी रीते मूल नाश पामे छते वृक्षनो अने तेना परिवारनी वृद्धि थती नथी तेवी रीते जिनदर्शनथी भ्रष्ट थयेला जीवो मूलविनष्ट होवाथी सिद्ध थता नथी। आनी अंदर जेना नाशथी वस्तुनो नाश थाय ते मूल कहेवाय एम सूचववामां आवेल छे। तथा—

जह मूलाओ खंधो साहापरिवार बहुगुणो होइ।

तह जिणदंसणमूलो णिदिट्ठो मोक्खमग्गस्स॥ ११॥

[यथा मूलात् स्कन्धः शाखापरिवारो बहुगुणो भवति।

तथा जिनदर्शनं मूलं निर्दिष्टं मोक्षमार्गस्य ॥ ११ ॥ ]

भावार्थ— जेवी रीते मूलथी स्कन्ध, शाखा अने परिवार बहु गुणवाळो थाय छे तेवी रीते जिनदर्शन मोक्षमार्गनुं मूल छे ।

आनी अन्दर जेनाथी वस्तुनी उत्पत्ति थाय ते मूल कहेवाय छे, ए अर्थ सूचववामां आव्यो । प्रस्तुतमां पण जे मूलरूप गुण ते मूलगुण कहेवाय छे। कोना मूलरूप गुण ए जिज्ञासा स्वाभाविक उत्पन्न थाय छे। आना जवाबमां जणाववुं पडशे, के मुनिपणाना मूलरूप जे गुण ते मूलगुण कहेवाय छे, अर्थात्—जेना नाशथी मुनिपणानो नाश थाय, जेनी उत्पत्तिथी मुनिपणानी उत्पत्ति थाय अने जेना सिवाय मुनिपणुं रही शकतुं नथी ते मुनिपणाना, एटले गुण गुणीनो अभेद मानवाथी मुनिना, मूलगुण कहेवाय छे। जो के मुनिपणामां सम्यग्दर्शन, सम्यग्ज्ञान अने सम्यक्चारित्र, आ त्रणे होय छे तो पण मुनिपणानु खास प्रयोजक सम्यक्चारित्र छे, कारण के प्रथम बे तो गृहस्थोमां पण होय छे; अने मुनिपणुं तेओमां होतुं नथी। सारांश ए थयो के चारित्रना जे मूलगुण ते मुनिना मूलगुण कहेवाय, अर्थात्—चारित्रनो जे उत्पादक होय, जेना नाशथी चारित्रनो नाश थतो होय, जेना सिवाय चारित्र न टकी शकतुं होय ते चारित्रनो मूलगुण कहेवाय छे। आटला ज माटे सम्यक्चारित्रने टकावनारा तथा तेना उत्पादक होवाने लइने सर्वतः प्राणातिपातविरमणादिक पांच महाव्रतोने मूलगुण कहेवामां आवे छे, अने ते मूलगुण होवाथी तेनो व्रत शब्दथी व्यवहार नहि करतां महाव्रत शब्दथी व्यवहार करवामां आवे छे। एक वार दिवसमां शुद्ध आहार लेवो ए जो मुनिनो मूलगुण होय तो तेनो पण महाव्रत शब्दथी व्यवहार करवो जोइए, अने करेल नथी, माटे मूलगुण पांच महाव्रत ज छे, अने बाकीना गुणो उत्तरगुण छे अने ते मूलगुणोना क्षेमने माटे छे।

एकभोजित्व जो मूल तरीके गणवामां आवतुं होय तो उपवासी मुनिने एक वखत खावानुं नथी माटे एकभोजित्वरूप मूलगुण रह्यो नहि अने मूलगुणना अभावे चारित्रनो पण नाश थइ जशे! कदाच एम कहो के एक वखत खावुं एटले एकथी वधारे वार न खावुं एवो अर्थ छे. तेथी करीने उपवासी मुनिमां दोष आवशे नहि। आना जवाबमां जणाववानुं जे प्रथम तो तेनो एक वखत खावु तेवो अर्थ सीधी रीते नीकली शकतो नथी। कदाच आग्रहथी खेंची मरडीने तेवो अर्थ करवामां आवे तो पछी श्रावकोने स्थावरनी हिंसा करवी ते पण मूलगुण मानवो पडशे, कारण के तेनो स्थावर सिवाय त्रस जीवनी हिंसा न करवी एवो अर्थ तमारी शैली प्रमाणे थइ जशे, अने ते प्रमाणे मानेल नथी। तथा मुनिओने माटे एकभोजनातिरिक्तभोजनविरमण नामनु महाव्रत मानवु पडशे, अने तेमां मूलगुणनुं लक्षण पण घटी शकतुं

नथी, कारण के कारणे अनेक भोजनथी चारित्रनो नाश थतो नथी। सर्वसावद्यत्यागरुप चारित्र छे अने एक वखतना भोजनमां जेम चारित्र सचवाय छे तेम कारणे अनेक वखतना भोजनमां पण चारित्र सचवाशे।

कदाच एम कहो के अनेकवारना भोजनमां बे त्रणवार गोचरी जवा आववा विगेरेने लइने विराधना थशे। जो बे वखतमां विराधना थती होय तो एक वखतमां तमारे पण तेना करतां अडधी विराधना थशे। तेमां उपयोग अने प्रयोजन छे माटे न थाय एम कहो तो अमारे पण बे वखतमां उपयोग अने प्रयोजन छे। वळी जे वस्तु उपयोगथी एक वखत कराय छे तेमां दोष नथी तो ते वस्तु कारणे उपयोगथी बे वखत कराय तेमां दोष शो? कदाच एम कहो के जो दोष नथी तो पछी तमारा शास्त्रमां पण सामान्यतः एक वखतने माटे गोचरी केम बतावबामां आवेल छे? तेना जवाबमां जणाववानुं जे सामान्यतः एक वखतथी निर्वाहनो संभव छे माटे। तो पछी अनेक वखत शा माटे बतावेल छे? ज्यां निर्वाह न थइ शकतो होय तेने माटे तथा कारणे दिगम्बरोने पण दिनमां अनेकवार भोजन मानवुं पडे छे। जेम कोइ मुनि अत्यन्त बीमार अवस्थामां पडेल छे, गोचरी जवा आववानी बीलकुल शक्ति नथी, बीजाए लावी आपेल आहार पण एकी साथे आपी शकाय तेवी स्थिति नथी, वैद्य पण बे बे कलाकना आंतरे आहार आपवानुं कहे छे, आथी विपरीत करवामां मुनिना मृत्युनो भय समायेलो छे: आवा प्रसंगे शुं करवुं? मुनिने मरवा देवा के अनेकवार थोडो थोडो आहार आपवो? मरवा देवा एम तो कही शकाशे नहि। कदाच एम कहेवामां आवे के तेना आयुषनो सम्बन्ध होय तेम थाय, पण अनेकवार भोजन नहि करावीए, तो ते पण व्याजबी नथी। जेम दिगम्बर मान्यता प्रमाणे सामान्यतः पर घेर जइने त्यां भोजन करवानुं छे, पात्रा विगेरे राखवानां नथी, छतां पण मंदग्लानादिकारणे पात्रा राखवां अने गृहस्थने त्यांथी आहार लावीने आपवानां कारणिक विधानो छे तेमां सामान्य मार्गनो बाध करी कारणे ते मार्ग स्वीकारवो पड्यो तेम अंहीया पण सामान्यतः एक भोजननो बाध करीने मुनिने बचाववा माटे अनेकवार भोजननो स्वीकार करवो पडशे।

कदाच कहो के पहेलुं मानीशुं अने आ नहि मानीए तो अर्धजरतीय न्यायने लइने ते हास्यास्पद थशे। कदाच एम कहो के आ तो कारणे अनेकवार भोजन छे तो तेना जवाबमां जणाववानुं के अमारामां पण कारणे ज अनेक भोजन बतावबामां आवेल छे. अने एक भोजन छे ते पण कारणे ज छे। कारण सिवाय नहि। सामान्यतः बहुलताने आश्रीने एकवार भोजन जणाववामां आवेल छे परंतु तेनुं तात्पर्य एवुं नथी के गमे तेवुं कारण होय तो पण एकथी वधारे वखत खाइ शकाय ज नहि। (अपूर्ण)

# સંતબાલની વિચારણા અને મૂર્તિપૂજા-વિધાન

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**આ૦**—આપની યુક્તિ સત્ય છે, પરન્તુ નિરાકાર ઈશ્વરનો આકાર શી રીતે બની શકે એટલો જ સંદેહ છે.

**મં૦**—નિરાકાર સાકર પણ થઈ શકે છે. જુઓ તમારા કથન અનુકૂલ ઈશ્વર નિરાકાર છે, પરન્તુ આકારવાલા ૐકાર શબ્દમાં એનો સમાવેશ થઈ જાય છે. વળી તમો કહો છો કે ઈશ્વર સર્વવ્યાપક છે. અને તે પરિછિન્ન મૂર્તિમાં કદાપિ આવી શકતા નથી. હવે વિચારવું જોઈએ કે જ્યારે સર્વવ્યાપક ઈશ્વર એક નાના ૐકાર શબ્દમાં સમાઈ શકે છે તો પછી શું તે મૂર્તિમાં નહિ સમાઈ શકે? વળી ઈશ્વરનુ જ્ઞાન નિઃસંદેહ નિરાકાર છે એમ પણ તમો માનો છો અને સાકાર જડ વેદોમાં પણ ઈશ્વરનુ જ્ઞાન માનો છો. ભલા એ સ્થાપના નહિ તો બીજું શું છે? અને એવી રીતે નિરાકાર ઈશ્વરની પ્રતિમા બનાવવામાં આવે તો શી હરકત છે? વળી આર્ય પ્રતિનિધિ સભા પંજાબ તરફથી બનાવેલ સ્વામી દયાનન્દજીના જીવન ચરિત્રના પાના ૩૫૯માં લખ્યું છે કે-ઈશ્વરનું કોઇ રૂપ નથી, પરન્તુ જે કાંઈ આ સંસારમાં દૃષ્ટિગોચર થાય છે તે તેમનુ જ રૂપ છે, આથી સિદ્ધ થાય છે કે મૂર્તિ પણ પરમાત્માનું રૂપ છે. કારણકે સંસારની સઘળી સાકાર વસ્તુ પરમાત્માનુ રૂપ છે.

**આ૦**—એ વાત તો સત્ય છે પરન્તુ જડની પૂજા કરવાથી ચેતનનું જ્ઞાન કદાપિ થઈ શકે નહિ.

**મં૦**—જો એમ માનવામાં આવે તો જડ વેદોના પુસ્તકથી પણ પરમાત્માનું જ્ઞાન ન થવું જોઈએ. અને વેદોથી પરમાત્માનુ જ્ઞાન થાય છે એમ તો તમો માનો છો. તેથી સિદ્ધ થયુ કે જડ પદાર્થથી ચેતનનું જ્ઞાન થઈ શકે છે.

**આ૦**—જો કોઈ બદમાસ તમારી મૂર્તિઓના આભૂષણ ચોરી જાય કે મૂર્તિને તોડી નાખે, તો તમારી મૂર્તિ એને કાંઈ નુકસાન કરી શકતી નથી, તો પછી હમને એ શું લાભ કરી શકવાની હતી?

**મં૦**—જો એમ માનશો તો તમારે ઈશ્વરને પણ ન માનવા જોઈએ, કેમકે ઘણા નાસ્તિકો ઈશ્વરને નથી માનતા એટલું જ નહિ પણ ઇશ્વર કોણ છે, ઈશ્વર શું વસ્તુ છે, વિગેરે કહી અપમાન પણ કરે છે; તો પણ ઇશ્વર તે નાસ્તિકોને કંઈ પણ કરતા નથી. વળી પરમાત્માએ જાણવા છતાં

એવા નાસ્તિકોને શા માટે ઉત્પન્ન કર્યા હશે ? જો તે જાણતા ન હતા તો તે બ્રહ્મજ્ઞાની કેમ કહેવાય ? પરન્તુ સાચી વાત એ છે કે જે કાંઇ થાય છે તે બધું પોતાની ભાવનાથી થાય છે. તેથી મૂર્તિના આભૂષણ ચોરનારને કે મૂર્તિનુ ખંડન કરનારને પોતાથી બુરી ભાવના અનુસાર ફળ આપોઆપ મળે જ છે.

આ૦—મૂર્તિ તો પોતાના ઉપરથી માખી જેવી નાની વસ્તુને પણ ઉડાવી શકતી નથી તો પછી એની ભક્તિથી બીજાઓને શું લાભ થઈ શકે ?

મં૦—તમારા વેદ માટે પણ એ જ દોષ લાગુ પડે એમ છે. જો તમે એમ કહેશો કે વેદોથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, તો શું વેદ સ્વયં જ્ઞાન કરાવવામાં સમર્થ છે, અગર પુરુષ પોતાની બુદ્ધિથી જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે ? જો વેદ સ્વયં જ્ઞાન કરાવી શકે છે, તો એ કહેવું તદ્દન અસત્ય છે કેમકે જો એમ જ હોય તો મૂર્ખ પુરુષ પણ વેદને પાસે રાખી તેનો જ્ઞાતા બની જાય. પરન્તુ એવું કોઇ ઠેકાણે જોવામાં આવતું નથી. જો પોતાની બુદ્ધિથી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે તો એ મુજબ મૂર્તિથી પણ તેવી રીતે ઈશ્વરનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે; જેવી રીતે હાથીની મૂર્તિ જોઇને, જે પુરુષે હાથી જોયો નથી તેને, હાથીનુ જ્ઞાન થઈ જાય છે. તેથી મૂર્તિ અવશ્ય માનવી જોઇએ. વળી તમારા ગુરુ દયાનંદ સરસ્વતિજીએ બનાવેલ સત્યાર્થ પ્રકાશ નામના પુસ્તકથી પણ મૂર્તિ સિદ્ધ થઈ શકે છે.

આ૦—હમારા ગુરુજી મૂર્તિ માનવાનું લખે એ કદાપિ સંભવતું નથી.

મં૦—તમને ખાત્રી કરવી હોય તો સત્યાર્થ પ્રકાશના ૩૭ મા પાનાપર જોઇ લો, જ્યાં અગ્નિહોત્રની વિધિ અને એના સંબંધમાં આવશ્યક સામગ્રીનું વર્ણન કર્યું છે. ત્યાં જણાવ્યું છે કે આટલી લાંબી પહોળી, ચાર ખુણાવાલી વેદી, આવા પ્રકારનું પ્રોક્ષણીપાત્ર, પ્રણીતાપાત્ર, આવા પ્રકારની આજ્યસ્થાલી અને આવા નમુનાનો ચમચો બનાવવો જોઇએ. હવે વિચાર કરો કે જો સ્વામીજી મૂર્તિને નહિ માનતા હોય તો તેઓ પોતાના સેવકોને ચિત્ર વિના ઉપરનું સ્વરૂપ કેમ સમજાવી શકયા નહિ ?

આ૦—પણ હમે એ ચિત્રોને નિશ્ચયથી વેદી ઇત્યાદિક માનતા નથી. હમે તો માત્ર એ ચિત્રોને અસલની વેદી ઈત્યાદિનું જ્ઞાન થવામાં નિમિત્ત માનીએ છીએ.

મં૦—હમે પણ એમ જ કહીએ છીએ કે મૂર્તિ ઇશ્વર નથી, પરન્તુ ઇશ્વરનુ સ્વરૂપ સ્મરણ કરાવવામા કારણભૂત છે.

આ૦—વેદી ઈત્યાદિ વસ્તુ તો સાકાર છે. એનાં ચિત્રો બનાવવાં યોગ્ય છે. પરન્તુ ઇશ્વર તો હૃદયથી ચિન્તવન કરવા લાયક છે, તેથી એની મૂર્તિ શી રીતે બની શકે ?

**મં૦**—જો તમો ઈશ્વરને હૃદયથી ચિન્તનીય અને અરૂપી માનો છો તો ૐ શબ્દનો સંબંધ ઇશ્વરની સાથે રહેશે નહિ. અને તો પછી એ પદના ધ્યાન અને ઉચ્ચારણથી તમોને શું લાભ થશે?

**આ૦**—જે વખતે હમે ૐ પદનું ધ્યાન અને ઉચ્ચારણ કરીએ છીએ તે વખતે હમારા આન્તરિક ભાવ જડરૂપ ૐ શબ્દમાં રહેતા નથી. બલ્કે એ પદના વાચ્ય-ઇશ્વરમાં રહે છે.

**મં૦**—જ્યારે તમારા ભાવ, વાચક ૐ પદને છોડી વાચ્ય-ઇશ્વરમાં રહે છે તો પછી તમારે વાચકપદ ૐ શબ્દની શું જરુર છે?

**આ૦**— ૐ પદની આવશ્યકતા એટલા માટે છે કે ૐ શબ્દ વિના ઇશ્વરનું જ્ઞાન થતું નથી.

**મં૦**—જેવી રીતે ૐ પદની સ્થાપના વિના ઈશ્વરનુ ધ્યાન થઇ શકતું નથી એવી રીતે મૂર્તિ વિના ઇશ્વરનું જ્ઞાન પણ થઇ શકતું નથી. કદાચ તમે કહો કે એ મૂર્તિ બનાવનારે ઇશ્વરને કયા જોયા છે? તો તે તમારું કહેવું ઠીક નથી, કારણકે જેમ નકશા બનાવવાવાલો સર્વ દેશ ઇત્યાદિ જોયા વગર નકશા તૈયાર કરે છે અને એ નકશા ઉપરથી માણસને સર્વ નગર ઇત્યાદિનુ જ્ઞાન થઇ શકે છે. એ પ્રમાણે મૂર્તિમાં પણ સમજવું જોઇએ.

**આ૦**—ભલા જ્યારે શાસ્ત્રથી જ ઇશ્વરનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે તો પછી મૂર્તિની શી જરુર છે?

**મં૦**—તમારું એ કહેવુ પણ ઠીક નથી, કારણ કે કેવળ વૃત્તાંત સાંભળવાથી જે જ્ઞાન થાય છે તે કરતાં એ વૃત્તાંત સાથે એ વસ્તુનો નકશો પણ દેખાડવામાં આવે તો એ જ્ઞાન વધુ સ્પષ્ટ અને પાકું થાય છે

**આ૦**—જો આપ, પત્થરની મૂર્તિને જોવાથી શુભ પરિણામ આવે છે, એમ માનો છો તો એની જડતાનો ભાવ પણ આપમાં અવશ્ય આવશે. અને જ્યારે બુદ્ધિ પત્થર થઇ જશે તો આપ પણ પાષાણવત્ જડ થઇ જશો.

**મં૦**—અરે ભાઇ, મૂર્ખ પણ જાણે છે કે સ્ત્રીની પ્રતિમા દેખીને કામ જરુર ઉત્પન્ન થાય છે, પણ જોનાર માણસ સ્ત્રી બની જતો નથી. એવી રીતે શાન્ત, દાન્ત, વીતરાગ દેવની મૂર્તિ જોઈને માણસ શાન્ત, દાન્ત થઈ શકે છે, પણ કંઈ જડ બની જતો નથી. વળી ૐ શબ્દ પણ જડ છે અને તમે તો અનેકવાર ૐ શબ્દ દેખ્યો હશે, પરન્તુ જડ તો ન બન્યા.

**આ૦**—આપનું કહેવું અસત્ય છે, કેમકે ૐ શબ્દ દેખીને હમોને પરમાત્માનુ સ્મરણ થાય છે.

**મં૦**—તો પછી મૂર્તિ માટે પણ એ જ વાત છે એ કેમ ભૂલો છો? સંસારમાં કોઈ પણ મત એવો નથી કે જે મૂર્તિને ન માનતો હોય? અલબત દરેકની માનવાની પદ્ધતિ જરુર ભિન્ન ભિન્ન છે, પણ તેટલા માત્રથી મૂર્તિનું ખંડન તો ન જ થઇ શકે.

**આ૦**—પણ મૂર્તિ જડ છે તેથી એની ઉપાસનાથી મનુષ્ય પણ જડ બની જશે એ શંકા હજી હૃદયથી દૂર થતી નથી. [જુઓ પૃષ્ઠ ૩૬૮]

# दिगम्बर शास्त्र कैसे बनें?

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

( गतांकसे क्रमश )

## प्रकरण ६—आचार्य गुणसेनजी और प्रसिद्ध वाचकाचार्य श्रीनागहस्तीजी

श्री देववाचकजीने "नन्दीसूत्र"में आचार्य मंगुके प्रशिष्य एवं आचार्य नंदिलक्ष्मण-के शिष्य आचार्य नागहस्तिजीका अच्छा परिचय दिया है। वहाँ लिखा है कि—

वड्ढउ वायगवंसो, जसवंसो अज्जनागहत्थीणं।
वागरण-करण-भंगिय-कम्मपयडी पहाणाणं॥
—नंदीसूत्र-स्थविरावली, गाथा-३०

अर्थ—आचार्य नागहस्तिजी व्याकरण, गणित, भांगे और कर्मप्रकृतिके प्रधान ज्ञाता थे, उनके वाचक वंशकी वृद्धि हो, यश.-पुंजकी वृद्धि हो।

इन आचार्यका समय करीव वीर-निर्वाणकी आठवीं शताब्दीका उत्तरार्ध है। आचार्य रेवतीनक्षत्र और ब्रह्मद्वीपिक आचार्य सिंह इनके वादमें हुए है। ये आचार्य करीब करीब पांचवे पूर्वके विद्या—पाठी थे।

दिगम्बर ग्रन्थकार इन आचार्यको पूर्ववित् मानते है, मगर इनका जीवन—परिचय करानेमें मौन धारण करते है। दिगम्बराचार्य इन्द्रनन्दी अपने श्रुतावतार ग्रंथकी गाथा ५१ में साफसाफ फरमाते है कि—इन आचार्य नागहस्तिको गुरुपरपरासे सर्वथा अनभिज्ञ है। इन आचार्यकी कृपासे दिगम्बर समाजको और भी एक दूसरा शास्त्र मिला है। ब्रह्म हेमचंद्रके "सूअ खंधो", दिगम्बराचार्य इन्द्र-नंदीके "श्रुतावतार" एवं प० श्रीधरके "श्रुतावतार" में बताया है कि आचार्य गुणधरने पांचवे पूर्वसे "दोषप्राभृत" अपर-नाम "कषायप्राभृत" शास्त्रकी रचना की, जिसमें १५ अधिकार, १८३ गाथाये, और ५०३ विवरण गाथायें थी। यह सम्पूर्ण शास्त्र आचार्य नागहस्तिको मुखपाठ था।

यति वृषभने उन आचार्यके पास यह शास्त्र पढ़कर इसके उपर ६००० श्लोक प्रमाण टीका की। बादमें उच्चराचार्यने उस चूर्णीपर ही १२००० श्लोक प्रमाण वृत्ति ( टीका ) बनाई। और "सकषायप्राभृत" ( दोषप्राभृत ) और "कर्मप्राभृत" ( षट्खंडागमशास्त्र ) दिगंबर समाजके प्रारंभके आगम वन गये।[४३]

---

४३ आज ये आगम भी मौजुद नहीं है—देखिए, किंग एडवर्ड कॉलेज—अमरावती ( c. p. ) के संस्कृत अध्यापक हीरालालजी दि० जैन लिखते है—कि उनसे (कौण्डकुन्दाचार्यसे)

अत्यंत दु:खकी बात है कि यह चूर्णी और यह वृत्ति आज लभ्य नही है।

दिगम्बर आचार्योंने कर्म्मप्राभृत–षट्खंड शास्त्रको अपनाया, एवं दोषप्राभृत (सकषाय-प्राभृत) को भी जिनागम सा मान्य रक्खा। और भिन्न भिन्न आचार्योंने इन दोनों शास्त्रकी टीका बनानेका प्रारंभ कर दिया।

"श्रुतावतार" आर्या १६१ से १७६ में उल्लेख है कि–"इन शास्त्रों पर पद्मनंदीजी,[४४] शामकुंडसूरि, तुंबलुर आचार्य, आचार्य समंतभद्र,[४५] बप्पदेव, आचार्य वीरसेन और आचार्य जयसेनने नई नई टीकायें बनाई है।

---

पहले जो भद्रबाहु आदि श्रुतज्ञानी हो गये है उनके नाममात्रके सिवाय उनके कोई ग्रन्थ आदि हमें अब तक प्राप्त नही हुए है। कुन्दकुन्दाचार्यसे कुछ प्रथम ही जिन "पुप्पदन्त भूतबलि" आदि आचार्योंने आगमको पुस्तकारूढ किया उनके ग्रन्थोंका अब कुछ पता नहीं चलता।

—जैन शिलालेख संग्रह, भूमिका, पृष्ठ १२९

इस मान्यताके अनुसार दिगबर सम्मत ये प्राचीन ग्रन्थ भी आज विद्यमान नहीं है। आज प्राचीन से प्राचीन जो दिगम्बरशास्त्र उपलब्ध है वे सभी वीर निर्वाणकी चौदहवीं शताब्दिके ही है।

दि० प० वीरेन्द्रकुमारजी "जैनदर्शन" पाक्षिकके वर्ष ३, अंक १८ में इन ग्रन्थ-कर्त्ताओंका समय विक्रम सवत् २४ से पहलेका मानते है, मगर सभी दिगम्बर ग्रन्थकार इन आचार्योंको कुन्दकुन्दाचार्यके बादमे हुए मानते है, इतना ही नहीं वरन् शक सं० १३२० के विन्ध्यगिरि पर्वतके नं० १०५ के शिलालेखमें साफ खुदा है कि—

वीरनिर्वाग संवत् ६८३ तकमें २३ अंगधारी आचार्य हुए। उनके पश्चात् क्रमश: तेरहवे आचार्य कुन्दकुन्दाचार्य हुए, बादमे और ८ आचार्य हुए, अन्तिम आचार्य गुणभद्र-सूरिके दो शिष्य, १ पुप्पदंत और २ भूतबलिजी, थे।

पाठक समझ सकते है कि–इस शिलालेखकी गवाहिसे "सकषायप्राभृत" के रचयिता दिगंबर आचार्य पुष्पदत और भूतबलिजीका समय विक्रमकी प्रथम सहस्राब्दीके बादमें निश्चित होता है। (पृष्ठ १९५ से १९९)

४४ दिगम्बर संघमें "पद्मनंदी" नामके अनेक आचार्य हुए है। दिगम्बराचार्य कुन्द-कुन्दका भी दुसरा नाम "पद्मनदी" है।

४५ आचार्य इन्द्रनंन्दीके "श्रुतावतार" (पद्य) में सूचन है कि–जब आचार्यश्री समन्तभद्रसूरि कर्मप्राभृतकी टीका बना रहे थे, तब उनके गुरुभ्राताओंने साधनोंका अभाव

उन्हींमें अंतिम टीका धवला – जयधवका यानी महाधवला ( धवलग्रन्थ ) है। महाधवलाकी समाप्ति वीरनिर्वाणके बाद १३४३ वर्षमें हुई है।

कोई भी बुद्धिमान् मनुष्य यहां प्रश्न कर सकता है कि–जिनागमके अभाव माननेवाले इन दिगम्बराचार्योंने टीका बनानेकी सामग्री कहांसे प्राप्त की ? इतिहास इसका स्पष्ट उत्तर दे सकता है कि–श्री देवर्धिगणि क्षमाश्रमणने वीरनिर्वाण संवत् ९८० में लिखकर सुरक्षित बनाये हुए जिनागमोंसे ही, कि जिन जिनागमोंके प्रति दिगंबर समाज बहुमानकी दृष्टिसे नहीं देखता है।

( क्रमशः )

---

होनेसे छठे महाबन्ध खंडकी वृत्ति बनानेकी मना की। ( "साधनोंका अभाव" यह शब्द भी उस समयकी ज्ञान–रहित दिगम्बर–श्रमण–परंपरा की परिस्थिति के प्रतिध्वनिरूप ही है )

पं० श्रीधरके "श्रुतावतार" (गद्य) में उपर्युक्त सभी टीकाओंका निर्देश है, किन्तु आचार्य समन्तभद्रजीकी टीकाका नाम निर्देश तक नहीं है।

प० जुगलकिशोर मुख्तारके "स्वामी समन्तभद्र" में इस टीकाको अनुपलब्ध माना है।

---

('સંતબાલની વિચારણા'નું અનુસંધાન)

મં૦— ઠીક, હજી પણ બે ચાર દૃષ્ટાંત જુઓ :—બ્રાહ્મી નામની બુટી એક જડ પદાર્થ છે, પરન્તુ એને ખાવાથી ચેતનતા વધે છે. આત્માનો જ્ઞાન ગુણ છે તેથી પદાર્થોને આત્મા જ જોઇ શકે છે. છતા પણ આત્માને ચક્ષુ આદિ ઇંદ્રિયોની સહાયતા સ્વીકારવી પડે છે, કારણ કે ચક્ષુનો નાશ થતાં એ પદાર્થ દેખી શકાતો નથી. હવે વિચારો કે પદાર્થનું દર્શન કેમ થતું નથી ? શું જોવાવાલો આત્મા વિદ્યમાન નથી ? તે તો હયાત છે જ છતાં ચક્ષુ નષ્ટ થવાથી પદાર્થ દેખી શકાતો નથી. હવે તમો ન્યાયથી કહો કે જડનો કેટલો બધો પ્રભાવ છે, કે જેના અભાવમાં આત્મા પણ પદાર્થોને જોવા સમર્થ થતો નથી. વળી આંખ સાબીત હોવા છતાં પોતે પોતાની જાતને દેખી શકતી નથી. પરન્તુ જ્યારે આદર્શ (આરીસો) સન્મુખ ધરવામાં આવે તો શીઘ્ર આંખ પોતાને જોઈ શકે છે. હવે વિચાર કરો કે આ જગ્યાએ જડ રૂપ આદર્શ કેવા પ્રકારનો લાભ પહોંચાડે છે. એવી જ રીતે મૂર્તિ પણ પરમાત્માનો બોધ કરાવી શકે છે. વળી કોઇ મનુષ્યને, પોતાની જોવાની શક્તિ સંપૂર્ણ હોવા છતાં, અરધો માઇલ દૂર જોવું હોય તો તે જોઈ શકતો નથી, પણ દુર્બીન લગાવીને જોવામાં આવે તો લગભગ દશ માઇલ સુધીની વસ્તુ પણ દૃષ્ટિગોચર થઈ શકે છે. હજી પણ વિચારો કે દુરબીન એક જડ પદાર્થ છે, પરન્તુ એમાં કેટલી શકિત છે અને તે કેટલો લાભ પહોંચાડી શકે છે ? ભલા, હવે તો ન્યાયની દૃષ્ટિથી વિચાર કરી તમને ખાત્રી થઈ હશે કે વસ્તુતઃ મૂર્તિપૂજા ઠીક જ છે. (અપૂર્ણ)

# સિરોહી રાજ્ય અને જૈન સ્થાપત્યો

અનુવાદક.—મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

પ્રસિદ્ધ ઈતિહાસજ્ઞ, શ્રીમાન્ રા બ. ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ "सिरोही राज्यका इतिहास" નામક એક પુસ્તક તૈયાર કરેલ છે. સિરોહી રાજ્યમાં પુષ્કળ જૈન સ્થાપત્યો છે એટલે એ પુસ્તકમાં તેઓએ સિરોહી રાજ્યમાં આવેલ જૈન સ્થાપત્યોનો પણ, તેના સન સંવત્ સાથે, ઉલ્લેખ કરેલ છે. જો કે એની સાથે સાથે આચાર્યો કે રાજાઓની પરંપરા આપેલ નથી, છતાં સન-સવત્નો સ્પષ્ટ ઉલ્લેખ હોવાના કારણે ઐતિહાસિક દૃષ્ટિએ એ વસ્તુ ઉપયોગી હોવાથી તેનો અનુવાદ નીચે આપવામાં આવેલ છે. આશા છે જૈન ઇતિહાસના અભ્યાસીઓને એથી અવશ્ય નવું જાણવાનું મળશે.

—અનુવાદક

**સિરોહી**—અહિં "દેરાસેરી"ના નામથી પ્રસિદ્ધ સ્થાન છે જેની અદર ચૌમુખજીનું મંદિર મુખ્ય છે; જે વિ૦ સ૦* ૧૬૩૪ ના માગશર શુદ પાચમે બન્યુ છે

**બામણવાડજી**—આ ગામમાં પ્રસિદ્ધ, વિશાલ મહાવીરસ્વામીનું જૈનમંદિર છે અહી દૂર દૂરના લોકો યાત્રા માટે આવે છે. આ મદિર કયારે બન્યુ તે ચોક્કસ કહી શકાતું નથી, પરંતુ મુખ્ય મંદિરની ચોતરફ નાની નાની દેરીઓમાંની એક દેરી ઉપર સ૦ ૧૫૧૬ (ઈ. સ ૧૪૬૨)નો શિલાલેખ છે મુખ્ય મંદિર ઉક્ત સંવતથી પૂર્વકાલનું હોવું જોઈએ.

**જાડોલી**—અહી શાન્તિનાથનું પ્રાચીન જૈનમંદિર છે, જેના વિ૦ સં૦ ૧૨૫૫ (ઈ. સ. ૧૧૯૮)ના લેખમા પરમાર રાજા ધારાવર્ષની રાણી શ્રૃગારદેવી જે નાડોલના ચૌહાણ રાજા કેલ્હણદેવની પુત્રી હતી તેણે ઉક્ત મદિરને એક વાડી ભેટ કર્યાનો ઉલ્લેખ છે+

**પીંડવાડા**—અહીંના મહાવીરસ્વામીના જૈનમદિરની દીવાલ ઉપર એક શિલાલેખ વિ સં ૧૪૬૫ (ઈ. સ ૧૪૦૮) નો લાગેલ છે. લેખમાં આ કસબાનુ નામ **પિંડવાટક** લખેલ છે.

**અજારા**—અહિં એક વાવ છે તેની પાસે પરમાર રાજા યશોધવલના સમયનો વિ સં. ૧૨૦૨ (ઈ. સ. ૧૧૪૫) અને ચદ્રાવતિના રાજા રણસિંહના સમયનો વિ સં. ૧૨૨૩ (ઈ સ ૧૧૬૬) નો તથા પરમાર રાજા ધારાવર્ષના સમયનો વિ. સં. ૧૨૪૭ (ઈ. સ ૧૧૯૦)નો લેખ મળેલ છે. તેની ઉપર સેકડો વર્ષોનો વરસાદ પડવથી તે ઘસાઈ ગયો છે તો પણ તેમા લખેલ સંવત્ તથા રાજાઓના નામ પ્રાચીન ઇતિહાસ

---

* આ મંદિરના લેખમા સંવત્ ૧૬૩૪, શાકે ૧૫૦૧ લખેલ છે, પરંતુ સંવત્ના અંકમા ચા શક અંકમા બે વર્ષનો ફરક છે, કેમકે સં. ૧૬૩૪મા શક ૧૪૯૯ થાય છે

+ ઉક્ત મંદિરની દીવાલમાં લગાડેલ વિ સ ૧૨૫૫ (ઈ સ. ૧૧૯૮)ના લેખમાં મહાવીરસ્વામીનુ મંદિર લખેલ છે તેથી અનુમાન થાય છે કે પહેલા આ મંદિર મહાવીરસ્વામીનું હશે પણ પાછળથી–તેમા શાન્તિનાથની મૂર્તિ સ્થાપિત કર્યા પછી–શાતિનાથના મદિર તરીકે તેની પ્રસિદ્ધિ થઇ હશે.

માટે ઘણા ઉપયોગી છે. અહીં મહાવીરસ્વામીનું જૈનમંદિર છે જેની અંદર સરસ્વતીની મૂર્તિ નીચે વિ. સં. ૧૨૬૯ (ઇ. સ. ૧૨૧૨)નો લેખ છે.

**વસન્તગઢ**—આખા સિરોહી રાજ્યમાંથી અત્યાર સુધીમાં જેટલા શિલાલેખો મળેલ છે તે દરેકમાં જુનો વિ. સં. ૬૮૨ (ઇ. સ. ૬૨૫)નો અહીંથી મળેલ લેખ છે. બ્રહ્મગુપ્ત નામના જ્યોતિષીએ શક સં. ૫૫૦ વિ સં. ૬૮૫ (ઇ સ ૬૨૮)માં "સ્ફુટબ્રહ્મસિદ્ધાન્ત" નામનો ગ્રન્થ રચ્યો. અહી એક તુટેલ જૈનમંદિરના ભોંયરામાંથી થોડા વર્ષ ઉપર કેટલીક મૂર્તિઓ નીકળી હતી જેમાંની એક મોટી મૂર્તિ પર વિ. સં. ૧૫૦૭ (ઇ. સ. ૧૪૫૧) માઘ સુદિ ૧૧ના મેવાડના મહારાણા કુંભકર્ણના સમયનો લેખ છેઃ—

सं. १५०७ वर्षे माघ सुदि ११ बुधे राणाश्री कुमकर्ण राज्ये वसन्तपुर चैत्ये . . . .

અહીંથી કેટલીક પીતલ (ધાતુ) ની મૂર્તિઓ પણ નીકળી હતી. જેમાંની બે મ્હોટી મૂર્તિઓ ઉપર્યુક્ત પીંડવાડાના જૈનમંદિરમાં રાખેલી છે, જેની ઉપર વિક્રમ—સંવત્ ૭૪૪ (ઇ૦ સ૦ ૬૮૭)નો લેખ છે.

**નાંદિઆ,**—આ ગામની ઉત્તરમાં એક મ્હોટું જૈનમંદિર છે જેની બહારની દીવાલમાં લાગેલા એક લેખમાં વિક્રમ સંવત્ ૧૧૩૦ (ઇ૦ સ૦ ૧૦૭૩) છે. ઉક્ત મંદિર (નંદીશ્વરચૈત્ય) ની આગલ એક વાવ બનાવ્યાનો ઉલ્લેખ છે.

**કોજરા**—આ ગામમાં સંભવનાથનુ જૈનમંદિર છે જેની અંદર એક સ્થંભપર વિ૦ સ૦ ૧૨૨૪ (ઇ૦ સ૦ ૧૧૩૭) નો લેખ છે જેમાં આજે પાર્શ્વનાથનું મંદિર લખેલ છે જેથી સંભવ છે કે વાસ્તવિક આ મદિર પાર્શ્વનાથનુ હશે અને પછીથી આમા સંભવનાથની મૂર્તિ સ્થાપિત હોવાને કારણે ઉક્ત ભગવાનના નામથી પ્રસિદ્ધ થયુ હશે.

**રોહીડા**—આ ગામમાં ત્રણ મદિર છે. (૧) પચાયતિ પાર્શ્વનાથ ભગવાનનુ (૨) આદિનાથનું અને (૩) તેના જ બગીચામા મહાવીરસ્વામીનું મંદિર છે. આ ત્રણે મંદિરો નવાં છે. પ્રાચીનતા કાંઈ દેખાતી નથી.

**વાસા**—આ ગામમા જગદીશ નામનું શિવાલય છે તેના દ્વાર પર જૈનમૂર્તિ બનાવેલ છે આ મંદિરના વિષયમાં એવી પ્રસિદ્ધિ છે કે આ મંદિર જૈનમૂર્તિ માટે જ બનાવેલ હતુ, પરંતુ પછીથી બ્રાહ્મણો અને મહાજનોમા તે મદિર માટે ઝગડો થયો અને અતે શિવમૂર્તિ સ્થાપિત થઈ વાસાથી બે માઇલ દૂર કળાગરા નામક એક ગામ હતુ ત્યાં પાર્શ્વનાથનું જૈનમંદિર પણ હતું. અત્યારે એનું નામનિશાન નથી ત્યાથી એક શિલાલેખ વિ સં. ૧૩૦૦ (ઇ સ ૧૨૪૩)નો મળે છે. ઉક્ત સંવત્મા ચંદ્રાવતિનો રાજા આલ્હણસિંહ હતો. ઉક્ત ગામ નથા મદિરનો ઉલ્લેખ તે શિલાલેખથી મળી શકે છે.

**કાયદ્રાં**—આ ગામની અંદર એક પ્રાચીન જૈનમંદિર હતુ, જે મદિરનો થોડા વર્ષો પહેલાં જીર્ણોદ્ધાર થયેલ છે મુખ્ય મદિરની ચોતરફની નાની દેરીઓમાથી એક દેરીના દ્વાર પર વિ. સં. ૧૦૯૧ (ઈ. સ. ૧૦૩૪)નો લેખ છે અહીં બીજુ પણ એક પ્રાચીન જૈનમંદિર હતું જેના પત્થર આદિ લઈ જઈ રોહીડાના નવીન બનેલ મંદિરમા લગાવેલ છે.

**ઓર**—આ ગામમાં વિઠલાજી (વૈષ્ણવમંદિર) છે તેનો મુખ્ય દરવાજો મારબલનો છે જેની ઉપર સુંદર ખોદકામ કરેલ છે અને તેની ઉપર જૈનમૂર્તિ હોવાથી સ્પષ્ટ જણાય છે કે તે દરવાજો કોઇ જૈનમંદિરમાંથી લાવી અહીં બેસાડેલ છે આ ગામના એક વૃદ્ધ પુરુષથી જાણવામા આવેલ છે કે પહેલાં તે દરવાજો અહીં ન હતો વિ સં. ૧૯૧૪ (ઇ. સ. ૧૮૫૭)માં આ મંદિરની મરામત થઇ તે વખતે ઉક્ત દરવાજો ચંદ્રાવતિથી લાવી અહિં લગાડવામાં આવેલ છે. ગામની મધ્યમાં પાર્શ્વનાથનું જિનાલય પણ છે, જેની અંદર બે ઊભી મૂર્તિઓ છે તેની ઉપર વિ. સ. ૧૨૪૦ (ઇ, સ. ૧૧૮૩) વૈશાખ સુદિ ૧૧નો લેખ છે જેમા આ મંદિરને "महावीरचैत्य" લખેલ છે જેથી સમજાય છે કે પહેલાં એ મહાવીર સ્વામીનુ મંદિર હતુ.

**હણાદ્રા**—આ ગામમાં એક જૈનમંદિર છે. આબુ ઉપર દેલવાડા ગામમાં બનેલ વસ્તુપાલના પ્રસિદ્ધ મંદિરના શિલાલેખમાં हंडाउद्रा ગામનું નામ મળે છે.

**ચન્દ્રાવતી**—આબુરોડ સ્ટેશનની ૪॥। માઈલ દૂર, દક્ષિણમાં ચંદ્રાવતી નામની એક પ્રસિદ્ધ અને પ્રાચીન નગરીના ખંડેરો દૂર દૂર નજરે પડે છે આ નગરી પહેલા આબુના પરમાર રાજાઓની રાજધાની હતી. અને તે ઘણી જ સમૃદ્ધિશાળી હતી, જેની સાક્ષી અહીંના અનેક તૂટેલ મંદિરોનાં નિશાન તથા જગોજગોપર પડેલ મારબલના ઢેરો અત્યાર સુધી આપી રહેલ છે આબુપર દેલવાડાનુ પ્રસિદ્ધ નેમનાથનુ મંદિર (લુણવસહી) ના બનાવનાર મંત્રી વસ્તુપાલની ધર્મપરાયણ સ્ત્રી અનુપમાદેવી અહીના રહેવાસી પોરવાલ મહાજન ગાગાના પુત્ર ધરણિગની પુત્રી હતી. પરમારોની પછી, સીરોહી વસવા સુધી, આ દેવડોની પણ રાજધાની રહી હતી એવી પ્રસિદ્ધિ છે કે જ્યારે જ્યારે મુસલમાનોની ફોજ આ બાજુથી નીકળતી ત્યારે ત્યારે આ ધનાઢ્ય નગરી બરાબર લુટાતી રહી છે. આ આપત્તિથી આ નગરી ઉજ્જડ થઈ ગઈ અને અહીના રહેવાસીમાંનો ઘણો ભાગ ગુજરાતમા જઈ વસ્યો. અહીં સંગમર્મર (મારબલ) ના બનાવેલા ઘણા મંદિરો હતા-જેમાના કેટલાકના દ્વાર, તોરણ, મૂર્તિઓ આદિ લોકોએ ઉખેડી ઉખેડી દૂર દૂરના મંદિરોમા લગાડી દીધા અને બાકી બચેલ મંદિરોના હિસ્સા રાજપુતાના માલવા રેલ્વેના ઠેકેદારોએ તોડી ફોડી નાખ્યા. ઈ૦સ૦ ૧૮૨૨ (વિ૦સ૦ ૧૮૭૯)માં રાજપુતાનાના પ્રસિદ્ધ ઈતિહાસ લેખક કર્નલ ટોડ સાહેબ અહી આવેલ હતા તેઓએ "ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઈન્ડીયા" નામના પુસ્તકની અંદર અહીના બચેલ મંદિરોના ચિત્રો આપલ છે જે ઉપરથી તેની કારીગરી, સુંદરતા આદિનુ અનુમાન થઈ શકે છે. ઈ૦સ૦ ૧૮૨૪ (વિ૦સ૦ ૧૮૮૧) માં સર ચાર્લ્સ કૉલ્વિન સાહેબ પોતાના મિત્રો સહિત અહીં આવેલ હતા, તે વખતે મારબલના બનેલ ૨૦ મંદિરો બચેલ હતાં જેની સુંદરતાની પ્રશંસા ઉક્ત સાહબે કરી છે. અત્યારે-વર્તમાનમા અહીં એક પણ મંદિર સારી સ્થિતિમા નથી અહીંના રહેવાસી એક વૃદ્ધ રાજપુતે વિ૦સ૦ ૧૯૪૪ (ઈ૦સ૦ ૧૮૮૮) મા અહીંના મંદિરો વિષે મ્હને એમ કહ્યું હતુ કે "રેલ (રાજપુતાના માલવા રેલ્વે) નિકલવા પહેલાં તો અહી મારબલના બનેલ ઘણાં જ મંદિરો હૈયાતિ ધરાવતા હતાં, પરન્તુ જ્યારે રેલ્વેના ઠેકેદારોએ અહીંના પડેલ પત્થરો ઉઠાવી જવાનો ઠેકો લીધો તે વખતે તેઓએ ઉભા હતા તેવા મંદિરોને પણ તોડી નાખ્યા અને તે લોકો ઘણા જ મારબલો પણ ઉઠાવી ગયા. જ્યારે આ વાતની રાજ્ય

ને ખબર પડી ત્યારે ચંદ્રાવતીના પત્થરોને લઈ જવાની અટકાયત કરવામાં આવી જેથી ઠેકેદારોએ એકઠા કરેલ મારબલના ઢગલા ચંદ્રાવતી અને માવલની વચ્ચે જગો જગોપર અત્યાર સુધી પડેલ છે અને થોડા પત્થર સાંતપુરની પાસે પડેલ છે." આ પ્રકારે આ પ્રાચીન નગરીનો ખેદજનક અંત આવ્યો. હવે તો એ અનુપમ મંદિરના દર્શન, મહાનુભાવ ટૉડે આપેલ સુંદર ચિત્રો શિવાય, કોઈ પણ પ્રકારે થઇ શકે તેમ નથી.

**મુંગથલા**—અહીં પ્રાચીન પડી ગયેલ એક વિશાલ જૈનમંદિર છે જેમાં બધાયથી પુરાણો ૧૨૧૬ (ઈ. સ. ૧૧૫૯)નો શિલાલેખ છે.

**ગિરવર**—આ ગામમાં એક પ્રાચીન જૈનમંદિર હતુ જે અત્યારે તુટેલ ખંડેરની દશામા પડેલ છે. પાટનારાયણવિષ્ણુમંદિર છે તેનો મારબલનો દરવાજો કોઈ જૈન-મંદિરોમાંથી લાવી લગાડેલ છે, કારણ કે તે દરવાજામાં જૈનમૂર્તિ ખોદેલ છે.

**દતાણી**—અહિં એક જૈન મંદિર છે.

**વર્માણ**—ગામની અંદર એક વિશાલ અને પ્રાચીન જૈનમંદિર છે.

**સણપુર**—અહીં એક જૈનમદિર ઇ. સ. ની ૧૨ મી શતાબ્દીની આસપાસનુ બનેલ છે, જેની મરમ્મત થોડાં વર્ષો પહેલાં થએલ છે.

**પાલડી**—આ ગામના જૈનમંદિરમાં વિ. સ ૧૨૩૯ (ઈ સ ૧૧૮૨)નો ચૌહાણ રાજા કેલ્હણદેવના કુંવર જૈતસિંહના સમયનો એક શિલા લેખ છે.

**વાગીણ**—આ ગામના જૈનમંદિરમા વિ. સ. ૧૩૫૯ (ઇ. સ. ૧૩૦૨)નો ચૌહાણ રાજા સામંતસિહના સમયનો લેખ છે

**સીવેરા**—આ ગામમા શાન્તિનાથના જૈનમંદિરમા વિ સ ૧૨૮૯ (ઇ. સ. ૧૨૩૨) નો દેવડા વિજયસિંહના સમયનો શિલાલેખ છે

**દેલવાડા—(આબુ)**—આબુ પહાડ પર દેલવાડા નામનુ ગામ છે, જે દેવાલયોથી વિશેષ પ્રસિદ્ધિમાં છે અહીના મદિરોમા આદિનાથ અને નેમિનાથના જૈનમદિરો કારીગરીની ઉત્તમતાને લીધે સંસારભરમા અનુપમ છે. એ બન્ને મંદિરો મારબલથી બનેલ છે. તેમા પણ પુરાણુ અને કારીગરીની દૃષ્ટિએ અધિક સુદર, વિમલશાહ નામના પોરવાલ મહાજને બનાવેલ વિમલવસહી નામનુ આદિનાથનુ જૈનમંદિર છે. તે વિ૦ સ૦ ૧૦૮૮ (ઇ૦ સ૦ ૧૦૩૧) મા સમાપ્ત થયુ. આમા કરોડો રૂપિયા લગાવેલ છે. આબુ ઉપર પરમાર વંશનો રાજા ધંધુક તે સમય રાજ્ય કરતો હતો. તે ગુજરાનના સોલંકી રાજા ભીમદેવનો સામંત હતો એમ અનુમાન કરી શકાય છે. સામંત અને ભીમદેવ વચ્ચે અણબનાવ થઇ જવાથી તે માલવાના પરમાર રાજા ભોજદેવ પાસે ચાલ્યો ગયો, જે તે વખતે, પ્રસિદ્ધ ચિતોડના કીલ્લા (મેવાડ) માં રહેલો હતો ભીમદેવે વિમલશાહને પોતાની તરફથી દંડનાયક (સેનાપતિ) નિયત કરી આબુ ઉપર મોકલી આપ્યો, જેણે પોતાની બુદ્ધિથી ધધુકને ચિતોડથી બોલાવી તેના જ દ્વારા ભીમદેવને પ્રસન્ન કર્યો. ત્યારબાદ ધધુક પાસેથી જમીન લઇ તેણે આ મંદિર બનાવ્યુ. આ મુખ્ય મદિરની સામે વિશાલ સભા મંડપ છે અને તેની ચૌતરફ નાના

કેટલાંએ જિનાલયો છે. આ મંદિરમા મુખ્ય મૂર્તિ ઋષદેવ (આદિનાથ) ની છે, જેની બે બાજુ એક એક ઉભી મૂર્તિ છે અને બીજી કેટલીક અહી પીતલ તથા પાષાણની મૂર્તિઓ છે. તે દરેક પછીથી બનેલ છે. મુખ્ય મંદિરની ચારોતરફની દેરીઓમા અલગ અલગ સમય પર જુદા જુદા લોકોએ મૂર્તિ સ્થાપિત કરેલ હોય તેમ તે તે દેરીઓના શિલાલેખોથી જણાય છે મદિરની સન્મુખ હસ્તિશાલા બનેલ છે અને તેમાં દરવાજાની સામે વિમલશાહની અશ્વારૂઢ પત્થરની મૂર્તિ છે જેમા વિમલશાહના મસ્તક પર ગોળ મુગટ છે અને ઘોડાની પાસે એક પુરુષ છત્ર લઇ ઉભો છે. હસ્તીશાલામા પત્થરના બનેલ દસ હાથી ઉભા છે, તેમાથી ૬ હાથી વિ૦ સ૦ ૧૨૦૫ (ઇ૦ સ૦ ૧૧૪૮) ફાગણ સુદ ૧૦ ને દિવસે–નેઢક, આનંદક, પૃથ્વીપાલ, ધીરક, લહરક અને મીનક નામના પુરુષોએ બનાવી મુકેલ છે જે દરેકને મહામાત્ય (મોટા મત્રી) લખેલ છે બાકીના હાથીઓમાથી એક પવાર (પરમાર) ઠાકુર જગદેવે તથા બીજો ધનપાલે વિ૦ સ૦ ૧૨૩૭ (ઇ૦ સ૦ ૧૧૮૦) અષાડ સુદિ ૮ મે બનાવેલ છે. હસ્તિશાલાની બહાર પરમારો પાસેથી આબુ રાજ્ય પડાવી લેનાર ચૌહાણ મહારાવ લુંઢા (લુભા) ના બે લેખો છે જેમાંથી વિ૦ સ૦ ૧૩૭૨ (ઇ૦ સ૦ ૧૩૧૬ ચૈત્ર વદ ૮ અને બીજો વિ૦ સ૦ ૧૩૭૩ (ઇ૦ સ૦ ૧૩૧૭) ચૈત્ર વદ ० ० ० ० ० નો છે. આ અનુપમ મંદિરોનો થોડો થોડો હિસ્સો મુસલ્માનોએ તોડી નાખેલ હતો. જેનો વિ૦ સ૦ ૧૩૭૮ (ઇ૦ સ૦ ૧૨૨૧) મા લલ્લ અને વીજડ નામના બે શાહુકારોએ ચૌહાણ મહારાવ તેજસિંહના રાજ્યસમયમાં જીર્ણોદ્ધાર કરવ્યો અને ઋષભદેવની મૂર્તિ સ્થાપિત કરી, આવો લેખ મલી શકે છે. અહીં એક લેખ વાઘેલા (સોલંકી) રાજા સારંગદેવના સમયનો વિ૦ સં૦ ૧૩૫૦ (ઇ૦ સ૦ ૧૨૯૪) મહા સુદિ ૧ નો દીવાલપર લગાવેલ છે. આ મંદિરની કારીગરીની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી જ છે. સ્તભ, તોરણ, ઘુમટ, છત, દરવાજા આદિપર જ્યા દેખો ત્યાં કારીગરીની સીમા નથી રાજપુતાનાના પ્રસિદ્ધ ઇતિહાસ લેખક કર્નલ ટોડ સાહેબ, જે આબુપર પ્રથમ જ યુરોપીયન ગયા હતા, તેઓ આ મંદિરના વિષયમાં લખે છે કે "હિન્દુસ્તાન ભરમાં આ મંદિર સર્વોત્તમ છે, તેમ તાજમહેલ સિવાય કોઇ બીજું સ્થાન આની સમાનતા કરી શકે તેમ નથી" આની પાસે લૂણવસહી નામનું નેમનાથ ભગવાનનું મદિર છે જેને, લોકો વસ્તુપાલ તેજતપાલનુ * મંદિર કહે છે.

આ મદિર મંત્રી વસ્તુપાલના નાનાભાઈ તેજપાલે પોતાના પુત્ર લૂણસિહ તથા પોતાની સ્ત્રી અનુપમાદેવીના કલ્યાણ નિમિત્તે કરોડો રૂપિયા લગાવી વિ સ ૧૨૮૭ (ઇ. સ. ૧૨૩૧) માં બનાવ્યુ હતુ[૧]. આ મદિરો માટે ઇગ્રેજો પોતાના હાર્દિક ભાવો વ્યક્ત કરે છે. ભારતીય શિલ્પ સબધી વિષયોના પ્રસિદ્ધ લેખક ફર્ગ્યુસન સાહેબ પોતાના "પિકચરસ્ક

---

* વસ્તુપાલ અને તેનો નાનો ભાઈ તેજપાલ ગુજરાતની રાજધાની અણહીલવાડના વાસી પોરવાલ અશ્વરાજ (આસરાજ) ના પુત્ર અને ગુજરાતના ધોલકા પ્રદેશના સોલકી (વાઘેલા) વીરધવલના મંત્રી હતા. જૈનધર્મની સ્થાપના નિમિત્તે તેમની સમાન દ્રવ્ય ખરચનાર બીજો કોઇ થયો નથી

૧. અહીંના શીલાલેખમાં વિ. સ. ૧૨૮૭ આપેલ છે. પરંતુ તીર્થકલ્પમાં ૧૨૮૮ લખેલ છે.

ઇલસ્ટ્રેશન્સ ઓફ એનશ્યંટ આર્કિટેકચર ઇન હિન્દુસ્તાન " નામના પુસ્તકમાં લખે છે કે આ મંદિરમાં જે સંગમર્મનુ કામ છે તે અત્યંત પરિશ્રમ સહન કરનારા હિન્દુઓના ટાંકણાથી બનાવેલ છે તે બારીક મનોહર આકૃતિની નકલ કાગલ પર બનાવવા માટે, ઘણો સમય તથા પરિશ્રમથી પણ, હું શક્તિમાન ન થઈ શક્યો.

અહીંના ઘુંમટની કારીગરી માટે કર્નલ ટોડ સાહેબ [૨] લખે છે કે આનું ચિત્ર તૈયાર કરવામાં લેખણ થાકી જાય છે અને અત્યંત પરિશ્રમ કરવાવાલા ચિત્રકારની કલમને પણ મહાન શ્રમ પડે છે.

ગુજરાતની, પ્રસિદ્ધ, ઐતિહાસિક રાસમાલાના કર્તા ફાર્બસ સાહેબ વિમલશાહ અને વસ્તુપાલ તેજપાલનાં મંદિરોના વિષયમાં લખે છે "આ મંદિરોની ખોદાઈના કામમા સ્વાભાવિક નિર્જીવ પદાર્થના ચિત્રો બનાવેલ છે એટલુ જ નહિ પણ સાંસારિક જીવનના દસ્યો, વ્યાપારિક તથા નૌકાશાસ્ત્ર સંબન્ધી તથા યુદ્ધોના ચિત્રો પણ ખોદેલ છે આ મંદિરોની છતોમા જૈનધર્મની અનેક કથાઓનાં ચિત્રો પણ છે."

**અચલગઢ**–અહિ શાન્તિનાથનું જૈન મંદિર છે જેને ગુજરાતના સોલંકી રાજા કુમારપાળનું બનાવેલ બતાવે છે. આ મંદિરમાં ત્રણ મૂર્તિઓ છે જેમાની એક પર ૧૩૦૨ (ઇ૦સ૦ ૧૨૪૫) નો લેખ છે. કુંથુનાથનુ મદિર છે તેમા ઉકત તીર્થંકરોની પીતલની મૂર્તિઓ છે અને તે વિ૦સ૦ ૧૫૨૭ (ઇ૦સ૦ ૧૪૭૦)માં બનેલ છે. ઉપર શિખર પર પાર્શ્વનાથ, નેમનાથ અને આદિનાથનાં જૈનમંદિરો છે. આદિનાથનું મંદિર ચૌમુખજીના મદિર તરીકે પ્રસિદ્ધ છે અને તે બે માળનુ છે. તે બન્ને માળોમા મોટી મોટી ધાતુની ચાર ચાર મૂર્તિઓ છે. આ સ્થાનને લોકો "નવંતા જોધ" કહે છે. આ મદિરોમા ૧૪ ધાતુની પ્રતિમાઓ છે જેનું વજન ૧૪૪૪ મણ હોવાનું જૈનો માને છે. આ દરેકમાં મહારાણા કુંભકર્ણ (કુભા) ના સમયની વિ.સ. ૧૫૧૮ (ઇ.સ. ૧૪૬૧) મા બનેલ પ્રાચીન મૂર્તિઓ છે.

**ઓરીયા**—અહિ મહાવીર સ્વામીનું જૈન મદિર છે જેમાં પાર્શ્વનાથ અને શાંતિનાથની મૂર્તિઓ છે.

—:૦:—

૨. કર્નલ ટોડ સાહેબના વિલાયત પહોચ્યા પછી મિસિસ વિલિયમ હંટર બ્લેરે નામની એક બાઇએ પોતે તૈયાર કરેલ વસ્તુપાલ તેજપાલના મંદિરોના ઘુમટનું ચિત્ર ટોડ સાહેબને આપ્યુ જેથી તેઓને બહુ હર્ષ થયો અને તે બાઇની તેમણે એટલી કદર કરી કે પોતે બનાવેલ "ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇંડિયા" નામનું પુસ્તક તેને અર્પણ કર્યું અને તેને કહ્યુ કે "તમે આબુ ગયા એટલું જ નહિ પણ આબુને ઇગ્લાંડમા લઈ આવેલ છો" તે જ સુંદર ચિત્ર તેઓએ પોતાના ઉક્ત પુસ્તકના પ્રારંભમા આપેલ છે.

# સરસ્વતી-પૂજા અને જૈનો

લેખક–શ્રી સારાભાઈ મણિલાલ નવાબ
( આર્કિયોલોજિકલ ડીપાર્ટમેન્ટ, વડોદરા )

( ગતાંકથી ચાલુ )

(૩) श्री सरस्वतीछन्द

ૐકાર ધુરા ઉચ્ચરણ, વેદ પુરાંણ પછે વ્યાકર્ણં
આગમ અંક કલા ઉધરણં, બ્રહ્માણી કીધા વિસ્તીર્ણં ૧
બાવન અક્ષર બાંધીયો ભારતિ ભંડાર
આગેં લગી ઉલીચતાં, પામી ન સકૈ પાર. ૨
પિંગલ ભરહ પુરાંણ પઢિ, જયોતિષ વૈદક જોઇ;
બાવન અક્ષર બાહિરો, કઠૈ ન દીસેં કોઇ. ૩
બાવનાંસુ બંધીયો, વાંણીરો વિસ્તાર;
ભલે ભલે સા ભારેતી. જાણે જાણણહાર. ૪
ભાષા વાંણી ભારતી, સારદા સરસતિ;
બ્રહ્માણી વાગેશ્વરી, આરાહો એક ચિત. ૫

## અર્ધનારાચછંદ

તો ઇક ચિત ચિત નિત નિત જીહ જાપજે,
જપો ષડગ ચક્ર વાહિતા અભ્યાસ થાન ઉથપો;
હીમાસરોજ માય સાય સ્વેત રૂપ સાસ્વતી
સદા પ્રસન્ન એક મન સેવતાં સરસ્વતી. ૬
ૐનમો અનાદિ સિદ્ધ ષોડશ સ્વર સ્તથા,
વિંજનાની ત્રિણેત્રિસ અર્ધબિંદુ એકઠા;
ગયંદ કુંભ વર્જ વર્ણ એવમાદિ દીસતી, સદા પ્રસન્ન ૦ ૭
બ્રહ્મવેદ ભાવભેદ સરૂપ રૂપ વિસ્તરી,
અનેકનેક દેસભાષ નામલેય નિસરી;
સુગ્રંથ ગ્રંથ પંથ પંથ જુજુવા પ્રકાસતી, સદા પ્રસન્ન ૦ ૮
સમુદ્ર થીર હીર ચીર શ્વેત કાંતિ શોભિતા,
સદા શૃંગાર નવ સત અંગ અંગ ઓપતા;
વિહંગ રાજ હંશ વેસ અંબરે ઉજાસતી, સદા પ્રસન્ન ૦ ૯

પાંણિ વીણ પુસ્તકાંણિ કેકિલા કેલાહલં,
મયંક મુખ દીપ નાસ ચક્ષુ જાસ ચંચલં,
નેઉરી નિનાદ વાદ રીત રૂપ રાજતી, સદા પ્રસન્ન ૦ ૧૦
સુસેવકાં હરૈ સંતાપ પાપ દોષ ખંડની,
મહા વિલાસ કવિલાસ કાસ્મીર મંડની;
ગુણે ગરિઠ પીઠ દીઠ જસ જ્યોતિ જાગતી, સદા પ્રસન્ન ૦ ૧૧
મહાજડંગ માનતુંગ માઘ આણિ મુંકીયો,
કલાસરૂપ કવિભૂપ કાલદાસ તૈ કીયો;
ઇસા અનેક સુપસાય સેવકાં વરસતી, સદા પ્રસન્ન ૦ ૧૨
કપૂર પૂર કેસરાણી ચંદને ચરચિતા,
પ્રદીપ ધૂપ યંત્ર જાપ પુષ્પમાલ પૂજિતા;
વર પ્રધાન સાવધાન પંથુવા પ્રસંસતી, સદા પ્રસન્ન ૦ ૧૩
અનાદિ સિદ્ધિ મૂલમંત્ર જાપ જે જપૈ સદા,
તિકે ત્રિલોક માંહિ લીજીયેં સમેટ સંપદા;
દહંતિ સર્વ પાપ દેહ સ્વર્ણ કાંતિ દીપતી, સદા પ્રસન્ન ૦ ૧૪
બ્રહ્મ વિષ્ણુ ઇંદ્ર રુદ્ર ચંદ્ર આદી દેવતા,
સનાદિનાદિ સુધ ભાવ તુઝ ચરણ સેવતા;
ત્રિણે ભવન તન મન વંદિતા વિકાસતી,
સદા પ્રસન્ન એક મન સેવતાં સરસ્વતી. ૧૫

### કલશ

સરસતિ તો સુપસાય લાગિ પગિ રહેં લિખમી
નમન કરેં નરનારી અવર જો હોઇ અનમી
લોગત્યાગિ ભરપૂર કરેં કુરુલા કપૂરે
કીરતિ નદી કિલોલ પુહવી પસરેં અતિ ઘણી
લિલ આઠે પહુર ભગતિ મુગતિ ઘો ભગવતી
સરસતી માત સાનિધકરણ વદૈ હેમ ઇમ વિનતી. ૧૬

જૈન સાહિત્યરૂપી મહાસાગરમાં છુપાએલી, સરસ્વતી દેવીનાં સ્વરૂપનું વર્ણન કરતી સેંકડો કૃતિઓ પૈકી થોડી એક પદ્યાત્મક સંસ્કૃત, પ્રાકૃત અને પ્રાચીન ગુજરાતી કૃતિઓનો નિર્દેશ હું અગાઉ કરી ગયો છું, પરંતુ વિક્રમ સંવત્ ૧૩૩૪ માં આચાર્ય શ્રી પ્રભાચંદ્રસૂરિએ રચેલા 'પ્રભાવકચરિત્ર' નામના ગ્રંથમા ઐતિહાસિક પ્રબંધોના સંગ્રહમા વર્ણવેલા કેટલાક પ્રબંધોમાં દેવી સરસ્વતીના ઉલ્લેખો કરેલા છે, તેની અત્રે નોંધ કરવી અસ્થાને નથી જ. તેમાં કરેલા ઉલ્લેખો નીચે પ્રમાણે છે:—

(૧) વૃદ્ધવાદી-પ્રબંધમાં જિનમંદિરમા રહેલી સરસ્વતીની મૂર્તિની આરાધના કરવાથી વૃદ્ધવાદિસૂરિને સરસ્વતી દેવી પ્રત્યક્ષ થયાનું વર્ણન છે :—

પાદલિપ્તસૂરિના વંશમાં શ્રીસ્કંદિલાચાર્ય થયા તેઓએ એકદા પોતાના અસંખ્ય શિષ્યો સાથે ગૌડ દેશમાં વિહાર કર્યો ત્યાં કોશલા ગામમાં નિવાસ કરનાર એક મુકુંદ નામે બ્રાહ્મણનો સૂરિમહારાજને કોઇ પ્રસંગે સમાગમ થયો. મુકુંદ બ્રાહ્મણને તેની વિનંતિથી આચાર્ય મહારાજે જૈન દીક્ષા આપી. એક વખતે ગુરુમહારાજ વિહાર કરતા કરતા લાટદેશના ભૂષણરૂપ ભૃગુકચ્છ (હાલના ભરૂચ) નગરમાં આવ્યા. ત્યાં શ્રુતપાઠના મોટા અવાજથી સ્વાધ્યાયનો અભ્યાસ કરતા તથા વૃદ્ધપણાને લીધે અત્યંત આગ્રહી બનેલા એવા મુકુંદ મુનિ નિદ્રાથી પ્રમાદી થએલા અન્ય મુનિઓને અહર્નિશ જગાડવા લાગ્યા, ત્યારે બુદ્ધિશાળી એક યુવાન મુનિએ તેઓને શિખામણ આપતા જણાવ્યું કે 'હે મુનિ! આ તમારા ધ્વનિથી જાગ્રત થએલા હિંસક પ્રાણીઓ જીવવધ કરે, માટે સાધુએ ધ્યાનરૂપ ઉત્તમ અભ્યંતર તપ આચરવું. હે સાધો! શાંત સમયે વચન યોગનો સંતોષ રાખવો તે ઉચિત છે.'

એ પ્રમાણે સાંભળ્યા છતાં વૃદ્ધપણાથી ઉત્પન્ન થએલ જડતાને લીધે શિક્ષાનો આદર ન કરતાં તે જ પ્રમાણે તે મુનિ પ્રકટ રીતે ઘોષ કરવા લાગ્યા. ત્યારે તેમના નાદથી ભારે કંટાળી ગએલ તે અણગાર પ્રથમ પોતાના તારુણ્યને ઉચિત મૃદુ વાણીથી અને પછી તેમના કૃત્યથી ઈર્ષ્યા આવતાં, કર્કશ વચનથી મુકુંદ મુનિને કહેવા લાગ્યા, 'હે મુનિ! પોતાની અવસ્થાના અંતને ન જાણતાં ઉગ્ર પાઠના આદરથી આકુળ થએલ તુ મોગરાની લતાની જેમ મુશળને શી રીતે ફુલાવી શકીશ?'

એ પ્રમાણે સાભળતા તે વૃદ્ધ મુનિ વિષાદ પામ્યા અને ચિંતવવા લાગ્યા કે— 'જ્ઞાનાવરણથી દૂષિત થએલ મારા જન્મને ધિક્કાર છે. માટે હવે ઉગ્ર તપથી હુ **સરસ્વતી દેવી**નુ આરાધન કરીશ, કે જેથી ઈર્ષ્યા વચન પણ સત્ય થાય.' એમ ધારી **નાલિકેરવસતિ** નામના જિનાલયમા સમર્થ એવી ભારતી દેવીનુ આરાધન તેમણે શરૂ કર્યુ. ત્યા દૃઢ વ્રતધારી, સ્ફુરાયમાન ધ્યાનાગ્નિથી જડતાની ભીતિને ટાળનાર, સમતાને ધરનાર, વિકલ્પરૂપ મલિનતા નિરસ્ત થવાથી શુદ્ધ બુદ્ધિને પ્રગટાવનાર તથા શરીરે નિષ્કંપ રહી મુર્તિના ચરણ-કમળમા પોતાની દૃષ્ટિને સ્થાપન કરનાર એવા તે વૃદ્ધ મુનિ શરીરના આધારરૂપ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરીને, એક મુહૂર્તની જેમ એકવીસ દિવસ ત્યાં સ્થિર બેસી રહ્યા, એટલે તેમના આ સત્ત્વથી સંતુષ્ટ થએલાં ભારતી દેવી સાક્ષાત્ પોતે પ્રગટ થઈને મુનિને કહેવા લાગ્યા કે—'હે ભદ્ર! ઉઠ, હું પ્રસન્ન થઇ છુ, તારા મનોરથ બધા પૂર્ણ થાઓ! હવે તને સ્ખલના નહિ થાય માટે તને જે ઇષ્ટ હોય તે કર!'

આ પ્રમાણે સરસ્વતી દેવીનુ વચન સાભળતા તે મુનિ ઉઠયા, અને પારણા માટે કોઈ ગૃહસ્થના ઘરે જતાં ત્યા મુશળ તેમના જોવામાં આવ્યુ એટલે પૂર્વે મુનિના મુખથી હાસ્ય-વચન સાભળવાના અપમાનથી પોતે કરેલ પ્રતિજ્ઞાને પૂર્ણ કરવા માટે તે ઋષિ બોલ્યા કે-'હે ભારતી! તારા પ્રસાદથી જો અમારા જેવા પણ પ્રાજ્ઞ થઈ વાદી થતા

હોય, તો આ મુશળ પુષ્પિત થાઓ ' એમ કહીને મુનિએ પ્રાસુક જળથી મુશળને સિંચન કર્યું. જેથી તારાઓ વડે આકાશની જેમ તે તરત પલ્લવિત અને પુષ્પોથી યુક્ત થયુ. પછી મુનિ ઘોષ કરીને કહેવા લાગ્યા કે:—સસલાનું શીંગડું, ઇંદ્રધનુષનું પ્રમાણ, શીતલ અગ્નિ, અને નિષ્પ્રકંપ વાયુ—આ વાકયમા જે કોઈને કાંઈ ગમતુ ન હોય, તો વૃદ્ધ વાદી કહે છે કે તે મારી સામે આવીને બોલે ' આ તેમની પ્રતિજ્ઞાથી જ તે વખતના વાદીઓ બુદ્ધિમા પ્રતિહત થઈ બધા શૂન્યમતિ જેવા બની ગયા. આથી ગુરુએ ભારે વાત્સલ્યથી તેમને આચાર્યપદે સ્થાપ્યા. પોતે વૃદ્ધ છતા જગતમાં તે વાદમુદ્રાથી વિભૂષિત થઇને વિખ્યાત થયા. તેથી તે વૃદ્ધ આચાર્ય **વૃદ્ધવાદી** એવી અર્થયુક્ત પ્રસિદ્ધિને પામ્યા.

(૨) દશમા–શ્રીમલ્લવાદીસૂરિ પ્રબંધમાં શ્રુતદેવતા મલ્લમુનિને પ્રત્યક્ષ થયાનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

વલ્લભીપુરના રહીશ જિનયક્ષ, યક્ષ અને મલ્લ એ નામના ત્રણ બંધુઓએ પોતાની માતા દુર્લભદેવી સહિત જિનાનંદ નામના જૈન આચાર્ય, પાસે સંસારની અસારતા સમજી, જૈન દીક્ષા લીધી. એક વખતે ગુરુમહારાજને વિચાર આવ્યો કે:- 'તેજમાં હીરા સમાન તથા મહાબુદ્ધિશાળી આ મલ્લમુનિ પોતાની બાળ ચપળતાને લીધે પોતે પુસ્તક ખોલીને વાંચશે, જેથી તેમને ઉપદ્રવ થતાં અમને ભારે દુસ્તર સંતાપ થઈ પડશે,' એમ ધારીને જનની (સાધ્વી માતા) ની સમક્ષ ગુરુએ તેને ભલામણ કરી કે:- 'હે વત્સ! આ પુસ્તક પૂર્વમાં નિષિદ્ધ છે, માટે તેને ઉઘાડીશ નહિ ', એમ નિષેધ કરીને પોતે તીર્થયાત્રા કરવાની ઇચ્છાથી વિહાર કર્યો પછી માતાની પરોક્ષમાં, ગુરુએ નિવારણ કરેલ હોવા છતાં, તે પુસ્તક ખોલીને તેના પ્રથમ પત્રમાં મલ્લમુનિએ આ શ્લોક વાંચ્યો :—

" विधिनियमभंगवृत्तिव्यतिरिक्तत्वादनर्थकमवोचत् ।
जैनादन्यच्छासनमनृतं भवतीति वैधर्म्यम् ॥ १ ॥

અર્થાત્— ' વિધિ, નિયમ, ભાંગા અને વૃત્તિ રહિત હોવાથી જૈનશાસન કરતાં અન્ય શાસન અનર્થ કરનાર કહેલ છે અને અસત્ય છે, તે અધર્મ જ છે.'

એ શ્લોકનો અર્થ વિચારતાં **શ્રુતદેવીએ** તેમના હાથમાથી તે પુસ્તક અને પત્ર છીનવી લીધાં. અહો! ગુરુવચનનું અપમાન કરવાથી વિપરીત જ થાય છે પછી કર્ત્તવ્ય મૂઢ બનેલ મલ્લમુનિ ભારે આકુળ વ્યાકુળ થઈ ગયા અને બાળપણાને લીધે તે રોવા લાગ્યા, કારણકે દેવતા પાસે શું બળ ચાલે? ત્યારે માતાએ રુદનનુ કારણ પૂછતાં તેણે જણાવ્યું કે.—'મારા હાથમાથી પુસ્તક ગયુ.' આથી તેના નિમિત્તે સંઘને ભારે ખેદ થઈ પડ્યો.

પછી મલ્લમુનિએ વિચાર કર્યો કે:—'સાધુ પુરુષ પોતાની સ્ખલના પોતે સુધારે છે.' એમ ધારી સુજ્ઞ મલ્લમુનિ શ્રુતદેવતાની આરાધના કરવા લાગ્યા. ત્યાં **ગિરિખંડ** નામના પર્વતની ગુફામા રહેતા છઠ્ઠતપના પારણે રૂક્ષ ધાન્યનાં ફોતરાનુ ભોજન કરતા; આથી પણ તેમની માતા સહિત સંઘને ભારે વિષાદ થયો, કારણકે

અન્ન જનોને શ્રુતનું તેવુ પાત્ર મળવું બહુ દુર્લભ છે. પછી સંઘે ચાતુર્માસિક પારણામાં તેમને વિગઈ લેવરાવી, સાધુઓએ ત્યા જઇને તે મુનિને ભોજન આપ્યુ.

ત્યારબાદ શ્રીસંઘે આરાધેલ શ્રુતદેવતાએ તેની પરીક્ષા કરવા જણાવ્યું કે :—'મિષ્ટ શું ?' એટલે તપોનિધાન મલ્લમુનિએ ઉત્તર આપ્યો —' વાલ ' (ધાન્ય વિશેષ ).

વળી છ મહિનાના આંતરે દેવીએ પુન. પ્રશ્ન કર્યો – ' શા વડે ? '

ત્યારે મુનિએ પૂર્વનો સંબંધ યાદ કરીને જણાવ્યું કે. – 'ગોળ અને ઘી સાથે.' અર્થાત્ ગોળ અને ઘી સાથે વાલ મધુર લાગે છે. આ તેમની ધારણા શક્તિથી સંતુષ્ટ થઇને દેવી કહેવા લાગી કે : — ' હે ભદ્ર ! વર માગ ! ' એટલે તે મુનિ બોલ્યા . – હે શ્રુતદેવી ! મને તે પુસ્તક આપો. '

ત્યારે દેવી બોલી : – ' હે ભદ્ર ! તું સાવધાન થઇને મારું વચન સાભળ — એ ગ્રથ પ્રગટ કરતાં દૂષી દેવો ઉપદ્રવ કરે તેમ છે. તુ એક શ્લોકમા સર્વ અર્થન ગ્રહણ કરી શકીશ. ' એમ કહી દેવી અંતર્ધાન થઈ અને મલ્લમુનિ ગચ્છમા આવ્યા.

( ૩ ) અગીઆરમા શ્રીબપ્પભટ્ટિસૂરિ–પ્રબધમા શ્રીબપ્પભટ્ટિસૂરિને સરસ્વતી દેવીએ દર્શન આપ્યાનો ઉલ્લેખ આ પ્રમાણે છે :—

પાંચાલ દેશના રહીશ બપ્પ નામના પિતા અને ભટ્ટિ નામની માતાના બાળપુત્રને વિક્રમ સંવત્ આઠસો સાતના વૈશાખ સુદ ત્રીજના દિવસે મોઢેરા તીર્થમા મોઢગચ્છના નાયક આચાર્ય શ્રીસિદ્ધસેનસૂરિએ દીક્ષા આપી અને પોતાની શાખાને અનુસરીને તેમણે ભદ્રકીર્તિ એવું નામ રાખ્યુ તેમ જ દીક્ષા આપતાં પહેલા તેના માતા પિતા પાસે કબુલ કરેલ પૂર્વનું બપ્પભટ્ટિ નામ તો પ્રસિદ્ધ જ થયુ સર્વ શિષ્યોમા શિરોમણી અને કળાઓના સંકેત સ્થાનરૂપ એવા તે બાળમુનિના ગુણો અને સૌંદર્યથી રંજિત થએલ શ્રીસંઘે તેમને પોતાના ગામમા રાખવા માટે ગુરુમહારાજને વિનંતી કરી. પછી તેની યોગ્યતાનો અતિશય જાણીને ત્યાં રહેતાં ગુરુએ તેને **સારસ્વત મહામંત્ર** આપ્યો. એટલે અર્ધરાત્રે તેનું પરાવર્ત્તન કરતા, **સરસ્વતી દેવી,** એકાંતે આકાશગંગાના પ્રવાહમા સ્નાન કરતી તે વસ્ત્ર રહિત હતી, એવામા તે મંત્રજાપના માહાત્મ્યથી તે દેવી તેવી જ સ્થિતિમા ત્યા ચાલી આવી, એટલે તેને જોતા મુનિએ પોતાનુ મુખ ફેરવી નાખ્યુ. ત્યારે પોતાની નગ્નાવસ્થાનો ખ્યાલ ન કરતા તે કહેવા લાગી કે – ' હે વત્સ ! તુ મુખ કેમ ફેરવે છે ? ' તારા મંત્રજાપથી સંતુષ્ટ થઇને હુ અહીં આવી છુ. માટે વર માગ !

એટલે મુનિ બોલ્યા —' માતા તારુ આ અનુચિત સ્વરૂપ હુ શી રીતે જોઉં ? તું વસ્ત્રરહિત તારું શરીર તો જો ! આથી દેવીએ પોતાના શરીર તરફ દૃષ્ટિ કરતા વિચાર કર્યો કે –' અહો ! એનુ બ્રહ્મચર્યવ્રત કેટલુ બધુ દઢ છે ? અને મંત્રનુ માહાત્મ્ય પણ કેટલુ બધું અદ્દ્ભુત છે કે જેથી હુ પણ ભાન વિનાની બની ગઇ ? એમ ચિતવતી દેવી તેમની સન્મુખ આવી, એટલે વર માગવામા અત્યંત નિઃસ્પૃહ એવા તે મુનિને જોતાં તેને ભારે આશ્ચર્ય થયુ. પછી છેવટે દેવી બોલી કે :– ' હે ભદ્ર ! મારા ગમન કે આગમનમા તારી કોઇ પ્રકારની અભિલાષા નથી, માટે તુ સુખે નિવૃત્તિમાં રહે. '

# પ્રાચીન મૂર્તિઓ

લેખક:—
શ્રીયુત રતિલાલ ભીખાભાઈ

( ગતાંકના અનુસંધાનમાં થોડાક વધુ પુરાવા )

ક્રાઈસ્ટ પહેલાં મૂર્તિઓ હતી તેના વધારે પુરાવા નીચે મુજબ છે:—

( ૧૧ ) ક્રાઈસ્ટ પહેલાં ચોથા સૈકામાં બનેલુ બ્રુટસનું કાંસાનું મસ્તક મળી આવે છે, જે અત્યારે રોમના રક્ષણ ઘરમાં છે.

( ૧૨ ) ક્રાઇસ્ટ પહેલાં ત્રીજા સૈકામાં બનેલ અને ઋતુઓને દર્શાવતી એક પત્થરની રોમન કબર મળે છે.

( ૧૩ ) ક્રાઈસ્ટ પહેલાં ૧૫૫૦ પહેલાં તૈયાર કરેલ એક ઘણી જાણીતી, પત્થરની કબર મળે છે કે જેના ઉપર પાંખો સિવાયની દેવીઓ–પરીઓની આકૃતિ કોતરેલી છે. અત્યારે તે બ્રીટીશ મ્યુઝીયમમાં છે.

( ૧૪ ) ક્રાઈસ્ટ પહેલાં છટ્ઠા સૈકાની એક ભીલા પત્થરની કબર બ્રીટીશ મ્યુઝીયમમાં છે.

( ૧૫ ) ક્રાઇસ્ટ પહેલાં એક સૈકા પહેલાંની એક રોમન ઘરની દીવાલ ઉપર ચીત્રેલાં ચિત્રો મળે છે જેમના રંગો ઉડી ગયાં છે.

( ૧૬ ) ક્રાઈસ્ટ પહેલાં ૫૮૫ વર્ષ પહેલાની એક પવિત્ર ઢાલ મળે છે, જેના ઉપર સુદર કારીગરી કરેલ છે. અત્યારે એ બ્રીટીશ મ્યુઝીયમમા છે.

---

( 'સરસ્વતી પૂજા અને જૈનો'નું અનુસંધાન )

( ૪ ) બારમા શ્રીમાનતુંગસૂરિ–પ્રબંધમાં મહારાજા હર્ષની કચેરીમાં બાણ અને મયૂર નામના બે વિદ્વાનોના વાદવિવાદનો નિવેડો લાવવા માટે કાશ્મીરમાં આવેલી સરસ્વતીની મૂલ મૂર્તિના મંદિરે બંનેને મોકલવા સબધીનો ઉલ્લેખ આ પ્રમાણે છે.—

બાણ અને મયૂર નામના બંને પંડિતો પૂર્વના ક્રોધને લીધે વિવાદ કરતા કોઈ રીતે નિવૃત્ત થતા ન હતા, ત્યારે હર્ષરાજા કહેવા લાગ્યા કે .— ' આ બંનેનો નિર્ણય અહી થવાનો નથી. માટે મૂલ મૂર્તિએ રહેલી જ્યા **સરસ્વતી દેવી** છે, ત્યાં બને **કાશ્મીર**મા આવેલ **નિવૃત્તિ** નગરમા જાય. એ દેવી જ એમનો જય પરાજય પ્રગટ કરશે. ત્યા જે પરાભવ પામે, તેના ગ્રંથો મારા આગણે બાળી નાખવા, એ તમારા બંને વચ્ચે શરત છે. '

ઉપર્યુક્ત ઉલ્લેખો શિવાય બીજા ગ્રથોમા પણ સરસ્વતી દેવીના ઉલ્લેખો સેકડોની સખ્યામા મલી આવે છે. તે બધાનો ઉલ્લેખ નહી કરતા હાલમાં વિદ્યમાન સરસ્વતી દેવીની જૈનમૂર્તિઓ, તથા તાડપત્ર અને કાગળની હસ્તલિખિત પ્રતોમધ્યે ચીતરવામાં આવેલા ચિત્રોનો આવતા અંકમા ઉલ્લેખ કરીને આ લેખની સમાપ્તિ કરવામા આવશે.

(અપૂર્ણ)

(૧૭) સોનાનો એક સિક્કો મળે છે જેના ઉપર સ્ત્રી પૂજારિણીની અને દેવીની આકૃતિ માલુમ પડે છે, તે ક્રાઇસ્ટ પહેલા સાતમા સૈકાનો છે અને અત્યારે બર્લીનના મ્યુઝીયમમાં છે.

(૧૮) ક્રાઇસ્ટ પહેલાં પાંચમા સૈકામાં બનેલ એક ટ્રસ્કન કળા બતાવતો, સૂર્યની થાળી વાળો અને દેવોના ચિત્રો યુક્ત એક કાસાનો ચંબુ અત્યારે બ્રિટીશ મ્યુઝીયમમાં છે.

(૧૯) એવીંગ અને ગોલ્વીસે જેનો ફોટો પાડેલ છે તે ક્રાઇસ્ટ પહેલાં ૨૫ વર્ષ પહેલાંનું, ફ્રાન્સમાં નાઇમ્સ પાસેનું, ડયાનાનુ મંદિર.

(૨૦) ક્રાઇસ્ટ પહેલાના બીજા સૈકાની, કમળના દેખાવવાળી યક્ષની મૂર્તિ અત્યારે ઈન્ડીયન મ્યુઝીયમમા છે.

(૨૧) ક્રાઇસ્ટ પહેલાં બીજા સૈકાની ચદ્રી યક્ષીની મૂર્તિ ઈન્ડીયન મ્યુઝીયમમા છે.

(૨૨) ક્રાઇસ્ટ પહેલા સો વર્ષ પહેલાંની બુદ્ધગયાસાની આશામુખી યક્ષીની મૂર્તિ.

(૨૩) હમણાં ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ તરફથી વાચકોને ધી ન્યુ સ્ટેન્ડર્ડ એન્સાઇકલોપીડીયા એન્ડ વર્લ્ડ એટલાસ ૩–૮–૦ ની કીમતનાં મળેલા છે. તેના ૧૧૪૬ મા પૃષ્ઠ ઉપર સોલોમન નામના રાજાનુ વર્ણન છે તે ઇઝરાસેલનો રાજા હતો તે ડેવીડનો પુત્ર હતો. તે ક્રાઇસ્ટ પહેલાં ૯૭૪ વર્ષ પહેલાં થઈ ગયો અને તેણે ૪૦ વર્ષ સુધી શાતિમય રાજ્ય કર્યું. તેનો ઇજીપ્ટ અને બીજાં રાજ્યો સાથે સંબંધ હતો. પરદેશ સાથેનો વેપાર પણ સારા પ્રમાણમાં ચાલતો હતો. તે રાજાએ જેરુઝલેમમાં પહેલુ દેવળ બાંધ્યુ હતુ. વળી પોતાની પરદેશી રાણીઓ માટે પણ (મંદિર જેવી) પવિત્ર જગ્યાઓ બધાવી હતી અને પોતાની ઉદારતા બતાવી આપી હતી. એનું મૃત્યુ ક્રાઇસ્ટ પહેલાં ૯૩૪ વર્ષ પહેલાં થયુ મંદિર બધાવ્યાનો આ એક સચોટ પુરાવો છે.

ઉપર મુજમ વાચ્યા પછી ક્રાઇસ્ટ પહેલાં મૂર્તિઓ જગતમાં હતી અને તે મૂર્તિઓ દ્વારા જગતના જીવો પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવાની પ્રેરણા મેળવતા હતા એ સ્પષ્ટ જણાઇ આવે છે.

વળી સાહિત્ય, સગીત અને કલાને જેવી રીતે યોગ સાથે સંબધ છે તેવી રીતે મૂર્તિપૂજા પણ યોગનુ એક સાધન છે. શરીરના એક અંગને ઈજા થાય તો મસ્તકમાં તેના આંચકા લાગે છે તેમ મૂર્તિપૂજા, સાહિત્ય, સંગીત અને કલાને વિકૃત સ્વરૂપમાં મુકવામાં આવે તો જરુર યોગરૂપ મસ્તકમા વિકૃતિ પેદા થાય છે, જેનુ પરિણામ માણસની આત્મિક અવનતિમા આવે છે. આ પ્રમાણે મૂર્તિને આત્મસાધનાનું અપૂર્વ સાધન માનીને જૈનો આત્મિક શાતિની પ્રાપ્તિ માટે પરમતારક તીર્થંકર દેવોની મૂર્તિને માને – પૂજે અને તેનું ધ્યાન ધરે એ બીલકુલ યોગ્ય જ છે એટલુ નહિ પણ પરમ આવશ્યક છે. અસ્તુ.

અતિ પ્રાચીન કાળથી મૂર્તિપૂજા ચાલી આવે છે એ સત્ય વાતના ઐતિહાસિક પુરાવા રજુ કરવાની ભાવનાથી જ આટલુ લખાણુ લખ્યું છે. હજુ પણ જો કોઇ એવા ઐતિહાસિક પ્રમાણો મળે તો તે અવકાશે વાચકો સમક્ષ રજુ કરવાની ભાવના સાથે આ લેખ પૂર્ણ કરું છુ.

# ગ્રંથોનાં નામો

લેખક—શ્રીયુત પ્રો૦ હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.

( ગતાંકથી પૂર્ણ )

**નામોના પ્રકારો**

ગ્રંથોના પહેલેથી કે પાછળથી પડેલાં નામો તરફ નજર કરીશું તો જણાશે કે એમાંનાં કેટલાંક તો ગુણનિષ્પન્ન અને ગૌણ હોઈ તે તે ગ્રંથના વિષયને વ્યક્ત કરે છે. દાખલા તરીકે **અજિતશાંતિસ્તવ, તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર, અનેકાંતજયપતાકાપ્રકરણ, અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા, અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા,** ચતુર્વિંશતિજિનસ્તુતિ વગેરે.

કેટલાક ગ્રંથોનાં નામો તેના પ્રારંભિક પદાદિનું સૂચન કરે છે.[15] જેમકે **કલ્યાણમંદિર સ્તોત્ર, ભક્તામર સ્તોત્ર,** પ્રતિક્રમણના અન્યાન્ય સૂત્રો વગેરે. કેટલાક ગ્રંથોના નામો તેના પદ્યની સંખ્યા કે પરિમાણ સૂચવે છે. જેમકે ( ૧ ) અષ્ટક, ( ૨ ) **ષોડશક,** ( ૩ ) ચોવીસી, ( ૪ ) **રત્નાકરપંચવિંશતિકા,** ( ૫ ) દ્વાત્રિંશિકા, ( ૬ ) **પંચાશક,** ( ૭ ) **પુદ્ગલષટ્ત્રિંશિકા, ઉપદેશસપ્તતિત્રિંશિકા,**[16] ( ૮ ) સપ્તતિકા, (૯) **આનંદઘનબોતેરી,** (૧૦) **ષડશીતિપ્રકરણ,** (૧૧) **શતક,** (૧૨) **સપ્તશતી,** (૧૩) **અષ્ટશતી** અને (૧૪) **અષ્ટસહસી.**

કેટલાક ગ્રંથોના નામો તેના કર્તાના નામનુ સૂચન કરે છે તો કેટલાંક ગ્રંથકારને આશ્રય કે ઉત્તેજન આપનારના નામનુ સૂચન કરે છે. જેમકે **સિદ્ધહેમ, રત્નાકરપંચવિંશતિકા અન આર્હત જીવન જ્યોતિ.** પ્રથનના બે નામો પ્રથમ વિકલ્પના દ્યોતક છે, જ્યારે પહેલું અને છેલ્લું નામ દ્વિતીય વિકલ્પનાં દ્યોતક છે.

કેટલાક ગ્રથોના નામ પોતાના સંપ્રદાયનું સૂચન કરે છે. જેમકે **જૈનકુમારસંભવ, જૈનતર્કભાષા, આર્હત દર્શન દીપિકા** વગેરે.

કેટલાક ગ્રંથોનાં નામનો અંતિમ વિભાગ તે ગ્રથ કયા વિશિષ્ટ વર્ગનો છે તેનો ખ્યાલ આપે છે. એટલે કે કેટલાક ગ્રંથોના નામોની ઉત્તર ભાગમાં અંગ, ઉપાંગ, કુલક પ્રકરણ, સંગ્રહણી કે એના પ્રાકૃત રૂપો જોવાય છે આ ઉપરાત કેટલાકના અંતમા તદ્ગત વિષયસૂચક શબ્દ પણ જોવાય છે. આવા શબ્દો તરીકે સ્તોત્ર, નાટક ઇત્યાદિનો નિર્દેશ કરી શકાય

કેટલાક ગ્રંથોનાં નામો તેના વિભાગાદિ ઉપર પ્રકાશ પાડે છે. જેમકે **દશાધ્યાયી,** વગેરે.

---

૧૫ **અનુયોગદ્વાર** ( સૂ ૧૩૦) મા જે દસ પ્રકારનાં નામો ગણાવેલા છે તેમા "આદાનપદ" પ્રસ્તુત છે.

૧૬ જુઓ G. B. R A, S. vols III-IV, P. 470.

કેટલીક વેળા ગ્રંથોના સમૂહને માટે ખાસ નામ પ્રચલિત થયેલું જોવાય છે. જેમકે **પંચપ્રતિક્રમણસૂત્ર, ષટ્કર્મગ્રંથ, ષટ્પ્રાભૃત, અષ્ટપ્રાભૃત, નવસ્તવી, અષ્ટાદશસ્તવી, પદ્મનંદીય પંચવિંશતિકા, દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા, ગુરુગુણષટ્ત્રિંશત્ષટ્ત્રિંશિકા, પંચાશક** વગેરે.

**સમાનનામક કૃતિઓને લગતી વ્યવસ્થા—**

કેટલીક વાર અન્યાન્ય ગ્રંથોના લગભગ એક જ નામ જોવાય છે આવી વખતે પાછળની કૃતિને ઓળખાવતી વેળા કેટલીક વાર લઘુ[17] બૃહત્, વિશેષ ઈત્યાદિ શબ્દોની યોજના કરાયેલી જોવાય છે. ઉદાહરણાર્થે આપણે છેદસૂત્રો પૈકી **બૃહત્કલ્પસૂત્ર** તરીકે સુપ્રસિદ્ધ ગ્રંથનો વિચાર કરશુ તો જણાશે કે આ આગમ ઉપર બે ભાષ્યો રચાયેલા છે. એથી એકને 'લઘુભાષ્ય' અને બીજાને 'બૃહદ્ભાષ્ય' તરીકે ઓળખાવાય છે.

**આવશ્યકસૂત્ર** ઉપર ભાષ્ય રચાયા બાદ **શ્રીજિનભદ્ર**ગણિક્ષમાશ્રમણે સામાયિકાધ્યયન પૂરતુ જે ભાષ્ય અત્યારે ઉપલબ્ધ થતું રહ્યુ છે તેનુ નામ **વિશેષાવશ્યકભાષ્ય** તરીકે પ્રચલિત બન્યુ છે. એવી રીતે શ્રી **જિનદાસ**ગણિ મહત્તરે **નિસીહસુત્ત** (નિશીથસૂત્ર) ઉપર જે ચુણ્ણિ (ચૂર્ણિ) રચી તેને **નિસીહસુત્તવિસેહચુણ્ણિ** (નિશીથસૂત્ર વિશેષ ચૂર્ણિ) તરીકે ઓળખાવાય છે, કેમકે એમણે આ ચૂર્ણિ રચી તે પૂર્વે અન્ય ચૂર્ણિ રચાયેલી હતી.

અત્ર એ વાત ધ્યાનમાં રાખવી ઘટે કે કેટલીક વાર પાછળની કૃતિમાં 'લઘુ' શબ્દ યોજાયેલો જોવાય છે જેમકે **લઘુ-અજિતશાંતિસ્તવ, લઘુઅર્હન્નીતિ, લઘુ-મહાવિદ્યાવિડંબણ** ઈત્યાદિ. આવી પરિસ્થિતિમાં કેટલીક વાર પહેલાંની કૃતિને 'બૃહત્' એવી સંજ્ઞા અપાયેલી જોવાતી નથી. એવી રીતે કેટલીક વાર પહેલાંની કૃતિનો 'બૃહત્' શબ્દ જોડીને પણ વ્યવહાર થતો જોવાય છે જેમકે **બૃહત્સંગ્રહણી** આની પછી રચાયેલી **શ્રી ચંદ્ર**સૂરિકૃત કૃતિ કેવળ **સંગ્રણી**ના નામથી પણ ઓળખાવાય છે

આ ઉપરથી એ ફલિત થાય છે કે બે સમાન નામવાળી કૃતિઓના પૃથક્કરણ માટે બે રીતિનો ઉપયોગ કરાયો છે· (૧) લઘુ અને બૃહત્ એમ બને શબ્દોનો પ્રયોગ કરીને[18] અને (૨) બેમાંથી ગમે તે એકનો પ્રયોગ કરીને પ્રાકૃત ભાષામા રચાયેલા ગ્રંથો માટે લઘુ અને બૃહત્‌ને બદલે 'ચુલ્લ' અને 'મહા' અથવા 'ખુડ્ડિય'[19] અને

૧૭ આને બદલે 'લહુય' શબ્દ પણ વપરાય છે જેમકે **ભગવતીસૂત્ર** વૃત્તિની પાટણના ભંડારની એક પ્રતિના અંતમા 'लहुयवीर–चरिय' એવો ઉલ્લેખ છે.

જુઓ Paterson Report V. p 58.

૧૮ આ પ્રમાણે લઘુ અને બૃહત્ શબ્દથી સંકલિત ગ્રથો તરીકે લઘુ સંગ્રહણી ને બૃહત્ સંગ્રહણી, લઘુ શાંતિસ્તવ ને બૃહચ્છાંતિસ્તવ ઈત્યાદિનો ઉલ્લેખ થઈ શકે તેમ છે.

૧૯ ઉત્તરજ્ઝયણસુત્ત (ઉત્તરાધ્યયનસૂત્ર)ના છઠ્ઠા અને વીસમા અધ્યયનના 'ખુડ્ડગનિયંઠિજ્જ' અને 'મહાનિયંઠિજ્જ' એ નામોમા 'ખુડ્ડગ' અને 'મહા' શબ્દ વપરાયેલ છે.

'મહલ્લિય'[20] શબ્દનો પ્રયોગ થયેલો જોવાય છે. ઉદાહરણાર્થ **ચુલ્લકપ્પસુય** ને **મહાકપ્પસુય**, **ખુડ્ડિયાવિમાનપવિભત્તિ** અને **મહલ્લિયાવિમાણપવિભત્તિ** એકલો 'મહા' શબ્દ જ વપરાયો હોય એવાં પણ ગ્રંથોનાં નામો છે. જેમ કે **પણ્ણવણા** ને **મહાપણ્ણવણા**, **આઉરપચ્ચકખાણ**, ને **મહાપચ્ચકખાણ**, **નિસીહ** ને **મહાનિસીહ**. 'મહા'ને બદલે 'વુડ્ઢ' શબ્દ પણ નજરે પડે છે. જેમ કે **બૃહત્‌-કલ્પસૂત્ર**ને બદલે **વુડ્ઢકપ્પસુત્ત**. 'વુડ્ઢ' શબ્દનું પ્રતિસંસ્કૃત 'વૃદ્ધ' થાય છે આ શબ્દ વૃદ્ધચતુઃશરણ એ નામમા નજરે પડે છે.[21]

મૂળ ગ્રંથોનાં નામની પેઠે વિવરણાત્મક ગ્રથોનાં નામોમા પણ લઘુ વગેરે શબ્દ વપરાયેલા જોવાય છે.

**પ્રકારાંતર**—એક જ નામવાળા ગ્રંથોની ભિન્નતા સૂચવવા માટે જેમ 'લઘુ' અને 'બૃહત્‌' કે એ અર્થસૂચક અન્યાન્ય શબ્દોનો પ્રયોગ થયેલો જોવાય છે તેમ કેટલીક વાર 'પ્રાચીન' અને 'નવ્ય' શબ્દોનો પણ પ્રયોગ થયેલો જોવાય છે. દાખલા તરીકે પ્રાચીન કર્મગ્રંથો અને નવ્ય કર્મગ્રથો, શ્રીસોમતિલકસૂરિકૃત **નવ્યબૃહત્ક્ષેત્રસમાસ** વગેરે.

**જૈન ને અજૈન કૃતિઓનાં નામની સમાનતા**—ગ્રથોનાં નામ સંબંધમા એ હકીકત પણ જોવાય છે કે કેટલીક વાર અન્યાન્ય દાર્શનિક સાહિત્યમાં એક જ નામવાળી કૃતિ મળી આવે છે, અને કેટલીક વાર એક જ દર્શનના સાહિત્યમાં પણ તેવી સ્થિતિ જોવાય છે. દાખલા તરીકે કલ્પસૂત્ર[22] તેમ જ ન્યાયતીર્થ, ન્યાયવિશારદ, ઉપાધ્યાય **શ્રીયશોવિજયગણિ**એ રચેલી **તર્કભાષા** અને અજૈન ગ્રંથકારે રચેલી **તર્કભાષા**.

**આત્માનુશાસન** આ નામની કૃતિ **પાર્શ્વનાગે** તેમ જ **ગુણભદ્રે** પણ રચી છે. આમ જૈન સાહિત્યમાં એક જ નામની બે કૃતિઓ ઉપલબ્ધ થાય છે.[23]

**નામોની પ્રતિસંસ્કૃતાદિ**—ગીર્વાણ ગિરામા ગુંથાયેલા ગ્રંથોના નામો તો પ્રાય સંસ્કૃતમા જ હોય છે, પરંતુ મોટે ભાગે પ્રાકૃત ભાષામા અને કેટલીક વાર ગુજરાતી ભાષામાં રચાયેલા ગ્રંથોના નામો પણ સસ્કૃતમા જોવાય છે. દાખલા તરીકે આચારંગાદિ આગમોનાં નામો અને કેટલીક સજ્ઝાયોના નામો.[24]

---

૨૦ સરખાવો **દસવેયાલિયસુત્ત** (દશવૈકાલિકસૂત્ર)ના છઠ્ઠા અધ્યયનનું 'મહલ્લિયાયારકહા' એવું નામ.

૨૧ જુઓ **તત્ત્વતરંગિણી**નું ૨૯મું પદ્ય.

૨૨ **કલ્પસૂત્ર** એ એક વૈદિક સંપ્રદાયના ગ્રંથનું નામ છે અને એ નામ એક જૈન આગમનુ પણ છે. 'મેઘદૂત' નો પણ અન્ય ઉદાહરણરૂપે નિર્દેશ થઈ શકે તેમ છે.

૨૩ અન્ય ઉદાહરણ તરીકે વિચારો **ઉપદેશકુલક**, **ગાથાકોશ** વગેરે.

૨૪ જ્યારથી પ્રાકૃતભાષા તરફ અજૈન વર્ગ દુર્લક્ષ્ય આપતો થયો ત્યારથી તેમની જાણ માટે પ્રાકૃત ગ્રંથોનુ સંસ્કૃત નામકરણ થયું હશે એવી પણ કલ્પના કરાય છે.

પ્રાકૃત ગ્રંથોના નામો સંસ્કૃતમાં યોજવાનો મુખ્ય પ્રસંગ તો સંસ્કૃત ભાષામાં રચાતી કૃતિમા તેનો નામોલ્લેખ કરવાની આવશ્યકતાને આભારી હોય એમ જણાય છે. દાખલા તરીકે ૧૧ અંગોનાં નામો **તત્ત્વાર્થસૂત્ર** (અ. ૧, સૂ. ૨૦) ના ભાષ્યમાં સંસ્કૃતમાં નિર્દેશાયેલા છે. કેટલીક વાર પ્રાકૃત કૃતિઓનુ સંસ્કૃત નામકરણ લોક-માનસને પણ આભારી હોય એમ ભાસે છે. કેટલીક વાર ગુજરાતી કૃતિઓને પ્રાકૃત નામોથી કે તેના અંશથી સંકલિત કરેલી જોવાય છે. જેમ કે વિવિધ સજ્ઝાયો. સજ્ઝાયનો અર્થ ઇતર સંપ્રદાયવાળાને સમજાવવાના ઉદ્દેશથી કે અન્ય કોઈ કારણથી એનુ સંસ્કૃત રૂપ 'સ્વાધ્યાય' પ્રચલિત થતુ જોવાય છે. જેમ કે 'ભગવતીસૂત્રની સજ્ઝાય' એમ કહેવાને બદલે 'ભગવતીસૂત્રસ્વાધ્યાય' એવો પ્રયોગ કરાયેલો છે.

સંસ્કૃત ગ્રંથોનો ગુજરાતી વગેરે ભાષામાં અનુવાદ થાય એ સ્વાભાવિક છે, પરંતુ એક રીતે અપવાદરૂપ ગણાય તેમ **દ્રવ્યગુણપર્યાયનો રાસ, રૂપકમાળા** ઇત્યાદિ ગુજરાતી કૃતિનો સસ્કૃતમા અનુવાદ થએલો જોવાય છે. એવી રીતે કેટલીક અપભ્રંશ ભાષામા રચાયેલી કૃતિઓની સંસ્કૃતમા ટીકા રચાયેલી જોવાય છે

**નામમાં પરિવર્તન**—કાલાંતરે ગ્રંથોનાં નામ બદલાયાં હોવાના ઉદાહરણ જૈન-સાહિત્યનો ઇતિહાસ પૂરા પાડે છે. દાખલા તરીકે **દસાસુયક્ખંધસુત્ત** (દશાશ્રુતસ્કંધ-સૂત્ર)ના આઠમા અધ્યયનનુ નામ **પજ્જોસણાકપ્પ** (પર્યુષણાકલ્પ) છે આ નામથી એનો **ઠાણંગ** (સ્થાનાગ), **સમવાયંગ** (સમવાયાગ) વગેરે આગમમા નિર્દેશ થયેલો છે, તેમ છતાં વખત જતા એનુ નામ **કલ્પસૂત્ર** રૂઢ બનેલુ જોવાય છે પ્રાચીન સમયમાં રચાયેલાં શાસ્ત્રોનું અવલોકન કરતા એ સહેજે જણાય છે કે જે આગમને— છેદસૂત્રને અત્યારે આપણે **બૃહત્કલ્પસૂત્ર** તરીકે ઓળખીએ છીએ તેનો ત્યા **કપ્પ** કે **કપ્પો** (કલ્પસૂત્ર) તરીકે ઉલ્લેખ છે.

સામાયિકાદી ૭ આવશ્યકમાંના એક આવશ્યકરૂપ પ્રતિક્રમણ અધ્યયન છે, તેમ છતાં છએ આવશ્યકના સૂત્રોને 'પ્રતિક્રમણસૂત્ર' તરીકે ઓળખાવવાની પ્રથા કેટલાએ સમયથી ચાલી આવે છે. આ પરથી જણાશે કે જેમ આ નામમાથી લગભગ આવશ્યક શબ્દ અદૃશ્ય બની 'પ્રતિક્રમણ' શબ્દ જ વિશેષ પ્રચારમા આવ્યો છે તેમ **પર્યુષણા-કલ્પમાંથી** 'પર્યુષણા' શબ્દ લુપ્ત થઇ જઇ **કલ્પસૂત્ર** એવું નામ વિશેષ પ્રચલિત બન્યુ

કેટલીક વાર કર્તાએ જાતે પોતાની કૃતિનુ નામ સૂચવ્યુ હોય છતા વખત જતા કોઈ કારણ ઉપસ્થિત થતા તે નામમા ફેરફાર થયેલો જોવાય છે, જેમકે **શ્રીરત્નશેખર-સૂરિએ** પોતાની એક કૃતિનું નામ **ક્ષેત્રસમાસ** એ જ કૃતિના સ્વોપજ્ઞ વિવરણમા સૂચવ્યુ છે, છતા એ મૂળ કૃતિના **વીરંજયક્ષેત્રસમાસ** અને **મધ્યમક્ષેત્રસમાસ** એવાં નામ પણ પાછળથી યોજાયેલાં જોઇ શકાય છે.[૨૫]

૨૫. જુઓ ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિર હસ્તકની હસ્તલિખિત પ્રતિઓ.

**નામની દ્વિવિધતા**—કોઇ કોઇ વાર ગ્રંથનુ નામ તેના કર્તા જાણે બે રીતે સૂચવતા હોય એવો ભાસ થાય છે. અર્થાત્ પ્રથમ સૂચવેલા નામના પર્યાયરૂપ બીજું નામ સૂચવાતુ હોય એમ જણાય છે. વિવરણાત્મક કૃતિઓના સંબંધમાં તો કેટલીએ વાર વિવરણકાર પોતાની કૃતિને વૃત્તિ તેમ જ ટીકા અથવા વૃત્તિ તેમ જ વિવૃત્તિ[૨૬] કે એવા કોઈ યુગલરૂપે ઓળખાવતા જોવાય છે.

**વિવરણાત્મક કૃતિઓનાં નામો**—આપણે અત્યાર સુધી મૂળ કૃતિઓનાં નામ વિષે વિચાર કર્યો, હવે એના વિવરણાત્મક સાહિત્ય વિષે થોડોક ઊહાપોહ કરીશું. વિવરણાત્મક કૃતિઓનાં નામ બે પ્રકારે નોંધાયેલાં મળી આવે છે; (૧) મૂળ ગ્રંથની સાથે વિવરણવાચક શબ્દ જોડીને અને (૨) સ્વતંત્ર નામ ઉપસ્થિત કરીને. આ બે પ્રકારમાથી પહેલો પ્રકાર વિશેષ પ્રાચીન હોય એમ જણાય છે, જો કે એનો ચોક્કસ નિર્ણય કરવો બાકી રહે છે, અત્ર એ ઉમેરવુ અનાવશ્યક નહિ ગણાય કે ભાસ, ભાષ્ય, નિજ્જુત્તિ, નિર્યુક્તિ, ચુણ્ણિ, ચૂર્ણિ, ટીકા, વ્યાખ્યા, વિવરણ, વૃત્તિ, વિવૃત્તિ પંજિકા, નિરૂક્ત, અવચૂરિ, અવચૂર્ણિ ઈત્યાદી વિવરણવાચક શબ્દ મૂળ ગ્રંથ સાથે જોડીને વ્યવહાર કરવામા જેટલી સુગમતા છે એટલી નવું નામ રચવામાં નથી.

નવા નામ રચવામાં પણ બે પદ્ધતિઓનો અમલ થયેલો જોવાય છે: (૧) મૂળ કૃતિ સાથે કોઇક પ્રકારનો સંબંધ જળવાઈ રહે તેવી પદ્ધતિ અને (૨) મૂળ કૃતિ સાથે કશો જ સંબંધ ન હોય એવી પદ્ધતિ. પ્રથમ પદ્ધતિના ઉદાહરણ તરીકે **અધ્યાત્મકલ્પદ્રુમ**ની ટીકા **અધ્યાત્મકલ્પલતા**, **જૈનતત્ત્વપ્રદીપ**ના વિવરણરૂપ **આર્હતદર્શનદીપિકા**નો ઉલ્લેખ થઈ શકે. બીજી પદ્ધતિના દૃષ્ટાંત તરીકે **અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા**ની વૃત્તિ **સ્યાદ્વાદમંજરી**, **જંબુદ્દીવ પણ્ણત્તિ** (જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ) ની ટીકા **પ્રમેયરત્નમંજૂષા** વગેરે વિવરણાત્મક ગ્રંથો ગણાવી શકાય.

આ પ્રમાણે સમય અને સાધન અનુસાર ગ્રંથોનાં નામો વિષે મેં જે ઊહાપોહ કર્યો છે તે ઉપરથી જોઈ શકાશે કે જેમ ગ્રંથોના સંપાદન માટે સમીક્ષાત્મક દૃષ્ટિની આવશ્યકતા છે તેમ ગ્રંથોની યાદી રજુ કરતી વેળા તેમ જ મુખપૃષ્ઠાદિ ઉપર ગ્રંથનું નામ રજુ કરતી વેળા પણ સમીક્ષાત્મક દૃષ્ટિની આવશ્યકતા છે સંપાદકાદિ આ હકીકત તરફ યોગ્ય લક્ષ્ય આપશે, અને શ્રુતધરો પ્રસ્તુત વિષય પરત્વે વિશિષ્ટ પ્રકાશ પાડશે એવી આશા રાખતો હું વિરમું છું

——:o:——

૨૬. જુઓ ગણધરસાર્ધશતકની શ્રીસુમતિગણિ કૃત વૃત્તિ.

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

## (૧) પ્રાચીન લેખ સંગ્રહ (ચાર લેખો)[1]

સંપાદકઃ-
મુનિરાજ શ્રી જયન્તવિજયજી

(૧૫)[2]

ॐ० ॥ यः पुरात्र महास्थाने श्रीमाले स्वयमागतः । स देवः श्रीमहावीरो देयात् (ददातु) सुखसपदं ॥ १ ॥

पुनर्भ ग्भव(य)त्रस्ताः संतो यं शरण गताः । तस्य वीरजिनेंद्र [स्य] पूजार्थे शासन नव ॥२॥

थारापद्रमहागच्छे पुण्ये पुण्यैकशालिनां । श्रीपूर्णचंद्रसू [री]णां प्रा(प्र)सादाल्लिख्यते यथा ॥३॥

स्वस्ति सवत् १३३३ वर्षे ॥ अश्विन शुदि १४ सामे ॥ अद्येह श्री श्रीमाले महाराजकुलश्रीचाचिगदेवकल्याणविजयिराज्ये तन्नियुक्त महं० गजसी(सिं)हप्रभृतिपंचकुलप्रतिपत्तौ श्री श्रीमालदेशवहिकाधिकृतेन नैगमान्वयकायस्थमहत्तमसुभटेन तथा चेट्टक कर्म्मसो(सिं)हेन स्वश्रेयसे अश्विनमासीययात्रामहोत्सवे अश्विनशुदि १४ चतुर्दशीदिने श्रीमहावीरदेवाय प्रतिवर्षं पत्रोपचारपूजानिमित्तं श्रीकरणीय पंचकुल सेलहथ डाभी नरपालं न भक्तिपूर्व सबोध्य तलपदे हलसहडीपदमध्यात् पूरकरहलसहडीएकसत्क द्र ५ । २ सप्तविंशोपकोपेत पंचद्रम्मा(म्माः) स(त)था सेलहथाभाव्ये आठडांमध्यात् ८ अष्टौ द्रम्मा ॥ उभय सप्त विंशोपकोपेतत्रयोदशद्रम्मा आचन्द्रार्कं देवदाये कारापिता ॥ वर्तमानपंचकुलेन वर्तमानसेलहथेन देवदायकृतमिद स्वश्रेयसे पालनीयं ॥ यस्मात् पचकुलै . ... .....

**શ્રીશ્રીમાલ (ભીનમાલ)** નામના આ મહાસ્થાનમા, જે **શ્રીમહાવીર**સ્વામીદેવ પોતે પધાર્યા હતા, તે દેવ સમસ્ત જનતાને સુખ અને સંપદા—લક્ષ્મી આપો. ૧. સંસારમાં ફરી ફરીને જન્મ લેવાના ભયથી ત્રાસ પામેલા સત—સજ્જન પુરુષો જે દેવને શરણે ગયા છે, તે **શ્રીમહાવીર** જિનેન્દ્રની પૂજા માટે નવુ શાસનપત્ર—આજ્ઞાપત્ર અપાય છે. ૨. પવિત્ર **થારાપદ્ર**ગચ્છમા[3] થયેલા અને પુણ્યવડે કરીને શોભતા શ્રીમાન્ પૂર્ણચન્દ્રસૂરિની કૃપાથી આ શાસનપત્ર લખાય છે, કે—

---

૧ "પ્રાચીન લેખ સગ્રહ" નામની લેખમાળાના આ ચોથા મણકામા આપેલા ચારે મૂળ-સસ્કૃત શિલાલેખો પૂજ્યપાદ શ્રીમાન્ પ્રવર્તકજી **શ્રીકાંતિવિજયજી** મહારાજની કૃપાથી તેમના સાહિત્ય-સંગ્રહમાથી પ્રાપ્ત થયા છે

૨ નબર ૧૫ નો શિલાલેખ, **શ્રીશ્રીમાલ (ભીનમાલ)** નગરના **શ્રીમહાવીર**સ્વામીના મદિરમા ખોદાયેલો છે.

૩ **કાંકરેચ** જીલ્લામાં આવેલા **થરાદ** ગામના નામ ઉપરથી **થારાપદ્રગચ્છ** નિકળ્યો હતો.

વિક્રમ **સંવત્** ૧૩૩૩ના આસો સુદિ ૧૪ ને સોમવારે, અત્યારે અહીં **શ્રીશ્રીમાલ**નગરમાં મહારાવલ **શ્રીચાચિગદેવ**કલ્યાણના[4] વિજયવંતા રાજ્યમાં, તેમણે જ પોતાના રાજ્યના મહામંત્રી પદ ઉપર સ્થાપન કરેલ મહામંત્રી **ગજસિંહ** વિગેરે અધિકારીઓની ખાત્રીને **માટે**—જાણ થવા માટે, **શ્રીશ્રીમાલદેશના** વહિ—હિસાબના ચોપડાના દફતરના અધિકારી નૈગમ **વં**શના કાયસ્થ **સુભટ** નામના મંત્રીએ અને **કર્મસિંહ** નામના કારકુને પોતાના કલ્યાણ માટે રાજાને, મંત્રી વિગેરે અધિકારીઓને તથા સેલહથ[5], ડાભી વિગેરેને ભક્તિપૂર્વક વિનવી—સમજાવી—પ્રતિબોધીને; આસો માસના યાત્રા મહોત્સવમાં, દર વર્ષે

[ જુઓ પૃષ્ઠ ૩૯૧ ]

૪ **મહારાવળ ચાચિગદેવ**, મહારાવલ **ઉદયસિંહનો** પુત્ર, પૌત્ર અથવા તેની ગાદી ઉપર **આવેલ** તેનો કુટુંબી હોવો જોઇએ. મહારાવલ **ઉદયસિંહના** સમયના વિ. **સં. ૧૨૭૪,** ૧૩૦૫ અને ૧૩૦૬ ના ત્રણ શિલાલેખો **ભીનમાલનાં** હિંદુઓનાં મંદિરોના મારી પાસે મોજુદ છે, અને એ ત્રણે લેખોમાં **ઉદયસિંહને** મહારાજાધિરાજ લખેલ છે. તેમાના **સં.** ૧૩૦૫ અને ૧૩૦૬ ના શિલાલેખોમા મહામાત્ય **ગજસિંહ**નું નામ લખેલું છે. મહારાવલ **ચાચિગદેવના** સમયના વિ. સં. ૧૩૨૩ **થી** ૧૩૩૩ સુધીના **ચાર** લેખો મારા **સંગ્રહ**માં છે. તેમાંના ત્રણ જૈનમંદિરના **અને** એક હિંદુ મંદિરનો છે. એ ચારે લેખોમાં **ચાચિગદેવને** મહારાજકુલ–મહારાવલ લખેલ છે. તેમાંનો વિ. સં. ૧૩૨૩ નો એક લેખ **જાવાલિપુર-જાલોર**ના કિલ્લા ઉપરના શ્રી**મહાવીર**સ્વામીના મંદિરનો છે, કે જે 'પ્રાચીન લેખ સંગ્રહ' ભાગ બીજામાં છપાઇ ગયેલ છે આ લેખ ઉપર**થી** જણાય છે કે–તે વખતે **જાલોરનો** કિલ્લો **ભિનમાલ**ના રાજ્યને તાબે હશે. આ લેખમા મહામંત્રી તરીકે જક્ષદેવનું નામ છે. એટલે કદાચ **જાવાલિપુર** પરગણાનો મહામંત્રી જક્ષદેવ હશે અને **ભિનમાલ**ની આસપાસના પ્રદેશનો અથવા **ભીનમાલના** આખા રાજ્યનો મહામંત્રી ગજસિંહ હશે. કેમકે ઉપર કહ્યા પ્રમાણે વિ સં ૧૩૦૫ અને ૧૩૦૬ ના શિલાલેખોમા મહામાત્ય તરીકે **ગજસિંહ**નુ નામ છે. તેમ જ વિ સં ૧૩૨૮ અને ૧૩૩૩ના લેખોમા પણ મહામાત્ય તરીકે એ જ **ગજસિંહ**નુ નામ લખેલુ છે. એ જ મહારાવલ **ચાચિગદેવનો** વિ. સં. ૧૩૨૬ નો એક લેખ **મેવાડ**ના **સાયરા** તાલુકામા આવેલા **કરેડા** ( કે જે **સેવાડી**થી લગભગ ૮ ગાઉ થાય છે. ) ગામના શ્રી **પાર્શ્વનાથ** ભગવાનના મંદિર સંબંધીનો છે. જે અહીં લે૦ (૧૨) મા પ્રગટ કરવામા આવ્યો છે. આ લેખ ઉપરથી **ભીનમાલ**ના રાજ્યની સીમા **મેવાડ**ના **સાયરા**પરગણાના કરેડા ગામ સુધી ફેલાઇ હશે, એમ જણાય છે. હિંદુ મંદિર – શિવાલયનો એક લેખ છે તે વિ સ ૧૩૨૮ ના શ્રાવણ વદિ ૧ નો છે

મહારાવલ **ચાચિગદેવ**નો જૈનધર્મ ઉપર વિશેષ અનુરાગ હશે અને તે વખતે દેશોદેશમાં વિચરતા મુનિરાજોના ઉપદેશનુ જ એ પરિણામ હશે કે જેથી મહારાવલ **ચાચિગદેવે ભીનમાલના** શ્રી **મહાવીર**સ્વામીની અને કરેડાના શ્રી **પાર્શ્વનાથ** ભગવાનની પૂજા માટે અમુક અમુક રકમનો લાગો બાંધી આપ્યો હતો.

૫ સેલહથ એટલે ખળાંમાં આવેલી ખેતીની ઉપજમાથી રાજ્યભાગ ઉઘરાવવાના અધિકારવાળો માણસ

# લખનૌ મ્યુઝીયમની જૈન મૂર્તિઓ

લેખક:— મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

મથુરા જૈનો માટે ઐતિહાસિક દૃષ્ટિએ બહુ જ મહત્ત્વનું સ્થાન છે. મથુરામાથી ઘણી પ્રાચીન જૈન મૂર્તિઓ અને મંદિરો નીકળ્યા છે. વિદ્વાન ઈતિહાસ પ્રિય જૈનોથી આ ધામ અજાણ્યું નથી. પૂ પા. શ્રી જ્ઞાનવિજયજી મહારાજશ્રીએ મુંબઇ સમાચારના દીપોત્સવી અંકમા "મથુરાનો કંકાલી ટીલો" નામનો લેખ પ્રગટ કરાવી તેની વીગત બહાર મુકેલ છે, પરન્તુ ત્યાની પ્રાચીન જૈન મૂર્તિઓ અત્યારે લખનૌના મ્યુઝીયમમા રાખવામાં આવેલ છે, એટલે એનું વર્ણન અહિં નીચે આપવામાં આવે છે — લેખક

લખનૌ યુ. પી. નુ કેન્દ્રસ્થાન મનાય છે. યુ પી. ના ગવર્નર અહી જ રહે છે. અને યુ પી. ની ધારાસભા પણ અહી જ ભરાય છે. જૈનોના ૧૩–૧૪ મંદિરો છે અને તેમાય તપગચ્છનુ મંદિર બહુ જ પ્રાચીન છે. મૂર્તિઓ મુગલાઇના સમય પહેલાંની છે જૈનોની વસ્તી એક વાર અહી વિપુલ પ્રમાણમા હશે, તેમ સુખી, ધન્યાઢ્ય અને ધર્મપ્રેમી હશે, જેની ખાત્રી જુના સુદર જિનમંદિરો આપે છે. મુસલ્માનોના ધામરૂપ આ સ્થાનમા આવા મંદિરો આબાદ રહે તે જૈનો માટે ઓછા ગૌરવની વાત નથી. અત્યારે તો એ જૈનમંદિરોની પૂરી વ્યવસ્થા પણ નથી કરી શકતા. લખનૌ મુગલાઈ જમાનાનુ સુદર, રંગીલુ અને વિલાસી શહેર મનાય છે અત્યારે પણ અહી વિદ્યારસિક અને વિલાસી વસ્તી વસે છે. લખનૌનુ મ્યુઝીયમ (Museum) ખાસ વખણાય છે. પુરાણી વસ્તુઓનો સંગ્રહ અહિ ઠીક છે તેમા **શ્રાવસ્તી** (સટેમટેકા કીલા) ના પુરાણા સિક્કા અને પ્રાચીન વસ્તુઓ તથા શિલાલેખો ખાસ પ્રેક્ષણીય છે. રાજા હર્ષવર્ધનના હસ્તાક્ષરનો શિલાલેખ અને કુમારગુપ્ત આદિના લેખો ઇતિહાસ પ્રેમીઓના મનને બહુ જ આકર્ષે છે.

અમે પ્રથમ લખનૌનુ મ્યુઝીયમ જોવા ગયા ત્યારે ઉપર્યુક્ત શિલાલેખો અને ત્યા રહેલ ધાતુની પ્રાચીન જિનમૂર્તિઓના દર્શન કર્યા હતા. એક મૂર્તિ જે હરદ્વારથી આવેલી છે, તેમા ૧૨૦૦ ની સાલનો લેખ છે. એકમા ૧૬૫૧ ની સાલ છે જે બીથુરથી આવેલ છે અને બીજામા ૧૬૫૨ ની સાલ છે જે જયપુરથી આવેલ છે લખનૌની મૂર્તિમા મારવાડી અક્ષરોવાળો લેખ છે મૂર્તિ સુદર છે. બે પાષાણની મૂર્તિઓ અને એક અંબિકાની સુદર, કળાના નમુનારૂપ મૂર્તિ છે, જેની ઉપર યાદવકુલમણિ બાલબ્રહ્મચારી શ્રીનેમનાથ પ્રભુની મૂર્તિ છે. આવી રીતે નાની મૂર્તિઓનાં તો દર્શન કર્યા, પરન્તુ મથુરાની મૂર્તિઓના કયાય દર્શન ન થયા. અમે આ સબંધી પહેલેથી જ લક્ષ્ય રાખ્યુ હતુ કે આપણે અહી મથુરાની મૂર્તિઓ તો જરૂર જોવી આ સિવાય મથુરાના કંકાલી ટીલામાથી નીકળેલ સાતસો ટુકડા છે. પણ તેમાનુ તો અહિ કાંઈ પણ જોવા ન મળ્યુ. શોધખોળ આરંભી, તપાસ કરતા માલુમ પડયુ કે નીચેના વિભાગમાં જુઓ. ત્યાં તપાસ કરી તો ત્યા તો શાન્તિનાથ પ્રભુની પ્રતિમાજી અને તેમનાં શાસન દેવી જોવા મળ્યા, કિન્તુ અમારી અભિલાષા ન ફળી. પછી ત્યાના વિદ્વાન્ કયુરેટર સાહેબને મળ્યા. તેમને બધુ વીગતવાર પુછયું ત્યારે તેમણે કહ્યું, હા પ્રાચીન જૈનમૂર્તિઓ અને

ઘણા જૈન અવશેષોનો સંગ્રહ અહિં છે. પણ તે અત્યારે બંધ છે. આપ કાલે દશ વાગે અહીં પધારશો એટલે હું માણસ મોકલી તે બધુ આપને બતાવીશ. બીજે દીવસે સ્હવારમાં જ જવાની તૈયારી કરી. કડકડતી ઠંડીમાં ત્યાં જવા ઉપડયા. ત્યા પહોંચતાં ચોકીદાર સિપાઈએ કહ્યું, આજ શુક્રવાર હોવાથી મ્યુઝિયમ બંધ છે. અમને ભારે નિરાશા ઉપજી. પછી પુછતાં પુછતાં જે સ્થાને જૈન વિભાગ હતો ત્યાં ગયા અને બહાર વરન્ડામાં રહેલી પ્રાચીન જૈનમૂર્તિઓ, મંદિરના વિભાગો, આયાગપટ્ટો અને બીજાં પણ અનેક જૈનત્વસૂચક અવશેષો જોયા. દોઢ કલાક ત્યા ગાળ્યો હશે એટલામાં કયુરેટર મહાશયનો મેળાપ થયો. તેમણે કહ્યું આજ તો મ્યુઝિયમ બન્ધ છે અને અમારી ઓફીસ પણ એક વાગે બંધ થશે, કિન્તુ આપ પગે ચાલતા આવ્યા છો તો ખાસ ખોલાવુ છું. એમ કહી સિપાઈ મોકલી હોલ ખોલાવ્યો, અને વિશેષ મદદ માટે પોતાની ઇચ્છા વ્યકત કરી.

આ સ્થાન મ્યુઝિયમથી બે ફર્લાંગ દૂર છે. જેને **કેસરબાગ** કહેવામાં આવે છે. પહેલા મ્યુઝિયમ અહીં હતુ. ત્યાંથી ઉઠી અત્યારે જે સ્થાને છે ત્યા ગયુ અને કેસરબાગ યુ૦ પી૦ ની ધારાસભાનો હોલ-ચેમ્બર હોલ બન્યો. અહિં પ્રતિકૂળતા જણાયાથી ધારાસભા માટે બીજો હોલ બન્યો, અને અહીં જૈન વિભાગને સ્વતંત્ર સ્થાન મળ્યું છે. અહિ તો કોઇ ઇતિહાસ-પુરાતત્ત્વ પ્રેમી વીરલો શોધક પુરુષ આવે છે, અને ઘણા પ્રયાસ પછી જ આ સ્થાનના દર્શન પામે છે

અમે પ્રથમ જ જ્યારે કેસરબાગના અંદરના હોલમાં ગયા, અને ચારે દિશામા વિરાજિત સુંદર જિનમુર્તિઓના દર્શન કર્યાં ત્યરે અમને અનેક અકથ્ય લાગણીઓ થઈ. અમે પ્રથમ તો ચોતરફ જોવા જ મંડી ગયા, પણ વિચાર્યું કે આમ જોવાથી આપણો ઉદ્દેશ નહિ ફળે એટલે પછી બધી ક્રમશ:-ગોઠવ્યા મુજબ (જો કે નંબર પ્રમાણે મૂર્તિઓ ગોઠવેલી નથી, પણ જે પ્રમાણે ગોઠવી હતી તે નંબરવાર) બધી મૂર્તિઓ, મંદિરના વિભાગો વગેરે વગેરે એક વાર જોઈ લીધુ અને પછી જ નંબર ટાકી નોંધ કરવા માંડી.

અમારી દષ્ટિએ પ્રાચીન લેખોવાળી કુશાન, કનિષ્ક અને હવિષ્યકાલીન મૂર્તિઓ છે એક કંકાલી ટીલાનો શિલાલેખ શંખાકાર અક્ષરોમા છે તે પણ પ્રાચીન લાગ્યો. આ સિવાય વિક્રમની નવમી શતાબ્દી પછીના શિલાલેખો છે જેમાંના થોડા અમે વાંચ્યા હતા કુશાન અને કનિષ્ક તથા હવિષ્કકાલીન મૂર્તિઓના શિલાલેખો તો અમારાથી ન વંચાયા પણ દરેક મૂર્તિની નીચે ઇંગ્લીશ નોધ હતી. કેટલાકમાં હિન્દી નોધ પણ હતી તે વાચી.

અહી લગભગ દોઢસોથી બસો જિનમૂર્તિઓ છે. પચીસ ઉપરાત તો ચોવીસીઓ (પત્થર) ની મૂર્તિઓ છે. મૂર્તિઓમાં તો પાચ પચીસ સિવાય બાકી બધી ખંડિત છે. કોઈકના કાન, તો કોઇકના નાક, કોઇકની આખો તો કોઈકના હાથ, કોઇકના પગ તો કોઇકના ગોઠણ ખડિત છે. કેટલીક મૂર્તિઓના તો ભવ્ય વિશાલ મસ્તક જ છે જ્યારે કેટલીક મૂર્તિઓના ધડ અને શિલાલેખો છે વળી કેટલીક મૂર્તિઓના માત્ર પગ અને શિલાલેખો છે. લગભગ પચાસેક આયાગપટ્ટના ટુકડા છે, દસ વીસ ટુકડા અર્ધા ઉપર છે. થોડા આખા છે અને બાકીના તો ખંડિત જ છે. મંદિરનાં શિખરો, શિખર ઉપરના ભાગ, સુંદર આરસ જેવા લીસા પત્થરોમાં કોતરેલા મનોહર તોરણો, પત્થર

ઉપર આલેખેલા સુંદર ચિત્રો, મંદિરના પ્રવેશદ્વારના ઉમ્બરો, પિઠીકા, સિંહદ્વાર, સિંહ અને હાથીના બાવલા, પુતળા, પત્થર ઉપર ઝીણી કારીગરીથી અંકિત નાના સ્થંભો, વિશાળ સ્થંભોના ટુકડા આદિ અનેકવિધ વસ્તુઓ જોઇ હૃદય પ્રફુલ્લિત થયુ અને સાથે સાથે અનેકગણી વેદના હૃદયમાં અનુભવી કેવા સુંદર ગગનચૂમ્બી આલેશાન મંદિરો હશે? નિરંતર ઘંટાનાદથી ગાજતા એ મંદિરો ભૂગર્ભમા સમાયા અને આજે ધ્વસ્તદશામાં અન્ય પ્રેક્ષકોનુ કુતૂહલ ભાજન બની રહેલ દશા જોઇ કયા ભક્તજનનુ હૃદય ન દ્રવે?

ત્રીજે દીવસે અમે પુનરપિ ત્યા ગયા અને પરમ સંતોષપૂર્વક બધી મૂર્તિઓના શિલાલેખો જોયા. પહેલે દિવસે નોંધેલા નંબરોમા ટુંક વીગત ઉમેરી અને બીજી પણ નવી વસ્તુઓ જોઈ. આમા એક હરિણૈગમેષીદેવ કે જે ભગવાન્ મહાવીરનુ દેવાનંદાની કુક્ષીમાંથી હરણ કરે છે, તે વિષયનુ ચિત્ર એક મનોહર પત્થર ઉપર આલેખાયેલ છે આની શોધ કરવામા બધાયથી વધારે મહેનત પડી. અંતે ત્રણ વિભાગવાળો તે પત્થર હાથ આવ્યો. બધાનું મિલાન કરી બરાબર ચિત્ર મેળવ્યુ ત્યારે જ શાંતિ થઈ. (અપૂર્ણ)

---

('પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય'નુ અનુસંધાન)

આસો સુદિ ૧૪ ને દિવસે **શ્રીમહાવીર**સ્વામી ભગવાનની પૂજા-સ્નાન વિગેરે થવા માટે, **ભીનમાલ**નગરના હલ અને ગાડાના ખાતામાથી દરવર્ષે સાત વિંશોપક સહિત પાચ દ્રામ[૬] અને સેલહથાં સંબંધી આઠડામાથી આઠ દ્રામ. બન્ને મળીને સાત વિંશોપકસહિત તેર દ્રામ આચન્દ્રાર્ક—સૂર્ય-ચંદ્ર રહે ત્યાં સુધી અર્થાત્ કાયમને માટે **શ્રીમહાવીર**દેવને અર્પણ કરવાનુ નક્કી કરાવ્યુ છે, વર્તમાનકાળના (તે વખતના) પંચકુલ—અધિકારીઓએ અને તે સમયના સેલહથે દેવને અર્પણ કરેલ—આ દાનપત્રમા જણાવેલ બાબતનુ પોતાના કલ્યાણ માટે હમેશા પાલન કરવુ.

(૧૬)[૭]

संवत् ११४४ ज्येष्टवदि ४ गोधगेह्न

(१७)

संवत् १५०६ वर्षे माहसुदि ५ रवौ

(१८)[૮]

संवत् ११४४ वैशाखवदि ७

पल्लिकाचैत्ये वीर

---

૬ દ્રમ્મ=તે સમયમાં (રૂપીયાના સ્થાને) ચાલતો ચાંદિનો એક જાતનો સિક્કો. આ દ્રમ શબ્દ ઉપરથી 'દામ' શબ્દ બન્યો હોય તેમ લાગે છે.

૭ લેખાંક ૧૬, ૧૭, ૧૮ ના લેખો, **પાલી** (મારવાડ) ના **શ્રીમહાવીર**સ્વામીના મંદિરની દેરીઓ અને સભામંડપના છે એ ત્રણે લેખોના બાકીના અક્ષરો ઘસાઇ ગયા છે, તેથી વાંચી શકાતા નથી

૮ **ભીનમાલ** અને **પાલી**ના બીજા લેખો 'પ્રાચીન લેખ સંગ્રહ' ભાગ બીજામા છપાઈ ગયા છે. નહિ છપાયેલા લેખો જ અહીં આપ્યા છે.

महाप्रभावशाली पुरुषादानीय

# श्री स्तंभन पार्श्वनाथ

लेखक—आचार्य महाराज श्री विजयपद्मसूरिजी

(नवमा अंकथी चालु)

જે વાંસની ઝાડીમાં પ્રકટપ્રભાવિ શ્રી પાર્શ્વનાથની પ્રતિમાનું કેવલ મુખ જ દેખાતું હતું તે સ્થલે એક ગોવાલની ગાય, ભવિતવ્યતાના યોગે, દૂધ ઝરતી હતી. હમેશાં દોહવાના સમયે ગોવાળ ગાય દોહે પણ લગાર પણ દૂધ ન નીકળે. ઘણો વખત એમ થવાથી ગોવાલે જંગલમાં નદીના કાંઠે તપાસ કરી. તો જાણ્યું કે એ સ્થલે ગાય દૂધ ઝરતી હતી. કારણને શોધતાં ગોવાળે સેઢીનદીના કાંઠાની જમીનમાંથી એ બિંબ મેળવ્યું. "કયા દેવ છે?" એનો નિર્ણય પોતે કરી શકયો નહી, જેથી તેણે બીજા જૈન આદિ લોકોને પૂછયું. તેમાં જૈનોએ ખાત્રી પૂર્વક કહ્યું કે એ શ્રી પાર્શ્વનાથનુ બિંબ છે. ગોવાળ આ બિંબને જોઈને ઘણો જ ખૂશી થયો. શ્રાવકોએ ગોવાલને દ્રવ્યાદિથી સંતોષ પમાડીને પ્રતિમા સ્વાધીન કરી. આ બાબતમાં ઉપદેશ-પ્રાસાદમાં તથા વિવિધ તીર્થકલ્પમાં એમ કહ્યું છે કે—શ્રીઅભયદેવસૂરિ મહારાજે આ બિંબને પ્રકટ કર્યું—તે વૃત્તાંત આ પ્રમાણે જાણવું

## આચાર્ય શ્રી અભયદેવસૂરિ અને શ્રી સ્તંભન પાર્શ્વનાથ

જંબૂદ્વીપમા શ્રીમાલવદેશની ધારાનગરીમાં ભોજ રાજા રાજ્ય કરતો હતો. તે નગરીમાં લક્ષ્મીપતિ નામે એક મહાધનિક વ્યાપારી હતો.

એક વખત મધ્ય દેશમાં રહેનારા, વેદવિદ્યાના વિશારદોને પણ પોતાના બુદ્ધિબલથી હરાવનાર, ચૌદવિદ્યા, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણમાં હુશિયાર, દેશાંતર જોવાને માટે નીકલેલા શ્રીધર અને શ્રીપતિ નામના બે બ્રાહ્મણો ધારાનગરીમાં આવ્યા. તેઓ ફરતા ફરતા લક્ષ્મીપતિ શેઠના ઘરે આવ્યા. શેઠે તેમની આકૃતિથી આકર્ષાઈને આદરસત્કાર કરવા પૂર્વક ભિક્ષા આપી.

હવે તેના ઘરની સામે ભીંત પર વીસ લાખ ટકાનો લેખ લખાતો હતો, તે હમેશાં જોવાથી પેલા બ્રાહ્મણોને યાદ રહી ગયો. કેટલોક સમય વીત્યા બાદ નગરીમાં અગ્નિનો ઉપદ્રવ થવાથી શેઠનું ઘર પણ બળી ગયુ. તેમાં પેલો લેખ પણ નાશ થયો. આ કારણથી શેઠ ઘણી જ ચિંતામાં પડી ગયા. અવસરે ભિક્ષા માટે આવેલા આ બે બ્રાહ્મણો શેઠને ચિંતાતુર જોઈને આશ્વાસન આપવા લાગ્યા કે હે શેઠ! તમારા જેવા ધીર પુરુષોએ

આપત્તિના સમયમાં સત્ત્વને મૂકવું ન જોઈએ. એ સાંભળી શેઠે કહ્યું કે મને વિશેષ ચિંતા લેખ બળી ગયો તેની જ છે. બીજાની નથી. ત્યારે બ્રાહ્મણોને તે યાદ હોવાથી, શરુઆતથી માંડીને તિથિ, વાર, નક્ષત્ર, વરસ, રકમ સહિત, વર્ણ, જાતિના નામ અને વ્યાજ સહિત મૂલદ્રવ્યની સંખ્યા સાથે ખડીથી તેઓએ તે લેખ લખી બતાવ્યો. તેની ઉપરથી શેઠે ચોપડામા ઉતારો કરી લીધો, અને બ્રાહ્મણોનો ઉપકાર માની ઘણો જ આદરસત્કાર કરવા પૂર્વક તે બંને બ્રાહ્મણોને પોતાને ત્યાં રાખી ઘણા સુખી બનાવ્યા.

એક વખત શેઠ વિચાર કરવા લાગ્યા કે-એ બંને બ્રાહ્મણો મારા ગુરુના શિષ્યો થાય તો શ્રી જૈનેન્દ્રશાસનને ઘણું જ દીપાવે.

હવે સપાદલક્ષ દેશમા આવેલા કુર્ચ્ચપુર નામના નગરમાં અલ્લરાજાનો પુત્ર ભુવનપાલ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમા શ્રી વર્ધમાનસૂરિ નામના આચાર્ય મહારાજા હતા, કે જેમણે સિદ્ધાંતના અભ્યાસથી સસારનુ સાચુ સ્વરૂપ સમજીને ચોરાશી ચૈત્યોનો ત્યાગ કર્યો હતો. એક વખત તે સૂરિજી ધારાનગરીમાં પધાર્યા. આ બીના સાંભળી ઘણા જ ખૂશી થઈને, પૂર્વે જણાવેલા બંને બ્રાહ્મણોને સાથે લઈને, શેઠ લક્ષ્મીપતિ ગુરુમહરાજને વંદન કરવા આવ્યા. વંદન કરી શેઠ ઉચિત સ્થાને બેઠા અને તે બ્રાહ્મણો પણ બને હાથ જોડીને ત્યાં બેઠા. બ્રાહ્મણોને ઉદ્દેશીને શ્રી ગુરુમહારાજે કહ્યું કે — 'આ બંનેની અસાધારણ આકૃતિ સ્વપરને જીતનારી છે' ગુરુજીનુ એ વચન સાંભળીને તે બંને બ્રાહ્મણો ગુરુના સામું જોઈ રહ્યા. એથી ગુરુજીએ તેમને વ્રતયોગ્ય સમજી લીધા પછી અવસરે ગુરુએ તેમને દીક્ષા આપી. મહાતપસ્વિ એવા તે બંનેને યોગના વહન પૂર્વક સિદ્ધાંતનો અભ્યાસ કરાવ્યો અને તેમને યોગ્ય જાણીને ગુરુએ સૂરિપદ આપીને સ્વપટ્ટધર બનાવ્યા. અને તેઓ શ્રી જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ એવા નામથી પ્રસિદ્ધ થયા.

અનુક્રમે વિહારને માટે અનુજ્ઞા આપવાના પ્રસંગે શિખામણ દેતાં શ્રી ગુરુમહારાજે જણાવ્યું કે- પાટણમાં ચૈત્યવાસી યતિવર્ગ સુવિહત મુનિઓને ત્યાં રહેવા ન દેતા વિઘ્ન કરે છે. શક્તિ અને બુદ્ધિથી તમારે તે જુલ્મને અટકાવવો, કારણ કે આ કાળમા તમારા જેવા બીજા બુદ્ધિશાલિઓમાં શિરોમણિ કોઇ ભાગ્યે જ હશે. એમ ગુરુવચનને વધાવી લેઇ, સપરિવાર બંને સૂરિજી મહારાજે ગુજરાત તરફ વિહાર કરતાં, અનુક્રમે પ્રાચીન શ્રી પાટણ શહેરમાં પ્રવેશ કર્યો. ત્યાં શુદ્ધ ઉપાશ્રયની ઘણી તપાસ કરતાં પણ મુશ્કેલી જાણી. છેવટે બંનેને ગુરુજીનુ વચન યાદ આવ્યું. આ વખતે મહા પરાક્રમી અને નીતિશાલિ દુર્લભરાજ નામે રાજાનુ રાજ્ય હતું. અહીંના રહીશ એક સોમેશ્વરદેવના ઘેર તે બંને સૂરિજી મહારાજા ગયા. ત્યાં તેમણે

કહેલાં વેદ પદોનો ધ્વનિ સાંભળી પુરોહિત ઘણો ખૂશી થયો. અને તેણે ભક્તિપૂર્વક બોલાવવા માટે પોતાના ભાઈને મોકલ્યો, તેથી બંને સૂરિજી ઘરમાં આવ્યા. તેમને જોઈને પુરોહિત ઘણો ખૂશી થઇને આપ બંને ભદ્રાસનાદિની ઉપર બેસો, એમ વીનંતિ કરવા લાગ્યો. બંને આચાર્ય મહારાજે પોતાના સંયમધર્મનો વ્યવહાર સંભળાવી દઈ તે ઉપર બેસવાનો નિષેધ કર્યો, અને શુદ્ધ કાંબલીની ઉપર બેઠા. અને વેદ, ઉપનિષદ્ તેમ જ જૈનાગમથી સમાનતા પ્રકાશીને આશીષ દેતાં બોલ્યા કે– "હાથ, પગ અને મન વિના જે બધું ગ્રહણ કરે છે, ચક્ષુ વિના જે જુએ છે, કાન વિના જે સાંભળે છે, જે જગતના સ્વરૂપને જાણે છે, પણ તેને કોઇ પણ સામાન્ય પુરુષ જાણી શકતો નથી એવા અરૂપિ શિવ જિનેશ્વર તમારું કલ્યાણ કરો!"

ફરી પણ તેમણે જણાવ્યુ કે– જૈનાગમનો અર્થ રૂડી રીતે વિચારીને અમે દયાપ્રધાન અવિચ્છિન્નપ્રભાવશાલિ, ત્રિકાલાબાધિત, ત્રિપુટીશુદ્ધ, જૈનધર્મનો સ્વીકાર કર્યો છે, એમ સંભળી પુરોહિતે પૂછયું કે– તમે નિવાસ (ઉતારો) કયાં કર્યો છે? તેમણે કહ્યું કે– અહીં ચૈત્યવાસિઓની મહા કનડગત થતી હોવાથી કયાંયે પણ સ્થાન મળી શકતું નથી. આ બીના સાંભળી ગુણગ્રાહી અને વિચારશીલ એવા પુરોહિતે સપરિવાર બંનેને રહેવા માટે પોતાનુ મકાન ખાલી કરી આપ્યુ. અને કહ્યું કે– આપ ખુશીથી અહિં ઉતરો. ત્યાં તેઓ નિર્દોષ ભિક્ષા–ધર્મ સાચવીને સંયમ પાળવામાં સાવધાન બની, ધર્મનું સત્ય સ્વરૂપ સમજાવવા તત્પર થયા.

બપોરે પુરોહિતે યાજ્ઞિક સ્માર્ત્ત અને દીક્ષિત અગ્નિહોત્રીઓને તેમની પાસે બોલાવ્યા. ત્યાં તેમની પરીક્ષાથી તેઓ સંતુષ્ટ થયા. એમ બ્રહ્માની સભાની જેમ વિદ્યાવિનોદ ચાલી રહ્યો હતો, એવામાં ચૈત્યવાસિઓના પુરુષો આવી ચડયા તેમણે આવીને જણાવ્યું કે–તમે સત્વર (જલ્દી) નગરની બહાર ચાલ્યા જાઓ, કારણ કે ચૈત્યબાહ્ય શ્વેતાંબરાને અહીં સ્થાન મળતું નથી. આ વચન સાંભળીને પુરોહિતે કહ્યું કે– રાજસભામાં આ વાતનો નિર્ણય કરવાનો છે. એટલે તેમણે આવીને પોતાના ઉપરીઓને આ બીના જણાવી. બધા સાથે મળીને રાજાની પાસે ગયા, ત્યાં પુરોહિતે આવીને રાજાને નમ્રતાથી જણાવ્યું કે– હે દેવ! બે જૈનમુનિ પોતાના પક્ષમાં સ્થાન ન પામવાથી મારે ત્યાં આવ્યા, એટલે ગુણવંત જાણીને મેં તેમને આશ્રય આપ્યો. એવામાં આ ચૈત્યવાસિઓએ ભટ્ટ–પુત્રોને મારી પાસે મોકલ્યા. માટે આ બાબતમાં, મારી આપને ભૂલ જણાય તો ખૂશીથી યોગ્ય લાગે તે શિક્ષા ફરમાવો.

પુરોહિતે કહેલી બીના સુણીને સર્વ ધર્મોમાં સમાન ભાવ રાખનારા રાજાએ હસીને કહ્યું કે– હે ચૈત્યવાસિઓ! કોઇ પણ દેશથી આવેલા

ગુણિજનો મારા નગરમાં રહે, તેનો તમે શા માટે અટકાવ (નિષેધ) કરો છો? તેવાં ગેરવ્યાજબીપણું શું છે? રાજાના આ પ્રશ્નના ઉત્તરમાં તે ચૈત્યવાસિઓ બોલ્યા કે- હે રાજેન્દ્ર! પૂર્વે વનરાજ નામના રાજાને નાગેન્દ્ર ગચ્છીય, ચૈત્યવાસી શ્રી દેવચંદ્રસૂરિએ ઘણો ઉપકાર કરેલો હોવાથી કૃતજ્ઞ એવા તે રાજાની સમક્ષ શ્રી સંઘે એવી વ્યવસ્થા કરી કે- 'સંપ્રદાયનો ભેદ ન રાખવાથી લઘુતા થવા પામી છે. માટે જે મુનિ ચૈત્યગચ્છવાસી યતિધર્મને સંમત હોય તે જ અહીં રહી શકે, પણ બીજા નહિ. તો હે રાજન્! તે પ્રાચીન રીવાજ ધ્યાનમાં લઇને તમારે ન્યાય આપવો જોઇએ. રાજાએ કહ્યું કે- તે પ્રમાણે જ કબૂલ છે, પરંતુ ગુણિજનોને આદર જરુર દેવો જોઇએ. જો કે રાજ્યની આબાદી તમારી હેમદષ્ટિને આધીન જ છે, છતાં અમારા આગ્રહથી એમને નગરમાં રહેવા દેવાનુ કબુલ રાખો! રાજાના આ વાકયને તેઓએ માન્ય રાખ્યું. આ મુશ્કેલી દૂર કરવા માટે કેટલોક સમય વીત્યા બાદ રાજાએ ફરમાવેલા સ્થલે પુરોહિતે ઉપાશ્રય કરાવ્યો ત્યાં રહેલા બંને સૂરિજી મહારાજે ધર્મોપદેશ દઇને ઘણા જીવોને સત્યના સાધક બનાવ્યા. આ શ્રી બુદ્ધિસાગરસૂરિજીએ સં૦ ૧૦૮૦ માં જાલોર (મારવાડ) માં રહીને આઠ હજાર શ્લોક પ્રમાણ 'બુદ્ધિસાગર' નામે નવું વ્યાકરણ બનાવ્યુ.

એક વખત વિહાર કરતાં શ્રી જિનેશ્વરસૂરિ અનુક્રમે ધારા નગરીમાં પધાર્યા. અહીં મહીધર નામનો શેઠ અને ધનદેવી શેઠાણીને અભયકુમાર નામનો મહાગુણવંત પુત્ર હતો. પુત્ર સહિત શેઠ સૂરિજીને વંદન કરવા ગયા. ત્યાં સસારની અસારતાને જણાવનારી નિર્મલ દેશના સાંભળી અભયકુમારને વૈરાગ્ય પ્રકટયો, તે સંયમ લેવાને ઉત્સુક થયો. પિતાની અનુમતિ હોવાથી ગુરુ મહારાજે અભયકુમારને દીક્ષા આપી. ગ્રહણશિક્ષા અને આસેવનાશિક્ષાનો અભ્યાસ કરી મહાજ્ઞાનિ એવા શ્રી અભયમુનિજી યોગોદ્વહન કરવા પૂર્વક સોલ વર્ષની અંદર સ્વપર શાસ્ત્ર પારગામી બની શ્રી સઘના પરમ ઉદ્ધારક બન્યા. એકદા વ્યાખ્યાનમાં સર્વાનુયોગમય પંચમાંગ શ્રી ભગવતી (વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ) સૂત્રમાં કહેલા ચેડા રાજા અને કોણિકની વચ્ચે થયેલા રથ કંટકાદિ યુદ્ધનું વર્ણન કરતાં વ્યાખ્યાન વાચસ્પતિ શ્રી અભયમુનિએ રૌદ્ર અને વીર રસનું એવું વર્ણન કર્યુ કે- તે સાંભળીને ક્ષત્રિઓ લડવા તૈયાર થઇ ગયા. તે જોઇને શ્રી જિનેશ્વરસૂરિજીએ તરત જ મહાશ્રાવક નાગનત્તઆનુ વર્ણન કરીને એવો શાંતરસ વિસ્તાર્યો કે તે સાભળીને સર્વે શાંત થઈ ગયા, અને મનમાં વિચાર કરવા લાગ્યા કે- અહો, અમને ધિક્કાર છે, કે વ્યાખ્યાનના અવસરે પણ અમે પ્રમાદથી ઉન્મત્ત થઇ ગયા. ધન્ય છે તે નાગનત્તુક શ્રાવકને કે જેણે લડાઇના પ્રસંગે પણ ધર્મારાધનમાં અડગ ટેક રાખી. ગુરુજીએ અભય-મુનિને શિખામણ દીધી કે- હે બુદ્ધિનિધાન શિષ્ય! તારે અવસર જોઇને વ્યાખ્યાન વાંચવુ. (અપૂર્ણ)

આટલું યાદ રાખજો!

આવતી જ્ઞાન પંચમી—કાર્તિક શુકલા પંચમી

નો

# "શ્રી જૈન સત્ય પ્રકાશ"

નો અંક

## "શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક"

તરીકે પ્રકટ થશે

અને

## એ દળદાર અંક

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના

## ગ્રાહકોને ભેટ મળશે

(એ વિશેષાંકની યોજના અંદર વાંચો)

એ દળદાર અંક મેળવવા માટે

આજે જ ગ્રાહક થવા માટે લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા
અમદાવાદ (ગુજરાત)

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૧ અંક ૧૯

તંત્રી: શાહ ચીમનલાલ ગોકળદાસ



પ્રકાશક

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા,

અમદાવાદ (ગુજરાત).

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

## વિષય-દર્શન



### ભેટ

**પ્રથમ વર્ષની માફક બીજા વર્ષમાં પણ "શ્રી જૈન સત્ય પ્રકાશ" પદસ્થ મુનિરાજોને ભેટ મોકલવામાં આવશે. સર્વે પદસ્થ મુનિરાજોએ પોતાનું સરનામું લખી જણાવવા કૃપા કરવી જેથી અંક ગેરવલ્લે ન જાય.**

### સૂચના

ગતાંકથી અધુરો રહેલો, પૂજ્યપાદ મુનિરાજ શ્રી દર્શનવિજયજી મહારાજનો " दिगंबर शास्त्र कैसे बनें "નો લેખ આ અંકમાં આપી શકાયો નથી. તે આવતા અંકમાં આપવામાં આવશે.


લવાજમ— સ્થાનિક ૧-૮-૦, બહારગામનું ૨-૦-૦

છુટક નકલ— ૦-૩-૦



**આવતો અંક વી. પી. જુઓ પૃષ્ઠ ૪૧૭**

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे समीलिय सव्वसाहुसमइय । पत्तं मासियमेय भव्वाण मग्गयं विसय ॥१॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

પુસ્તક ૧ અંક ૧૨

अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वंति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगय दाउ विसिट्ठुत्तरं ॥
सोउ तित्थयरागमत्थविसए चे भेऽहिलासा तया,
वाइज्जा प्पवर पसिद्धजइणं सच्चप्पयासं मुया ॥ २ ॥

વિક્રમ સંવત્ ૧૯૯૨ : વીર સંવત્ ૨૪૬૨ : સન ૧૯૩૬
અષાડ શુકલા પંચમી જૂન ૨૪

## જૈનધર્મની અહિંસા

જૈનધર્મના "अहिंसा परमो धर्मः" ના ઉદાર સિદ્ધાંતે બ્રાહ્મણધર્મ ઉપર ચિરસ્મરણીય છાપ મારી છે અને યજ્ઞયાગાદિકમાં થતી પશુહિંસા આજકાલ બંધ થઈ છે. પૂર્વ કાળમાં યજ્ઞયાગાદિના કારણે અસંખ્ય પશુઓની હિંસા થતી હતી જેનાં પ્રમાણ મેઘદૂત કાવ્ય અને બીજા ગ્રંથોમાંથી મળી આવે છે. બ્રાહ્મણધર્મ આજે આ ઘોર હિંસાથી મુક્ત છે એનો યશ જૈનધર્મને છે.

અહિંસાનો સિદ્ધાંત જૈનધર્મમાં પ્રારંભથી જ છે અને આ તત્ત્વને સમજવાની ખામીના કારણે બૌદ્ધધર્મ પોતાના ચીની અનુયાયીઓના રૂપમાં સર્વભક્ષી થઈ ગયો છે.

બ્રાહ્મણ અને હિંદુધર્મમાં માંસભક્ષણ અને મદિરાપાન બંધ થયાં છે એ પણ જૈનધર્મનો જ પ્રતાપ છે.

— સ્વ૦ લોકમાન્ય તિલક

# ॥ अनेकार्थक-श्री केसरिया स्तोत्रम् ॥

कर्ता—आचार्य महाराज श्रीविजयपद्मसूरिजी

( गतांकथी पूर्ण )

॥ आर्यावृत्तम् ॥

रागो सीलब्भंसो-विणस्सरत्थेसु चेव ण विहेओ ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ २१ ॥
भवभमणं दोसेणं-हुज्जा ण गुणोहसंचओ कइया ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ २२ ॥
धणणेहद्धंसकली-कलिणा सिट्ठा गुणा विलिज्जंति ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ २३ ॥
अब्भक्खाणं हेयं-हिंसादोसाइकारणं दुहयं ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ २४ ॥
पेसुण्णं घोरभयं-विद्देसविकित्तिपीइपरिदहणं ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ २५ ॥
इट्ठत्थे रइकरणा-अरइविहाणा अणिट्ठभावेसुं ॥
किट्ठट्ठकम्मबंधो-कुज्जा दुण्हंपि परिहारं ॥ २६ ॥
हेऊ अरइरईणं-दीसइ णो किंपि वत्थुतत्तेणं ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरिया पहुं वंदे ॥ २७ ॥
परपरिवाओ हेओ-गुणवीसासत्थकित्तिधम्मलओ ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ २८ ॥
मायामोसं सुयणा !-कुव्वंतु ण मुक्खमग्गपलिमंथं ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ २९ ॥
मिच्छत्तं भवदुहयं-सव्वाणत्थप्पयं सया हेयं ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ ३० ॥
पावाणं ठाणाइं-इय अट्ठारसविहाइ हेयाइं ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ ३१ ॥
दुरियट्ठाणच्चायं-किच्चा णिव्वाणमग्गओ हुज्जा ॥
इय सिक्खा जस्स सुहा-तं केसरियापहुं वंदे ॥ ३२ ॥

सम्मत्तं भवभेयं–पसमाइनिमित्तजीवपरिणामो ॥
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे ॥ ३३ ॥
मोहनिरोहं नाणं–विरइफलं मुत्तिमग्गदीवणिहं ॥
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे ॥ ३४ ॥
संचियकम्मविरेयं–चारित्तं दंसणावबोहजुयं ॥
इथ सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे ॥ ३५ ॥
सब्भावबोहचरणं–सम्मजुयं मीलियं सिवयमग्गो ॥
इय सिक्खा जस्स सुहा–तं केसरियापहुं वंदे ॥ ३६ ॥

॥ उपजातिवृत्तम् ॥

अणंतविण्णाणमयं विमोहं ।
मोहज्जियाहप्पसरप्पणासं ॥
आसन्नभव्वंगिगणच्चणिज्जं ।
सरेमि तं केसरियाजिणेसं ॥ ३७ ॥
तव प्पसाया ण वि णाह! मज्झं ।
कया वि हुज्जा गयविग्घपीडा ॥
ण सीहचोरारिपयंडभीई ।
झाणाऽविलंबा सइसुक्खवुड्ढी ॥ ३८ ॥
पूयापरा पुज्जपयं लहंति ।
भवे भवे तुज्झ समाहिबोहिं ॥
जम्मं पहू! धम्मियसड्ढवंसे ।
इच्छामि तं तं सययं सुयाऽहं ॥ ३९ ॥

॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

एवं केसरियासुतित्थपहुणो भावच्चणा मे कया ।
सिक्खातत्तसुमेहि रायणयरे जाओ भवो सत्थओ ॥
जुत्ते जुम्मनिहाणणंदससिणा संवच्छरे विक्कमे ।
वेसाहे सियपक्खछट्ठदियहे पुण्णा किई पत्थुया ॥ ४० ॥

॥ आर्यावृत्तम् ॥

सिरि केसरियाथुत्तं–गुरुवरसिरिणेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं–विहियं पभणंतु भव्वयणा! ॥ ४१ ॥
भणणाऽऽयण्णणभावा–गेहे संघस्स संपया वुड्ढी ॥
आरुग्गतुट्ठिकित्ती–बुद्धी तह हुज्ज विउलयरा ॥ ४२ ॥

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમત્ સાગરાનન્દસૂરિજી

( ગતાંકથી ચાલુ )

આ જગતમાં કેવળ જૈનશાસન જ સ્વભાવથી સિદ્ધ અને અનાદિકાળથી પ્રવર્તેલ છે. એ જૈનશાસન સર્વ બાહ્ય સંયોગોની અપેક્ષાએ અનેકાંતિક જ હોવા છતાં પરિણામ (પરિણતિ) વાદની અપેક્ષાએ એ એકાંતિક જ છે, અને તેથી જ ભગવાન્ ઉમાસ્વાતિવાચક મહારાજશ્રીએ તત્ત્વાર્થસૂત્રમાં सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः એમ જણાવી સમ્યક્ચારિત્રને જ મોક્ષના ચરમ (છેલ્લા) સાધન તરીકે અવશ્ય પ્રાપ્તવ્ય જણાવેલ છે, અને સાથે સાથે તે સમ્યક્ચારિત્રની મન્દતા, તીવ્રતા અને તીવ્રતમતાવાળી દશાઓ જણાવી છે અને તે દશાઓને પણ માર્ગ તરીકે જણાવી છે. અર્થાત્ પરિણતિરૂપ ચારિત્રમાં મંદપણું, મધ્યમપણું અને તીવ્રપણું હોવાથી તેને જ માર્ગ તરીકે કહેલ છે. પણ માત્ર બાહ્ય સંયોગનો જે ત્યાગ કરવો તેને જ ચારિત્ર એટલે કે માર્ગ કહેલ નથી. કારણ કે જો માત્ર બાહ્ય સંયોગોના ત્યાગ માત્રને જ ચારિત્ર માનેલ હોય તો તેવું ચારિત્ર તો શ્વેતાંબર કે દિગંબર એ એમાંથી કોઇ પણ મતની અપેક્ષાએ ચારિત્ર (દીક્ષા) ને અંગીકાર કરવાની સાથે જ હોય છે, પણ એ બાહ્ય ત્યાગમાં તીવ્રપણું કે મંદપણું હોતું નથી. કારણ કે ચારિત્ર અંગીકાર કરતી વખતે ધનધાન્યાદિસંગ રાખવાનું જેમ શ્વેતાંબરોને માન્ય નથી તેમ દિગંબરોને પણ કોઇ પણ જાતના વસ્ત્રાદિનો સંસર્ગ રાખવાનો જ નથી. એટલે શ્વેતાંબર કે દિગંબર બન્નેની અપેક્ષાએ બાહ્યસંગના ત્યાગરૂપ ચારિત્ર તો આદિથી અંતસુધી એક સરખું રહેતું હોવાથી તેને માર્ગની કોટીમાં મૂકી શકાય જ નહિ.

વળી ખુદ તત્ત્વાર્થસૂત્રકારે જે ચારિત્રના પાંચ ભેદો જણાવેલ છે તે કંઈ સાવદ્યના ત્યાગની ન્યૂનતા અને અધિકતાને લીધે નથી એ વાત પણ બન્ને મતવાળાને માન્ય જ છે. પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત નામના ચારિત્રના જે ભેદો છે તે બાહ્ય ત્યાગને આભારી નથી, પણ આંતરિક એવી જે કષાય પરિણતિ છે તેના ત્યાગને અંગે જ છે. અને તેથી તે આભ્યન્તર પરિણતિના તીવ્ર-મંદ પણાને અંગે માર્ગનો ક્રમ અને શુદ્ધતાની તારતમ્યતા માનેલ છે. આમ હોવા છતાં તેઓ ચારિત્રને સ્થાને કેવળ વસ્ત્રત્યાગને જ સ્થાન આપે છે. વળી आचेलक्कुद्देसिय એ ગાથામાંનો आचेलक्य શબ્દ વાસ્તવિક રીતે પ્રથમ અને છેલ્લા જિનેશ્વરોના સાધુઓના તથા વચલા બા-

વીસ તીર્થંકરોના તેમ જ શ્રીમહાવિદેહ ક્ષેત્રના સાધુઓના માત્ર વસ્ત્રના પ્રમાણ અને વર્ણના અનિયમિતપણાને તથા નિયમિતપણાને લઈને આચેલક્ય કલ્પની અનિમિતતા જણાવવા માટે જ છે, છતા કેટલાક દિગંબરો પોતાના નિર્વસ્ત્રપણાના આગ્રહને લીધે તેથી પણ હિંસાદિના અભાવને જણાવી મહાવ્રતો જણાવવા માટે આ આચેલક્ય કલ્પ કહ્યો છે એમ જણાવતા લેશમાત્ર વિચાર કરતા નથી. પણ એ પ્રમાણે કહેતી વખતે એ લોકોએ વિચારવું જોઈ એ કે જો आचेलक्य શબ્દથી જ તેઓને પાંચ મહાવ્રતોની વ્યાખ્યા ઈષ્ટ હોય તો પછી તે જ ગાથામાંના આચેક્યાદિ દશ કલ્પોમાં વ્રત એટલે મહાવ્રત નામનો કલ્પ કે જે બાવીશ તીર્થંકરોના સાધુઓને ચાર મહાવ્રતો તથા પ્રથમ અને અંતિમ એ બે તીર્થંકરોના સાધુઓને પાચ મહાવ્રતો જણાવનાર કલ્પ છે તેની શી સંગતતા થઇ શકે? અર્થાત્ એ કલ્પ સાવ નિરર્થક બની જાય. દુરાગ્રહની વૃત્તિ માણસની દૃષ્ટિને કેવી રીતે અને કયાં સુધી ખેંચી જાય છે એનો આના કરતા બીજો કયો વધુ સારો પુરાવો હોઇ શકે?

દિગંબરો પોતાના આગ્રહને લીધે દ્રવ્ય લિંગમાં ભલે વૈકલ્પિક દશા ન માને, પણ ભગવાન ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થસૂત્રમાં પાંચ પ્રકારના ચારિત્રમાં ક્ષેત્રકાલાદિના વિકલ્પો સૂચવતાં લિંગનો વિકલ્પ સૂચવ્યો છે અને એ તત્ત્વાર્થ-સૂત્ર દિગંબરોએ માન્યતમ ગણેલુ છે તેથી એ લિંગના વિકલ્પને તેઓ કોઈ પણ રીતે અમાન્ય કરી શકે તેમ નથી. અને આ પ્રમાણે જો દિગંબરોને લિંગમાં ચારિત્રને અંગે વિકલ્પ માનવો જ પડે તો પછી તેઓની દશા ઘણી જ ખરાબ થશે. કારણ કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રરૂપ ભાવ લિંગમાં તો દિગંબરોથી વૈકલ્પિકપણું થાય તેમ જ નથી, અને તેથી તેઓ જો કોઇ પણ લિંગને અંગે વિકલ્પ દશા કબુલ કરી શકે એમ હોય તો તે માત્ર દ્રવ્ય લિંગને અંગે જ હોઈ શકે. અને આ એ લોકોને કદી પણ ઈષ્ટ ન જ થઇ શકે, કારણુ કે તેઓ તો નગ્નાવસ્થામાં જ મુક્તિ માને છે. એટલે સારાંશ એ થયો કે ઉપર શરુઆતમાં કહ્યું તે પ્રમાણે જૈન શાસનમાં પરિણામ –ભાવની દૃષ્ટિએ એકાન્તતા જ સ્વીકૃત હોવાથી ભાવલિંગમાં વિકલ્પ નહિ માની શકાય અને ( દિગંબરોને ) નગ્નાવસ્થામાં જ મુક્તિ અભીષ્ટ હોવાથી દ્રવ્ય લિંગમાં પણ એકાન્તતા થઈ જવાથી તેમાં પણ વિકલ્પ નહિ માની શકાય. પરિણામે પોતાને પૂજ્ય એવા પણ શ્રી ઉમાસ્વાતિવાચક મહારાજના તત્ત્વાર્થ-સૂત્રમાં કહેલ લિંગના વિકલ્પને સર્વથા છોડી દેવો પડશે.

ઉપર કહ્યા પ્રમાણે લિંગના વિકલ્પને સર્વથા છોડી દેવાના દોષનો પરિહાર કરવા માટે કેટલાક દિગંબરોએ લિંગના વિકલ્પને બીજી રીતે સમજાવવા માટે લિગ નામથી દ્રવ્ય ભાવ લિંગ અને વિકલ્પ અવિકલ્પ ન લેતાં गतिकषाय०

સૂત્રમાં લિંગ શબ્દથી સ્ત્રીઆદિ વેદો લીધાં છે માટે અહીં ચારિત્રના વૈકલ્પિક વ્યાખ્યાનમાં પણ લિંગ શબ્દથી દ્રવ્ય-લિંગ અને ભાવલિંગનો વિકલ્પ ન લેતાં સ્ત્રીઆદિના વેદરૂપ લિંગનો વિકલ્પ લેવાનુ કહે છે. આ પ્રમાણે સમજાવવા-વાળાએ પ્રથમ તો એ સમજવાની જરુર છે કે ચારિત્રના પ્રસંગમાં વેદના પ્રસંગનો સંબંધ જ નથી, છતાં કોઇ પણ પ્રકારે સબંધ લેવામાં આવે તો પણ દિગંબરોના મત પ્રમાણે પુરુષવેદ સિવાય અન્ય વેદવાળાને ચારિત્ર જ માન્યુ નથી તો પછી લિંગ શબ્દનો વેદવાચક અર્થ કરીને તે વેદનો વિકલ્પ પણ કેવી રીતે લઇ શકાય? (મતલબ કે લિંગ શબ્દનો વેદવાચક અર્થ કરે અને પછી એમાં વિકલ્પને ઘટાવે તો એનો અર્થ એ થાય કે જેમ પુરુષ-વેદમાં ચારિત્ર હોય છે તેમ સ્ત્રીવેદમાં પણ ચારિત્ર હોય. પણ આ વાત દિગંબરોને કોઇ પણ રીતે પરવડે એવી નથી કારણ કે તેઓ માત્ર પુરુષવેદમાં જ ચારિત્ર એવં મુક્તિને માને છે.)

આ દોષમાંથી બચી જવાય એટલે કે પોતાની માન્યતાને જરા પણ હરકત ન આવે અને લિંગ વિકલ્પ પણ સ્વીકાર કરેલ કહેવાય એટલા માટે કદાચ દિગંબરો તરફથી એમ જણાવવામાં આવે કે લિંગનો અર્થ ઉપર કહ્યા પ્રમાણે गतिकषाय० સૂત્રની જેમ વેદ કરવો અને વેદરૂપ લિંગના બે ભેદ પાડવા: ૧ દ્રવ્ય વેદ અને ૨ ભાવ વેદ. હવે એ લિંગ વિકલ્પને દ્રવ્ય વેદમાં ન ઘટાવવો, જેથી દ્રવ્યથી તો પુરુષવેદથી જ ચારિત્ર માનીને ઉપરનો સ્ત્રીવેદમાં ચારિત્ર માનવાનો દોષ ટળી જાય, પણ એને ભાવવેદ રૂપ લિંગમાં ઘટાવવો. એટલે કે દ્રવ્ય થકી ચારિત્ર માટે સ્ત્રી આદિ વેદનો નિષેધ કરવા છતાં ભાવથકી એ વેદમાં ચારિત્ર માનવું અને એમ કરીને લિંગ વિકલ્પ-ને માન્ય રાખવો. આમ કરવાથી ન તો પોતાની માન્યતામાં હરકત આવી અને ન તો તત્ત્વાર્થસૂત્રકારના વચનનો અનાદર કરવાનો દોષ માથે આવ્યો.

આ પ્રમાણે સમજણ કરનાર દિગંબર ભાઈઓએ વિચાર કરવો જોઈ તો હતો કે આમાં ક્યાંય એક અનર્થનો બચાવ કરવા જતાં અનેક અનર્થ તો ઉપસ્થિત નથી થતા? તાત્વિક દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો જરુર જણાશે કે આમાં ઘણો જ અનર્થ સમાયેલો છે. એ અનર્થ શું છે એ સમજવા માટે પ્રથમ દ્રવ્ય વેદ અને ભાવ વેદ શું છે એ બરાબર સ્પષ્ટતા પૂર્વક વિચારીયે. દ્રવ્ય વેદ એટલે શરીરના આકારની અમુક પ્રકારની ખાસ વિશિષ્ટતા કે જે નામકર્મના નિર્માણ નામના ભેદને આભારી છે એટલે કે નિર્માણ નામકર્મના ઉદયમાં એની પ્રાપ્તિ થાય છે. નામકર્મ એ અઘાતિ-કર્મમાંનુ એક છે અને તે, દિગંબરોની માન્યતા પ્રમાણે જેમ વેદનીય કર્મ જે સ્વયં અઘાતિ હોવા છતા ઘાતી-કર્મના સંબંધથી કથંચિત્ ઘાતીકર્મ જેવું જોર મારનાર થઇ જાય છે તેમ,

કદી પણ ઘાતીકર્મના જેટલું જોર મારનાર થતું જ નથી. જ્યારે બીજી તરફ ભાવ ભેદ એ મોહનીય કર્મના ભેદરૂપ ચારિત્રમોહનીય નામના કર્મને આભારી છે કે જે કર્મ ઘાતીકર્મમાંનુ એક છે અને જેનું મુખ્યકામ ચારિત્રનો નાશ કરવાનું જ છે. હવે જરા વિચાર કરીએ કે દ્રવ્યવેદ જે નામકર્મ નામના અઘાતિકર્મના ઉદયથી થાય છે તે તો ચારિત્રને રોકે અને ભાવભેદ જે ચારિત્ર-મોહનીય નામના ઘાતિકર્મના ઉદયથી થાય છે તે ચારિત્રને ન રોકે એ વાત કયા તત્ત્વજ્ઞના ગળે ઉતરી શકે?

એટલે આ પ્રમાણે લિંગ શબ્દનો વેદ અર્થ કરવા છતાં દ્રવ્યવેદ કે ભાવ-વેદમાં લિંગનો વિકલ્પ નથી ઘટતો. ત્યારે શ્વેતાંબરો માને છે તે પ્રમાણે દ્રવ્યલિંગથી વેષરૂપ લિંગ સમજવું અને ભાવલિંગથી સમ્યગ્દર્શનાદિ સમજવું અને પછી ભાવ લિંગમાં (પરિણતિ-વાદના કારણે) એકાન્તિકતા માનવી અને દ્રવ્ય લિંગમાં અનેકાંતિકતાનો સ્વીકાર કરીને તેમાં લિંગવિકલ્પને ઘટાવો.

વળી એ પણ ધ્યાન બહાર ન જવું જોઈએ કે ચારિત્રને અંગે જણાવવામાં આવતા આ ક્ષેત્ર-લિંગ આદિના વિકલ્પો અતીન્દ્રિયજ્ઞાનરહીત સામાન્યજ્ઞાનીને સમજાવવા માટે છે. અને એ સામાન્ય-જ્ઞાની તો બાહ્ય વસ્તુને જ સમજી શકે એટલે એ વાત દીવા જેવી છે કે ક્ષેત્ર-લિંગાદિના વિકલ્પો પણ બાહ્યમાં જ સમજવાના છે, એટલે કે દ્રવ્યલિંગમાં જ વિકલ્પ સમજવાનો છે. ભાવના વિકલ્પોને સમજી શકાતા હોય તો તે સામાન્યજ્ઞાની નહિ પણ અતીન્દ્રિયજ્ઞાની કહેવાય અને એને માટે આ બધા વિકલ્પોની જરુર જ શી રહે?

(અપૂર્ણ)

## સુધારો

૧૦ મા અંકમા, પૃષ્ઠ ૩૨૫ મા "શ્રી જિનમંદિર" ના લેખની ૧૭ તથા ૧૮ મી લીટીમાં, "ઉત્તરાધ્યયનસૂત્ર, અધ્યયન ૩૬, ગાથા ૪૧" છપાયું છે તેના બદલે "ઉત્તરાધ્યયનસૂત્ર, અધ્યયન ૨૬, ગાથા ૪૨" સમજવુ.

१० वें अंक में, पृष्ठ ३४९ में "दिगंबर शास्त्र कैसे बनें?" शीर्षक लेख की १६ वीं पंक्ति में "भाद्रपद शुक्ला ५" के स्थान पर "ज्येष्ठ शुक्ला ५" समझना।

११ वें अंक में, पृष्ठ ३६६ में "दिगबर शास्त्र कैसे बने?" शीर्षक लेख के प्रकरण ६ को आदिम पंक्ति में "गुणसेनजी" के स्थान पर "गुणधरजी" समझना।

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—आचार्य महाराज श्रीमद् विजयलावण्यसूरिजी

(गतांकथी चालु)

## साधु आहारपान कितने वार करे ?

लेखके दिवसमां एकवार भोजन करवु जोइए तेमां प्रवचनसारोद्धारना भाषान्तरनुं अवलम्बन करीने तेनी मूल गाथा प्रमाणरूपे आपेल छे ते पण असगत छे। लेखके लखेल गाथानी नकल—

कुक्कुडिअंडयमेत्ता कवला वत्तीस भोयणप्रमाणे।
राएणा सायतो संगारं करइ स चरित्त॥७४२॥

प्रथम तो आ गाथा ७४२ मी लखेल छे परंतु ७३५ मी जोवामां आवे छे। अने शुद्ध गाथा नीचे प्रमाणे जोवामां आवे छे—

कुक्कुडिअंडयमेत्ता कवला वत्तीस भोयण-पमाणे।
राएणाऽऽसायतो सगार करइ सचरित्तं।७३५।
[ कुर्कुटचण्डकमात्राः कवला द्वात्रिंशद्भोजन-प्रमाणे।
रागेणाऽऽस्वादयन् साङ्गारं करोति स्वचा-रित्रम् ॥ ७३५ ॥ ]

लेखके आ गाथानो अर्थ नीचे प्रमाणे लखेल छे.—

"कुकडी पक्षी (मुर्गी) के अंडेके बराबर प्रमाणवाले ३२ बत्तीस ग्रास (कौर) मुनिके भोजनका प्रमाण है। साधु यदि इससे अधिक भोजन ले तो दोष और यदि इससे कम भोजन करे तो गुण होता है"।

आ तो तद्दन सामान्य अर्थ जणावेल छे, पण खरुं रहस्य लेखक जणावी शकेल नथी। जो उपर्युक्त ज अर्थ करवामां आवे तो बाल साधु अने युवान साधु बन्नेनो आहार सरखो थई गयो, अने बाल साधु उपर्युक्त प्रमाणवाळा बत्रीश कवल खाय तो तेने प्रमाणाधिक आहार छे ते पण प्रमाणाधिक नहि कही शकाय अने तेथी प्रमाणाधिकनो दोष लागु पडी शकशे नहि। तथा तरुण वयवाळामां पण कोई मन्द जठराग्निवाळा होय छे, कोई अत्यन्त तेज जठराग्निवाळा होय छे, कोई जोईए तेवी मध्यम जठराग्नि-वाळा होय तेम ज वृद्ध मुनिओमां पण तरतमता छे छतां दरेकनो सरखो ज आहार

थई जवाथी प्रमाणाधिक दोषनी व्यवस्था नहि थई शके अने "टके शेर भाजी, टके शेर खाजा" जेवुं थई जशे, माटे आनो रहस्यभूत कांई अर्थ करवो पडशे, ते आ प्रमाणे छे:–

कुकडी बे प्रकारनी छे' एक द्रव्य कुकडी अने बीजी भाव कुकडी। तेमां द्रव्य कुकडी ते साधुनुं शरीर समजवुं, अने साधुनु मोढुं ते इंडुं समजवुं। तेमां आंख, गाल, होठ अने भ्रुकुटिनो विकार न थाय तेवी स्थितिए जे कवल मोढामां मुकी शकाय ते कुर्कुट्यण्डक-प्रमाण कहेवाय छे, अर्थात् जे कवल मोढामां मुकतां आंखो फाडवी न पडे, भ्रमर उंचा चडाववा न पडे, गाल विशेष पहोळा करवा न पडे, होठ विशेष पहोळा न करवा पडे ते कुर्कुट्यण्डकप्रमाण कवल कहेवाय छे। आवो अर्थ करवाथी बाल अने युवान मुनिना कवलमां घणो फरक पडी जशे अने बन्ने व्यवस्थित आहार लेशे। बाल मुनि प्रमाणाधिक आहार लई शकशे नहि।

अथवा 'मध्यम वयने आश्रीने बीजी रीते पण अर्थ थाय छे के कुकडी एटले कुकडी नामनुं पक्षी, तेना इंडा प्रमाण जे कवल ते कुर्कुट्यण्डकप्रमाण कवल कहेवाय छे। आ अर्थ मध्यम वयना जीवोने आश्रीने सामान्य रीते घटी शके छे, परंतु मध्यम वयमां पण त्रण भांगा पडे छे' कोईक मन्द जठराग्निवाळा होय छे, कोईक भस्मक आदि व्याधिने लईने अत्यन्त तेज जठराग्निवाळा होय छे अने कोईक मध्यम–जोईए तेवी जठराग्निवाळा होय छे; तेमां प्रथम जे मन्द जठराग्निवाळा बताव्या तेने तो तेटलो आहार नहि पची शकवाथी ते प्रमाणधिक थई जशे, अत्यन्त तेज जठराग्नि-वाळाने तेटलो आहार ओछो पडशे अने तेनाथी क्षुधानी शान्ति थई शकशे नहि अथात् जे क्षुधानी शान्तिने माटे आहार लेवानो छे ते साध्य साचवी शकाशे नहि, माटे आ उपर्युक्त बेने माटे कंईक विशेष अर्थ करवो पडशे, ते आ प्रमाणे के अंहीया भाव कुकडी लेवानी छे। जेटलो आहार खावाथी उदर खाली न रहे तेम ज बहु फुली न जाय अने विशिष्ट प्रकारनी धृति पेदा थाय तथा ज्ञानदर्शनचारित्र वगेरे गुणानी वृद्धि थाय तेटला प्रमाणवाळो जे आहार ते भाव कुकडी कहेवाय छे, अने तेनो बत्रीशमो जे भाग ते इंडुं कहेवामां आवे छे। आवा प्रकारनो जे आहार ते बत्रीश कवलप्रमाण कहेवाय छे। आ अर्थथी बाल, मन्दजठराग्नि, अधिक तेज जठराग्नि, व्यवस्थित जठराग्निवाळा तथा वृद्ध वगेरेनी सुन्दर रीते व्यवस्था जळवाई रहे छे। आवा कवल बत्रीश पुरुषने, २८ स्त्राने, २४ नपुंसकने होय छे। आवा अर्थो गुरुगम वगर केवल भाषान्तर परथी क्यांथी मेळवी शकाय ?

वळी आ गाथाना पूर्वार्द्ध परथी तो मुनिओना आहारनुं प्रमाण बत्रीश कवल छे तेटलुं ज आवे छे पण एक ज वार खावु ते वात आवी शकती नथी। आ बत्रीश कवलना प्रमाणथी, चार वार आठ आठ कवल खाय तो चार वखत पण आहार सम्भवी शके छे, दस के अगीयार कवल खाय तो त्रण वखत

पण आहार सम्भवी शके छे, बे वखत सोल सोल कवल खाय तो वे वखत पग सम्भवी शके छे, अने एक वखते बत्रीश खाय तो एक वखत पण आहार सम्भवी शके छे। माटे आ वाक्य एक वखत खावाना प्रमाणमां आपवुं ते बीलकुल उचित नथी।

कदाच एम कहो के नीचेनी अडधी गाथामांथी ते अर्थ निकलतो हशे तो ते पग खोटुं छे। पाछलनी अडधी गाथानो अर्थ आ प्रमाणे छे—"राग वडे करीने आहार करता मुनि पोताना चारित्रने अंगारदोषवाळुं करे छे।"

आ बत्रीश कवल प्रमाण जे आहार बताववामां आवेल छे ते पग अधिक आहारनु पाचन नहि थवाथी झाडा, वमन वगेरेनी व्याधी अने मृत्यु वगेरेने शरणे न थवुं पडे तेने माटे छे; जेने माटे आ प्रमाणे कहेल छे:—

अइबहुयं अइबहुसो अइप्पमाणेण भोयणं भुत्तं।
हादेज्ज व वामेज्ज व मारेज्ज व तं अजीरंतं ॥ १ ॥

[अतिवहुकमतिबहुशोऽतिप्रमाणेन भोजनं भुक्तम्।
हादयेद्वा वामयेद्वा मारयेद्वा तदजीर्यमाणम् ॥ १ ॥]

माटे प्रवचनसारोद्धारना पाठनां उपर बताव्या प्रमाणे अर्थ अने रहस्य होवाथी तेनो कल्पसूत्रना पाठनी साथे कोई पण जातनो विरोध छे ज नहि। प्रवचनसारोद्धारनो पाठ तो कवलनुं प्रमाण बतावे छे, अने कल्पसूत्रनो पाठ टंकनुं प्रमाण बतावे छे। आ बन्ने ग्रन्थोना पाठनो विरोध बतावनारनी बुद्धि अने अभिज्ञतानो विरोध प्रदर्शित थाय छे।

वली लेखके कल्पसूत्रना भाषान्तरने आश्रीने अनेक प्रकारना कुतर्को उठाव्या छे, तेना उपर विचार करतां पहेलां कल्पसूत्रनो ते स्थलनो पाठ अने तेनो अर्थ विचारीये जेथी ते वस्तु सहेलाईथी समजी शकाशे:—

"वासावासं पज्जोसवियस्स निच्चभत्तियस्स भिक्खुस्स कप्पई एगं गोअरकालं गाहावइकुल भत्ताए वा पाणाए वा निक्खमित्तए वा पविसित्तए वा णन्नत्थ आयरियवेयावच्चेण वा उवज्झायवेयावच्चेग वा तवस्सिवेयावच्चेण वा गिलाणवेयावच्चेण वा खुड्डएण वा खुड्डिआए वा अव्वंजणजायएण वा ॥ २० ॥ वासावासं पज्जोसवियस्स चउत्थभत्तियस्स भिक्खुस्स अयं एवइए विसेसे, जं से पाओ निक्खम्म पुव्वामेव वियडग भुचा पिचा पडिग्गहगं संलिहिय संपमज्जिय से य संथरिज्जा कप्पई तद्दिवस तेणेव भत्तट्ठेणं पज्जोसवित्तए, से य नो संथरिज्जा एवं से कप्पइ दुच्चंपि गाहावइकुल भत्ताए वा पाणाए वा निक्खमित्तए वा पविसित्तए वा ॥ २१ ॥ वासावासं पज्जोसवियस्स छट्ठभत्तियस्स भिक्खुस्स कप्पति दो गोअरकाला गाहावइकुलं भत्ताए वा पाणाए वा निक्खमित्तए वा पविसित्तए वा ॥ २२ ॥ वासावासं पज्जोसवियस्स अट्ठमभत्तियस्स भिक्खुस्स कप्पति तओ गोअरकाला गाहावइकुल भत्ताए वा पाणाए वा निक्खमित्तए वा पविसित्तए वा ॥ २३ ॥ वासावासं पज्जोसवियस्स विगिट्ठभत्तियस्स भिक्खुस्स कप्पति

सव्वेऽवि गोअरकाला गाहावइकुलं भत्ताए वा पाणाए वा निक्खमित्तए वा पविसित्तए वा ।२४।

—कल्पसूत्र, व्याख्यान ९ ।

वर्षावासं पर्युषितस्य नित्यभक्तिकस्य भिक्षोः कल्पते एको गोचरकालो गाथापतिकुलं भक्ताय वा पानाय वा निष्क्रमितु वा प्रवेष्टुं वा, अन्यत्राचार्यवैयावृत्याद्वा (आचार्यवैयावृत्याभ्यां वा) उपाध्यायवैयावृत्याद्वा (उपाध्यायवैयावृत्याभ्यां वा) तपस्विवैयावृत्याद्वा (तपस्विवैयावृत्याभ्यां वा) ग्लानवैयावृत्याद्वा (ग्लानवैयावृत्याभ्यां वा) क्षुल्लकाद्वा क्षुल्लिकाया वा व्यजनजातकाद्वा ॥ २० ॥ वर्षावासं पर्युषितस्य चतुर्थभक्तिकस्य भिक्षोरयमेतावान् विशेषः, यत् स प्रातर्निष्क्रम्य पूर्वमेव विकटक भुक्त्वा पीत्वा पतद्ग्रह संलिख्य संमृज्य यदि संस्तरेत् कल्पते तदा तद्दिवशं तेनैव भक्तार्थेन पर्युषितुम्, अथ न संस्तरेदेव तदा तस्य द्वितीयोऽपि गाथापतिकुलं भक्ताय वा पानाय वा निष्क्रमितुं वा प्रवेष्टुं वा ॥ २१ ॥ वर्षावासं पर्युषितस्य षष्ठभक्तिकस्य भिक्षोः कल्पेते द्वौ गोचरकालौ गाथापतिकुलं भक्ताय वा पानाय वा निष्क्रमितु वा प्रवेष्टु वा ॥ २२ ॥ वर्षावास पर्युषितस्याष्टमभक्तिकस्य भिक्षो कल्पन्ते त्रयो गोचरकाला गाथापतिकुलं भक्ताय वा पानाय वा निष्क्रमितु वा प्रवेष्टुं वा ॥ २३ ॥ वर्षावासं पर्युषितस्य विकृष्टभक्तिकस्य भिक्षोः सर्वेऽपि गोचरकाला गाथापतिकुलं भक्ताय वा पानाय वा निष्क्रमितु वा प्रवेष्टुं वा ॥ २४ ॥

सामान्य भावार्थ—चोमासुं रहेला एवा नित्य एकासणुं करनार मुनिने एकवार गृहस्थने घेर भात पाणी माटे जवु आववु कल्पे छे, परंतु आचार्य तथा तेमनी वेयावच्च करनार, उपाध्याय तथा तेमनी वेयावच्च करनार, तपस्वी तथा तेमनी वेयावच्च करनार, बिमार तथा तेनी वेयावच्च करनार अने जेने दाल नथी आव्या एवा नाना साधु साध्वी सिवायमां आ वात समजवी अर्थात्—एक वखतथी निर्वाह न चाली शकतो होय तो आ दरेकने बे वार पण कल्पे छे ॥ २० ॥

चोमासुं रहेला एवा एकान्तरे उपवास करनार मुनिनी बाबतमां आ आटली वात विशेष जाणवी—के एकान्तरे उपवास करनार ते मुनि सवारमां गोचरी जईने फासुक भात पाणी लावे अने तेने खाई पीने पात्राने चीकाश विनाना—साफ करे, त्यार बाद निर्वाह चाली शकतो होय तो ते खाधेला भोजनवडे करीने ज ते दिवसे चलावी ले, अने कदाच निर्वाह न चाली शके तो बीजी वार पण गृहस्थने घेर भात पाणी माटे जवुं आववुं तेने कल्पे छे ॥ २१ ॥

चोमासुं रहेला एवा एकान्तरे छठ करनार मुनिने बे वार गृहस्थने घेर भात पाणी माटे जवु आववुं कल्पे छे ॥ २२ ॥

चोमासुं रहेला एवा एकान्तरे अठम करनार मुनिने त्रण वार गृहस्थना घेर भात पाणी माटे जवु आववुं कल्पे छे ॥ २३ ॥

चोमासु रहेला एवा एकान्तरे विकृष्ट तप करनार, अर्थात् अठमथी वधारे तप करनार मुनिने जेटली वखत इच्छा थाय तेटली वखत गृहस्थना घेर गोचरी पाणी माटे जवुं आववुं कल्पे छे ॥ २४ ॥ (अपूर्ण)

# સંતબાલની વિચારણા અને મૂર્તિપૂજા-વિધાન

લેખક
આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**આ૦**—આપની યુક્તિથી મૂર્તિ માનવી જ જોઇએ એ વાતને હું અવશ્ય સ્વીકારું છું. પણ હવે આપ વેદોના પ્રમાણથી એ વાતને સિદ્ધ કરી બતાવો, કેમકે વેદોમાં હમારો અધિક વિશ્વાસ છે.

**મં૦**—લો ત્યારે જરા ધ્યાન દઇને સાંભળો, યજુર્વેદના ૧૬ મા અધ્યાયનના ૪૯મા મંત્રમાં લખ્યુ છે કે—

यातेरुद्र शिवा तनूरघारापापकाशिनी ।

અર્થ—હે રૂદ્ર ! તારું શરીર કલ્યાણ કરવાવાળું, સૌમ્ય અને પુણ્યફલ આપવા-વાળું છે.

યજુર્વેદના ત્રીજા અધ્યયનના ૬ ઠ્ઠા મંત્રમાં આ પ્રમાણે લખ્યુ છે. :—

त्र्यम्बक यजामहे, सुगन्धि पुष्टिवर्द्धनं ।
उर्वारुकमिव बन्धनान् मृत्योर्मुक्षीयमामृतात् ॥

तथा च निरुक्तम्, अ १३, पा० ४ खण्ड—

त्रीणि अम्बकानि यस्य त्र्यम्बको रुद्रस्तं त्र्यम्बकं यजामहे, (सुगन्धि) सुष्टुगन्धिम्, (पुष्टिवर्द्धनम्) पुष्टिकारकमिवोर्वारुकमिव फल बन्धनादारोधनात् मृत्योः सकाशान्मुञ्चस्व मां कम्मादित्येषमितरैषा परा भवति ।

અર્થ—આ મંત્રનુ મહીધરે એ જ ભાષ્ય કર્યું છે. એનો સીધો અર્થ તો એ છે કે ત્રણ નેત્રોવાલા-શિવજીની હમે પૂજા કરીએ છીએ. સુગંધી, પુષ્ટિકારક, પાકા ખરબુચા જેમ પોતાની લતાથી અલગ થઈ જાય છે તેમ હમોને મૃત્યુથી બચાવી મોક્ષપદની પ્રાપ્તિ કરાવો.

આ શ્રુતિથી ઇશ્વર શરીરધારી સિદ્ધ થાય છે, કેમકે શરીર વિના નેત્રનો અસંભવ છે. સ્વામી દયાનંદે त्र्यम्बकं પદનો અર્થ ત્રણ લોકની રક્ષા કરવાવાલા એવો લખ્યો છે, પરન્તુ એ પદનો એવો અર્થ કોઇ પણ રીતે થઇ શકતો નથી. વળી મનુસ્મૃતિના ચોથા અધ્યાયના એકશો પચ્ચીશમાં શ્લોકમાં પણ લખ્યું છે કે:—

मैत्र प्रसाधनं स्नान दन्तधावनमञ्जनम् ।
पूर्वाह्न एव कुर्वीत देवतानाञ्च पूजनम् ॥

અર્થ— સ્નાન આદિ શૌચ, દાતણ આદિ અને દેવતાનું પૂજન સવારના જ કરવુ જોઈએ. અંહી પણ " દેવતાના પૂજન " થી મૂર્તિપૂજા સિદ્ધ થાય છે.

नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् ।
देवताऽभ्यर्चनं चैव समिदाधानमेव च ॥

અર્થ— હમેશ સ્નાન કરીને પ્રથમ દેવ, ઋષિ અને પિતૃનુ તર્પણ, વિધિપૂર્વક

કરે. તે પછી વિધિપૂર્વક સમિદાધાન કર્મ કરે.

અંહી દેવતાઅભ્યર્ચન પદથી માતા, પિતા, ગુરુ આદિ કોઇ પણ મનુષ્યનો આદર સત્કાર એટલા માટે લીધો નથી કે એ જ મનુસ્મૃતિના બીજા અધ્યાયમાં માતા, પિતા, ગુરુ આદિ માન્યોની પૂજા સેવા પૃથક્ કહી છે. અગ્નિહોત્રનું વિધાન સ્ત્રીવાલા ગૃહસ્થને માટે છે. અગ્નિહોત્રના સ્થાનમાં બ્રહ્મ-ચારીને માટે સમિદાધાન કર્મ છે.

મનુસ્મૃતિના ટીકાકારોની સમ્મતિ પણ દેવપ્રતિમાના પૂજનમાં જ છે. જુઓ —

गोविन्दराजः—देवतानां हरादीनां पुष्पादिनाऽर्चनम् ।

मेधातिथिः—अत्र प्रतिमानामेवैतत्पूजनविधानम् ।

सर्वज्ञनारायणः—देवतानामर्चनं पुष्पाद्यैः ।

कूल्लूक—प्रतिमादिषु हरिहरादिदेवपूजनम् ।

મનુસ્મૃતિના ટીકાકાર પં૦ ગોવિન્દ રાજજી કહે છે કે દેવતા શબ્દથી શિવાદિ દેવતા અભીષ્ટ છે. તેમનું પુષ્પાદિથી પૂજન કરવું એ દેવતા-ભ્યર્ચન કહેવાય છે. મેધાતિથિ કહે છે કે પ્રતિમાઓનુ પૂજન અભિમત છે. સર્વજ્ઞનારાયણ અને કૂલ્લૂક ભટ્ટને પણ એ મત કબુલ છે. આથી મૂર્તિપૂજા સિદ્ધ થાય છે.

**આ૦**- પણ હમારા ધર્મશાસ્ત્રોમાં તો દેવતા શબ્દનો અર્થ વિદ્વાન કર્યો છે. તેથી આપનું કથન યુક્તિયુક્ત નહિ કહી શકાય

**સં**— જો અહિં દેવતાનો અર્થ વિદ્વાન થતો હોય તો પ્રાતઃકાલમાં જ દેવતાઓનુ પૂજન કરવું એવું શા માટે લખ્યુ ? વળી કદાચ દેવતાનો અર્થ વિદ્વાન થાય છે એમ સ્વીકારી લેવામાં આવે તો પણ તમો જડની પૂજાથી દૂર થઇ શકવાના નથી. વળી मनुस्मृति ના નવમા અધ્યાયના ૨૮૦ મા શ્લોકમાં લખ્યુ છે કે—

कोष्ठागारायुधागारदेवतागारभेदकान् ।
हस्त्यश्वरथहर्तृंश्च हन्यादेवाविचारयन् ॥

અર્થાત કોશ, આયુધાગાર તથા દેવતાઓના મંદિરને તોડવાવાલા અથવા બીજી વસ્તુઓની ચોરી કરવાવાલા સર્વને રાજા વગર વિચાર્યે મારી નાંખે.

मनुस्मृति નો નવમો અધ્યાય શ્લોક ૨૮૫

सङ्क्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः ।

આમાં પણ દેવતાની પ્રતિમાનો ઉલ્લેખ છે.

**આ૦**— પણ દેવમન્દિરનો અર્થ હમે વિદ્વાનનુ સ્થાન એવો કરીએ છીએ.

**સં૦**—દેવ શબ્દનો અર્થ કદી પણ વિદ્વાન થઈ શકતો નથી એ અમે પહેલાં જ કહ્યુ છે, વળી એ વાક્ય તમોએ "विद्वांसो वै देवाः" શતપથ બ્રાહ્મણમાંથી લીધું છે. અને તેથી દેવતા નો અર્થ विद्वान કરો છો. પરન્તુ એ શતપથ બ્રાહ્મણની છઠ્ઠી કંડિકામાં મત્સ્ય અવતારનુ વર્ણન આપ્યું છે.

હવે જો તમો શતપથ બ્રાહ્મણના પ્રમાણથી દેવતાનો અર્થ વિદ્વાન કરો તો તમારે છઠ્ઠી કંડિકા પ્રમાણે અવતાર માનીને મૂર્તિને પણ માનવી પડશે. વળી मनुस्मृति ના અ० ૮ ના ૨૪૮ મા શ્લોકથી પ્રત્યક્ષ જ્ઞાત થાય છે કે દેવતા શબ્દનો અર્થ પ્રત્યેક સ્થાન ઉપર વિદ્વાન થઇ શકતો નથી.

तडागान्युदपानानि वाप्यः प्रश्रवणानि च।
सीमासन्धिषु कार्याणि, देवतायतनानि च॥

યજુર્વેદના સોલમા અધ્યાયના આઠમા મંત્રમાં લખ્યું છે કેઃ—

नमस्ते नीलग्रीवाय सहस्राक्षाय मीढुषे।
अथो ये अस्य सत्वानो हन्तेभ्यो करन्नमः॥

मन्त्रार्थः—नीलग्रीवाय सहस्राक्षाय मीढुषे नमः अस्तु, अथो अस्य ये सत्वानः तेभ्यः अहं नमः अकरम् इति मन्त्रार्थः।

આ શ્રુતિમાં હજાર નેત્રવાલા અને શ્યામગ્રીવાવાલા એ વિશેષણો શરીરધારી ઈશ્વરને સિદ્ધ કરે છે.

નીચેના પાઠો પણ ઈશ્વરને શરીરધારી સિદ્ધ કરે છે.—

યજુર્વેદ, અધ્યાય ૧૬, મંત્ર ૯,

प्रमुञ्च धन्वनस्त्वमुभयोरार्त्न्योर्ज्याम्।
याश्च तेहस्त इषवः परा ता भगवो वप॥

मंत्रार्थः—भगवः धन्वनः उभयोः आर्त्न्योः ज्यां त्वं प्रमुञ्च च याः ते हस्ते इषवः ताः परा वप।

ભાવાર્થઃ—હે ષડૈશ્વર્ય સંપન્ન ભગવન્! આપ ધનુષની બન્ને કોટિઓમાં રહેલી જ્યા (દોરી) ને દૂર કરો. અને આપના હાથમાં જે બાણ છે એને દૂર કરો. (હમારે માટે સૌમ્યમૂર્તિ થઇ જાઓ.)

યજુર્વેદ, અધ્યાય ૩૨—

एषोहदेवः प्रदिशोऽनुसर्वाः पूर्वोहजातः सउगर्भे अन्तः। स एव जातः स जनिष्यमाणः प्रत्यङ्जनास्तिष्ठति सर्वतो मुखः।

अथर्व० ५-१-१-२—

आयो धर्माणि प्रथमः ससाद ततो वपूंषि कृणुषे पुरुणि।

અર્થ— હે ઈશ્વર! જે આપે પ્રથમ ધર્મ સ્થાપન કર્યો, તે આપે ઘણાં શરીર અવતારરૂપથી ધારણ કર્યાં.

अथर्व० २-१२-४.

एह्यश्मानमातिष्ठाश्मा भवतु ते तनूः।

અર્થ— હે ઈશ્વર! તમે આવો અને આ પત્થરથી મૂર્તિમાં સ્થિત થાઓ. અને આ પત્થરની મૂર્તિ તમારું શરીર બની જાઓ. આ વાતની પુષ્ટિમાં ઉપનિષદ્ તથા બ્રાહ્મણ ભાગાદિનાં સેંકડો પ્રમાણ મળી શકે છે.

સામવેદના પાંચમા પ્રપાઠકના દશમા ખંડમાં લખ્યુ છે કે—

यदा देवतायतनानि कम्पन्ते, देवताप्रतिमा हसन्ति, रुदन्ति, नृत्यन्ति, स्फुटन्ति, खिद्यन्ति, उन्मीलन्ति, निमीलन्ति,॥

આ શ્રુતિનો આશય એ છે કે જે રાજાના રાજ્યમાં સુતા અગર જાગતાં કોઈ પણ સમયે એવુ માલમ પડે કે દેવમંદિર કાંપે છે તો જોવાવાલાને જરુર કોઇ કષ્ટ આવી પડે. અથવા

દેવતાની મૂર્તિ રડતી, નાચતી, અંગવગરની થતી, આંખોને ખોલતી, અગર બંધ કરતી જોવામાં આવે તો સમજવું કે શત્રુ તરફથી કોઈ કષ્ટ જરુર થશે. આ શ્રુતિથી મૂર્તિપૂજા પૂર્વમાં પણ હતી અને વેદોમાં પણ છે એ પ્રત્યક્ષ સિદ્ધ થાય છે. વળી તમે વેદી આદિ બનાવીને અગ્નિમાં ઘી આદિ ઉત્તમ વસ્તુ નાખીને હોમ કરો છો એ ઉપરથી હમો કહીએ છીએ કે તમો અગ્નિપૂજક છો અથવા અગ્નિમાં ઈશ્વરની સ્થાપના સમજીને તેને પૂજો છો.

આ૦—ના, હમે સ્થાપના સમજતા નથી. હમારો તો એ ખ્યાલ છે કે હોમ કરવાથી હવા શુદ્ધ થાય છે.-અને તે જગતમાં દૂર દૂર સુધી પહોંચે છે, જેથી લોક બીમારીથી બચી જાય છે.

મં૦—જો એમ જ હોય તો અમુક વર્ણની કે અમુક—બાર અંગુલ પ્રમાણની વેદી વગેરે બનાવવાની વાતોથી શું પ્રયોજન છે? સીધા સીધા ચુલામાં જ એ વસ્તુને હોમવી, જેથી સુગન્ધિ સ્વયમેવ પ્રસરી જશે. વળી તમારી એ દલીલ કદાચ સ્વીકારી લઈએ તો પણ તમો અગ્નિહોત્ર કરતી વખતે શ્રુતિઓ અને મંત્ર કેમ બોલો છો? વાયુ તો મંત્ર વિના માત્ર વેદીમાં ઘી આદિ વસ્તુ નાંખવાથી પણ શુદ્ધ થઇ શકે. ખરી વાત એ છે કે જેવી રીતે હમે ઈશ્વરની પ્રશંસામા શ્લોક બોલીએ છીએ અને મૂર્તિની પૂજા કરીએ છીએ તેવી જ રીતે તમો પણ ઈશ્વરની પ્રશંસામાં શ્રુતિઓ બોલો છો અને અગ્નિ-પૂજા તથા હોમ ઇત્યાદિ કરો છો. અને તેથી તમો પણ મૂર્તિપૂજક સિદ્ધ થાઓ છો. વળી તમારા સ્વામી દયાનંદજીએ બનાવેલા સત્યાર્થપ્રકાશમાં લખ્યું છે કે મનને દૃઢ બનાવવા માટે પીઠના હાડકામાં ધ્યાન લગાડવું જોઇએ. હવે વિચારવું જોઈએ કે પરમાત્માની મૂર્તિમાં ધ્યાન લગાવવાથી તો પરમાત્મામાં પ્રીતિ જાગે, અને એમના ગુણોનું સ્મરણ થાય, પરન્તુ સત્યાર્થપ્રકાશના સાતમા ઉલ્લાસમા "शौचसन्तोषतपःस्वाध्यायेश्वरः" એ સૂત્રનો અર્થ કરતાં સ્વામી દયાનંદજીના લખવા પ્રમાણે ઉપાસના કરતી વખતે એકાન્તમાં, પ્રાણાયામથી બાહ્ય ઇંદ્રિયોને રોકીને મનને સ્થિર કરવા માટે મનને નાભિ-પ્રદેશ, હૃદય, કંઠ, કે પીઠના હાડકામા સ્થિર કરવાથી શું ફાયદો? આના કરતા તો ઈશ્વરના સ્વરૂપમાં મનને સ્થિર કરવું હજાર ગણું સારું છે.

ઉપર કહેલ પ્રમાણોથી મૂર્તિપૂજા વેદ-સંમત છે તથા વૈદીક મતના અનુયાયીનુ દૈનિક કર્તવ્ય છે એ સિદ્ધ થાય છે. તમારા પૂર્વજો મૂર્તિને ઠીક માની તદ્ અનુકૂલ આચરણ પણ કરતા હતા એ વાતના એક બે ઉદાહરણ સાંભળો—

મહાભારતના આદિ પર્વમાં એક ઉપાખ્યાન મળે છે કે જ્યારે હસ્તિનાપુરમાં દ્રોણાચાર્યજી પાંડવોને અને કૌરવોને અસ્ત્રશિક્ષા આપી રહ્યા હતા ત્યારે તેમની પ્રશંસા સાંભળીને હમેંશ અનેક ક્ષત્રિયો એમની પાસે ધનુર્વિદ્યા શીખવા માટે આવતા હતા.

એક દિવસ હિરણ્ય ધનુષનો પુત્ર, નિષદરાજ એકલવ્ય દ્રોણની પાસે ધનુર્વિદ્યા શીખવાને માટે આવ્યો. દ્રોણાચાર્યે એને શુદ્ર જાણીને ધનુર્વિદ્યાની શિક્ષા ન આપી. ત્યારે તે એકલવ્ય દ્રોણાચાર્યને મનમાં ગુરુ તરીકે માની, એમના ચરણનો સ્પર્શ કરી વનમાં ચાલ્યો ગયો. અને ત્યાં દ્રોણાચાર્યની એક માટીની મૂર્તિ બનાવી તેની સામે ધનુર્વિદ્યા શીખવા લાગ્યો. શ્રદ્ધાની અધિકતા અને ચિત્તની એકાગ્રતાના કારણથી તે અલ્પ સમયમાં ધનુર્વિદ્યામાં નિપુણ થઈ ગયો. એક વખત દ્રોણાચાર્યની સાથે કૌરવ અને પાંડવ વનમાં શિકાર ખેલવાને ગયા. સાથે એક કુતરો પણ ગયો. તે કુતરો આમતેમ ફરતો ફરતો, જ્યાં એકલવ્ય ધનુર્વિદ્યા શીખી રહ્યો હતો, ત્યાં જઇ પહોંચ્યો. કુતરો એને જોઈને ભસવા લાગ્યો. ત્યારે એકલવ્યે સાત તીર એવાં લગાવ્યાં કે જેનાથી કુતરાનું મ્હોં બંધ થઈ ગયું. તે કુતરો પાંડવોની પાસે આવ્યો, ત્યારે પાંડવોએ એવી અદ્દ્ભુત રીતિથી મારવાવાલાની તપાસ કરી તો તેમને માલમ પડયું કે એકલવ્ય પોતાની સામે કોઈની, માટીની મૂર્તિ રાખીને ધનુર્વિદ્યા શીખી રહ્યો છે. અર્જુને પૂછતાં એકલવ્યે પોતાનુ નામઠામ બતાવ્યું, અને કહ્યું કે હું દ્રોણાચાર્યનો શિષ્ય છું. એ સાંભળી અર્જુન દ્રોણાચાર્ય પાસે ગયા અને કહ્યું કે મહારાજ! આપે તો કહ્યું હતું કે મારા શિષ્યોમાંથી ધનુર્વિદ્યામાં તમે એકલા જ અગ્રગણ્ય થશો, પરન્તુ એકલવ્યને આપે મારાથી સારી પેઠે વિદ્યા આપી છે. દ્રોણાચાર્યે ઉત્તર આપ્યો કે હું એકલવ્યને ઓળખતો જ નથી, ચાલો બતાવો એ કોણ છે? ત્યાં ગયા પછી એકલવ્યે દ્રોણાચાર્યના ચરણની રજ મસ્તક ઉપર ચઢાવીને કહ્યું કે આપની મૂર્તિની પૂજાથી મને એ યોગ્યતા પ્રાપ્ત થઇ છે. આપ મારા ગુરુ છો. ત્યારે દ્રોણાચાર્યે કહ્યું કે તો મને ગુરુદક્ષિણા આપ! એકલવ્યે કહ્યું કે આપ જે માગો તે આપવા તૈયાર છું. ત્યારે દ્રોણાચાર્યે દક્ષિણામાં એનો અંગુઠો માંગ્યો. જે એકલવ્યે સહર્ષ આપી દીધો. દ્રોણાચાર્યની મૂર્તિના પૂજનથી એકલવ્ય અર્જુનથી પણ ધનુર્વિદ્યામાં આગળ વધી ગયો, તો પછી જે લોકો હમેશાં પ્રભુપૂજા કરશે તેના કયા મનોરથ સિદ્ધ ન થશે?

જે વખતે રામચંદ્રજી પુષ્પક વિમાનદ્વારા પાછા ફર્યા ત્યારે સીતાજીના વિયોગમાં તેઓ જ્યાં જ્યાં ભમ્યા હતા તે તે સ્થાનોનો નિર્દેશ વાલ્મીકીય રામાયણમાં આ પ્રમાણે છે.—

રામચંદ્રજી કહે છે કે હે સીતે! એ સુમદ્રનું તીર્થ દેખાય છે કે જ્યાં હમો એક રાત રહ્યા હતા. એ જે પુલ દેખાય છે તેને નળની સહાયથી તને પ્રાપ્ત કરવા માટે હમે બાંધ્યો હતો. જરા સમુદ્રને તો જુઓ કે જે વરૂણ દેવનુ ઘર છે. કેવા ઉંચા ઉંચા તરંગો ઉછળી રહયા છે? નાના પ્રકારના જલજન્તુઓથી તથા શખ શુક્તિઓથી યુક્ત એવા આ સમુદ્રમાંથી

નીકળેલા સુવર્ણમય પર્વતને જો, કે જે હનુમાનના વિશ્રામને માટે સાગરના વક્ષ:સ્થળને ફાડી ઉત્પન્ન થયો છે. અંહીયા વિભુ-વ્યાપક મહાદેવજીએ હમને વરદાન આપ્યુ હતું. આ જે મહાત્મા સમુદ્રનું તીર્થ દેખાય છે તેનું નામ સેતુબન્ધ છે. અને એ ત્રણ લોકથી પૂજિત છે. એ પરમપવિત્ર છે અને મહાપાતકને નાશ કરવાવાલા છે.

મૂર્તિની પૂજ્યતા, પવિત્રતા અને ફલદાયકતા માટે આ એક ઘણું જ ઉત્તમ ઉદાહરણ છે.

મહારાજા દશરથ, રામચંદ્રજીના વિયોગથી જે સમયે મૃત્યુ પામ્યા ત્યારે ભરતજીને બોલાવવા માટે દૂત ગયો હતો. એ દૂત સાથે જ્યારે ભરતજી અયોધ્યાની નજીકમાં પહોંચ્યા ત્યારે એમણે અનેક અશુભ ચિન્હ દેખ્યાનુ વર્ણન આ પ્રમાણે છેઃ-

देवागाराणि शून्यानि न भान्तीह यथा पुरा ।
देवतार्याः प्रविद्धाश्च यज्ञगोष्ठास्तथैव च ॥

અર્થ—દેવતાઓના મંદિર શૂન્ય દેખાય છે, તે પહેલાંના જેવા શોભતાં નથી. પ્રતિમા પૂજા રહીત થઇ ગઇ છે. એના ઉપર ધૂપ, દીપ, પુષ્પાદિ ચઢેલાં જોવામાં આવતા નથી. યજ્ઞોના સ્થાન પણ યજ્ઞકાર્યથી રહિત છે

આ બધા પ્રમાણોથી સ્પષ્ટ છે કે મૂર્તિપૂજા સનાતન છે. ત્રેતા અને દ્વાપર યુગ સુધીના જે વૃત્તાંતો મળે છે એનાથી સ્પષ્ટ પ્રકટ છે કે ત્યારે મોટાં મોટાં દેવમંદિરો હતાં, જેમાં નિત્ય પૂજા થતી હતી.

હવે જરા વિચાર તો કરો કે જ્યારે તમારા પૂર્વજો પ્રતિમાનું પૂજન કરી તેનું શુભ ફળ પ્રાપ્ત કરી ગયા તો તમે પણ જો પ્રભુમૂર્તિ પૂજા કરશો તો તમારી અભિલાષા પૂર્ણ થશે, અને નિઃસંદેહ તમને સુખની પ્રાપ્તિ થશે.

**આ૦**— મૂર્તિથી ઇશ્વરના સ્વરૂપનું જ્ઞાન થાય છે એટલે એને તો માનીયે, પૂજીએ એ બરાબર છે પણ એને ફુલ, ફળ, કેશર, ચંદન, ધૂપ, દીપ, ચાવલ અને મિઠાઈ ઈત્યાદિ શા માટે ચઢાવવાં ?

**મં૦**— સારી વસ્તુથી ઉચ્ચ ભાવ આવે છે તેથી ઉપર્યુક્ત વસ્તુનું ચઢાવવું પણ જરુરનું છે. ઉપર લખેલી વસ્તુ ચઢાવતી વખતે હમે નીચે પ્રમાણે ભાવના ભાવીએ છીએ.

**ફુલ** ચઢાવતી વખતે હમે ભાવના ભાવીએ છીએ કે હે ભગવન્, એ ફુલ કામદેવનાં બાણ છે. અને આપે તો કામદેવનો પરાજય કીધો છે. તેથી આ ફુલને ચઢાવીને પ્રાર્થના કરું છું કે એ કામદેવનાં બાણ મને ક્લેશ આપતાં બંધ થાય ! તે આપની ભક્તિથી મને આગામી કાલમાં દુઃખ ન આપે.

**ફળ** ધરીને હમે એ પ્રાર્થના કરીએ છીએ કે હે ભગવન્, મને આપની ભક્તિનુ મુક્તિરૂપ ફળ પ્રાપ્ત થાઓ.

**કેશર** કે ચંદન ચઢાવીને હમે એ ભાવના ભાવીએ છીએ કે હે ભગવન્! જેવી રીતે આની વાસનાથી દુર્ગન્ધાથી વાસના દૂર થાય છે તેવી રીતે તમારી ભક્તિની વાસનાથી હમારી અનાદિની બુરી વાસના દૂર થાઓ.

**ધૂપ** કરવાના સમયે હમે એ ભાવના ભાવીએ છીએ કે હે પ્રભુ! જેવી રીતે ધૂપ અગ્નિમાં બળે છે તેવી રીતે આપની ભક્તિથી મારાં બધાં પાપો ભસ્મ થઈ જાઓ. અને ધૂમ્રની ઉંચી ગતિ થાય છે એવી રીતે મારી પણ ઉર્ધ્વ ગતિ અર્થાત મોક્ષ થાઓ.

**દીપક** પૂજા કરતી વખતે એ ભાવના ભાવીએ છીએ કે હે ભગવન્! જેવી રીતે દીપકના પ્રકાશથી અન્ધકાર દૂર થાય છે તેવી રીતે આપની ભક્તિથી મારા ઘટમાં કેવળજ્ઞાનરૂપ પ્રકાશ થાઓ.

**ચાવલને** સંસ્કૃતમાં અક્ષત કહે છે. એને ચઢાવતી વખતે એ ભાવના ભાવીએ છીએ કે હે ભગવન્! અક્ષતપૂજાથી મને પણ અક્ષત સુખની પ્રાપ્તિ થાઓ!

**પકવાન્ન** ચઢાવતી વખતે એ ભાવના ભાવીએ છીએ કે હે ભગવન! હું અનાદિ કાળથી એ પદાર્થોનુ ભક્ષણ કરતો આવ્યો છું પણ મને તૃપ્તિ થઈ નહિ તેથી હું આ પકવાન્ન આપને અર્પણ કરી પ્રાર્થના કરું છું કે આપની ભક્તિદ્વારા એ પદાર્થોથી હું તૃપ્ત થઈ જાઉં.

આ સ્થાને એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે—હમે બીજા હિંદુ ભાઈઓની માફક ભોગ ચઢાવતા નથી અથવા તો એ પકવાન્ન ઇત્યાદિ ઈશ્વરને ખાવા માટે ચઢાવતા નથી, પરન્તુ માત્ર હમારા ભલાને માટે એ પ્રભુની મૂર્તિ આગળ ધરીને પ્રાર્થના કરીએ છીએ કે જેવી રીતે આપે આ વસ્તુનો ક્ષણ ભરમાં ત્યાગ કર્યો તેવી રીતે મને પણ એ વસ્તુથી છોડાવી મુક્તિ અપાવો.

આ૦—ભલા, આપનું તો એ કહેવું છે કે ઈશ્વર કંઈ પણ કરતા નથી તેમ કંઈ આપી શકતા નથી તો પછી હમોને મુક્તિ આપો, હમારા દુઃખ દૂર કરો ઇત્યાદિ પ્રાર્થના કરવી વ્યર્થ છે.

મં૦—મહાનુભાવ, ઈશ્વર તો વાસ્તવિક રીતે વીતરાગ છે. તે પ્રશંસા કરવાથી પ્રસન્ન કે નિંદા કરવાથી ક્રોધિત થતા નથી. તેમ એ કોઈને કંઈ દેતા પણ નથી અને કોઈનું કંઈ લેતા નથી. આપણને તો માત્ર આપણી ભાવનાનું જ ફળ મળે છે. એ તો પ્રત્યક્ષ સિદ્ધ છે કે બુરી ભાવનાથી હમારો આત્મા મલિન થાય છે, અને શુભ ભાવનાથી શુદ્ધ થાય છે. ઈશ્વરના ગુણોની પ્રશંસાથી હમારા હૃદયમાં શુભ પરિણામ આવે છે, અને એનુ હમને સારું ફળ મળે છે. તેથી કહી શકીએ કે એ ફળ ઈશ્વરે જ આપ્યુ છે, કેમકે તેમાં ઈશ્વર નિમિત્તકારણ છે.

એક બીજી વાત ધ્યાનમાં રાખવા લાયક છે કે જિનેશ્વરદેવની મૂર્તિ

સર્વદા રાગદ્વેષ રહિત હોય છે. અને અન્ય મતાનુયાયીના ઈશ્વરની મૂર્તિ સાંસારિક વિષયથી યુક્ત હોય છે. કોઈ મૂર્તિની સાથે સ્ત્રીની મૂર્તિ હોય છે, કોઈના હાથમાં શસ્ત્ર, કોઈના હાથમાં જપમાલા, કોઈના હાથમાં કમંડલું, કોઈ મૂર્તિ વૃષભ ઉપર આરૂઢ તો કોઈ મૂર્તિ ગરૂડ ઉપર આરૂઢ હોય છે.

મુક્તિનો માર્ગ સંસારી અવસ્થાનો ત્યાગ કરવાથી મળે છે, તેથી મસ્જીદ અને મંદિરમાં સસારી દશાથી પ્રતિકૂળ દશા સમજાવવાવાલા નિમિત્તોની જરુર છે. અને તેથી જ જિનેશ્વર દેવની મૂર્તિ શાન્ત, દાન્ત, નિર્વિકારી, સ્ત્રી રહિત, કોઈ પણ વાહન વિનાની હોય છે. પ્રભુમૂર્તિ સાથે કોઇ પણ પ્રકારની સ્ત્રી, શસ્ત્ર, વાહન કે માળા ઇત્યાદિની ઉપાધિ હોવી એ જેની એ મૂર્તિ હોય તેની તેટલી ઉણપનું પ્રતિક સમજવું જોઇએ. અને એવી મૂર્તિથી કદી પણ સાત્વિક ભાવ ઉત્પન્ન થઇ શકતા નથી. તેથી ઠીક જ કહ્યું છે કે—

स्त्रीसंगः काममाचष्टे, द्वेष चायुधसंग्रह ।
व्यामोहं चाक्षसूत्रादिरशौचञ्च कमण्डलु. ॥

અ૦—સ્ત્રીની સંગતિ કામનુ ચિહ્ન છે, શસ્ત્ર દ્વેષનું ચિહ્ન છે, જપમાલા વ્યામોહનું ચિહ્ન છે, અને કમંડલુ અપવિત્રતાનું ચિહ્ન છે. માટે મૂર્તિ શાન્ત દાન્ત અને નિર્વિકાર જ હોવી જોઇએ. અને એ જ સ્વીકારવા લાયક છે.

અહિં એ આર્યસમાજી ભાઇ અને મંત્રી વચ્ચેનો સંવાદ પૂર્ણ થયો, સાથે સાથે રાજાને પણ પ્રભુમૂર્તિની પૂજ્યતાનો નિર્ણય થઇ ગયો અને સભા વિસર્જન થઈ.

ઉપર આપેલ સંવાદ ઉપરથી દરેક ધર્મજિજ્ઞાસુ ભાઈને ખાત્રી થઇ હશે કે પ્રભુમૂર્તિ કે મૂર્તિપૂજા એ કોઈ કલ્પિત અને અર્થહીન વસ્તુ નથી પણ એને દરેક ધર્મ ગ્રથોનું, ઇતિહાસનું, માનસ-શાસ્ત્રની દૃષ્ટિએ માણસની ભાવનાના પ્રાબલ્યનું, અને બુદ્ધિવાદનું સચોટ સમર્થન છે, અને આત્મશુદ્ધિના માર્ગે વિચરીને આત્મસિદ્ધિને મેળવવાનુ એ એક અજોડ સાધન છે. આશા છે મૂર્તિપૂજાના પરમ પુનીત પંથથી ભોળા જીવોની શ્રદ્ધાને અવળે માર્ગે લઈ જવાની ભાવના સેવતા લોકો પોતાની ભૂલ સમજીને સાચો માર્ગ ગ્રહણ કરશે અને પોતાનું અને પરનુ કલ્યાણ સાધશે !

(સંપૂર્ણ)

—:o.—

# લખનૌ મ્યુઝીયમની જૈન મૂર્તિઓ

લેખકઃ— મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

( ગતાંકથી પૂર્ણ )

સંગ્રહસ્થાનના મકાનમાં મુખ્ય ત્રણ વિભાગ છે.: જમણી બાજુના ત્રણ હોલ, ડાબી બાજુના ત્રણ હોલ, અને એક વચલી લાઇન છે. આ ઉપરાંત જમણી બાજુના હોલની પાછળ પણ એક સીધી લાઈન છે, જેમાં ખાસ કરીને કનિષ્ક અને કુશાન કાલીન મૂર્તિઓ છે. દરેક મૂર્તિ ઉપર ઇંગ્લીશમાં J લખેલ છે, અને નંબરો છે તે પણ ઈંગ્લીશમાં જ છે. લગભગ નવસોથી હજારના નંબરો છે. આખા મકાનમા, માત્ર થોડા અપવાદ સિવાય, બધા પ્રાચીન અવશેષો જૈનધર્મદ્યોતક જ છે. J એ ખાસ જૈન વિભાગનું સૂચન કરે છે. જો કે M તથા E સંજ્ઞા વાળી પણ જૈન મૂર્તિઓ છે. પણ તે થોડી જ છે.

વચલા વિભાગમા નાની સુંદર જિનમૂર્તિઓ ઘણી છે આઠ દસ મોટી મૂર્તિઓ છે. આમાં થોડી અખંડિત છે. પ્રાયઃ ઘણી મૂર્તિઓ ઉપર શિલાલેખો છે શાસનદેવી, મંદિર, અને આયાગપટ્ટના ટુકડાઓ અસ્ત વ્યસ્ત પથરાયેલ છે J 776 નંબરવાળી પંચતીર્થી જે બન્ને બાજુ કાઉસ્સગીયાવાળી છે તે શ્રી મુનિસુવ્રતસ્વામીની પ્રતિમાજી બહુ જ મનોહર છે. પ્રભુના મસ્તક ઉપર સુંદર મુગટ છે, આભૂષણો છે અને લંગોટ છે. આભૂષણો અને પંચતીર્થી બનાવવામા તો શિલ્પીએ ખૂબ કળા વાપરી છે. સુંદર, કાળા અને કંઈક લીલાશપડતા પત્થર ઉપર બહુ જ મનોહર મૂર્તિ રચવામા આવી છે. સુંદર પરિકર સહિત તેની ઉંચાઇ એક બેઠા મનુષ્ય જેટલી છે. એની નીચે આ પ્રમાણે લેખ છેઃ—

સં० १०६३ माघ सुदी १३ वु....सावट वास्तव्य प्राग्वट बलीकुरी सीया। [१] ककूलयोः सुतन वीशाक नाम्न.. [२] श्रावकेन कारितेय मुनिसुव्र [३] तस्य प्रतिमा ॥

લેખ તો લાંબો હતો પરન્તુ વાદળાંનુ અંધારું હોવાથી અને લેખ ઘસાઇ ગયેલ હોવાથી તેમ જ સાધનોનો પણ અભાવ હોવાથી આખો ઉતારી શકાયો નથી અગીયારમી શતાબ્દીની આ મૂર્તિની રચના બહુ જ આકર્ષક છે. મુગટ, કુંડલ અને બીજાં અન્ય આભૂષણો એવા સુરુચિપૂર્ણ આલેખાયા છે કે તે જોતા જ મન લલચાઈ જાય છે.

આવી જ રીતે વચલી ચાલીમાં જ J 790, J 793 સુંદર અર્ધચન્દ્રાકાર બે મનોહર ચોવીસીઓ છે અર્ધચંદ્રાકાર પત્થરમા નાના જિનેશ્વરોની મૂર્તિ બહુ જ આકર્ષક લાગે છે. આ સિવાય બીજી પણ નાની પ્રતિમાઓ બહુ જ સુંદર અને હૃદયંગમ છે.

જમણા મોટા હોલમાં તો ઘણી જ પ્રાચીન અને મનોહર પ્રતિમાઓ છે. જેમાં મુખ્ય પદ્માસનસ્થ ચોમુખજીની પ્રતિમાઓ છે. મથુરાના પ્રાચીન જૈનસંગ્રહના મુગટમણિની આને ઉપમા આપવી યોગ્ય છે. તેના નંબરો અનુક્રમે ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫, છે.

J 142 પ્રતિમાજી બહુ જ સુંદર અને વિશાલ છે.

J 143 મા નંબરવાળી પ્રતિમાજી બહુ જ સુંદર અને આકર્ષક છે સુંદર હાસ્ય ઝરતી આ પ્રતિમાજી જાણે મૌનપણે ત્યાગ અને તપનો અમોઘ મંત્ર સુણાવતી હોય તેમ લાગે છે. તેમાં લેખ નીચે મુજબ છે.

संवत् १०७६ कार्तिक (?) शुक्ल Y द्वादश्यां श्री श्वेतांबर (२) (પછી ઘસાઈ ગયેલ છે) माथुरी (३) कायां श्री देववि.... (પંક્તિ પુરી) (બીજી પંક્તિ ઘસાઇ ગયેલ છે) ત્રીજા ખંડમાં प्रतिमा प्रतिष्ठापिता. ચોથામા ઉપરની બે પંક્તિઓ દેખાય છે

J 144 પ્રતિમાજી ભવ્ય છે લેખ નથી ઉકલતો.

J 145 આ સુંદર વિશાલ પ્રતિમાજી ઉપરથી નીચે મુજબ લેખ લીધો છે.—

संवत् ११३४ श्री सेताम्बर श्री, माथुर सघ श्री, देवतत्ति (?) निमित प्रतिमा कारी આની નીચે વસ્ત્રધારી સાધુઓ ભક્તિભાવે અંજલિ જોડી ઉભા છે આ મૂર્તિ બહુ જ રમ્ય અને મનોહર લાગે છે.

આ ચારે બેઠી પ્રતિમાઓ એક જ સમયની અને સમાન આકૃતિવાળી હશે; પરન્તુ કોઈ કારણવશાત્ ત્રણ પ્રતિમાઓ ન રહેવાથી થોડા જ સમયમાં બીજી મૂર્તિઓ બનાવરાવી તેનુ સ્થાન પૂરવામા આવ્યુ હશે

યદ્યપિ પ્રતિમાઓ તો ચારે મનોહર છે. કિન્તુ ૧૪૩ નંબરવાળી પ્રતિમામાં તો કોઈ કલાધર વિધાતાએ પરમ શાતિના સમયે તેની રચના કરી સાક્ષાત્ પ્રભુતાને ઉતારી છે, એમ કહી શકાય તેનુ હૃદયંગમ હાસ્ય, અમૃત ઝરતુ કાઇક નમણુ અને ખુલ્લું નેત્રકમલનું યુગલ પ્રેક્ષકને ત્યાથી દૂર ખસવાનુ મન જ નથી થવા દેતુ. તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ઉપર બિરાજમાન યુગાદિદેવ શ્રી આદિનાથ પ્રભુથી સ્હેજ નાની આ ચારે પ્રતિમાઓ છે. આ જિનમૂર્તિઓ માટેનુ મ્યુઝીયમ યોગ્ય સ્થાન નથી, પરંતુ પર્વતના શિખર ઉપરનુ કોઇ આલિશાન જિન મદિર હોઇ શકે.

J 77માં પ્રભુ પાર્શ્વનાથની મનોહર મૂર્તિ છે

J 879મા પણ પાર્શ્વનાથ પ્રભુની બહુ જ સુદર પ્રતિમાજી છે. નાગરાજનું મનોહર આસન અને ધરણેન્દ્રની સેવા આદિ દશ્ય બહુ જ રળીયામણુ લાગે છે.

J 236 નાના સુંદર ચોમુખજી છે આકૃતિ નાની છે, પરન્તુ વૈરાગ્ય અને શાન્તિના ઉપદેશામૃતનો ધોધ વહેવરાવતી પ્રતિમાઓ છે

J 626 હરિણગમેષી દેવ દેવાનદાની કુક્ષીમાથી ભગવાન મહાવીરને હસ્તસંપુટમા ઉપાડીને રાણી ત્રિશલાની કુક્ષીમાં પધરાવવા લઈ જાય છે તે સમયનુ આમાં આલેખન છે. એક બાજુ મનોહર શય્યામાં દેવાનદા સુતાં છે, બીજી બાજુ રાજભુવનમા પલ્યંક શય્યામા ત્રિશાલાદેવીજી સુતા છે. પાસે દાસીઓ સુતી છે. વચ્ચે હરિણગમેષી દેવ પ્રભુ વીરને ભક્તિથી ઉપાડીને દેવરાણી ત્રિસલાના ભુવન પાસે આવ્યા છે. એવુ સરસ દશ્ય છે કે શિલ્પી જાણે તે સમયે દષ્ટારૂપે હાજર જ હોયને ? દેવાનદાના, ત્રિશલા દેવીના અને હરિણગમેષીના ભાવો જાણે સાક્ષાત્, જોયા હોય, સ્થિત્યંતર, પરાવર્તન જાણે નજરે નિહાળ્યુ હોય તેમ મૂળ વસ્તુ જ સાક્ષાત્ આમાં દેખાય છે. આ ચિત્ર શોધતાં અમને એક કલાક થયો હતો.

પત્થર તુટી ગયેલ છે. મહામહેનતે મેળવી એક કરી ધારીધારીને જોયું ત્યારે જ એના દર્શન થયાં હતાં.

J 53 તથા 54 ભગવાનની મૂર્તિ છે. સિંહના પાયાવાળી પાટ, પાટનીચે વચમા ધર્મચક્ર અને બન્ને બાજુ વસ્ત્રધારી મનોહર સાધુઓની આકૃતિ છે. આવી જ બીજી બે પ્રતિમાઓ છે જેમા એકમા શ્રમણોપાસકો–શ્રાવકોની આકૃતિ છે. જ્યારે બીજીમાં સાધુઓ અને શ્રાવકો બન્ને સાથે જ ભક્તિભાવે હાથ જોડીને ઉભા છે.

J 118 માં સુંદર ભામંડલ સહિત મનોહર મૂર્તિ છે.

J 18 એ એક સુંદર ચોવીસી છે. સાથે જ પંચતીર્થી છે અને વચમાં શ્રી ઋષભદેવ પ્રભુની મનોહર મૂર્તિ છે. ખભા સુધી વાળ ઉતર્યા છે. બહુ જ સરસ અને દર્શનીય છે. અર્ધખીલેલા કમલસમ નેત્રયુગલ અને શાંત સુધારસ વહેતુ મુખમંડળ ખરે જ આકર્ષણીય છે.

J 880 Aતેમા નીચે મુજબ લેખ છે—

सं० ११३२ ज्येष्ट सुदी २ गनौ पं० ऋत सोमदेव तस्य शिष्य विशालदेव प्रतिमं प्रणमति ।

J 871 નેમનાથ પ્રભુના શાસનની અધિષ્ઠાયિકા અંબીકા દેવીની બહુ જ મનોહર આકૃતિ છે.

J 258 એક અખંડિત આયાગપટ્ટ મનોહર પત્થર પર આલેખેલ છે જેને જુના સમયમાં શ્રાવકો ઘરમાં પૂજા માટે રાખતા. વચમા સુંદર જિનમૂર્તિ છે અને આજુ-બાજુ સુંદર કોતરણી છે. આવી રીતે J 249, J 250 મા પણ સુંદર આયાગપટ્ટ છે.

J 949 કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભેલી મનોહર જિનમૂર્તિ છે. તેમાય તેના લંગોટની રચના બહુ જ ધ્યાન ખેંચે છે

J 776 આ પણ સુંદર, લંગોટબદ્ધ કાઉસ્સગ્ગ ધ્યાનમાં લયલીન જિનમૂર્તિ છે. તેમ જ તેની ઉપર પણ એક નાની રમ્ય જિનમૂર્તિ છે

J 16 રાજા કનિષ્કના સમયની આ બહુ જ મનોહર મૂર્તિ છે.

J 1 એક જૈન આર્યાની એક ગોળ પત્થરમા આળેખેલી આકૃતિ છે, પરન્તુ ઘણા કાળથી જમીનમા રહેવાથી બહુ જ ઘસાઈ ગયેલ છે અને તેથી સ્પષ્ટ આકૃતિઓ જણાતી નથી, પરન્તુ બહુ જ ધારીને જોવાથી દેવનું પૂજન કરતી દેવીઓ અને પાસે જ ઉભેલી આર્યિકાઓ જણાય છે પછી તો વિશેષ શોધ થવાથી જણાય તે ખરું

J 24 આમા એક સરસ્વતી દેવીની બહુ જ મનોહર આકૃતિછે...વાહિની આ દેવીની મૂર્તિ જોઇ હૃદય બહુ જ આનંદિત થાય છે. કયા સરસ્વતી ઉપાસકે આ વાગ્દેવીની અર્ચના નથી કરી? પણ આ મૂર્તિ જોતા હૃદયમાં તરત જ ભક્તિભાવના જાગૃત થાય છે અને તેનો કૃપાકટાક્ષ મેળવવા મન લલચાય છે.

J 35 કુશાન કાલીન મનોહર મૂર્તિ છે.

E 9 રાજા હવિષ્કના સમયની મૂર્તિ અને શિલાલેખ છે.

J 34 કુશાન કાલીન મનોહર મૂર્તિ છે જેમાં સ૦ ९३ નો ઉલ્લેખ છે.

J 27 કુશાન કાલીન મનોહર મૂર્તિ છે જેમાં સં૦ ९२ નો ઉલ્લેખ છે.

J 26 કુશાન કાલીન મનોહર મૂર્તિ છે જેમાં સં૦૬૦ નો ઉલ્લેખ છે.

J 2 ભગવાન મહાવીરની મનોહર પ્રાચીન પાદુકા છે. લગભગ ૧થી ૪૦ સુધીના નંબરોમાં કુશાન અને કનિષ્ક કાલીન મૂર્તિઓ છે.

J 777 નેમનાથ ભગવાનની સુંદર મૂર્તિ છે. ગાદીમાં સુંદર નકશીકામ ખાસ જોવા યોગ્ય છે.

આ સિવાય બહારના વરન્ડાની આકૃતિઓ પણ બહુ જ મનોહર છે. જેમાં ચોવીશ વટા સહિતની શ્રી આદિનાથ પ્રભુની સુંદર મૂર્તિ છે. તેમાં મનોહર કોરણીવાળુ પરિકર, સુંદર વૃષભ લાંછન અને શાસન દેવી આળેખેલ છે

એક પત્થર કે જેનો નંબર મને ન જડયો તેમા ભગવાન મહાવીરનો જન્મોત્સવ દેવતાઓ આનંદથી ઉજવે છે તેનુ દશ્ય છે.

સુંદર બારીક નકશીથી ભરેલા મંદિરના સ્થંભો અને તેમાંય સિહાસનના પાયાની કોરણીમાં તો શિલ્પકારે પોતાનુ જીવન રેડયુ હોય તેમ લાગે છે. કોઈ પણ કલા વર્ષોની આરાધના સિવાય સિદ્ધ નથી થતી—પરન્તુ તે માટે અથાગ પરિશ્રમ, અપૂર્વ ત્યાગ અને ઉન્નત જીવન જોઈએ. આમાં એવા જ શિલ્પકારે પોતાની તપસ્યાની સિદ્ધિ અહીં કરી છે એમ લાગે છે.

આ સિવાય બીજી પણ ઘણી નોધ મારી પાસે છે ઘણા નબરો નોંધેલા છે. પરન્તુ લંબાણના ભયથી તે બધા નંબરોની વિગત નથી આપી આ ઉપરથી ભુતપૂર્વ ગૌરવશીલ જૈન જીવનની આપણને ઝાંખી થાય છે. આથી વીતરાગ પ્રભુ ઉપરના ભકિત-ભર્યા હૃદયો અને તેમની સ્થિતિનો કંઇક ખ્યાલ જરુર આપણને આવશે.

## આવતો અંક વી. પી.

**જેઓ "શ્રી જૈન સત્ય પ્રકાશ"ના પ્રથમ અંકથી ગ્રાહક થયા છે તેઓનું લવાજમ આ અંકે પૂર્ણ થાય છે, એટલા માટે બીજા વર્ષનો પ્રથમ અંક બહાર પડે તે પહેલાં એટલે મોડામાં મોડું આવતી શ્રાવણ સુદી ત્રીજ પહેલાં જેઓની તરફથી કોઈ પણ જાતની સૂચના અથવા માસિકના એક વર્ષના લવાજમના રૂ. ૨) અંકે રૂપીયા બે મનીઑર્ડરદ્વારા નહિ મળે તેઓને આવતો અંક વી. પી. કરીને મોકલવામાં આવશે.**

ટપાલ ખર્ચના ચાર આના બચાવવા હોય તેમણે મની-ઑર્ડરથી પૈસા મોકલી આપવા.

# क्षपणक

लेखक :— श्रीमान् अक्षयवट मिश्र

भारत के प्राचीन सम्राट् महादानी उज्जयिनीपति महाराज विक्रमादित्य का नाम सभी जानते हैं। उन्होंने भारत के अतिरिक्त भारत के समीपवर्ती अन्यान्य देशों पर भी अपने प्रखर प्रताप का प्रभाव डाला था। विक्रमादित्य ने बहुत परिश्रम और धनव्यय से भारत के लुप्त तीर्थों का जीर्णोद्धार तथा पुनरुज्जीवन किया। यदि वे इस काम को न करते तो भारत के कितने तीर्थोंका पता भी न लगता। वे बडे गुणानुरागी थे। उन्होंने अपनी सभा में बडे बड़े विद्वानों को आश्रय दिया था। वे साधारण विद्वान न थे। उनका नाम समस्त भारतवर्षीय जन जानते है। उनकी सभा के विद्वानों मे नव विद्वान बडे विलक्षण थे। इसलिये वे 'नवरत्न' कहलाते थे। उनमें कालिदास शिरोमणी थे। अमरकोष के प्रणेता अमरसिंह, पचसिद्धान्तिकादि ग्रथों के निर्माता प्रसिद्ध ज्योतिषी वराहमिहिर, घटकर्पर काव्य के रचयिता घटकर्पर आदि विद्वानों को सभी लोग थोडाबहुत अवश्य जानते हैं। किंतु क्षपणक को बहुत ही कम लोग जातवे होंगे कि वे कौन थे और उन्होंने कौन कौन से कार्य किये। इसलिये उनके विषय में दो चार बाते लिखना अवश्य रुचिकर होगा।

क्षपणक जैनमतावलंबी थे। वे श्वेतांबर संप्रदाय के साधु थे। क्षपणक शब्द का अर्थ है संन्यासी। उनका नाम क्षपणक न था यह उनकी उपाधी मात्र थी। उनका नाम था— सिद्धसेन दिवाकर। उनका जन्म गुजरात में हुआ था। विद्या सीखने के लिये वे उज्जयिनी आये। उनके गुरु का नाम था "वृद्धिवादिसूरि"। जिस समय सिद्धसेन दिवाकर ने जैन संप्रदाय में प्रवेश किया उसके पहिले उनका नाम कुमुदचंद्र था, उन्होंने अनेक स्तोत्रो की रचना की। उन स्तोत्र—समूहों का नाम उन्होंने "कल्याणमन्दिरस्तव" रक्खा[१]। सुनने में आता है कि एक दिन उज्जयिनी मे महाकाल के सामने वे 'कल्याणमन्दिरस्तव' का पाठ करने लगे। उस स्तोत्र के प्रभाव से महाकाल के मन्दिर में जैन तीर्थंकर पार्श्वनाथ की मूर्ति अचानक ही प्रकट हो गई और शिवमूर्ति खंड—खंड हो गई। इस घटना का समाचार सुनकर महाराज विक्रमादित्य आश्चर्य मे डूब गये। उन्होंने सिद्धसेन दिवाकर से जैनधर्म का महात्म्य सुना और उन्हींसे जैनधर्म की दीक्षा भी ली। जैसे अशोक जैन-धर्म के पृष्ठपोषक थे वैसे ही विक्रमादित्य भी जैनधर्म के पृष्ठपोषक हुये। इसी कारण

१ "कल्याणमदिरस्तव" स्तोत्रसमूहो का नाम नही है किन्तु एक स्तोत्र-विशेप का नाम है।

—संपादक

विक्रमादित्य की सभा में जिस प्रतिष्ठा के साथ कालिदास आदि वैदिक धर्मावलम्बी विद्वान रहते थे उसी प्रतिष्ठा के साथ अमरसिंह आदि बौद्ध धर्मावलम्बी विद्वान भी रहते थे। सिद्धसेन दिवाकर ने भी विक्रमादित्य की प्रतिष्ठित सभा में प्रवेश किया और क्रमशः उनकी नवरत्नो में गिन्ती होगई।

जैन ग्रन्थों के मत से महावीर (जैनों के अन्तिम तीर्थंकर) की निर्वाणप्राप्ति के ४६७ वर्ष बाद क्राईस्ट के ५७ वर्ष पूर्व क्षपणक उज्जयिनी में विद्यमान थे। उनके बनाये जितने ग्रन्थ इस समय मिलते है उनमें सम्मतितर्क सूत्र और न्यायावतार प्रधान हैं। ये दोनों ग्रन्थ न्यायशास्त्र के है। न्यायवतार को यदि हम विशुद्ध जैन न्याय का प्रथम ग्रन्थ कहें तो भी अत्युक्ति न होगी। इसमें केवल ३२ ही श्लोक हैं किन्तु इतने ही श्लोकों में जैन न्यायशास्त्र का विवरण संक्षेप रूप से भलीभांति हो जाता है। पूर्वोक्त ग्रन्थ में प्रत्यक्ष, अनुमान और शब्द तथा नय और स्याद्वाद का वर्णन है। अनुमान और अनुमान के दोष समूह ऐसी योग्यता से और किसी दार्शनिक ने नहीं लिखे। ग्रन्थ का प्रथम श्लोक यह है—

**प्रमाणं स्वपराभासि, ज्ञानं वाधविवर्जितम्।**
**प्रत्यक्षं च परोक्षं च, द्विधाज्ञेयविनिश्चयात्॥**

जो वाध–रहित ज्ञान अपने और दूसरों को प्रकाशित करे उसीका नाम प्रमाण है। ज्ञेय पदार्थ–समूह दो प्रकार से निश्चित होता है। इसलिए प्रमाण भी दो प्रकार के होते है: प्रत्यक्ष और परोक्ष। ग्रन्थ का अन्तिम श्लोक यह है:—

**प्रमाणादिव्यवस्थेय–मनादिनिधनात्मिका।**
**सर्वसंव्यवहर्तॄणां, प्रसिद्धापि प्रकीर्त्तिता॥**

यह प्रमाणादि व्यवस्था अनादि काल से चली आती है और अनत काल तक चलती रहेगी। उसका व्यवहार सभी लोग करते आये है। यह कोई नई बात नही है। विक्रम सवत् ११५९ अर्थात् ११०२ ईस्वी में चन्द्रप्रभसूरि नामक एक जैन दार्शनिक हो गये है। उन्होंने न्यायावतार की एक विशद टीका लिखी है जिसका नाम न्यायावतार–विवृत्ति है। उनके बनाये दो ग्रन्थ और भी मिलते है जिनके नाम दर्शनशुद्धि और प्रमेय-रत्नकोष है।

कुछ दिन हुये श्री सतीशचन्द्र विद्याभूषण ने अपने जैन मित्रों की सहायता से न्यायावतार की एक अति प्राचीन हस्त लिखित पुस्तक दक्षिण से मगाई है। उसका अध्ययन अवलोकन करके उसके विषय में बहुत सी बाते लिखी है।

[पीछे देखो]

# સરસ્વતી-પૂજા અને જૈનો

લેખક-શ્રી સારાભાઈ મણિલાલ નવાબ
( આર્કિયોલોજિકલ ડીપાર્ટમેન્ટ, વડોદરા )

( ગતાંકથી ચાલુ )

પ્રાચીન જૈન સાહિત્યમાં મળી આવતા દેવી સરસ્વતીનાં સ્વરૂપોની તથા ઉલ્લેખોની ચર્ચા આ માસિકના અંકોમાં હું કરી ગયો છું, પરંતુ આજના ઐતિહાસિક યુગમાં પ્રાચીન વિદ્યમાન મૂર્તિઓ, શિલાલેખો તથા ચિત્રો વધારે પ્રમાણિક ગણાતા હોવાથી તેનો કિંચિત્ નિર્દેશ કરવાનું હુ મારા ગયા અંકના લેખમા વાચકોને વચન આપી ચૂક્યો છું. આ ટુંકા લેખમાં વર્તમાનકાલીન બધા ઉલ્લેખો આપવાનો દાવો હું કરતો નથી, પણ મારી જાણમાં જે જે ઉલ્લેખો આવ્યા છે તેનો જ નિર્દેશ મેં કરેલો છે. આ લેખનું ખરેખરું મહત્ત્વ તો ત્યારે જ સમજાય કે જ્યારે વર્ણનની સાથે સાથે તેનાં ચિત્રો આપવામાં આવે, પરંતુ પત્રના સંચાલકોએ તે ખર્ચનો બોજો ઉઠાવવાની ઈચ્છા નહીં દર્શાવવાથી ચિત્રો સિવાયનુ જ વિવેચન આપવાનુ મેં યોગ્ય ધાર્યું છે:

આ વર્ણનોને મેં બે વિભાગમાં વહેંચી નાખ્યાં છે: ૧ વિભાગમાં મૂર્તિઓ તથા ૨ વિભાગમાં પ્રાચીન તાડપત્રનાં તથા કાગળ ઉપરના ચિત્રો.

---

[ 'क्षपणक' का अनुसंधान ]

जिस समय ( १९५३ से १९५६ विक्रमाब्द तक ) मै मालवा के प्रसिद्ध जैन साधु श्रीमद्भट्टारक विजयराजेन्द्रसूरि का आश्रित होकर जैन ग्रन्थों का अवलोकन करता था उस समय संमतितर्क सूत्र की एक अति प्राचीन हस्त लिखित पुस्तक मैने भी देखी थी। उसके अक्षरों और मात्राओं के रूप आधुनिक देवनागरी अक्षरों से बहुत विभिन्न थे। कागद का रंग भी बहुत मट मैला था। उस पुस्तक को २५०) ढाई सौ रुपये देकर विजयराजेन्द्र-सूरिने एक साधु से खरीदा था। और वे उसे बहुत यत्न के साथ रखते थे। *

—सरस्वती, भाग–१७, खंड–२, अंक–३, पृष्ठ–१२८ से उद्धृत

---

* यह लेख महामहोपाध्याय डाक्टर सतीशचन्द्र आचार्य विद्याभूषण, एम० ए०, पी० एच० डी० के एक लेख के आधार पर लिखा गया है।—लेखक।

**વિભાગ ૧ મૂર્તિઓ :—**

સરસ્વતી દેવીની આજસુધીમાં મળી આવેલી કોઈ પણ સંપ્રદાયની મૂર્તિઓમાં સૌથી પ્રાચીનમાં પ્રાચીન મૂર્તિ જૈન શ્વેતામ્બર સંપ્રદાયની મથુરાના કંકાલી ટીલામાંથી લેખ સહિતની મલી આવેલી છે.

મૂર્તિ ૧. આ મૂર્તિની પ્રતિકૃતિ માટે ઈ. સ. ૧૯૦૧ માં પ્રસિદ્ધ થએલા અને પુરાતત્ત્વવિદ્ વીન્સેન્ટ સ્મીથદ્વારા સંપાદિત 'The Jain Stupa of Mathura' નામના પુસ્તકના પાના ૫૬ ની સામે પ્લેઇટ નંબર ૯૯ ઉપરનુ ચિત્ર જૂઓ. અને એની બેઠકના લેખની નકલ એપિગ્રાફીયા ઇંડીકાના પહેલા વોલ્યુમના પાના ૩૯૧ ઉપર પ્રસિદ્ધ થએલી છે જે અક્ષરશ: આ પ્રમાણે છે :—

1 [सिद्] धम् सव ५४ हेमंतमासे चतुर्थे ४ दिवसे १० अ-
2 स्य पुर्व्वायां कोट्टियातो [ग]णातो स्थानि [य]तो कुलातो
3 वैरातो शाखातो श्रीगृह [।]तो संभोगातो वाचकस्यार्य्य-
4 [ह]स्तहस्तिस्य शिष्यो गणिस्य आर्यमाधहस्तिस्य श्रद्धचरो वाचकस्य अ[।]-
5 र्य्यदेवस्य निर्व्वर्त्तने गोवस्य सीहपुत्तस्य लोहिकुकारुकस्य दानं
6 सर्व्वसत्वानां हितसुखा एकसरस्वती प्रतिष्ठाविता अवतले रङ्गान[र्त्तन]ो
7 मे [ा]

આ સરસ્વતી દેવીની મૂર્તિને બે હાથ છે. જેમાનો જમણો હાથ કાંડા ઉપરથી ખંડિત થએલો છે, તેની સાથે તેણીના હાથમા પકડેલી વસ્તુ પણ નાશ પામેલી છે, જ્યારે ડાબા હાથમા તેણીએ પુસ્તક પકડેલુ દેખાય છે. વળી તેણીને, બંને પગ ઉભા રાખીને બેઠેલી શિલ્પીએ કલ્પી છે. આ મૂર્તિ, આજના કેટલાક વિદ્વાનો જે એમ દાવો કરે છે કે જૈનદર્શનમા દેવદેવીઓની મૂર્તિપૂજા બૌદ્ધધર્મના અનુકરણરૂપે અને તેની એક શાખા મહાયાનવાદના અસ્તિત્વ પછી દાખલ થઇ છે તે વાતને નિર્મૂળ ઠરાવવાના એક પ્રબળ સાધનરૂપ છે.

અજાયબીની વાત તો એ છે કે ડો. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ જેવા ઇતિહાસના વિષયમાં રસ લેનાર મહાશય પોતાના 'પ્રાચીન ભારતવર્ષ' નામના ગ્રંથના પહેલા ભાગના મુખચિત્ર તરીકે આ સરસ્વતીની મૂર્તિને કલ્પિત મસ્તક અને જમણા હાથમાં માળા સહિત રજુ કરે છે અને એ રીતે ઇતિહાસને મહાન અન્યાય આપે છે. કોઈ પણ સુજ્ઞ માણસ સમજી શકશે કે આજથી લગભગ ઓગણીસ સો વર્ષ પહેલાની પ્રાચીન મૂર્તિની સાથે ઓગણીસ સો વર્ષ પછી કલ્પિત અવયવો જોડી દઈને તે મૂર્તિને પ્રાચીન તરીકે રજુ કરવાનુ સાહસ ઈતિહાસજ્ઞ તો ન જ કરી શકે. જો કે હુ મારા હાલના અભ્યાસ દરમ્યાન ઉપરના લેખની નકલમાં પણ કેટલીક ભૂલો જોઈ શક્યો છુ, પરંતુ તેની ચર્ચાનો અત્રે પ્રસંગ નહીં હોવાથી તે ચર્ચાને હાલમાં ભવિષ્ય ઉપર મુલતવી રાખું છું.

મૂર્તિ ૨. બિકાનેર નજદીક પાલ્ટા (Palta) નામના ગામના જિનમંદિરમાં લગભગ અગીઆરમા સૈકાના સમય દરમ્યાનની ઉભી માનુષિઆકાર (Life size) ની સરસ્વતી દેવીની સુંદર મૂર્તિ છે. જેની પ્રતિકૃતિ ઇ. સ. ૧૯૩૨માં પ્રસિદ્ધ થએલ 'Malavia Commemoration Volum' ના પૃષ્ઠ ૨૯૩ ની સામેની ચિત્ર પ્લેટમા છાપવામાં આવી છે.

આ મૂર્તિને ચાર હાથ છે. ઉપરના જમણા હાથમાં કમલનું ફુલ છે અને ડાબા હાથમાં પુસ્તક પકડેલું છે તથા તેણીના નીચેના જમણા હાથમાં (અક્ષસૂત્ર) માળા તથા ડાબા હાથમાં કમંડળુ (પાણી ભરવાનું વાસણ) છે વળી તેણીના મસ્તકના ભાગમા જિનેશ્વરદેવની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. તેણીના અંગોપાંગની પ્રમાણબદ્ધતા તથા તેના ચહેરાની હસમુખી શાત અને મૃદુતાભરી રજુઆત, તેણીનાં ગળાના, હાથનાં તથા પગના આભૂષણો એવાં તો સ્પષ્ટ રીતે કારીગરે ઘડયાં છે કે જોનારને એમ જ લાગે કે જાણે મારી સામે સાક્ષાત્ સરસ્વતી માતા ઊભેલાં છે. તેણીના મસ્તકની પાછળ આભામંડળ તથા આજુબાજુ બે ગંધર્વો હાથમાં ફુલની માળા લઈને આવતા, શિલ્પીએ બહુ જ ચતુરાઈથી રજુ કર્યા છે તેણીના બંને પગની બાજુમા બે સ્ત્રીઓ હાથમાં વીણા પકડીને ઉભેલી છે અને ઠેઠ પગના તળીઆ પાસે જમણી બાજુ એક પુરુષ અને ડાબી બાજુ એક સ્ત્રી બંને હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતાં શિલ્પીએ રજુ કરેલાં છે મારી માન્યતા પ્રમાણે ઘણું કરીને આ બને સ્ત્રી–પુરુષ તે બીજાં કોઇ નહિ પણ આ ભવ્યમૂર્તિના ઘડાવનાર અને પ્રતિષ્ઠા કરાવનાર પતિપત્ની જ હોવાં જોઇએ. પગની નીચેના ભાગમા હંસનું વાહન સ્પષ્ટ કોતરેલુ છે.

મૂર્તિ ૩. સરસ્વતીની એક ઉભી મૂર્તિ પાવાગઢના ડુંગર ઉપર પહેલાં હયાતી ધરાવતાં શ્વેતામ્બર સંપ્રદાયના જિનમંદિરોના ભગ્નાવશેષોમાથી છુટી પડેલી હાલમાં ત્યા બંધાયેલા નવા મહાદેવના મંદિરની દિવાલમા જડી દેવામા આવી છે, જેનો ફોટોગ્રાફ હાલમાં મારી પાસે છે. આ મૂર્તિના અવયવોની રચના વગેરે જોતા આ મૂર્તિ પણ લગભગ અગીઆરમી સદીની હોય તેવી લાગે છે આ મૂર્તિની આજુબાજુ બે સરસ્વતી ભકતો તેણીના પગની પાસે સ્તુતિ કરતા ઉભા છે ડાબી બાજુ તેણીનુ વાહન હંસ પણ શિલ્પીએ રજુ કરેલ છે. તેણીને ચાર હાથ છે. ઉપરના જમણા હાથમા વીણા અને ડાબા હાથમા પુસ્તક છે, તથા નીચેના જમણા હાથમા માળા અને ડાબા હાથમા કમંડલુ છે. આ મૂર્તિ ખારા પત્થરની છે છતા તેના અવયવો વગેરે બહુ જ ભવ્ય અને આકર્ષક છે જેને બે ઘડી જોવાનુ મન થઈ આવે આવા તો કેટલાય પ્રાચીન જૈનમંદિરોના અવશેષો જગોજગોએ રખડતા મલી આવે છે. શુ જૈન કોમના શ્રીમાનો ધારે તો અમદાવાદ જેવી જૈનપુરીમાં એક જૈન મ્યુઝીયમ ન બનાવી શકે ?

મૂર્તિ. ૪–૫ અજમેરના મ્યુઝીઅમના જૈન વિભાગમા સરસ્વતીની બે મૂર્તિઓ વિ. સં. ૧૨૫૪ ના લેખવાળી છે, આ બંને મૂર્તિઓને ચાર હાથ છે, તે પૈકી ઉપરના જમણા હાથમાં કમળ અને ડાબા હાથમા વીણા છે તથા નીચેના જમણા હાથમાં (અક્ષસૂત્ર) માળા અને ડાબા હાથમાં પુસ્તક છે. બને મૂર્તિના મસ્તક

ઉપર જિનેશ્વર દેવની મૂર્તિ પદ્માસને બિરાજમાન છે. વધુ માહિતી માટે જૂઓ તા. ૩૧–૫–૩૬ નો 'જૈન' પત્રનો અંક.

મૂર્તિ ૬. મારવાડના અજારી ગામમા મહાવીર સ્વામીના જિનમંદિરની ભમતીમા, મૂળનાયક શ્રીમહાવીરસ્વામીની બરાબર પાછળની બાજુમા સરસ્વતીની એક ઉભી મૂર્તિ છે, જેની નીચે વિ. સં ૧૨૬૯ ની સાલનો લેખ છે. તેણીના સ્વરૂપવર્ણન માટે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના વૈશાખ માસના અંકમાં ચાલુ લેખમાં મેં છપાવરાવેલો મુનિશ્રી શાંતિકુશલનો બનાવેલો શારદા છન્દ જૂઓ. આ મૂર્તિ માટે પારંપરિક માન્યતા એવી છે કે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિએ આ મૂર્તિનું ધ્યાન ધર્યું હતુ અને સરસ્વતીની સાધના પણ અહીયા કરી હતી, પરતુ તેઓશ્રીનું મૃત્યુ વિ સં. ૧૨૩૦ મા થયુ હતુ જ્યારે આ મૂર્તિની પ્રતિષ્ઠા તેઓશ્રીના સ્વર્ગારોહણ બાદ ૩૯ વર્ષે થયાનો સ્પષ્ટ ઉલ્લેખ છે વિદ્વાનો આ બાબતમા વધુ પ્રકાશ પાડે।

મૂર્તિ ૭ ભોયણીતીર્થની પાસે આવેલા રાંતેજ ગામના જિનમંદિરની ભમતીમાં વિ. સં. ૧૩૦૯ની સાલના લેખવાળી દેવી સરસ્વતીની એક ખડિત મૂર્તિ વિદ્યમાન છે

મૂર્તિ ૮. પાટણના પંચાસરા પાર્શ્વનાથના દેરાસરના કમ્પાઉન્ડમા સામેના દેરાસરમા ડાબા હાથ તરફ આવેલા ગોખલામા પીળા પાષાણની સરસ્વતી દેવીની વિ. સં. ૧૪૪૦ ના નીચે મુજબના લેખવાળી એક મૂર્તિ છે. જેના લેખની નકલ મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજીએ મને ઉતારીને મોકલાવી હતી જે અક્ષરશ: આ પ્રમાણે છે:–

संवत् १४४० वर्षे पौ(पो)ष सुदि १२ बु(०) श्री भडायरीयगछे (च्छे) उपकेशज्ञा. ५ श्री भडसी भा० मीगलदे सुत देपालेन माया (र्या) सोषलदे सुत सेगा जयसिंहदेवराजे सहितेन शारदामूर्ति. कारिता प्र० श्री सिद्धसूरिभिः ॥ श्रीः ॥

આ મૂર્તિને પણ ચાર હાથ છે. તેણીના ઉપરના જમણા હાથમા વીણા અને ડાબા હાથમાં કમલ છે તથા નીચેના જમણા હાથમા માલા છે અને ડાબા હાથમાં પુસ્તક છે. મૂર્તિના ડાબા પડખે તેણીનું વાહન હસ છે, વળી ઉપર્યુક્ત લેખમાં ઉલ્લેખાએલા દેપાલ, જયસિહ અને દેવરાજની પ્રતિકૃતિઓ પણ બે બાજુમા શિલ્પીએ રજુ કરેલી છે, તે દરેક પ્રતિકૃતિની નીચે નામ છે.

મૂર્તિ ૯. શત્રુંજય પર્વતની તળેટીમાં ડુગર ચઢતાં જમણી બાજુની ખીણમા સરસ્વતીની એક નાની ગુફા છે જેમા સરસ્વતીની મૂર્તિ કોરેલી છે. તેમાં તેણી હંસ ઉપર બેઠેલી છે અને બે હાથે વીણા પકડેલી છે અને બીજા બે હાથમા ઘણું કરીને પુસ્તક અને માલા છે. આ મૂર્તિની નીચે લેખ વગેરે નહી હોવાથી અને તેના ઉપર લેપ ઘણીવાર થઇ ગએલ હોવાથી તેના સમયની કલ્પના કરવી ઘણી મુશ્કેલ છે.

મૂર્તિ ૧૦. અમદાવાદના ઝવેરીવાડના અજિતનાથ ભગવાનના દેરાસરની ભમતિમા ગોખલામાં સરસ્વતીની સફેદ પાષણની સુદર મૂર્તિ છે તેણીને ચાર હાથ છે ઉપરના જમણા હાથમાં કમલ અને ડાબા હાથમા વીણા તથા નીચેના જમણા હાથમા માળા અને ડાબા હાથમા પુસ્તક છે આસન કમલનુ છે તથા બને બાજુ એકેક હંસની આકૃતિ શિલ્પીએ રજુ કરેલી સ્પષ્ટ જણાઇ આવે છે.

(અપૂર્ણ)

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

## (૧) પ્રચીન લેખ સંગ્રહ (૧૭ લેખો)[1]

સંપાદકઃ–
મુનિરાજ શ્રી જયન્તવિજયજી

(૧૯)[2]

संवत् १२९४ वर्षे श्रीमाले(ली)य श्रे० वीसलसुत नागदेवस्तत्पुत्रा देल्हा सलक्षण झांपाख्याः झांपापुत्रो वीजाकस्तेन देवडसहितेन पितृझांपाश्रेयोर्थं श्रीजावालिपुरीय श्री महावीरजिनचैत्ये करोदि कारिता : शुभं भवतु

સંવત્ ૧૩૯૪ મા, **શ્રીમાલી**જ્ઞાતીય શેઠ વીસલના પુત્ર નાગદેવના પુત્રો દેલ્હા ૧, સલક્ષણ ૨, ઝાંપા ૩. તેમાંના ઝાંપાના પુત્ર, પોતાના નાના ભાઈ દેવડથી યુક્ત વીજાકે પોતાના પિતા ઝાંપાના કલ્યાણ માટે **શ્રીજાવાલિપુર-જાલોર**ના **શ્રીમહાવીર**સ્વામીના જિનાલયમાં કરોદિ ! ( કદાચ કમાન–પત્થરનું તોરણ હોય ? ) કરાવી.

(૨૦)

संवत् १६८३ वर्षे आसा(षा)ड वदि ४ गुरौ । महणोत्रगोत्र (त्रे) । ग. (ठ.) जमल भा० सरूपदे सम(कारा)पित(तं) । श्रीसुपार्श्वबिंबं । प्रतिष्टित(ष्ठित) तपागच्छे भ०

સંવત્ ૧૬૮૩ ના અષાડ વદિ ૪ ને ગુરુવારે, **મહણોત** ગોત્રવાળા ઠક્કુર ( જાગીરદાર ) જમલની ભાર્યા સરૂપદેએ શ્રી **સુપાર્શ્વનાથ** ભ૦ નુ બિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા **તપા**ગચ્છના ભટ્ટારક ( શ્રી **વિજયદેવસૂરિજીએ** ) કરી છે.

(૨૧)

सं० १६८३ व० श्रीअजितबिंव(बिंबं) प्र० त० भ० श्रीविजयदेवसूरिभिः

**શ્રીઅજિતનાથ** જિનબિંબની સં. ૧૬૮૩મા **તપાગચ્છીય** ભટ્ટારક શ્રી **વિજયદેવ-સૂરિજીએ** પ્રતિષ્ઠા કરી છે.

---

૧ " પ્રાચીન લેખ સંગ્રહ " નામની લેખમાળાના આ પાંચમા મણકામાં આપેલા ૧૭ મૂળ સંસ્કૃત શિલાલેખો પૂજ્યપાદ શ્રીમાન પ્રવર્તકજી **શ્રીકાંતિવિજયજી** મહારાજની કૃપાથી પ્રાપ્ત થયા છે.

૨ નંબર ૧૯ નો શિલાલેખ **જાલોર** ( મારવાડ )ના કીલ્લા ઉપરના **શ્રીમહાવીર** સ્વામીના મંદિરનો છે. સ્તંભ અથવા તોરણ ઉપર ખોદેલો હશે, એમ જણાય છે નંબર ૨૦, ૨૧, ૨૨ ના લેખો એ જ મંદિરની પૂર્વાભિમુખ તથા ઉત્તરાભિમુખ જિનમૂર્તિઓ ઉપર અને નં. ૨૩ મા આપેલા અક્ષરો એ જ મંદિરના ઉપરના માળની જિનમૂર્તિઓ પર ખોદેલા છે.

( ૨૨ )

सं० १६८३ वर्षे आ[०] व० ४ गुरौ श्र० (श्रे०) लठांक श्रेमाणअवि(?) प्र [०] आ [०] विजयदेवसूरिभिः

સં. ૧૬૮૩ના અષાડ વદિ ૪ ને ગુરુવારે, શેઠ લઠાંક (?) ના શ્રેય માટે માણેક બિંબ (?) ભરાવ્યુ, અને તેની **તપાગચ્છીય** આચાર્ય શ્રી **વિજયદેવસૂરિજીએ**[3] પ્રતિષ્ઠા કરી છે.

( ૨૩ )

सुविधिनाथ
अरनाथ
शंभवनाथ

( २४ )[4]

संवत् १२१३ भाद्रपद सुदि ४ मंगलदिने श्री दंडनायक वैजल्लदेवराज्ये श्रीवंसगर्त्तीयराउत (?) महणसीह मुक्तिवंसंहउवाट (?) मध्यात् । श्रीमहावीरदेव(वाय) वर्षे प्रति द्राम ४ स्वाजसुणे (?) दत्ताः ज(य)स्य भूमि [·] तस्य तदा मल (फलम्)॥ से० रायपाल सुतु(त) रावराज महाजन रक्षपाल विनाणियस्य खिहि ॥

સંવત્ ૧૨૧૩ ના ભાદરવા શુદિ ૪ ને મંગળવારને દિવસે, શ્રી દંડનાયક **વૈજલ્લદેવના**[5] રાજ્યમા (એ જ વંશના–પિતરાઈ રાવળ ?) **મહણુસિંહે** પોતાના ભોગવટાના ઉવાટ (અરટ–રેંટ)ની ઉપજમાથી, શેઠ રાયપાલના પુત્ર રાવરાજ તથા રક્ષપાલ વિનાણિયના આગ્રહથી–કહેવાથી કાયમને માટે દર વર્ષે ચાર ચાર દ્રામ આપવાનુ કબુલ કર્યું છે.

---

૩ શ્રી **વિજયદેવસૂરિજી**, જગદ્ગુરુ શ્રી **હીરવિજયસૂરિજીના** શિષ્ય શ્રી**વિજયસેનસૂરિજીના** પટ્ટધર શિષ્ય થાય છે.

૪ આ લેખ **ઘાણેરાવ** (મારવાડ) નો છે. કદાચ ત્યાના શ્રી **મહાવીરસ્વામીના** મંદિરનો હશે.

૫ ગામ **ભાટુંડ** (મારવાડ)માંથી મળેલા, બ્રાહ્મણો સબધીના, વિ સ. ૧૨૧૦ જેઠ શુદિ ૬ને ગુરુવારના એક લેખમા "**ગુજરાતના** મહારાજાધિરાજ શ્રી **કુમારપાલદેવના** ચરણકમળોની સેવા કરનાર, શ્રી**નાડોલ (નડૂલ)** દેશને ભોગવતો મહાપ્રચડ દંડનાયક શ્રી **વૈજાક:**" વગેરે લખ્યુ છે. તે અને આ, બન્ને લેખોની મિતિ લગભગ સમકાલીન તેમ જ બન્ને લેખો એ જ પ્રદેશના ગામોના હોવાથી **નાડોલનો** મહાપ્રચડ દંડનાયક **વૈજાક**, એ જ આ લેખનો દંડનાયક **વૈજલ્લદેવ** હશે, એમ જણાય છે

(२५)[६]

...........षभ

...........णाजिन

.. .. . ..भवतरं

.... . (संव)त् १०१७

(२६)

संवत(त्) १२०३ वैगाख सुदि १२ सोमदिने श्रीमहंत (?) सूरिभिः प्रतिष्ठित : समस्त.... . ....

સંવત્ ૧૨૦૩ ના વૈશાખ શુદિ ૧૨ને સોમવારના દિવસે, નાણાના શ્રી **મહાવીર**સ્વામીના મંદિરના સભામંડપમા સમસ્તસંઘે કરાવેલી કોઇ ચીજની શ્રી **મહંત (?)** સૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

(२७)

सं० १५०६ वर्षे माघवदि ११ सा० दूदा वीरम महिपाल लहराज... . .

(२८)

सं[०]१४२९ माहवदि ७ चंद्रे श्रीविद्याधरगच्छे मोढज्ञा० ठ० रत्न ठ० अर्जुन ठ०तिहुणा सुत्रु(त)भोवू(प)देव श्रेयसे भ्रातृ राहाकेन श्रीपार्श्वपचतीर्थी का० प्र० श्रीउद०(य)देवसूरिभिः

સંવત્ ૧૪૨૯ના માહ વદિ ૭ ને સોમવારે શ્રી **વિદ્યાધર**ગચ્છીય, **મોઢ** જ્ઞાતિના ઠક્કુર (જાગીરદાર) રત્ન, ઠ. અર્જુન ઠ. તિહુણા, પુત્ર ભોપદેવના કલ્યાણ માટે તેના ભાઈ રાહાએ શ્રી **પાર્શ્વનાથ** મૂળનાયક યુક્ત ધાતુની પંચતીર્થી કરાવી અને તેની શ્રી **ઉદયદેવસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી છે.

(२९)[७]

संवत् १६३० वरषि वईगाखवदि ८ दिने श्रीवहडाग्रामे उसवालगुते गोत्र सोला(लं)कीत्राघयणे(?) सागा साहा भीदा भा[०]खेमलदे पुत्र राजा भाय(र्या) सेवादे प(पु)त्र भाना कमरसी श्रीकुथनाथबंबं (कुथुनाथबिंबं) श्रीहीरवजसर त्रटतन

---

૬ નંબર ૨૫ મા આપેલા અક્ષરો, **નાણા** (મારવાડ) ના શ્રી **મહાવીર**સ્વામીના મંદિરના દરવાજા ઉપર જમણી બાજુમા પ્રાચીન લિપિમા ખોદેલા છે. નં. ૨૬, ૨૭ ના લેખો એ જ મંદિરના સભામંડપ આદિમા અને નં. ૨૮ નો લેખ એ જ મંદિરમાની ધાતુની જિનમૂર્તિ પર ખોદેલો છે

૭ નંબર ૨૯, ૩૦ ના લેખો, **મારવાડમા નાણા** પાસે આવેલા **વેલાર** ગામના છે, તેમાનો પહેલો લેખ તો ધાતુની પ્રતિમા ઉપરનો જ છે; બીજો લેખ પણ કદાચ ધાતુપ્રતિમાનો હશે.

સંવત્ ૧૬૩૦ ના વૈશાખ વદિ ૮ ને દિવસે, **બહુડા (બેડા)** ગામના વાસી, **ઓસવાલ**જ્ઞાતીય, **સોલંકી વાઘાયણ** (?) ગોત્રવાળા સાગા ( કદાચ સીગી=સંઘવી ? હોય ) શાહ ભીદાની ભાર્યા ખેમલદેના પુત્ર રાજાની ભાર્યા સેવાદેના પુત્રો માના તથા કમરસીએ શ્રી **કુંથુનાથ** ભગવાનનુ બિંબ ભરાવ્યુ, અને તેની શ્રીમાન્ **હિરવિજયસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી છે.

( ૩૦ )

सं १४२२ श्रीमर(?) प्रभसूरिउपदेशेन प्रतिष्टित

( ३१ )[८]

संवत् १६४४ वर्षे फागुण दि १३ रववेसा श्रीतीय(?)वापणे गोत्रे सेंघवी टीलु भार्या दीडमदे पुत्र स० गोपा भार्या गेलमदे पुत्र रूपा पदा श्रीराहुलीया भार्या मनभगादे पुत्र भोजा मिर० ना..... .... श्रीपार्श्वनाथबिबाकारित तपागच्छ भटारक श्रीहीरविजय....

સવત્ ૧૬૪૪ ના ફાગણ ..દિ ૧૩ ને ( રવિવાર ? )ને દિવસે,......જ્ઞાતીય, **બાફણા** ગોત્રના સંઘવી ટીલુની ભાર્યા દાડમદેના પુત્ર સંઘવી ગોપાની ભાર્યા ગેલમદના પુત્રો રૂપા ૧, પદા ૨, શ્રીરાહુલીયા ૩, તેમાના રાહુલીયાની ભાર્યા મનભગીદેના પુત્ર ભોજા. .... ......વગેરેએ શ્રી**પાર્શ્વનાથ**બિંબ ભરાવ્યુ, અને તેની **તપા**ગચ્છનાયક ભટ્ટારક શ્રી **હીરવિજયસૂરિજી** મહારાજે પ્રતિષ્ઠા કરી છે.

( ૩૨ )

स० १३४७ वर्षे वैशाखसुदि १५ रवौ श्रीऊकेशगोत्रे श्रीसिद्धाचार्यसंताने श्रे० [वे]ल्हू भा०देमत तत्पुत्र श्रे०जनसीहेन सकुटुंबेन आत्मश्रेयसे पार्श्वनाथबिंब कारित प्र० श्रीदेवगुप्तसूरिभि·

સંવત્ ૧૩૪૭ના વૈશાખ શુદિ ૧૫ને રવિવારે, **ઓસવાલ**જ્ઞાતીય શ્રી**સિદ્ધાચાર્ય** સતાનીય, શેઠ વેલ્હૂની ભાર્યા દેમતીના પુત્ર, પોતાના કુટુંબથી યુક્ત એવા જનસિંહે આત્મકલ્યાણ માટે શ્રી **પાર્શ્વનાથ** ભગવાનનુ બિંબ ભરાવ્યું, અને તેની શ્રી**દેવગુપ્તસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી છે.

( ૩૩ )

सं० १५०७ वर्षे माहसुदि ५ रवौ प्रा० ग० दीता भा० राजू पु० वीसा भा० विमलादे पु० डुगरसहितेन स्वपुण्यार्थे श्रीविमलनाथबिबे( बिब )का० प्र० श्रामडा-हडागच्छे श्रीनयकीर्तिसूरिभि· ||माल्हणसू( सु )ग्रामे वास्तव( व्येन ) ||

સંવત્ ૧૫૦૭ ના માહ શુદિ ૫ ને રવિવારે, **પોરવાડ**જ્ઞાતીય, **માલ્હણ (માલણ)**[૯] નામના શ્રેષ્ઠ ગામના વાસી શેઠ દીતાની ભાર્યા રાજૂના પુત્ર વિશાની ભાર્યા વિમલાદેના

( જુઓ પાનુ ૪૩૨ ]

---

૮ નંબર ૩૧, ૩૨, ૩૩ વાળા લેખો, **નાણાની** પાસે આવેલા **બેડા** ગામના છે. કદાચ ધાતુની જિનમૂર્તિઓ પરના હશે

૯ આ **માલણ** નામનુ ગામ **પાલણપુર**થી પાચ ગાઉની દૂરી પર આવેલું છે.

## મહાપ્રભાવશાલી પુરુષાદાનીય

# શ્રી સ્તંભન પાર્શ્વનાથ

લેખક—આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

(ગતાંકથી ચાલુ)

એક વખત સાંજે પ્રતિક્રમણ કરી રહ્યા બાદ શ્રી અભયદેવ મુનિને એક શિષ્યે કહ્યું કે–હે મહારાજ![1] શ્રી અજિતશાંતિસ્તવમાં કહેલી 'अंबरंतरवियारणियाहिं' ઈત્યાદિ ચાર ગાથાનો કૃપા કરી અર્થ સમજાવો! ત્યારે શ્રી અભયદેવે તે ગાથામાં જણાવેલા દેવાંગનાઓના તમામ વિશેષણોનું શૃંગારરસથી ભરેલું સંપૂર્ણ વર્ણન કહી સંભળાવ્યું. તે વખતે ઉપાશ્રયની પાસેના જ રસ્તે થઈને ચાલી જતી શૃંગારરસમાં નિપુણ એવી કોઇ રાજકુંવરીએ આ વર્ણન સાંભળ્યું. આ અપૂર્વ બીના સાંભળીને કુંવરીએ વિચાર્યું કે–'આ મારો સ્વામી થાય તો જન્મ સફલ થાય! હું ત્યાં જઇને તે શ્રેષ્ઠ નરને પ્રાર્થના કરીને લોભ પમાડું, એવું વિચારી ઉપાશ્રયના બારણા પાસે આવીને બોલી કે–હે બુદ્ધિમાન પંડિત બારણું ઉઘાડો! હું મદનમંજરી નામની રાજપુત્રી ગુણગોષ્ઠી કરવા માટે આવી છું. આવો અકાળે સ્ત્રીનો શબ્દ સાંભળીને ગુરુ શ્રી જિનેશ્વરસૂરિજીએ અભયદેવને ઠપકો આપ્યો કે–"પહેલાં તમને જે શિખામણ આપી હતી તે બધી ભૂલી ગયા, અને જ્યાં ત્યાં હુંશિયારી બતાવો છો, પણ શું તમને શરમ આવતી નથી? હવે શું કરશો? તમારા ગુણથી આકર્ષાઇને પહેલી નરકમાં આવેલા પહેલા સીમંત પાથડા (નરકાવાસ) માં લઇજનારી આ સીમંતિની આવી છે.' તે સાંભળી અભયદેવે કહ્યું કે–'હે પૂજ્ય ગુરુજી! આપની કૃપાથી તે નિરાશ બનીને જેમ આવી તેમ જરુર જતી રહેશે, માટે આ બાબત આપ જરા પણ ચિંતા કરશો નહીં' પછી અભયદેવે બારણાં ઉઘાડી સર્વ શ્રાવકાદિની સમક્ષ તે રાજકન્યાને કહ્યું કે–હે રાજપુત્રી! અમે જૈન સાધુ છીએ. તેથી અમે એક મુહૂર્ત માત્ર પણ સ્ત્રી સાથે ધાર્મિક વાતો પણ કરતા નથી, તો પછી ગુણગોષ્ઠી અમારાથી કરી શકાય જ નહી. વળી અમે કોઇ પણ વખત દાતણ કરતા નથી, મુખ ધોતા નથી, સ્નાનાદિ બાહ્યશુદ્ધિને પણ ચાહતા નથી. તેમ જ નિર્દોષ એવું

---

૧–આ સ્તવનના બનાવનાર-શ્રી નેમિનાથના ગણધર શ્રી નંદિષેણ જાણવા. અન્યત્ર એમ પણ કહ્યું છે કે શ્રેણિક રાજાના પુત્ર નંદિષેણે આ સ્તવન બનાવ્યું.

અન્ન ભિક્ષા વૃત્તિએ મેળવીને ફક્ત ધર્માધાર શરીરને ટકાવવા માટે જ ખાઇએ છીએ. આ શરીર મલ, મૂત્ર વિષ્ટાદિથી ભરેલું હોવાથી મહાદુર્ગંધમય અને બીભત્સ છે. તેમાં સારભૂત શું છે ? તામસી વૃત્તિવાળા જીવો જ નિંદનીય કિંપાકફલની જેવા વિષયોને ચાહે છે. તેઓની સેવનાથી મહાબૂરા રોગો પેદા થાય છે. જેવી તીવ્ર ઉત્કંઠા દુર્ગતિદાયક વિષયાદિની સેવનામાં અજ્ઞાનિ જીવ રાખે છે, તેવી અથવા તેથી પણ અધિક તીવ્ર ઉત્કંઠા ધર્મની સાધના કરવામાં રાખે તો થોડા જ ટાઇમે મુક્તિપદને પામે અમારા શરીરની સારવાર નાનપણમાં માતાપિતાએ જ કરી હશે, ત્યારપછી અમે તો બીલકુલ કરી નથી. માટે આવા અમારા દુર્ગંધમય શરીરનો સ્પર્શ તારા જેવી સમજુ રાજપુત્રીને સ્વપ્નમાં પણ કરવા જેવો નથી. આ પ્રમાણે બીભત્સ રસનુ વર્ણન સુણીને તે રાજપુત્રી પોતાની ભૂલ કબૂલુ કરી તરત જ જતી રહી.

પછી તે ગુરુની પાસે આવ્યા, ત્યારે શ્રી ગુરુ મહારાજે કહ્યું કે– તારું બુદ્ધિકૌશલ્ય સમુદ્રના પૂર જેવું છે. પરંતુ વર્તમાનકાલમાં તેને શમાવવી વ્યાજબી છે. તેથી તેમ કરવા માટે તારે હવેથો છાશમાં કરેલો જુવારનો ઢુમરો તથા કાલિંગડાનુ શાક વાપરવું. જેથી તારી બુદ્ધિ ન્યૂન થશે. આ બાબતમાં પ્રાચીન મહર્ષિયોએ પણ કહ્યું છે કે—

तडवूजं कलिंगं च, भोज्यं शीतं च वातुलम् ।
कपित्थं बदरीजंबू–फलानि घ्नंति धीषणाम् ॥

અર્થ—તડબૂચ, કાલિંગડું, ઠંડું તથા વાયુ કરનાર ભોજન, કોઠ, બોર અને જાંબૂ એ સાત વસ્તુઓ બુદ્ધિને હણે છે.

શ્રીઅભયદેવે ગુરુના વચન પ્રમાણે જ આહાર કરવા માંડયો. કેટલોક સમય વીત્યા બાદ ગુરુ શ્રીજિનેશ્વરસૂરિજીએ અભયદેવને યોગ્ય જાણીને સં. ૧૦૮૮ માં આચાર્ય પદવી આપી. ત્યારથી તેઓ આચાર્ય અભયદેવસૂરિના નામથી ઓળખાવા લાગ્યા. આ શ્રી અભયદેવસૂરિએ ઘણા ભવ્ય જીવોને સન્માર્ગની દેશના દઇ સાત્ત્વિક માર્ગના ઉપાસક બનાવ્યા. અનુક્રમે વિહાર કરતાં તે સૂરિ પત્યપદ્રપુર તરફ ગયા.

એક વખત દુકાળ પડવાથી દેશની દુર્દશા થઈ. સિદ્ધાંત તથા વૃત્તિઓનો પ્રાયે ઉચ્છેદ થવા લાગ્યો. જે કાંઈ સૂત્રાદિ રહ્યાં, તેઓનો વૃત્તિઆદિ સાધનો નષ્ટ થયેલાં હોવાથી યથાર્થ શબ્દાર્થ મહા પ્રજ્ઞાશાલિ મુનિઓને પણ જાણવો મુશ્કેલ થયો. આ પ્રસંગે એક વખત અર્ધરાત્રે ધર્મધ્યાનમાં સાવધ રહેલા શ્રી અભયદેવસૂરિને વંદના કરી શાસનની અધિષ્ઠાયિકા દેવીએ કહ્યું કે—પૂર્વે મહાશાસનના થંભ સમાન પરમ પૂજ્ય શ્રી શીલાંગ કોટિ (શીલાંગાચાર્ય–

કોટ્યાચાર્ય) નામના આચાર્યે અગીયારે અંગની વૃત્તિઓ રચી હતી તેમાં હાલ કાલને લઈને બે અંગ (આચારાંગ, સૂયગડાંગ)ની જ વૃત્તિ હયાત છે. બાકીના અંગોની વૃત્તિઓ વિચ્છેદ પામી ગઈ. તેથી સંઘના હિતને માટે હવે શ્રી સ્થાનાંગાદિ નવે અંગોની નવી ટીકાઓ બનાવવાનો ઉદ્યમ કરો! દેવીનું આ વચન સાંભળીને સૂરિજીએ કહ્યું કે—હે માતાજી! સુગૃહીતનામધેય શ્રી સુધર્માસ્વામી ગણધરે રચેલાં સૂત્રોનું યથાર્થ રહસ્ય જાણવાને પણ મારા જેવો અલ્પબુદ્ધિ અસમર્થ છે. તો પછી ટીકાઓ તો કેમ બનાવી શકું? કારણ કે કદાચ કોઇ સ્થલે સૂત્રવિરુદ્ધ કહેવાઇ જાય તો મહા પાપ લાગે. જેથી સંસારમાં અનંતીવાર ભટકવું પડે. ત્યારે દેવીએ કહ્યું કે—હે સુજ્ઞશિરોમણિ! આ કાર્ય કરવામાં તમે જ લાયક છો, એમ હું માનું છું. વૃત્તિઓ બનાવતાં કદાચ સંદેહ પડે તો મને પૂછવું. હું મહાવિદેહક્ષેત્રના વિહરમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામિને પૂછીને તે બાબતનો ખૂલાસો કહીશ. માટે આ કાર્ય તમે શરુ કરો. હું તમારી આગળ પ્રતિજ્ઞા કરું છું કે—તમે યાદ કરશો કે તરત જ હાજર થઇશ.

દેવીના વચનથી ઉત્સાહવંત થયેલા શ્રી આચાર્ય મહારાજે વૃત્તિઓ બનાવવાની શરુઆત કરી. [1]ટીકાઓ પૂરી થાય ત્યાં સુધી આયંબિલ તપ કરવાની પ્રતિજ્ઞા લીધી. અને પાટણમાં બનાવી. અન્યત્ર કહેલ છે કે પાટણની બ્હાર બનાવી. આ કામમાં દેવીએ પણ સંપૂર્ણ રીતે મદદ કરી. શ્રી દ્રોણાચાર્ય વગેરે વૃદ્ધ મહાશ્રુતધરોએ આ વૃત્તિઓને શુદ્ધ કરી. એટલે શ્રાવકોએ લખાવવાની શરુઆત કરી.

એક વખતે શાસનદેવીએ ગુરુમહારાજને કહ્યું કે- પહેલી પ્રતિ(ટીકાની પ્રત) મારા દ્રવ્યથી લખાય એવી મારી ઇચ્છા છે, એમ કહી પોતાની જ્યોતિથી દૃષ્ટિતેજને આંજી, ત્યાં એક સોનાનું ઘરેણું મૂકીને દેવી સ્વસ્થાને ગયાં. પછી મુનિઓ ગોચરી લઇને આવ્યા. ઘરેણું જોઇને આશ્ચર્ય પામ્યા, પૂછતાં સૂરિજીએ બધી બીના કહી; પછી શ્રાવકોને બોલાવી ઘરેણું બતાવ્યુ, પરન્તુ તેનુ મૂલ્ય ન જાણતાં તે શ્રાવકો પાટણમાં ઝવેરીઓની પાસે ગયા. તેઓએ આ આભૂષણ જોઈને કહ્યું કે–'અહીં ભીમરાજાની આગળ આ ઘરેણું મૂકો. તે આપે તેટલું એનુ મૂલ્ય સમજવું. અમે આ (દિવ્ય) ઘરેણાની

૧. આ બાબતમા બીજાઓ એમ કહે છે કે–જો કે- અભયદેવસૂરિના સમયમા નવ અંગોની ટીકાઓ હયાત ન હોવાથી તેમણે નવી ટીકાઓ બનાવી, એમ પ્રભાવકચરિત્રમા કહેલ છે, પણ જેમ તે જ સૂરિએ શ્રી ભગવતીની સ્વકૃત ટીકામા પંચમાગની બે ટીકા છે એમ લખ્યું છે. તેમ બીજા સૂત્રોની પણ ટીકાઓ હતી એમ કહ્યુ છે.

કીંમત આંકી શકતા નથી;' એટલે શ્રાવકોએ એ ઘરેણું રાજાની આગળ મૂકયું, અને તેની સત્ય બીના પણ કહી દીધી. રાજાએ ખૂશી થઇને કહ્યુ કે—કોઇ મહા તપસ્વી મહાત્મા આનું જે મૂલ્ય આંકે તે આપીને જ હુ આ લઇ શકું. શ્રાવકોએ કહ્યું–આનુ મૂલ્ય જે આપ આપો તે અમારે પ્રમાણ છે. એટલે રાજાએ ભંડારી પાસેથી તેમને ત્રણ લાખ દ્રમ્મ (ટકા) અપાવ્યા. પછી તેમણે ટીકાની પ્રથમ પ્રતિ વગેરે પુસ્તકો લખાવીને સૂરિજીને વહોરાવ્યા. તેમ જ પાટણ, તામ્રલિપ્તી, આશાપલ્લી (આશાવલ) ધોલકા આદિ નગરના રહીશ મહાધનિક ૮૪ શ્રાવકોએ દરેક અંગની વૃત્તિની ૮૪ પ્રતો લખાવી હર્ષપૂર્વક આચાર્ય મહારાજને આપી. આ પ્રમાણે શ્રી સુધર્માસ્વામીએ બતાવેલ ઇષ્ટતત્ત્વરૂપ તાળાને ઉઘાડવાની કુંચી જેવી, નવે અંગની ટીકાઓ પ્રવર્ત્તમાન થઇ.

ટીકાઓ બનાવ્યા પછી સંયમયાત્રા નિમિત્તે આચાર્યશ્રી ધોલકા નગરમાં પધાર્યા. ઉજાગરો, પરિશ્રમ અને અતિતુચ્છ આહાર કરવાથી આચાર્ય મહારાજને કોઢ (રકતદોષ) રોગની અસહ્ય વેદના થવા લાગી. તે વખતે ઇર્ષ્યાળુ લોકો કહેવા લાગ્યા કે—'સૂત્રવિરુદ્ધ બોલવાથી સૂરિજીને કોઢ થયો છે.' એ પ્રમાણે સાંભળતાં શોકથી વ્યાકૂળ થએલા અને પરલોકની ઇચ્છાવાળા સૂરિજીએ રાતે ધરણેન્દ્રનુ ધ્યાન કર્યું. તેથી સ્વપ્નમાં ગુરુએ પોતાના દેહને ચાટતા ધરણેન્દ્રને જોયો. આથી ગુરુએ વિચાર્યું કે–'કાળરૂપ આ ભયંકર સર્પે મારા શરીરને ચાટેલ છે, તેથી મારું આયુષ્ય પૂરું થયુ લાગે છે. તો હવે અનશન આદરવું એ જ મને યોગ્ય છે.' એ પ્રમાણે ચિંતવતાં ગુરુને બીજે દિવસે સ્વપ્નમાં ધરણેન્દ્રે કહ્યું કે–મેં તમારા દેહ (શરીર)ને ચાટીને રોગને દૂર કર્યો છે. એમ સાભળતાં ગુરુ બોલ્યા કે–મરણની બીકથી મને ખેદ થતો નથી, પરંતુ રોગને લીધે પિશુન લોકો જે નિંદા કરે છે, તે હું સહન કરી શકતો નથી. ત્યારે ધરણેન્દ્રે કહ્યું કે—'એ બાબત, હે ગુરુજી, તમારે ચિંતા કરવી નહિ. હવે આપ ખેદને તજીને જિનબિંબને પ્રકટ કરીને શ્રી જૈનેન્દ્રશાસનની અપૂર્વ પ્રભાવના કરો કે જેથી તે થતી નિંદા અટકી જશે અને તે નિંદકો જ જૈનધર્મના વખાણ કરશે.

શ્રીકાંતાનગરીનો રહીશ, ધનેશ નામનો શ્રાવક વહાણ ભરીને સમુદ્રમાર્ગે જતો હતો, ત્યારે અધિષ્ઠાયક દેવે તેના વહાણ ચાલતા અટકાવી દીધાં. આથી શેઠે તે દેવની પૂજા કરી, ત્યારે તેણે દેવના કહ્યા પ્રમાણે જમીનમાંથી [1]ત્રણ પ્રતિમાઓ મેળવી હતી. તેમાની એક પ્રતિમા

૧. આ બીના શ્રી પ્રભાવકચરિત્રમા કહેલી છે.

તેણે ચારૂપગામમાં સ્થાપન કરી, તેથી ત્યાં તીર્થ થયું. બીજી પ્રતિમા પાટણમાં અરિષ્ટનેમિના પ્રાસાદમાં સ્થાપન કરી. ત્રીજી પ્રતિમા સ્તંભન (થાંભણા) ગામના પાદરમાં વહેતી સેટીકા (સેઢી) નદીના કાંઠે વૃક્ષઘટાની અંદર જમીનમાં સ્થાપન કરેલ છે. તમે તે શ્રી (સ્તંભન) પાર્શ્વનાથની પ્રતિમાને પ્રકટ કરો, કારણ કે ત્યાં એ મહાતીર્થ થવાનું છે. પૂર્વે વિદ્યા અને રસસિદ્ધિમાં ભારે પ્રવિણ એવા નાગાર્જુને તે બિંબના પ્રભાવથી રસનું સ્થંભન કર્યું, અને તેથી તેણે ત્યાં સ્તંભનક (થાંભણાં) નામનું ગામ સ્થાપન કર્યું. આ મહાપ્રભાવક પ્રતિમાને પ્રકટ કરશો તો તમારી પણ પવિત્ર કીર્તિ અચલ થશે. વળી ક્ષેત્રપાલની જેમ શ્વેત સ્વરૂપે તમારી આગળ, બીજાના જોવામાં ન આવે તેમ, એક દેવી ત્યાં રસ્તો બતાવશે" એ પ્રમાણે કહી નિર્મલ સમ્યગ્દષ્ટિ શ્રી ધરણેન્દ્ર પોતાના સ્થાને ગયા.

(અપૂર્ણ)

---

(પૃષ્ઠ ૪૨૭ નું અનુસંધાન)

પુત્ર ડુંગરથી યુક્ત (દીતા અથવા વિશાએ) પોતાની પુણ્યવૃદ્ધિના માટે શ્રી **વિમલનાથ** ભગવાનનું બિંબ ભરાવ્યુ, અને તેની **મડાહડા**ગચ્છવાળા[10] શ્રી **નયકીર્ત્તિસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી છે.

(૩૪)[11]

र्द० ॥ संवत् १२९६ आसा(षा)ढ वदि २ गुरौ वील्हीनाहरि साल्ह स्तभ' कारापित वरण्

સવત્ ૧૨૯૬ ના અષાડ વદિ ૨ ને ગુરુવારે, વીલ્હી, નાહરી, સાલ્હ, એણે સ્તંભ કરાવ્યો.

(૩૫)

संवत् १२४४ आसाढ ॥ . दि. ..९ रवौ श्रीसंभवदेव ॥

સંવત્ ૧૨૪૪ ના અષાડ...દિ ૯ ને રવિવારે શ્રીસંભવનાથનું બિંબ ભરાવ્યુ.[12]

---

૧૦ **સિરોહી** સ્ટેટમા આવેલા **'મડાર' (મઢાર)** ગામના નામ ઉપરથી ત્યાથી **'મડાહડા'** નામનો ગચ્છ નિકળ્યો જણાય છે.

૧૧ નંબર ૩૪, ૩૫ વાળા શિલાલેખો, **નાણા** (મારવાડ) પાસે આવેલા **સેવાડી** ગામના જિનમંદિરના છે.

૧૨ **જાલોર, ઘાણેરાવ, નાણા, વેલાર, બેડા,** અને **સેવાડી**ના જિનમંદિરોના બીજા લેખો 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' ભાગ બીજો વગેરેમાં છપાઈ ગયા છે. ફક્ત નહીં છપાયેલા લેખો જ પ્રાય : અહીં આપવામાં આવ્યા છે.

# श्रीवाग्देवीस्तोत्र

संपादक
मुनिराज श्री ज्ञानविजयजी

સંવત્ ૧૯૯૮ના આગરાના ચાતુર્માસ દરમ્યાન, શ્રી ચારિત્ર-સ્મારક-ગ્રંથમાળા તરફથી બહાર પડનાર "પટ્ટાવલી સમુચ્ચય" (જેનો પ્રથમ ભાગ પ્રગટ થઇ ગયો છે તે) ના બીજા ભાગો માટે સંગ્રહ કરવાની દૃષ્ટિએ ત્યાના શ્રી વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિરનાં હસ્તલિખિત પુસ્તકો તપાસતાં કેટલીય સારી સારી વસ્તુઓ જોવામાં આવી હતી. આ વાગ્દેવીસ્તોત્ર પણ ત્યાંથી જ મળેલ છે. કોઈ સ્થળે એ પ્રગટ થયું હોય એવું જાણવામાં નહિં હોવાથી અહિં એ આપ્યું છે.

—સંપાદક

આ વાગ્દેવીસ્તોત્ર આપવામાં આવે તે અગાઉ એ સંબધી થોડુંક કંઇક લખવું જરુરી જણાય છે.

જૈન સાહિત્યમાં પરમાત્માને લક્ષીને અથવા દેવ દેવીઓને લક્ષીને રચવામાં આવેલી અનેક નાની મોટી છંદોબદ્ધ કૃતિઓ ઉપલબ્ધ થાય છે. આવી કવિતામય કૃતિઓમાં સ્તુતિ, પ્રાર્થના કે પશ્ચાત્તાપ· એમાંથી એક ભાવ પ્રધાનપણે હોય છે. સ્તુતિ અને પ્રાર્થના એ સામાન્ય રીતે એકાર્થક લાગે છે, છતા એમાં જરુર વિશિષ્ટ ભેદ છે। જે કવિતામાં મુખ્યપણે, જેને લક્ષીને એ કવિતા રચવામાં આવી હોય એની સ્તુતિ કરવામાં આવી હોય, એના ગુણ, શક્તિઆદિનાં પ્રશંસા કે વર્ણન કરવામાં આવ્યાં હોય તેને સ્તુતિ કહી શકીએ कल्याणमंदिर કે भक्तामर ને આ કોટીમા મૂકી શકાય. અને જે કવિતામાં મુખ્યપણે કર્તા પોતાના ભાવો રજુ કરતો હોય-એટલે કે જે કવિતાને આત્મલક્ષી બનાવતો હોય તે કવિતાને પ્રાર્થનાની કોટીમાં મૂકી શકાય. रत्नाकरपच्चीसी ને આપણે પ્રાર્થના કહી શકીએ.

જે કવિતાઓ સ્તુતિપ્રધાન હોય છે તેને ત્રણ વિભાગમાં વહેંચી શકાય:

૧ સ્વરૂપવર્ણનાત્મક, ૨. ગુણવર્ણનાત્મક અને ૩. શક્તિવર્ણનાત્મક. પ્રસ્તુત વાગ્દેવીસ્તોત્રને આપણે સ્વરૂપવર્ણનાત્મક સ્તુતિના એક સરસ ઉદાહરણ તરીકે ઓળખી શકીએ. અલબત એમાં શક્તિવર્ણનનો પણ ભાવ તો છે જ, છતાં સ્વરૂપવર્ણનનો ભાવ વધુ આગળ પડતો જણાય છે આ કવિતા વાંચતા જે (સરસ્વતી દેવી) ને લક્ષીને એ કવિતા રચવામા આવી છે એનુ વ્યક્તિત્વ એકદમ નજર આગળ ખડુ થઈ જાય છે.

કર્તાએ જેમ પ્રસંગને અનુકૂળ શબ્દોની પસંદગી કરવામા ખૂબ ચીવટ રાખી છે એમ છંદની પસંદગી પણ ખૂબ સરસ કરી છે. બાર માત્રાત્મક આ છંદને પિંગલાચાર્ય પ્રણીત છંદશાસ્ત્રમાં स्रग्विणी છંદ તરીકે ઓળખાવીને તેનું નીચે પ્રમાણે લક્ષણ આપ્યુ છે.

**स्रग्विणी राः** ॥ ६ । ३८ ॥ टीका-यस्य पादे रगणाश्चत्वारस्तत् स्रग्विणीनाम । એટલે કે જેના એક પાદમાં ચાર ર ગણ હોય તે સ્રગ્વિણી છદ કહેવાય છે. જેમા પહેલો અને ત્રીજો અક્ષર ગુરુ અને વચલો લઘુ (—⏑—) હોય તેને ર ગણ કહ્યો છે.

